# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૩ ] જાન્યુઆરિ ૧૯૩૪ [ અંક ૧


## ગુજરાતના એક સુપ્રસિદ્ધ કેળવણીકાર

### શ્રીયુત કૃષ્ણલાલ સુરજરામ વકીલ એમ. ઈડી.

એમનો ટુંકો પરિચય

**મનુષ્યનાં કાર્યે નાશવંત છે, પણ તેના વિચારો શાશ્વત છે.**

ગુજરાતની તેમજ મુંબઈ ઇલાકાની કેળવણીઆલમમાં ભાગ્યેજ કોઈ વ્યક્તિ શ્રી કૃષ્ણલાલ સુરજરામ વકીલથી અપરિચિત હશે. તેમણે કેળવણીના ક્ષેત્રમાં તેમના વ્યક્તિપ્રભાવની જે છાપ પાડી છે તે અનન્ય છે. એક ઉત્તમ કેળવણીકારમાં જે ગુણો હોવા જોઈએ તે એમનામાં સ્પષ્ટ જણાઈ આવતા હતા. આ દૃષ્ટિ ધ્યાનમાં રાખી તેમના જીવનની રૂપરેખા અને તેમણે ગુજરાતમાં તથા અન્ય પ્રદેશમાં કરેલા કામનો ટુંકો પરિચય નીચે મુજબ આપવામાં આવ્યાં છે:—

એમનો જન્મ સુરતના એક જુના ખાનદાન કુટુંબમાં સને ૧૮૭૮માં થયો હતો. શરૂઆતની પ્રાથમિક કેળવણી સુરતની મ્યુ૦ શાળામાં લઈ તેમણે સરકારી ... હાઈસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કર્યો. ... સ્કૂલના ઇન્સ્પેક્ટર તરીકેની નિમણુક એ એમની ... હાઈસ્કૂલ ... ઈ. સ. ૧૯૧૮માં પૂનામાં ઇલાકાના એજ્યુ. ઇન્સ્પેક્ટર, કોલેજના પ્રિન્સિપાલો તથા લેડિ સુપ્રિન્ટેન્ડન્ટની એક પરિષદ ટ્રેનિંગ સંસ્થાના નવા અભ્યાસક્રમ માટે ભરાઈ હતી. તે વખતે શ્રીયુત કૃષ્ણલાલભાઈ ટ્રેનિ-

મળતી હતી. થોડો વખત મુંબઈમાં શિક્ષક તરીકે નોકરી કર્યા બાદ તેમને કાયમની નોકરી અમદાવાદની સરકારી હાઇસ્કૂલમાં ૧૯૦૩ના જુલાઈ માસમાં મળી. તે વખતે મિ. તલાટી હેડમાસ્તર હતા. શ્રી કૃષ્ણલાલભાઈ ને શિક્ષણ આપવા પ્રત્યે કુદરતી શોખ હતો, તેથી એક સારા શિક્ષકનામાં વિદ્યાર્થીને સરળ તેમજ અસરકારક રીતે સમજાવવાની જે કુનેહ જોઈ એ તે તેમનામાં થોડા વખતમાં જણાઈ આવી. આ કારણને લીધે મિ. તલાટી એમના કામ અને રીતભાતથી ઘણા ખુશ થયા. ત્રણેક માસમાં વાર્ષિક ઇન્સ્પેક્શન વખતે તે વખતના એજ્યુ. ઇન્સ્પેક્ટર મિ. લોરી તેમના કામથી ખુશ થવાથી તેમની ઓફિસમાં તેમને કારકુનની ખાસ જગા આપવામાં આવી. આ તેમની ઉન્નતિનું પ્રથમ પગથીઉં હતું. એજ્યુ. ઇન્સ્પેક્ટરની ઓફિસમાં કારકુન તરીકે ગ્રેજ્યુએટની આ પહેલવહેલી નિમણુક હતી. શ્રી કૃષ્ણલાલભાઈએ તેમની કર્તવ્યનિષ્ઠા, મનોહર રીતભાત અને કાર્યદક્ષતાથી મિ. લોરીનું મન જીતી લીધું અને તેઓ ઉંચી પાયરીએ ચઢવાને લાયક છે એમ તેમણે સાબીત કરી આપ્યું. ત્યારબાદ એજ્યુ. ઇન્સ્પેક્ટર મિ. કોવન્ટનની પણ તેમના ઉપર સારી મહેરબાની હતી. તેમણે તેમના કામની કદર કરી તેમની સર્વિસબૂકમાં સારામાં સારી (Excellent) રિમાર્ક લખી હતી. અમદાવાદ જિલ્લામાં એક બાહોશ અને સારા તપાસણી કરનાર અમલદાર તરીકે નોકરી કર્યા બાદ તેમની બદલી મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજમાં થઈ. તે દરમિઆન તેમણે શિક્ષકોને તાલીમ આપવાનું કામ એવું સારૂં કર્યું કે તે વખતના લેડી સુપ્રિન્ટેન્ડન્ટ મિસ. ચબ તેમનાથી ઘણાં ખુશ થયાં. તેમને ભૂગોળશિક્ષણનો શોખ હોવાથી તે વિષય પણ તેઓ આધુનિક શૈલી મુજબ શીખવતા હતા. ભૂગોળમાં માનુષતત્ત્વ શું છે તેનું ભાન તેમણે પહેલીવાર તે વખતના સ્કોલરોને કરાવ્યું. વળી શિક્ષણપદ્ધતિનું યોગ્ય પુસ્તક તે વખતે નહિ હોવાથી અંગ્રેજી પુસ્તકોનો અભ્યાસ કરી સારી તાલીમ આપી શકાય એવી નોંધપોથી એમણે પોતે તૈયાર કરી. તેમની કોલેજની કારકીર્દિ એટલી બધી યશસ્વી હતી કે જ્યારે મિસ. ચબ વિલાયત રજા ઉપર ગયાં, ત્યારે તેમણે કોલેજમાં તેમની નિમણુક કરવા માટે ખાસ

સારી મદદ કરી હતી. ગુજરાતમાં લોકગીતના સાહિત્યનું પ્રથમ પુસ્તક તેમના તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું અને તે વખતના સાહિત્યરસિક કલેક્ટર મિ. ઓટો રોથફિલ્ડે તેની યોગ્ય કદર કરી હતી.

આ પ્રમાણે દરરોજના નિયમિત કામ ઉપરાંત ઉપર જણાવ્યા મુજબ તેમને બીજી પ્રવૃત્તિનો પણ શોખ હતો. જ્યારે તેમની બદલી સુરતમાં એસિસ્ટંટ ડેપ્યુટિ તરીકે થઈ, ત્યારે હાલના એજ્યુ. ઇન્સ્પેક્ટર સાહેબ ભૂપતરાયભાઈના પિતાશ્રી રાવ સાહેબ જમિઅતરામભાઈ ત્યાં ડેપ્યુટિ હતા. શ્રીયુત કૃષ્ણલાલભાઈની કર્તવ્યની ઉંચી લાગણી અને કેળવણી પ્રત્યેની સ્વાભાવિક વૃત્તિ જોઈ તેમણે તેમની ભલામણ ડિરેક્ટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ઑફિસમાં સુપ્રિન્ટેન્ડન્ટના હોદ્દા માટે કરી. તે ઑફિસમાં તેમણે એક ગુજરાતી અમલદાર તરીકે એવી કુનેહ અને કાર્યદક્ષતાથી કામ કર્યું કે લેઓએ તેમના ઉપરી અમલદારોને તેમજ હાથ નીચેના કારકુનોને ખૂબ ખૂશ કરી નાખ્યા. આ સમયે તેમણે ગુજરાતના શિક્ષકોની દાદ ઉપર ખાસ લક્ષ આપી તેમને જે ન્યાય મળવો જોઈએ તે આપવામાં તેમણે સંગીન મદદ કરી. તેમનામાં ગુજરાતી તરીકેનું આત્મગૌરવ છે. પૂનાની ઑફિસમાં પોતાના જાતિભાઈઓને જે કંઈ રીતસરની રાહત આપી શકાય તે બાબતમાં તેઓ કદીપણ ચૂક્યા નથી. આજે પણ ઘણા શિક્ષકોને તેને લગતાં મીઠાં સંસ્મરણો યાદ આવતાં હશે. તે વખતે મિ. કોવર્ન્ટન ડિરેક્ટર સાહેબ હતા. તેઓ પોતે એક સારા સ્કોલર, કેળવણીકાર અને નિપુણ કાર્યવાહક હતા. આવા બાહોશ અમલદારને ખૂશ કરવા એ નાનીસૂની વાત નહોતી; પણ શ્રીયુત કૃષ્ણલાલભાઈનામાં તેમની ભાવિ જ્વલંત કારકીર્દિ માટે જે કુદરતી કાબેલીઅત હતી તે વડે તેમના મન ઉપર તેઓ કાબુ મેળવી શક્યા, જ્યારે તાલીમ પામેલા શિક્ષકોની સંખ્યા વધારવા માટે ઇલાકામાં નવી ટ્રેનિંગ સ્કૂલો કાઢવાની યોજના અમલમાં મૂકવામાં આવી ત્યારે કોવર્ન્ટન સાહેબે શ્રીયુત કૃષ્ણલાલભાઈની પસંદગી કરી. તેમની ભલામણ થઈ ત્યારે તેમનાથી વધારે નોકરીવાળા અમલદારોએ તે સંબંધી કાઉન્સિલમાં વિરોધ દર્શાવ્યો, પણ કોવર્ન્ટન સાહેબે ગવર્મેન્ટમાં લખ્યું કે જો આ યોજનાનો ફતેહમંદ રીતે અમલ કરવો હોય તો તેને માટે મિ. વકીલ એકજ વ્યક્તિ છે. ટ્રેનિંગ [illegible]લના ઇન્સ્પેક્ટર તરીકેની નિમણુક એ એમની ઉન્નતિનું બીજું પગથીઉં [illegible]. ઇ. સ. ૧૯૧૮માં પૂનામાં ઇલાકાના એજ્યુ. ઇન્સ્પેક્ટર, કોલેજના પ્રિન્સિપાલો તથા લેડિ સુપ્રિન્ટેન્ડન્ટની એક પરિષદ ટ્રેનિંગ સંસ્થાના નવા [illegible]ભ્યાસક્રમ માટે ભરાઈ હતી. તે વખતે શ્રીયુત કૃષ્ણલાલભાઈ ટ્રે[illegible]

સ્કૂલના ઇન્સ્પેક્ટર તરીકે હાજર હતા. વિષયોની ચર્ચા દરમિઆન તેઓ એવી ખૂબીથી દલીલો રજુ કરતા કે દરેક મુદ્દામાં તેમને વિજય મળતો. પરિષદના અધ્યક્ષ ઓવર્ન્ટન સાહેબ પણ કંઈ ગુંચવણભરેલા મુદ્દા ઉપર તેમની સલાહ લેતા અને તેઓ પાશ્ચાત્ય દેશમાં કેળવણીમાં છેલ્લી ઢબના થએલા ફેરફારનો આધાર આપી તેમના મુદ્દાનું સમર્થન કરતા. આ પરિષદમાં તેમને એટલો બધો વિજય મળ્યો હતો કે એક સભાસદથી કહેવાઈ ગયું કે આ તો **મિ. વકીલની પરિષદ** છે. ધલાકામાં ૨૧ ટ્રેનિંગ સ્કૂલો તેમણે જમાવી અને તેમનું કામ થોડા સમયમાં સુવ્યવસ્થિત કર્યું એ તેમની ઉંચા પ્રકારની યોજક તેમજ વ્યવસ્થા કરવાની શક્તિનું ફળ હતું. નવી નવી યોજના કરવાની તેમનામાં કુદરતી શક્તિ છે. વળી તે યોજના પાર પાડવા માટે જે વ્યવસ્થાશક્તિ જોઈએ તે પણ તેમનામાં અપૂર્વ પ્રકારની છે. જેમને ટ્રેનિંગ સ્કૂલની આંતર વ્યવસ્થાનો અનુભવ છે તેઓ કેળવણીકાર તેમજ વ્યવસ્થાપક તરીકેની તેમની ઉંચા પ્રકારની શક્તિનાં મુક્તકંઠે વખાણ કર્યા વગર રહેશે નહિ. આ વખતે તેમણે ખાતા માટે માટે "સૃષ્ટિજ્ઞાન તથા બાગબાની" માટે એક પુસ્તક રચ્યું. ટ્રેનિંગ સંસ્થાના નવા અભ્યાસક્રમમાં સૃષ્ટિજ્ઞાનનો વિષય હોવાથી તેને માટે યોગ્ય માહિતી પૂરી પાડવાનો તથા તેની ખરી શિક્ષણશૈલી રજુ કરવાનો આ તેમનો પ્રયાસ હતો. જ્યારે ટ્રેનિંગ સંસ્થાઓ પૂરબહારમાં કામ કરતી હતી ત્યારે શિક્ષકોને તાલીમ આપવાની નીતિમાં ફેરફાર થયો અને ઇન્સ્પેક્ટર. ઓવ ટ્રેનિંગ સ્કૂલ્સનો ઓદ્દો નકામો લાગવાથી કાઢી નાખવામાં આવ્યો. જોઈએ તે કરતાં ટ્રેન્ડ શિક્ષકો વધારે માલમ પડવાથી ૧૯૨૩માં ટ્રેનિંગ સ્કૂલો બંધ કરવામાં આવી. પોતે ઘણી ઝહેમત ઉઠાવી ઉભી કરેલી સંસ્થાનો એકદમ નાશ થતો જોઈ તેમને ઘણી ગ્લાનિ થઈ. તે અરસામા તેમણે વિલાયત જઈ લીડ્ઝ યુનિવર્સિટિની M. Ed. (માસ્ટર ઓવ એજ્યુકેશન) ની માનવંતી પદવી મેળવી અને ઈંગ્લાંડ તેમજ યુરોપની કેળવણીની સંસ્થાઓ જોઈ. વળી તેજ સાલમાં લન્ડનમાં ભરાએલી કેળવણીની શાહી પરિષદમા મુંબઇ સરકાર તરફથી એક સરકારી પ્રતિનિધિ તરીકે કામ કરવાનું તેમને ઉંચુ માન મળ્યું. તે પ્રસંગે આપણા દેશના વિદ્યાર્થીઓને ૧૧ કે ૧૨ વરસે ધંધાદારી કેળવણી આપવાની હિમાયત ફક્ત તેમણે એકલાએજ કરી હતી. વિલાયતથી આવતાંની સાથે તેમને ઇન્ડિઅન એજ્યુ. સર્વિસના વર્ગમાં લઈ ઉત્તર ભાગના એજ્યુ. ઇન્સ્પેક્ટર નીમવામાં આવ્યા હતા. આ વખતે અસહકારને અંગે જે શાળાઓ સ્વતંત્ર રીતે કામ કરતી હતી તેમને ખાતાના કાર્યક્ષે

લાવવાનું ઘણું મુશ્કેલ કામ તેમને સોંપવામાં આવ્યું હતું. આ તેમની વહેવાર કુશળતાની ખરેખરી કસોટી હતી, પણ તેમની હમેશની ટેવ મુજબ તેમણે એવી કુનેહથી તે કામનો નિકાલ કર્યો કે તેથી બંને પક્ષને સંતોષ થયો હતો. ત્યારબાદ ૧૯૨૪ માં લી કમિશન આગળ તેમને જુબાની આપવાનું આમંત્રણ થયું હતું. પછી મુંબઈ યુનિવર્સિટિના તેઓ એક ફેલો તરીકે નિમાયા હતા અને સ્કૂલ લીવિંગ પરીક્ષાના મંડળમાં સભ્યો તરફથી તેમની ચુંટણી કરવામાં આવી હતી, અને પરીક્ષાના ભૂગોળના અભ્યાસક્રમ માટે નિમાએલી કમિટીના ચેરમેન તરીકે તેમણે કામ કર્યું. એક અનુભવી સભ્ય તરીકે તેમણે તે પરીક્ષાના ભૂગોળનાં શાળાપત્રો ઘણી વાર કાઢયા હતા. વળી ઘણાં વરસો સુધી તેઓ બી. ટી.ની પરીક્ષામાં પણ પરીક્ષક હતા. હાઈસ્કૂલોનું અને સેકન્ડરી ટ્રેનિંગ કોલેજનું યુનિવર્સિટિ તરફથી જે ઇન્સ્પેકશન થાય છે તેને લગતી કમિટીના સભ્ય તરીકે તેમણે લાંબા વખત સુધી કામ કર્યું છે.

વળી તેઓ પ્રોવિન્શિઅલ સિલેક્શન બોર્ડના પણ મેમ્બર હતા. આવી રીતે જુદા જુદા હોદ્દાના અમલદાર તરીકે કામ કરતી વખતે તેઓ તેમના વ્યક્તિપ્રભાવની છાપ પાડવાનું ચૂકયા નથી. શાળાનું ઇન્સ્પેકશન કરવાની તેમની શૈલી શિક્ષકવર્ગને ઘણી લાભકર્તા હતી. નકામી ઝીણી બાબતો ચુંથવાને બદલે વર્ગ કે શાળાના હિતની મુખ્ય બાબતોની નિરીક્ષા કરી તેને લગતી વહેવારૂ રચનાત્મક સૂચનાઓ તેઓ આપતા હતા. દરેક શાળાના હેડમાસ્તર કે સંચાલક તરફ તેઓ સહૃદયતા બતાવતા. ખાનગી શાળાઓની મુશ્કેલી તરત સમજી લઈને દૂર કરવાને અને શાળાને ઉચ્ચ પાયરીએ લાવવાને એક મિત્ર ફિલસૂફ અને ભોમીઆ તરીકે તેઓ કામ કરતા હતા. તેમના વખતમાં ગુજરાતની ઘણી એ. વી સ્કૂલો હાઈસ્કૂલો થઈ હતી. વિલાયતથી આવ્યા પછી તરતજ તેમણે દરેક સરકારી શાળામાં છેલ્લો પિરિઅડ શારીરિક કસરત તથા રમતગમત માટે રાખવાને સમજુતી કરી હતી. આપણા વિદ્યાર્થીઓ ફક્ત પાઠ્ય પુસ્તકને વળગી રહી તેનોજ અભ્યાસ કરે છે. તેને લીધે તેમની દૃષ્ટિ સંકુચિત રહે છે અને સાહિત્ય ઉપર પ્રીતિ થતી નથી. વળી કેવી રીતે જાતે પુસ્તકનો અભ્યાસ કરવો તેનો લાભ વિશેષ વાચનથી વિદ્યાર્થીને મળે છે. આ કારણને લીધે તેમણે હેડમાસ્તરોને વિશેષ વાચનનો પરિઅડ ટાઇમટેબલમાં રાખવાને સૂચના કરી અને તે માટે દરેક વિદ્યાર્થીની જુદી લાઇબ્રેરી હોવી જોઈએ એવી ગોઠવણ કરાવી. ગુજરાતની શાળાઓની જે એથલેટિક એસોસિએશન હતી તેમાં ચેતન રેડી તે

કામ કરવાનું એક ગ્રાન્ટ-ઇન-એઈડ સ્કૂલના હેડમાસ્તરને સોંપવામાં આવ્યું. અત્યારસુધી વિદ્યાર્થીઓ તેમના જ્ઞાન માટે મુખ્યત્વે પુસ્તકના વાચન ઉપર આધાર રાખતા હતા. શાબ્દિક જ્ઞાનની આ ખામી સુધારવા તેમણે શાળાની પાસે કે દૂરના ઐતિહાસિક, ઔદ્યોગિક, કે જાણવા લાયક સ્થળોનું પર્યટન કરી તેમનો અભ્યાસ કરવા આગ્રહ કર્યો. સુરત જિલ્લામાં વાચનાલય, ફરતી લાયબ્રેરીઓ, ઉદ્યોગના વર્ગ, રાત્રીશાળાઓ, શાળાનાં મકાનો વગેરેની જમાવટ અને વિસ્તાર ઉપર ખાસ ધ્યાન આપી ત્યાંનું શિક્ષણ ઉંચા પ્રકારનું બતાવ્યું. વળી સર પુરુશોતમદાસની ગ્રામ્યશાળાની મકાનની યોજના પોતે ઘડી કાઢી તેનો અમલ ઉત્સાહપૂર્વક કર્યો અને તેને પરિણામે હાલમાં સુરત જિલ્લામાં સારાં હવાઅજવાળા અને સગવડવાળાં ૭૧ મકાનો તૈયાર કરવામાં આવ્યા છે. આ ઉપરાંત પ્રાથમિક શાળાનું શિક્ષણ સુધારવા માટે પ્રથમ તો તેમણે ટ્રેનિંગ કોલેજમાં અપાતી તાલીમની રીતમાં સારો સુધારો કર્યો. શિક્ષકોને જેમ બને તેમ વધારે શીખવવાના પ્રસંગો મળે તેવી ગોઠવણ કરી, અને તેમના કામ ઉપર દેખરેખ રાખવા માટે ખાસ નિષ્ણાત શિક્ષકોની નિમણુક કરી. અત્યારસુધી 'હસ્તકામ' એને શાળાના અભ્યાસક્રમમાં કંઈ જગા મળી ન હતી, પણ તેમણે કેળવણીની દૃષ્ટિએ હસ્તકામની યોજના કોલેજમાં અમલમાં મૂકી અને તેનું પ્રદર્શન ગુજરાતના શિક્ષકોના લાભાર્થે દરવરસે ભરવાની યોજના કરી. વળી બીજી શાળાના શિક્ષકોને પ્રોત્સાહન મળે તે ઉદ્દેશથી તેમના નમુના પણ પ્રદર્શનમાં મૂકવામાં આવતા હતા. આવી યુક્તિપુરઃસર યોજનાથી તેમણે હસ્તકામને આવેગ આપ્યો અને હાલમાં જિલ્લા કે તાલુકામાં જે પ્રદર્શનો ભરાય છે તે તેમની યોજનાનું ફળ છે. આ સમયે તેમણે શિક્ષણ સુધારવાનાં જે બીજ રોપ્યા હતાં તેના પરિપાકરૂપ હાલમાં જુદે જુદે સ્થળે જાગ્રતિ થએલી જોવામાં આવે છે.

શ્રીયુત કૃષ્ણલાલભાઈની અનેકવિધ કેળવણીવિષયક પ્રવૃત્તિઓએ ગુજરાતના પ્રાથમિક શિક્ષણમાં અપૂર્વ રસ પૂર્યો હતો. એને અંગે તેમણે કેટલીક યોજનાઓ ઘડી હતી. સર.પી.ટી. બિલ્ડિંગ યોજના, સર. પી. ટી. લાયબ્રેરી યોજના, રાત્રીશાળાઓ, ગામડી શાળાઓ, સ્ત્રી શિક્ષણવર્ગો, ધંધાદારી વર્ગો અને શાળાઓ વગેરે યોજનાઓ તેમને લીધે અસ્તિત્વમાં આવી હતી. વળી ૧૯૨૩માં અમદાવાદમા ધોલકાનું ખેતીવાડી પ્રદર્શન ભરાયું હતું, તે સમયે એક કાર્યવાહક સભ્ય તરીકે તેમણે અગત્યની ફરજો બજાવી હતી. વ. ફા. પરીક્ષા પાસ થએલી કન્યાઓને અંગ્રેજી ભણવાની સુવિધા

ગુજરાતી શાળામાં છોકરાંઓને ઉપલાં ધોરણમાં અંગ્રેજી શીખવવાની ગોઠવણ કરવામાં આવી હતી. ગુજરાતની કેળવણીની દૃષ્ટિ ફેરવવાનું બનતું કરી તેઓ ૧૯૨૭ ના મે માસમાં ઈંગ્લાંડ જવા ઉપડયા અને તેમણે ફરીથી મુંબઈ સરકારના પ્રતિનિધિ તરીકે જુન–જુલાઈમાં ભરાએલી કેળવણીની શાહી પરિષદમાં ઉલટભર્યો ભાગ લીધો. વળી લંડન યુનિવર્સિટિ તરફથી જે શતાબ્દિ ઉજવાતી હતી તેમાં મુંબઈ યુનિવર્સિટીના પ્રતિનિધિ તરીકે તેઓ હાજર હતા. ઇંગ્લાંડની તેમજ ફ્રાન્સ, જર્મની વગેરે દેશોની જુદી જુદી કેળવણીની સંસ્થાનો અભ્યાસ કર્યો અને ન્યુફેલોશિપની જે જગતની પરિષદ સ્વિટ્ઝર્લાન્ડના લોકાર્નોમાં ભરાઈ હતી ત્યાં હાજર રહી તેનો લાભ લીધો. પછી અમેરિકામાં જઈ ન્યુયોર્કની કોલમ્બીઆ યુનિવર્સિટિની ટીચર્સ કૉલેજમાં રહી ત્યાંની સંસ્થાનો અભ્યાસ કર્યો. શિકેગો, વીન્સકોન્સી અને સાઉથ કેલિફોર્નિઆની યુનિવર્સિટિની શાળાઓ જોઈ. વળી હેમ્પટનની સંસ્થા કે જ્યાં બુકર ટી વૉશિંગ્ટન ભણ્યા હતા અને ટસ્કેની સંસ્થા કે જે હબસીઓની કેળવણી માટે સ્થાપી છે તેમાં થતું કામ જોઈ પછી ડેટ્રોઇટની ફૉર્ડની શાળા તેમજ બીજી ઘણી કેળવણીની સંસ્થાઓનું નિરીક્ષણ કર્યું. ત્યારબાદ કેનેડા જઈ ટોરોન્ટો યુનિવર્સિટિની જે શતાબ્દિ ઉજવવાની હતી તેમાં મુંબઈ યુનિવર્સિટિના પ્રતિનિધિ તરીકે તેમણે ભાગ લીધો. ત્યાંની ઘણી જાણીતી કૉલેજો તથા હાઇસ્કૂલો જોઈ અને દૂર ગામડાંની શાળાઓ કેવી રીતે ચાલે છે તેની નોંધ લીધી. કેનેડાથી જાપાન જઈ ત્યાં ચાલતી કેળવણીનો ઊંડો અભ્યાસ કર્યો. પછી શાંગહાઈ, હોંગકોંગ થઈ ફિલિપાઈનની કેળવણીનું બારીક અવલોકન કરીને માર્ગમાં આવતાં સિંગાપોર, કોલમ્બો અને બેંગલોરની શિક્ષણપદ્ધતિનો અભ્યાસ કરી તેઓ ૧૯૨૮ ના ફેબ્રુઆરિ માસમાં અમદાવાદ આવ્યા. ત્યારબાદ તેમને લંડનની રોયલ જિઓગ્રેફિકલ સોસાઈટિના સભ્ય તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા. મુંબઈ સરકારે પ્રાથમિક, માધ્યમિક અને ધંધાદારી કેળવણીમાં સુધારો કરવા જે કમિટી નીમી હતી તેના તેઓ એક સભ્ય હતા. તેજ સાલમાં હાર્ટોગ કમિટી આગળ તેમણે કેળવણી સંબંધી પોતાના વિચાર રજુ કર્યા હતા.

૧૯૨૯ ના જુલાઈમાં તેમની બદલી દક્ષિણ વિભાગમાં થઈ. ત્યાં જઈ તેમણે કેળવણીના ક્ષેત્રમાં અનેક પ્રવૃત્તિઓમાં ભાગ લીધો. દરેક વરસે કેળવણીની સપ્તાહ ઉજવવાની પહેલ તેમણે ત્યાં કરી. શિક્ષકોની જુદી જુદી પરિષદો ભરી કેળવણીને લગતા પ્રશ્નોનો ઘણો ઉહાપોહ કર્યો. ત્યાં શિક્ષણને લગતું

એક અંગ્રેજી ત્રિમાસિક કાઢયું. દરવરસે જિલ્લાના શિક્ષકો તથા કેળવણીમાં રસ લેનાર વ્યક્તિઓનું સંમેલન થાય તે માટે બધાઓ સાથે બેસી જમે અને વાર્તાલાપ કરે એવી ગોઠવણ કરી. હાલમાં તેમને વોશિંગ્ટનની નેશનલ જિઓગ્રેફિકલ સોસાઈટિમાં ચુંટી કાઢવામાં આવ્યા છે. વળી તેઓ રોયલ સોસાઈટિ ઑવ ટીચર્સના પણ સભ્ય છે. ઈંગ્લાંડની ન્યુ એજ્યુકેશન ફેલોશિપમાં તેઓ સક્રિય ભાગ લેછે. આ ઉપરાંત ત્યાંની નર્સરિ સ્કૂલ એસોસિએશનના તેઓ મેમ્બર છે. અખિલ હિંદના શિક્ષકોના મંડળના તેઓ હાલમાં એક સભ્ય અને તેના વાઈસ પ્રેસિડન્ટ છે. હાલમાં તેઓ નોકરીમાંથી નિવૃત્ત થઈ ધારવાડમાં રહે છે અને તેમનો ફુરસદનો વખત કેળવણીના પ્રશ્નોના તથા બીજી બાબતના અભ્યાસમાં ગાળે છે. તેમની પાસે શિક્ષણને લગતાં પુસ્તકોની એક સારી ઉપયોગી લાઇબ્રેરી છે. અમારી એમને એક ખાસ વિનતિ છે કે તેઓ ઘણે દૂર રહેવાને બદલે હવે ગુજરાતમાં આવી વસે અને તેમના અભ્યાસ તથા અનુભવનો લાભ જુદી જુદી સંસ્થાઓને આપે તો તે એક અમૂલ્ય સેવા ગણાશે.

## વિદ્યાર્થીનો અભ્યાસ

આપણો જમાનો વિજ્ઞાનનો છે. તેનું ખાસ લક્ષણ નિષ્પક્ષપાતપણે એટલે કંઈ પણ રાગદ્વેષ વગર સત્યનું શોધન કરવું એ છે. અમુક વસ્તુમાં કયા કયા ગુણ છે અને તે કઈ જાતની ક્રિયા કરે છે તેને માટે યોગ્ય અવલોકન કે પ્રયોગ કરવો પડે છે. જ્યાંસુધી આવા પ્રયોગમાં ચોકસાઈ આવતી નથી અને તે ઉપરથી ખરૂં અનુમાન તારવવામાં આવતું નથી ત્યાંસુધી તે વૈજ્ઞાનિક સત્ય છે એમ કહી શકાઈ નહિ. વિજ્ઞાનની આવી પદ્ધતિનો અમલ આપણા જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રમાં થએલો જોવામાં આવે છે. હાલમાં કોઈ પણ બાબત અમુક માણસ કહે છે કે તે અમુક પુસ્તકમાં આપેલી છે તે ઉપરથી તેનો સત્ય તરીકે સ્વીકાર થતો નથી. જ્યાંસુધી તે વ્યક્તિ પોતે જાતે તેની તપાસ કરી ચોકસ અનુમાન ઉપર આવતી નથી, ત્યાંસુધી તે બાબત માનવામાં આવતી નથી. કોઈએક માણસને તાવ આવે છે તે કેટલો છે તે સંબંધી જુદા જુદા તર્ક કરવામાં આવે છે, પણ જ્યારે ગરમીમાપક યંત્રથી તે માપવામાં આવે છે ત્યારે ખરી વસ્તુસ્થિતિ તરત સમજાય છે. આ દષ્ટિ ધ્યાનમાં રાખી વિદ્યાર્થી વર્ગમાં કેવો અભ્યાસ કરે છે અને તે કેવી જાતની પ્રગતિ કરે છે તેનું

ચોકસ માપ શોધવાની જરૂર છે. તેના અભ્યાસ સંબંધી અધર ગમે તેવો વિચાર કરવો એ તેની પ્રગતિમાં મદદકર્તા નથી. શિક્ષક તેમજ તપાસણી કરનાર અમલદાર વિદ્યાર્થીના કામની આંકણી 'સારૂં,' 'સાધારણ' 'ઠીક,' 'ઠીકાઠીક,' 'અસંતોષકારક,' 'ખરાબ' વગેરે શેરાથી નક્કી કરે છે. આવી રીતે તેના કામની તુલના આશરે અંદાઝથી કરવામાં આવે છે. તે સંબંધી ઊંડા ઉતરી તેને લગતી જુદી જુદી રીતે તપાસ નહિ કરવાના અભાવે મન ઉપર પડેલી છાપને આધારે ઉતાવળથી ગમે તેવો અભિપ્રાય લખી નાખવામાં આવે છે. વિદ્યાર્થીના અભ્યાસની તુલના કરવાની આ રીત જુની છે. હવે તેમાં ફેરફાર કરવાની જરૂર છે. ઉપર જણાવ્યા મુજબ દરેક કામની પરીક્ષા યોગ્ય રીતે સારી ચોકસાઈથી કરી તેને લગતી યથાર્થ સ્થિતિ શોધી કાઢવાની છે. જ્યાંસુધી આપણે વૈજ્ઞાનિક દૃષ્ટિથી વિદ્યાર્થીઓને તાલીમ આપીશું નહિ, તેમજ તેમના વિકાસનું અનુમાન યોગ્ય પદ્ધતિથી કરીશું નહિ, ત્યાંસુધી આપણે સુશિક્ષિત વ્યક્તિઓ સમાજને આપી શકીશું નહિ. હલકા પ્રકારની વ્યક્તિઓને લીધે સમાજની ઉત્તમ સ્થિતિ કદી થઈ શકશે નહિ એ બાબત સ્પષ્ટ છે.

બાળકના વિકાસની તુલના માટે ફક્ત તે શાળામાં પૂછેલા પ્રશ્નના કેવા જવાબ આપે છે તે ઉપરથી કરવી એ તેના કામની ઘણી ખામીભરેલી કસોટી છે. તેના અભ્યાસની તપાસણીમાં તેના શરીરની સ્થિતિ, તેનો વિકાસ વગેરે તંદુરસ્તીને લગતી બાબતો ઉપર લક્ષ આપવાની છે. જો કોઈ સમાજમાં વિદ્યાર્થીનું શરીર દૃઢ અને બળવાન હોય નહિ તો તે સમાજ સુધારામાં આગળ વધશે એવી આશા રાખવી એ વ્યર્થ છે. હાલમાં આપણી શારીરિક સંપત્તિ જોઈએ તેવી નથી. વળી દિનપ્રતિદિન આપણી ઊગતી પ્રજાનું શરીર નિર્બળ થતું જાય છે અને તેને લીધે તેઓ અનેક વ્યાધિઓના ભોગ થઈ પડે છે. જ્યાં આવી વસ્તુસ્થિતિ હોય ત્યાં બાળકની તંદુરસ્તી ઉપર વિશેષ લક્ષ આપવાની જરૂર છે. વાચન, લેખન અને સંખ્યાના પ્રશ્નોના જવાબ તે કડકડાટ બોલી જાય તેમાં શિક્ષકનું કામ સમાપ્ત થતું નથી. જે બાળકોને તાલીમ આપવાનું કામ તેને સોંપ્યું છે, તેના શરીરનો વિકાસ કરવા માટે તે શું શું કરે છે તે બાબત તપાસણી કરનાર અમલદારે જોવાની જરૂર છે. બાળકો સ્વચ્છ, સુઘડ અને તંદુરસ્ત દેખાય છે કે કેમ તે બાબત ધ્યાનમાં રાખી તેના કામની તુલના કરવી જોઈએ. બાળકની તંદુરસ્તી સુધારવા તેણે શાં શાં પગલાં લીધાં છે તેની નોંધ લેવી જોઈએ. બુદ્ધિની કસોટી માટે ગણિત કે ભૂગોળના વિષયમાં સારા માર્ક

મળ્યા હોય તે તેના માનસિક વિકાસનું માપ જાણવા માટે પુરતું સાધન નથી. અલબત્ત હાલમાં તે તે જાતની પરીક્ષાની કેટલેક અંશે જરૂર છે, પણ તેની સાથે વિદ્યાર્થીએ લીધેલો શ્રમ, ઉદ્યોગ, અને પ્રયત્ન એ પણ ધ્યાનમાં રાખવા જેવી બાબત છે. વિદ્યાર્થીની એકાગ્ર શક્તિ, યાદદાસ્ત, તર્ક કે અનુમાન કરવાની વૃત્તિ અને કલ્પના શક્તિ કેવા પ્રકારની છે તે શોધી કાઢી તેને અનુસરી તેની પાસે કામ કરાવવું જોઈએ. હાલમાં તો આપણે ત્યાં પરીક્ષાની કસોટી મુખ્યત્વે યાદદાસ્તને આધારે થાય છે. ખરી રીતે તો વિદ્યાર્થીના માનસિક વિકાસમાં તે શક્તિનો ગૌણ અંશ છે. બુદ્ધિના વિકાસ સાથે તેનામાં નીતિના કયા કયા ગુણો ખીલેલા છે તે પણ જોવાની જરૂર છે. તેનામાં અમુક કામ કરવાની હિંમત છે? તે દાખલા ગણતી વખતે કાયર થઈ તે મૂકી કવિતા વાંચે છે? કોઈ છોકરાને વાગ્યું હોય તો તે તેને મદદ કરવા તૈયાર હોય છે? તેનામાં સ્વમાન છે? એક બીજાની સાથે હળીમળીને કામ કરવાની તેનામાં વૃત્તિ છે? કોઈપણ જોખમ ખેડવાનું મન થાય છે? અમુક કામ વ્યવસ્થાપૂર્વક કરવાની તેનામાં યોજક શક્તિ છે? તેની રીતભાત આકર્ષક અને પ્રિય છે? તે જાતે કેટલું કામ કરી શકે છે? તેનો હાથ સરળ રીતે કામ કરી શકે છે? ડ્રોઇંગ, હસ્તકામ વગેરે પ્રવૃત્તિને અંગે તેનામાં જોઈતું હસ્તકૌશલ્ય આવ્યું છે? આ બધી બાબત તેના ચારિત્રની તુલના કરતી વખતે ધ્યાનમાં રાખવાની છે. જ્યાંસુધી આપણે ત્યાં વિદ્યાર્થીનાં શરીર, બુદ્ધિ અને તેના હૃદયનો યોગ્ય વિકાસ ધ્યાનમાં રાખી તેના અભ્યાસની તુલના કરવામાં આવે નહિ ત્યાંસુધી તેનું વ્યક્તિત્વ ખીલતું નથી અને તેથી સમાજને કંઈ લાભ થતો નથી. વળી દરેક વિદ્યાર્થી જુદા જુદા વિષયમાં કેવી રીતે આગળ વધે છે તેની ચોકસ નોંધ શિક્ષકે રાખવી જોઈએ. વાચન, શ્રુતલેખન, ભૂગોળ વગેરે વિષયો શીખવામાં તેની વૃત્તિ કેવી છે તથા તે કેટલી પ્રગતિ કરે છે તેની બરાબર નોંધ શિક્ષક રાખે તોજ તે તેના અભ્યાસમાં જોઈતી મદદ કરી શકે છે.

ઉપર બતાવેલી યોજના અમલમાં મૂકવાને માટે સારા તાલીમ પામેલા શિક્ષકો જોઈએ એ પ્રથમ બાબત છે. જ્યાંસુધી તેમનામાં વૈજ્ઞાનિક દૃષ્ટિ હોય નહિ, ત્યાંસુધી વિદ્યાર્થીનાં શરીર, માનસ અને હૃદયના યોગ્ય વિકાસની સારી આશા તેમની પાસેથી રાખવી એ નકામું છે; તોપણ ઘણા શિક્ષકો તેમની પરીક્ષા પદ્ધતિમાં થોડો ઘણો ફેરફાર કરી શકે એમ છે. વળી અમુક વિદ્યાર્થીનો અભ્યાસ સારો કે ખોટો છે એ નક્કી કરતાં પહેલાં તેણે ઘણી તપાસ અને વિચાર કરવો જોઈએ એ બાબત

પણ ધ્યાનમાં રાખવા જેવી છે. શિક્ષકે બાળકના અભ્યાસની તુલના જુદી જુદી રીતે કરવાની છે એ મુદ્દો તેમના મગજમાં ઠસાવવાથી તે વિષયોને ફક્ત ગોખાવવા કે મોંઢે યાદ રાખવા માટે લક્ષ આપવાને બદલે બીજી ઉપયોગી બાબત ઉપર ધ્યાન આપી શકશે અને તેથી વિદ્યાર્થીના અભ્યાસમાં સુધારો થઈ શકશે એવી આશા રાખી શકાય.

## બાળક અને શિક્ષક

જે વસ્તુને કેળવવાની હોય તેના ગુણ દોષ અવશ્ય જાણવા જોઈએ. ખેડુતે તેનું જમીનતળ કેવી જાતનું છે તે જાણવાની જરૂર છે. તેને જે પાક ઉપજાવવાનો હોય છે તેને અનુકૂળ જમીનની પ્રત હોય તો તેની મહેનત સફળ થાય છે અને તેને સારો લાભ થાય છે. તેવીજ રીતે માબાપે તેમજ શિક્ષકે બાળક શું છે, તેની વૃત્તિઓ કેવી જાતની છે, અને તેનામાં કઈ જાતની લાગણી, પ્રેરણા, કલ્પના, તર્ક વગેરે ઇચ્છાવ્યાપારો હોય છે તે બાબત ખાસ જાણવાની જરૂર છે. બાળકની તાલીમમાં શિક્ષક કે માબાપને જે નિષ્ફળતા મળે છે તેનું ખરૂં કારણ બાળસ્વભાવનું અજ્ઞાન છે. બાળકના મનમાં અમુક લાગણી કે વિચાર હોય તે શિક્ષક જુદી રીતે સમજે એટલે બંનેના માનસ વચ્ચે વિરોધ ઉત્પન્ન થવાથી બાળક યોગ્ય ક્રિયા કરી શકતું નથી. શિક્ષક મોટી ઉંમરનો હોવાથી બાળકના કરતાં તેનું માનસ જુદા પ્રકારનું હોય છે; એટલે તે તેની ભૂમિકા ઉપર નહિ હોવાથી તેની પ્રવૃત્તિઓ સમજી શકતો નથી અને તે બાળકની તાલીમને બાધક કે નુકસાનકર્તા સૂચનાઓ અથવા હુકમ આપે છે. બાળક એ બાળક છે પણ તે પુખ્ત ઉંમરનું નાનું માણસ નથી. તેનાથી તેની પ્રકૃતિ જુદાજ પ્રકારની છે એ બાબત જ્યાંસુધી સમજાય નહિ, ત્યાંસુધી બાળકને શિક્ષક સમજી શકતો નથી. તેનું માનસ મોટી ઉંમરના મનુષ્ય કરતાં જુદીજ જાતનું હોય છે, એ તેની ક્રિયાઓ ઉપરથી સહજ સમજાય છે.

જો બાળકને યથાર્થ રીતે સમજવું હોય તો શિક્ષકે તેની કલ્પનાનો ઉપયોગ કરી તેવી સ્થિતિમાં પોતાને મૂકવાની જરૂર છે; વળી તેના બચપણનો અનુભવ તાજો કરી તેણે બાળકની મનોવૃત્તિ સમજવાને માટે પ્રયત્ન કરવો જોઈએ.

બાળક એ બાળક છે તે બાબત ગ્રહણ કરવા ઉપરાંત તે એ વૃદ્ધિ પામતી વ્યક્તિ છે તે સત્ય પણ બરાબર યાદ રાખવાની જરૂર છે. વળી તેની સાથે બીજા બધા કરતાં તેનું વ્યક્તિત્વ ખાસ જુદા પ્રકારનું છે તે પણ તેની તાલીમની યોજનામાં ધ્યાન રાખવા જેવો અગત્યનો મુદ્દો છે. જ્યાં-

કે ચપળતા હોય છે તે જોઈએ તે કરતાં વધારે હોય છે. તેને લીધે તે જે જે કામ કરે છે તેમાં તેનો હેતુ કંઈ નુકસાન કરવાને કે ખોટું કામ કરવાનો હોતો નથી, પણ કુદરતી રીતે તેનામાં ઉત્સાહ શક્તિનો જે સંચય હોય છે તેના આવિર્ભાવ માટે તે જુદી જુદી ક્રિયાઓ કરે છે. મોટો માણસ તો તેની શક્તિનો ઉપયોગ અનેક જાતના કાર્યમાં કરી શકે છે, પણ બાળક નાનું હોવાથી તે લાત મારીને, બૂમો પાડીને તેમજ તોફાન કરીને તેની શક્તિનો વ્યય કરે છે. તેના અંતરમાં રહેલી શક્તિના ઉપયોગ માટે કંઈ ક્રિયા તો તેણે કરવીજ જોઈએ; તેથી જ્યારે શિક્ષકે કે માબાપે બતાવેલાં કામ તેના ઉત્સાહના પ્રમાણમાં પુરતાં હોતાં નથી, ત્યારે તે તોફાન કરીને આનંદ મેળવે છે. આ વૃત્તિ દબાવવાને માટે તેને શિક્ષા કરવામાં આવે છે. અલબત્ત શાળા, કુટુંબ કે સમાજને નુકસાન કરનારી પ્રવૃત્તિઓ અટકાવવી જોઈએ, પણ બાળકનો કુદરતી ઉત્સાહ દબાવી નિર્મૂલ કરવો એ તેના વિકાસને હાનિકર્તા છે એ બાબત જાણવા જેવી છે, કારણકે તે શક્તિ ભાવિ મહત્ કાર્યના બીજ રૂપ છે; પણ તેની સાથે તે શક્તિનો સારો વ્યય થાય તેવી પ્રવૃત્તિઓમાં તેને જોડવો જોઈએ. છોકરાંઓ તોફાન કરે તેનું કારણ તેમની અતિશય ઉત્સાહશક્તિ છે. તેનો સદુપયોગ થાય અને તેને લીધે તેના ચરિત્રનો સારો વિકાસ થાય તેવા કામની યોજના શાળામાં ઘરમાં થવી જોઈએ.

## બાળ કેળવણીમાં હસ્તકામની શાસ્ત્રીય દષ્ટિએ આવશ્યકતા

કેળવણી એટલે શું? સામાન્ય રીતે કેળવણી શબ્દ આપણે ઘણેભાગે માનસિક કેળવણીના અર્થમાં જ વાપરીએ છીએ. ત્યારે ખરી કેળવણી કોને કહેવી?

હરબર્ટ સ્પેન્સર નામના એક અર્વાચીન ફીલસુફે આપેલી કેળવણીની વ્યાખ્યા સર્વમાન્ય થઈ છે. તે કહે છે કે જીવનના સર્વ વ્યવહાર બરાબર ચલાવવા માટે આપણે લાયક થઈએ એ કેળવણીનો હેતુ છે. આપણા શરીરની, મગજની, અને મનની બધી શક્તિઓ બરાબર કસાય અને જીવનમાં જે જે કામો કરવાનો પ્રસંગ આવે તેને માટે લાયક થવાય ત્યારે આપણે કેળવાએલા કહેવાઈએ છીએ. આપણે ત્યાંના છોકરા છોકરીઓ

હજાર દોઢ હજાર વર્ષ ઉપર જે રાજા રાણીઓ થઈ ગયાં અને જે લડાઈઓ જીત્યાં અને હાર્યા તેનાં નામ સાલવાર આપણને કહી જશે; પણ તેમને એક પેન્સિલ બરાબર ઘડતાં આવડતી નહિ હશે અથવા ભીંતમાં સીધી ચુંક તેઓ મારી શકશે નહિ.

હરબાર્ટ નામનો એક પ્રસિદ્ધ કેળવણીકાર પણ હરબર્ટ સ્પેન્સરને મળતી જ કેળવણીની વ્યાખ્યા ટુંકમાં આપે છે. તે કહે છે કે કેળવણીનું કાર્ય મનુષ્યના સંપૂર્ણ જીવનને માટે તૈયાર કરવાનું છે.

કેળવણીના પ્રકાર ત્રણ છેઃ—શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક. પ્રાથમિક કેળવણી એટલે આરંભની કેળવણી, અને આરંભની કેળવણીમાં માનસિક શક્તિઓનો વિકાસ જુદા જુદા પદાર્થો ઇત્યાદિના જ્ઞાનથી થાય છે. બાળક પહેલવહેલું નિશાળેથી આવે છે ત્યારે ઘરથીજ કેટલીક વસ્તુઓ જેના સંસર્ગમાં તે આવેલું હોય છે તેનું જ્ઞાન લઈનેજ આવે છે. એ ઇન્દ્રિયોદ્વારા પ્રાપ્ત થાય છે, એટલેજ ઇન્દ્રિયોને 'જ્ઞાનનાં દ્વાર' અથવા જ્ઞાન મેળવવાનાં સાધન કહ્યાં છે.

ઇન્દ્રિયો બે પ્રકારની છેઃ કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિય. કર્મેન્દ્રિયોમાં હાથ, પગ, વાણી, પાયુ અને ઉપસ્થનો સમાવેશ થય છે, અને જ્ઞાનેન્દ્રિયોમાં આંખ, કાન, નાક, જીભ, અને ચામડી કે સ્પર્શની ઇન્દ્રિયોનો સમાવેશ થાય છે.

ડૉ૦ મોન્ટેસોરી નામની એક ઇટલીની વિદુષી બાઈ નવ પ્રકારની ઇન્દ્રિયો ગણાવે છે, અને તે દરેકને કેળવવાનાં જુદાં જુદાં સાધનો બતાવે છે.

ઇન્દ્રિયોમાં મુખ્ય આંખ અને સ્પર્શની છે. સ્પર્શની ઇન્દ્રિય હાથનાં આંગળાંનાં ટેરવાં પર મુખ્યત્વે છે. કાન, નાક, જીભ તે પછી આવે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે બાળકેળવણીમાં આરંભથીજ હાથ અને આંખ કેળવાવાં જોઈએ.

હસ્તઉદ્યાગથી એ કામ બરાબર સધાય છે, માટે આરંભથી જ બાળકોએ કૃતિદ્વારા જ્ઞાન મેળવવું જોઈએ. તેમ કરતાં જેમ વધારે જ્ઞાનેન્દ્રિયોનો ઉપયોગ કરવો પડે તેમ યોજના વધારે સારી. આમ પ્રાથમિક કેળવણી જે ખરું જોતાં ઇન્દ્રિયોની કેળવણી છે, તેમાં હસ્તઉદ્યોગને અવશ્ય સ્થાન હોવું જોઈએ. માટે માત્ર શિક્ષક બોલી જાય અને બાળકો કાન મારફતે સાંભળે તો જ્ઞાનની છાપ બરાબર પડે નહિ.

હસ્તઉદ્યોગથી બાળકને પોતાના સર્જનનો આનંદ થાય છે. તેની સ્વતંત્રતાની ભાવના પોષાય છે. આગળ જતાં ક્ષુલ્લક બાબતોમાં પણ

પરાવલંબી થવાને બદલે સ્વાવલંબી થાય છે. કિન્ડરગાર્ટન પદ્ધતિનો શોધક ફ્રોબેલ કહે છે કે 'Learn by doing' (ક્રિયા કરીને શીખો.) એ શિક્ષણનું એક મહાન સૂત્ર છે, અને એ સૂત્રનો બરાબર અમલ હસ્ત ઉદ્યોગમાં થાય છે, કારણ કે બાળક દરેક વસ્તુ નિહાળીને જુએ છે, અને તે રીતે પોતાનું જ્ઞાન મેળવે છે. વળી શારીરિક શ્રમ પહોંચે તે જાતની પણ કેળવણી મળી જાય છે. તે ઉપરાંત સૌન્દર્યવૃત્તિને પણ આગળ જતાં પોષણ મળે છે. એ સઘળું ખરું, પણ મુખ્યત્વે હાથ અને આંખ કેળવાય છે જે હસ્તઉદ્યોગનો ખાસ હેતુ છે.

પ્રાથમિક શાળાઓ એટલે મુખ્યત્વે ધોરણ ચાર સુધીની શાળાઓમાં નીચલા વિષયો શિખવાય છે—

૧. ભાષા, ૨. ગણિત, ૩. શ્રુતલેખન ને સુલેખન, ૪. ભૂગોળ, ૫. સૃષ્ટિજ્ઞાન, ૬. ચિત્રકામ, ૭. સીવણ વગેરે. ઉપર કહેલા વિષયોના શિક્ષણમાં બાળકો પાસે તેમનાં હાથ અને આંખ ખાસ કેળવાય તેવી હસ્ત ઉદ્યોગની શી શી કૃતિઓ કરાવી શકાય તે ટુંકમાં આપણે જોઈએ.

ઉપલી શાળાઓમાં હસ્તકામના શિક્ષણમાં નીચલાં મુખ્ય ત્રણ કામનો સમાવેશ થાય છે—

૧. માટીના નમુના બનાવવાનું ૨. કાગળના નમુના બનાવવાનું અને ૩. ચિત્રકામ. દરેક કામમાં હસ્તકૌશલ્ય આવે છે, પરંતુ તેની સાથે નીચલી શરતો પુરી કરે છે કે નહિ તે શિક્ષકે લક્ષમાં રાખવું જોઈએ—

દરેક કૃતિ બાળકની શક્તિને અનુસાર હોવી જોઈએ; બાળકમાં આનંદ ઉત્પન્ન કરે તેવી હોવી જોઈએ. બાળકમાં નિયમિતપણાની, ચોક્કસપણાની, સ્વચ્છતાની ટેવો લાવે એવી તે હોવી જોઈએ. નમુનાઓ બાળકને બીજા વિષયો ગ્રહણ કરવામાં મદદ કર્તા થઈ પડે તેવા હોવા જોઈએ.

માટીના નમુના બનાવવાનું કામ મારા ધારવા પ્રમાણે છેક નીચલાં ધોરણથી દાખલ કરી શકાય. માટીના હસ્તકામમાં નીચલી વસ્તુઓ બનાવી શકાય. લખવાની પેન, દોરી, સ્લેટ જેવી તખ્તી, મણકા, દડો, ઈંડું, નળાકાર, ઘન, શંકુ, પિરામીડ, મૂળો, વેંગણ, સકરજન, નારંગી, કેળાં, કેરી, દાડમ, આમલીનું પાંદડું, પીપળાનું પાંદડું, માછલી, સાપ, પતંગ, કાંઠો, નદી, બેટ, ભૂશિર, સામુદ્રધુની, દ્વીપકલ્પ, નીસરણી, ચપ્પુ, ખડીઓ, કાતર, ગુલાબનું ફૂલ, પપૈયું, દ્રાક્ષ, ફૂટપટી, શહેર અથવા ગામડાનો નકશો, મુંબઈ ઇલાકાનો રિલીફ નકશો વગેરે. માટીનું નમુનાકામ વિશેષ કરીને ભૂગોળ અને ઇતિહાસમાં ઉપયોગી થઇ પડે છે.

હવે કાગળના નમુના બનાવવાના કામ તરફ વળીએ. અત્રે એક મહત્વની બાબત ઉપર લક્ષ ખેંચીશ. કોઈ પણ વિષયના શિક્ષણમાં કેટલાક સામાન્ય નિયમો જાળવવા પડે છે, તેમ શાળાના કોઈ પણ હસ્તકામમાં પણ તે અનુસરવા પડે છે. જેમકે સહેલા ઉપરથી અઘરા પર જવું, પ્રત્યક્ષ ઉપરથી પરોક્ષનું જ્ઞાન કરાવવું; સાદા વિષય ઉપરથી ગુંચવણવાળા વિષય પર જવું; વિશેષ ઉપરથી સામાન્ય પર જવું વગેરે.

કાગળના નમુના નીચે પ્રમાણે દર્શાવી શકાયઃ પાકીટ ચોરસ, ટપાલના કાગળ માટે લાંબુ પાકીટ, કાર્ડ રાખવાનું પાકીટ, કાગળની કોથળી, રંગીત કાગળો વાળીને બનાવવાના જુદા જુદા આકાર, પેન્સિલ રાખવાનું ખોખું, પંખો, ત્રિકોણ આકાર ટોપલી, હોલ્ડરની ચાંચો મૂકવાની પેટી, ચિત્ર મૂકવાનું ચોરસ ચોકઠું, શંકુ આકારની ટોપલી, ટાંકણી ખોસવાનો ઘન, ફૂટપટી (જુદાં જુદાં માપ દર્શાવનાર), ચિત્ર મૂકવાનું ગોળ ચોકઠું, ષટ્કોણાકાર ખુમચો વગેરે.

અત્રે મારે કબુલ કરવું જોઈએ કે દસ વર્ષ ઉપર હું જ્યારે અમદાવાદની ટ્રે. રા. ટ્રેનિંગ કોલેજમાં પ્રિન્સિપલ હતો ત્યારે ત્યાંની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં અને કોલેજમાં આવાં કામની જે જે યાદીઓ રાખવામા આવતી હતી તેમાંથી ઘણે ભાગે મેં ઉતારો કરેલો છે.

ચિત્રકામ તો દરેક શાળાના અભ્યાસક્રમમાં દાખલ થએલુંજ છે એટલે તે માટે મારે બહુ કહેવાનું રહેતું નથી; પરંતુ સામટી રીતે એ ત્રણે હસ્તકામ પર હવે સામાન્ય વિવેચન કરીશઃ

ભાષામાં—કેટલાક પાઠોનો તાદૃશ્ય ચિતાર આપવા માટે કાગળ પર તેનાં ચિત્રો કાઢી શકાય; તેજ પ્રમાણે કવિતાની લીટીઓનો ખ્યાલ પણ ચિત્રથી આપી શકાય. દાખલા તરીકે, કવિ નર્મદાશંકરનું કબીરવડનું વર્ણન, એમનો નર્મદા નદીના સૃષ્ટિસૌન્દર્યનો મનોરંજક દેખાવ વગેરે.

ઇતિહાસમાં—ઘેરો, લડાઈની વ્યૂહરચના, જેવી કે ૧૭૬૧ નું પાણિપતનું યુદ્ધ, પૂલો, ઇત્યાદીની રચના ચિત્રો વડે, તેમજ કાગળના નમુના કાપીને, તેમજ માટીકામથી દર્શાવી શકાય. છોકરાઓનાં આવાં સર્જનથી તે સઘળાંની છાપ સ્મરણપટ ઉપર ચિરસ્થાયી થાય છે.

ગણિતવિભાગમાં—મણકા, કચુકા, સળી, કડી, ચણોઠી, કોડી વગેરેથી દશક, શતક, હજાર વગેરેનું જ્ઞાન આપી શકાય, તેમજ ઉપલી વસ્તુઓ વડે મૂળાક્ષરનું પણ ભાન કરાવી શકાય.

ભૂમિતિ—ગણિતના નવા અભ્યાસક્રમમાં ભૂમિતિનો વિષય નીચલાં ધોરણથીજ દાખલ કરેલો છે. જ્યારે તે પહેલવહેલો બહાર પડ્યો ત્યારે શિક્ષકવર્ગમાં સામાન્ય રીતે ખળભળાટ ઉત્પન્ન થયો કે બાળકને તે ભૂમિતિ જેવો વિષય હોઈ શકે? પરંતુ તેનો હેતુ પણ ક્રમે ક્રમે બાળકના હાથ અને આંખ કેળવવાનો છે. તેઓ ફૂટપટ્ટી, પેન્સિલનો ઉપયોગ કરે, કાતર વડે કાગળ કાપીને જુદી જુદી આકૃતિઓ તેમજ સૌન્દર્યના આકારો બનાવે, એ વિભાગમાં માપસર પ્રમાણ સાથે નાની વસ્તુઓનાં ચિત્રો દોરે અને પછી કાતર વડે કાપી કાર્ડબોર્ડ પર તે ચોંટાડે.

સુલેખનમાં—સારા અક્ષર કાપીને ચોંટાડે.

સૃષ્ટિજ્ઞાનમાં—ઝાડનાં પાન, છીપ, કોડી વગેરેનો સંગ્રહ કરે. ગામડાંની શાળાઓમાં ડાભ તથા મુંજની જુદી જુદી વસ્તુઓ બનાવી શકાય. જુવાર અને બાજરીનાં સાંઠાના ગર કાઢીને તેનીજ સળીઓ તેમાં ખોસીને ગાડાં, ટેબલ, ખુરસી, ખાટલો વગેરે બનાવી શકાય. તેજ પ્રમાણે તાડની પત્તીઓની નાની નાની સાદડી, પંખા, ઘુઘરા, સિસોટી વગેરે પણ બનાવાય.

છેવટે, ઉપલી કૃતિઓ કરાવવા માટે શિક્ષકો ચપળ, સહાનુભૂતિવાળા, બાળસ્વભાવની પિછાનવાળા અને ધીરજવાળા હોવા જોઈએ તથા પોતે તેવી કૃતિઓ અનેક વેળા બનાવેલી હોવી જોઈએ કે જેથી બાળકને ક્યાં ક્યાં મુશ્કેલી ઉભી થવાનો સંભવ છે તેનો ખ્યાલ રહે, અને પોતે સૂચના આપી ઘણે ભાગે માર્ગદર્શકજ રહી શકે.

કેખુશરૂ અરદેશર બાલા, બી. એ.

## પાંચસો વર્ષનું સુરત

ત્રણસો વર્ષ પૂર્વે મોગલ બાદશાહોના અમલ દરમિઆન વેપાર-રોજગારમાં પ્રસિદ્ધિ પામેલું અને **બાબુલ મક્કા**ના નામે ઓળખાતું સુરત પાંચસો વર્ષ પૂર્વે માછી લોકોની વસ્તીવાળું એક નાનું ગામડું હતું. તાપી નદીના દક્ષિણ કિનારે આવેલા અને હાલમાં માછીવાડાના નામે ઓળખાતા ભાગમાં તે વખતે ખારવાઓ અને માછી લોકો રહેતા હતા. સંસ્કૃતિ પામેલી એક પણ કોમ આ સ્થળે જણાતી નહોતી.

આ માછીવાડાની લગભગ સામે તાપી નદીના ઉત્તર કિનારે આ વખતે પૂર્ણ જાહોજલાલીવાળું **રાંદેર** નામનું એક મોટું નગર અસ્તિત્વ ધરાવતું હતું. જૈન લોકોની વસ્તી આ ગામમાં પુષ્કળ હતી. કવિશ્રી **નર્મદા-**

માછીવાડા તરીકે ઓળખાતા હાલના સુરતનો ચાંચીઆઓ માટે કેદખાના તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો.

સુરત સંબંધી અનેક દંતકથાઓ છે. એમ કહેવાય છે કે ઇ. સ. ૧૫૦૦ના અરસામાં ગોપી નામનો એક ગરીબ નાગર તેની વિધવા માતા સાથે રાંદેરના સામા કિનારે આવેલા માછીવાડામાં રહેતો હતો. રાંદેરના તે વખતના નવાયતાની સુરજ નામની રામજની નવાયતાની ઇતરાજી પામી, તેથી પોતાની અઢળક લક્ષ્મી કોઈ સારા કામમાં વાપરવા ગોપીને આપી દીધી. ગોપીએ રાંદેરના સામા કિનારા પર આવેલા માછીવાડાના નામે ઓળખાતા સ્થળે સુંદર મકાનો, તળાવ વગેરે બંધાવી દેશપરદેશના અનેક સોદાગરો બોલાવી શહેર વસાવ્યું. આ વખતે ગુજરાતમાં મુજફ્ફરશાહ બીજો મહમૂદ બેગડાનો પુત્ર રાજ્ય કરતો હતો. તેણે ગોપીના આ પ્રયાસોને ઉત્તેજન આપ્યું અને સુરજ રામજનીના નામ પરથી શહેરને સુરત નામ આપવા પરવાનગી આપી.

થોડા વખતમાં શહેર ખૂબ આબાદ થયું. દેશપરદેશના અનેક સોદાગરો સુરતમાં આવીને વસ્યા. થોડા વખત પૂર્વે માછીવાડા તરીકે ઓળખાતા સ્થળે ૮૪ બંદરોના વાવટાઓ ફરકવા લાગ્યા.

ઇ. સ. ૧૫૪૩થી સુરતનો વહીવટ ગુજરાતના બાદશાહ તરફથી તેમના નાજીમો કરતા હતા. ઇ. સ. ૧૬૫૧માં મુજફ્ફરશાહ ત્રીજાની સત્તા નબળી પડી એટલે સુરત અને ભરૂચની હાકમી જંગીસખાન નામના સરદારે લઈ લીધી. ગુજરાતનું હુલ્લડ સમાવવા મોગલ બાદશાહ અકબરને જાતે આવવું પડ્યું હતું. ઇ. સ. ૧૫૭૩ ની ૧૯ મી જાન્યુઆરિને દિવસે સુરત શહેરના ગોપીપુરામાં શહેનશાહ અકબરનું આગમન થયું અને ૬ ઠ્ઠી માર્ચને દિવસે સુરત મોગલ બાદશાહના કબજામાં આવ્યું.

અકબરે સુરતની વ્યવસ્થા કરવા બે અમલદારો નીમ્યા. એક નવાબ અને બીજો કિલ્લેદાર. નવાબને શહેરનું ઉપરીપણું આપ્યું અને કિલ્લેદારને કિલ્લાનું અને દરિયાઈખાતાનું ઉપરિપણું આપ્યું. આ વખતથી સુરત આબાદ થવા લાગ્યું. અકબર બાદશાહના વખતમાં સુરતની જાહોજલાલી સૌથી વધારે પ્રમાણમાં ખીલી નીકળી. જહાંગીર બાદશાહે જાતે સુરતની મુલાકાત લીધી. આ વખતે રાંદેરના નવાયતાએ બાદશાહનો ઉત્તમ પ્રકારનો સત્કાર કર્યો. શાહી આગમન વખતે કીનખાબ પાથરી રસ્તાઓ આચ્છાદિત કરવામાં આવ્યા હતા. ખાણા માટે દરેક જણને રૂપાના થાળ અને સોનાના વાટકાઓમાં ભાતભાતની વાનીઓ પીરસવામાં આવી હતી અને

પાછળથી આ સર્વ વસ્તુઓ લુંટાવી દેવામાં આવી હતી. નવાયતા ઉપર બાદશાહની પુષ્કળ મહેરબાની થઈ. આ પ્રસંગ બાદ થોડા વખતમાંજ નવાયતાની પડતી થવા લાગી. રાંદેર તૂટવા લાગ્યું અને સુરત આબાદ થતું ગયું.

સુરતમાં દેશ વિદેશથી અનેક સોદાગરો ઉભરાવા લાગ્યા. પરદેશથી પોર્ટુગીઝો આવ્યા, ડચ લોકો આવ્યા, ફ્રેન્ચ લોકો આવ્યા અને અંગ્રેજો આવ્યા.

આખા હિંદુસ્તાનનો વેપાર સુરત બંદરેથી થવા લાગ્યો. પરદેશથી આવી વસેલા ધનાઢય વેપારીઓને પુષ્કળ લાભ મળવા લાગ્યો અને સુરતની સમસ્ત પ્રજા ઉપર લક્ષ્મીજીની પ્રીતિ વરસવા લાગી. લક્ષ્મીની છોળોમાં નાચતી કૂદતી પ્રજા છુટે હાથે પૈસો ખરચી શકતી. સહેલાઈથી પૈસો પ્રાપ્ત થતો તેથી સહેલાઈથી ખરચી શકાતો. કુદરતની પણ સુરત અને તેની આસપાસના પ્રદેશ ઉપર મહેરબાની હતી અને છે. આ પ્રદેશમાં નિયમિત વરસાદ વરસે છે અને ખેતી તથા બાગબાનીની સુંદર પેદાશ થતી હોવાથી દુકાળ જેવું ભાગ્યેજ અનુભવાય છે.

આવા અનુકૂળ સંજોગોમાં લાડ પામેલી સુરતની પ્રજા સહેલાણી બની ગઈ. આખા હિંદુસ્તાનમાં દિલની ઉદારતામાં અને ખર્ચ કરવાની ખરેખરી હોંસમાં સુરતની સાથે કોઈ સ્થળ હરિફાઈ કરી શકે તેમ નથી. કળા પ્રત્યેના પ્રેમમાં અને ખાવાખવરાવવાના શોખમાં સુરતને હજી સુધી કોઈ હરાવી શક્યું નથી. અત્યારે સુરતમાં પ્રથમનો વૈભવ નથી છતાં સારા સંજોગોમાં બંધાએલું પ્રજાનું વિલાસી માનસ હજી સુધી તેનું તેજ છે. અત્યારે પણ શ્રાવણ માસના મેળાઓ, ચાંદની પડવાનો ઉત્સવ, બાર-પરબનાં વિવિધ પ્રકારનાં જમણ અને તહેવારો વખતની મોજ સુરતની પ્રજામાં કોઈ અનેરી રસિકતાજ જણાવે છે. સંગીત, શિલ્પ અને ચિત્રકામ જેવી લલિત કળાઓ પ્રત્યેના પ્રેમ માટે પણ સુરતનો નંબર પહેલો આવી શકે છે. પ્રજાની બોલીમાં પણ કોમળ શાબ્દિક મિઠાસ અને મનની નિર્મળતા એકદમ તરી આવે છે.

ઈ. સ. ૧૬૬૪ની ૫ મી જાન્યુઆરિને દિવસે શિવાજી મહારાજે સુરત ઉપર અચાનક છાપો માર્યો. સુરતી પ્રજા સામે થઈ શકે તેમ ન હતી. શિવાજી મહારાજે સુરત લુંટયું અને ૩૦ કરોડનો માલ લઈ ગયા. આ વખતથી સુરતની પડતી શરૂ થઈ. મરાઠાઓ સુરતની સમૃદ્ધિ જોઈ ગયા. ઈ. સ. ૧૭૦૫ થી તેઓએ ગુજરાત પર હુમલાઓ શરૂ કર્યા. મોગલ

બાદશાહો નબળા થઈ ગયા હતા. તેમણે ગુજરાતમાં ખંડણી લેવાનો હક મરાઠાઓને આપ્યો.

આ સમયમાં ગુજરાતમાં લુંટફાટનો પુષ્કળ ત્રાસ વરતી રહ્યો હતો. આ અંધાધુંધીના કારણે ઇ. સ. ૧૭૫૯માં સુરતના રક્ષણ માટે દિલ્હીના મોગલ બાદશાહે સુરતના કિલ્લાની સરદારી અને દરિયાનું ઉપરીપણું કંપની સરકારને આપ્યું. આના બદલામાં સુરતનો નવાબ કંપનીને દર સાલ બે લાખ રૂપીઆ આપતો. ત્યારબાદ તા. ૧૩મી મે સને ૧૮૦૦ના દિવસે "જાનમાલની સંભાળ માટે, રૈયતને અદલ ઇન્સાફ માટે" સુરતના એજંટ સીટનની સાથે લાંબો પત્રવ્યવહાર ચલાવ્યા બાદ મુંબઈના ગવર્નર જોનાથન ડંકને સુરતનો સઘળો રાજકારભાર કંપની સરકારના હાથમાં મૂક્યો અને નવાબ નસિરૂદ્દીનખાનને વરસે દહાડે રૂ. એક લાખનું પેન્શન આપવાનું ઠરાવ્યું. નસિરૂદ્દીનખાન પછી તેમના પુત્ર અફઝુલુદ્દીનખાનને ગાદી મળી પણ તે અપુત્ર મરણ પામવાથી ઇ. સ. ૧૮૪૨થી સુરતની નવાબી અદશ્ય થઈ. સુરતની ગાદીએ કુલ ૪૧ નવાબો થયા.

ઇ. સ. ૧૬૬૪થી સુરતના ઉપર દક્ષિણ તરફથી આક્રમણો શરૂ થયાં હતાં. દક્ષિણમાંથી મરેઠી લશ્કરો ગુજરાત ઉપર ભયંકર હુમલાઓ કરતાં અને લોકોને લુંટીને પુષ્કળ પૈસો લઈ જતાં. ઔરંગઝેબનું મરણ થતાંજ તેઓએ અમદાવાદ પર હુમલો કર્યો અને રૂ. ૨ લાખ અને ૬ હજારની રકમ પડાવી. મોગલ બાદશાહોની નબળાઈનો લાભ લઈને મરાઠાઓનાં લશ્કરો ગુજરાત પર અવારનવાર આવતા અને ગુજરાતના સુબાઓને દબાવીને આસપાસનો મુલક છતી લઈ ખંડણી વસુલ કરતાં.

શાહુ રાજાના વખતમાં પેશવાના સેનાપતિ ખંડેરાવ દાભાડે તથા દામાજી ગાયકવાડ ગુજરાતમાંથી ચોથ ઉઘરાવતા હતા. ઇ. સ. ૧૭૨૧ના અરસામાં દામાજીના પુત્ર પિલાજી ગાયકવાડે સુરતની પાસે **સોનગઢમાં** થાણું નાંખી ઉંચો ડુંગરી કિલ્લો બંધાવ્યો તથા પેશવાએ **પારનેરાના** ડુંગર પર કિલ્લો બંધાવ્યો. વખત જતાં પેશવાનું સઘળું કામકાજ કરવાનો ઇજારો ગાયકવાડ સરકારને મળ્યો. ઇ. સ. ૧૭૩૪થી વડોદરા ગાયકવાડની રાજધાનીનું શહેર બન્યું.

ઇ. સ. ૧૮૧૪મા પેશવા અને ગાયકવાડને હિસાબ સંબંધી તકરાર પડી. અંગ્રેજોએ વચ્ચે પડી બન્નેનો ટંટો પતાવ્યો. ઇ. સ. ૧૮૧૮ માં પેશવાનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું. ત્યારબાદ ગાયકવાડની સાથે

અંગ્રેજોને કેટલીક શરતો થઈ, તેથી ગાયકવાડ અને અંગ્રેજોના રાજ્યની સરહદો અત્યારે છે તે મુજબ નક્કી કરવામાં આવી.

અંગ્રેજોની સત્તા નીચે આવ્યા બાદ સુરતની પ્રજાને બહારનાં આક્રમણોનો ભય દૂર થયો અને પ્રજા વેપારઉદ્યોગમાં સ્થિરતાથી કામ કરવા લાગી. મોગલ અમલ દરમિયાન સમૃદ્ધિના શિખરે ચઢેલું સુરત પાંચસો વર્ષના ગાળામાં ચઢતી પડતીનો અનુભવ કરીને હાલ એકંદર આબાદ સ્થિતિમાં જણાય છે. બંદર તરીકે મુંબઈ આબાદ થવાથી સુરતનો વેપાર પહેલાંના જેવો નથી, છતાં જરીકામ, રેશમી વણાટકામ અને નકશીકામમાં સુરતનો નંબર હિંદુસ્તાનમાં અત્યારે પણ પહેલાં આવી શકે છે. સુરત શહેર અને જિલ્લો કેળવણીમાં પહેલેથીજ આગળ રહેલો છે.

ત્રવાડી શ્રીકૃષ્ણ અર્જુનજી જેવા કંપની સરકારને ગાડાંઓ ભરીને રૂપીઆઓ ધીરનાર અને તેમના શરાફ તરીકે જાણીતા થએલા સાહુકારોને તથા પ્રેમચંદ રાયચંદ જેવા દાનેશ્રી શેઠીઆઓને ઉત્પન્ન કરી સુરતે લક્ષ્મી કેવી રીતે પ્રાપ્ત કરાય અને તેનો સદ્વ્યય કેવી રીતે કરી શકાય તે ગુજરાતને બતાવ્યું છે. કવિશ્રી નર્મદાશંકરભાઈ, રા. નવલરામભાઈ, રા. નંદશંકરભાઈ, રા. સા. મહીપતરામભાઈ, સર રમણભાઈ અને રા. બા. કમળાશંકર જેવા સાક્ષર રત્નોદ્વારા સુરતે સરસ્વતી પૂજનમાં પોતાનો યોગ્ય હિસ્સો આપ્યો છે. પ્રો. ત્રિભોવનદાસ કલ્યાણદાસ ગજ્જર જેવા ગુજરાતના મહાન વિજ્ઞાનશાસ્ત્રીને જન્મ આપી સુરતે વિજ્ઞાનની સેવા પણ કરી છે. ગુજરાતના કેળવણીખાતાના વડા તરીકેની ફરજ બજાવવાનું માન મેળવનાર પહેલા ગુજરાતી રા. બા. જમીઅતરામ શાસ્ત્રી સુરતના વતની હતા. તેમના પુત્ર રા. સા. ભૂપતરાય શાસ્ત્રીએ તેમના પિતાશ્રી પાસેથી બીજા વારસાની સાથે કેળવણીખાતાના ગુજરાતના વડા તરીકેનો પણ વારસો મેળવ્યો છે તે સુરતને મગરૂર થવા જેવું છે. દુનીઆના જુદાજુદા દેશોનાં સરસ્વતીમંદિરોની મુલાકાત લઈ કેળવણીખાતાના મોટા અમલદાર તરીકે અનન્ય ભાવે સેવા કરનાર રા. રા. કૃષ્ણલાલ સુરજરામ વકીલ પણ સુરતનાજ વતની છે. કાઠિઆવાડમાં કેળવણીખાતાના વડા તરીકે લાંબા સમય સુધી સેવા કરનાર રા. કૃષ્ણલાલભાઈ, ગણપતરામભાઈ તથા ધીરજરામભાઈ સુરતના વતની હતા.

મુંબઈ સરકારના નાણાખાતાના માજી સભ્ય અને ધોલકાની રકાઉંટ દીલચાલના ના૦ કમીસ્નર સાહેબ સર ચુનીલાલ મહેતા તથા સુરત જિલ્લામાં શાળાઓનાં મકાનો બાંધવાના કામમાં મદદ આપનાર મુંબઈના ધનાઢ્ય

આપણે ત્યાગને માટે તૈયાર હોતા નથી. આનું કારણ એજ છે કે—કુદરતી ક્રમ અનિવાર્ય છે તે સમજવાની તાલીમ આપણને મળી નથી; તેથીજ જે અવશ્ય જવાનું છે, તેનો આપણે સ્વયં ત્યાગ કરી શકતા નથી અને આપણી પાસેથી તે ઝુંટવી લેવામાં આવે ત્યાંસુધી તેને વળગી રહીએ છીએ. અંતે કુદરત વિજેતા તરીકે આક્રમણ કરે છે; કારણ કે આપણે તેને મિત્ર તરીકે સ્વીકારવાની તાલીમ લીધી નથી.

પક્વ ફળના ડીંટાનું બંધન શિથિલ થાય છે, તેનો ગર્ભ ઢીલો પડી જાય છે પણ અંદરનું બીજ પુનર્જન્મનો ખોરાક સંગ્રહી કઠણ થતું જાય છે. આજ પ્રમાણે ઉંમર સાથે આવતી બહારની શિથિલતાના પ્રમાણમાં આંતરિક લાભ હોય છે. મનુષ્યના આંતર જીવનમાં તેની ઇચ્છા મોટો ભાગ ભજવે છે. જે પ્રમાણમાં તે નિગ્રહયુક્ત યત્નો કરે છે તેજ પ્રમાણમાં તેને આ લાભ પણ પ્રાપ્ત થાય છે. એટલાજ માટે જેઓએ માનસિક નિગ્રહનું પાલન નથી કર્યું તેઓ ઘડપણ આવ્યા છતાં પણ બંધનો ટકાવી રાખવાના યત્ન કરે છે, અને કોઈવાર તે એટલે દરજ્જે પહોંચી જાય છે કે મૃત્યુની પાર પણ ઐહિક બંધનો કાયમ રાખવાને ઇચ્છે છે. પણ ત્યાગ અવશ્ય કરવાનો છે અને આ ત્યાગમાંજ મુક્તિ છે. આંતરજીવનનું આ પરમ સત્ય છે.

ફળોત્પત્તિ માટે પુષ્પને પાંખડીનો ત્યાગ કરવો પડે છે. વૃક્ષના પુનર્જન્મ માટે ફળને વૃક્ષનો ત્યાગ કરી પડવું પડે છે. જીવનના વિકાસ માટે માના ઉદરનું રક્ષણ છોડી બહાર પડવું પડે છે. એજ પ્રમાણે આત્માને પણ પૂર્ણ વિકાસ સારૂ દૈહિક બંધનો છોડી બહાર આવવું પડે છે. અંતે શરીર ક્ષીણ થતાં અનુભવ અને ડહાપણથી વિકાસ પામેલો જીવાત્મા અનંતના સ્વરૂપમા ભળી જવા કુદરતી રીતેજ છુટો પડે છે. આત્મા વ્યક્તિથી સમષ્ટિ, સમષ્ટિથી વિશ્વ, અને વિશ્વથી અનંત સુધી ચાલ્યો જાય છે.

આત્માના વિકાસનો આ ક્રમ ધ્યાનમાં રાખીને મુનિઓએ પ્રથમના આશ્રમે માત્ર પુસ્તકના પઠન ઉપર ભાર મૂક્યો નથી; પરંતુ મનનો નિગ્રહ કરી બ્રહ્મચર્યનું સેવન કરવાનું કહ્યું છે. આ નિગ્રહયુક્ત જીવનથી શીલ બંધાય છે અને નિગ્રહી શીલવાળો ભોગ અને ત્યાગ સમાન વૃત્તિથી કરી શકે છે. મુક્તિ માટે જીવન એક યાત્રા છે, મોક્ષ એ એનું અંતિમ ધ્યેય છે; તેટલા માટેજ દરેક આશ્રમનું જીવન નિશ્ચયપૂર્વક કરેલા નિગ્રહયુક્ત હોવું જોઈએ. આથીજ શરૂઆતથીજ વિદ્યાર્થીનું લક્ષ જીવનના અંતિમ ધ્યેય મુક્તિ તરફ હંમેશાં ખેંચવામાં આવે છે.

આ પ્રમાણે નિશ્ચયયુક્ત નિગ્રહની તાલીમ પામ્યા પછી જીવનનો બીજો આશ્રમ શરૂ કરવામાં આવે છે. પ્રથમ આશ્રમે પ્રાપ્ત કરેલું જ્ઞાન અને ડહાપણ અનુભવ વિના અપૂર્ણ રહેલું હોય છે અને એ અનુભવ સંસાર જીવન જીવ્યાથીજ પ્રાપ્ત થાય છે. જે નિગ્રહ અનુભવ વિમુખ છે તે અર્થ હીન છે.

બીજા આશ્રમને અંતે શરીરની શક્તિઓ નરમ પડતાંજ આ પાર્થિવ શરીર પોતાના કુદરતી અંત તરફ ઢળ્યું છે એમ ચેતવણી મળે છે. માત-ઉદરનાં બંધનો તૂટયા પછી પણ પોતાની નવીન મુક્ત સ્થિતિ અનુભવવા લાયક બને ત્યાંસુધી જેમ બાળક માતાને વળગી રહે છે તેમ આ ત્રીજા આશ્રમમાં મનુષ્યને કરવું પડે છે. આ આશ્રમે સંસારથી અલિપ્ત છતાં તે સંસારની સરસો રહે છે ને પૂર્ણ મુક્તિને માટે તૈયારી કરે છે. આ આશ્રમમાં તે સમાજ ઉપર આધાર રાખે છે, અને પોતાના અનુભવથી મેળવેલું ડહાપણ સમાજને આપે છે. આ પ્રમાણે સમાજથી નિરાળો છતાં તેને વળગીને તે રહે છે. તેનો આ વ્યવહાર બીજા આશ્રમના જેવો નિકટ-નો નથી. દુનિયાની સાથે જોડાયો હોવા છતાં આ આશ્રમમાં તે એક જાતનું અંતર અનુભવે છે.

પછી એક સમયે વિકાસ પામતો આત્મા આ ઢીલાં બંધનો છોડી સંપૂર્ણ મુક્તિને માટે તૈયાર થાય છે. સર્વ બંધનોનો ત્યાગ કરી પરબ્રહ્મની પ્રતીક્ષા કરતો આત્મા પરબ્રહ્મની શોધ કરે છે.

જીવનનો આ ચતુર્વિધ ક્રમ વ્યક્તિની નિગ્રહ રહિત વાસનાઓને વ્યક્તિનો ધ્વંસ કરવા દેતો નથી પણ તેને પરબ્રહ્મ તરફ દોરી જાય છે.

**રણજીતભાઈ દેરાસરી**

---

## પ્રથમ વાર્ષિકોત્સવ બાલમંદિર, પોરબંદર

---

મા ! મને ચાંદલિયો વ્હાલો.
ચાંદલિયો વ્હાલો,
મા ! મને રમવાને આલો;
નવ લખ તારા વીણી, મા !
મારા ગજવામાં ઘાલો :
મા ! મને ચાંદલિયો વ્હાલો.

## સુદામાપુરીના મહાજનો, અને વિદ્યાર્થી બંધુઓ !

એકદા રાત્રી પડતી હતી, જગતે અન્ધકાર ઉતરતા હતા, અને આંગણુ-બેઠાં યશોદા મૈયાના ખોળામાં આનન્દમૂર્તિ બાલકૃષ્ણ રમતા હતા. માયા-સાગરમાં પરબ્રહ્મ તરે છે એમ ઉપર અન્ધકારની લહરીઓમાં ચન્દ્રમા તરતો હતો. એ લાડસોહામણા ગીતમાં નરસિંહ મહેતા કહે છે કે એ દૈવી બાળુડાની આંખો એ ચન્દનીભર્યા ચન્દ્રમા ઉપર પડી. ક્ષણેક તો કૃષ્ણજી એકીટશે એ તેજબિમ્બને નીરખી રહ્યા. પછી હરખ્યા. આનન્દને ઉછાળે ચ્હડયા, ફુલડાંની માળા સમા હાથ ઉછાળ્યા જાણે ચન્દ્રમાને ઝાલવાનું કરતાં ન હોય! પણ ચન્દ્રમા ઝાલ્યો ઝલાયો નહિ ને બાલકૃષ્ણ રઢે રોવા લાગ્યા, વલોપવા લાગ્યા, જસોદા મૈયાને જાણે કહેતા હોય ને કે એ આકાશી રમકડું ઉતારી દ્યો તો જ હા, નહિ તો ના. લકટીઓ જેવજેવડા તારલા મારે ગજવે ઘાલો, ને એ તેજનો લખોટો મને રમવાને આલો. મારે તેજને ખેલણે ખેલવું છે.

આપણા ભક્તકવિ નરસિંહ મહેતાનું ભગવાનના બાળભાવનું એ પ્રભાતિઉં રાવણહથ્થે ગજવતા 'ભરથરી'ને મયૂરટહુકારે લલકારતું, પરોડના પ્રથમ કિરણોની સંગાથે ઘરઘરમાં વરસતું, આંગણુને સારો ચોક ભરી છલકાતું એ ગીત અનેક વેળા ન્હાનપણમાં સાંભળ્યું છે. એમાં પરોડના બાળભાવ છે; તેમ પરમ પ્રૌઢ ભાવ છે. નરસિંહ મહેતા કહે છે કે ચોમેર ઘેરી પડેલી રાત્રીના અન્ધકારના શિખરસ્થાને ચમકતા જ્યોતિર્બિમ્બની ભગવાને રઢ લીધી. મહાજનો ! એ રઢમાંનો ભગવાનનો અંતર-ભાવ શો હતો? બાલકૃષ્ણ ત્યારે શાને કાજે તલસતા હતા ? એ દૈવી બાળક ત્યારે વાંચ્છતું હતું **तमसः पारम्**—અન્તરિક્ષમાં ચોમેર ઘેરી પડેલા અન્ધકારનો પાર.

ચાંદલિયો વ્હાલો,

મા ! મને રમવાને આલો.
મા ! મને ચાંદલિયો વ્હાલો.

નરસિંહ મહેતા કહે છે કે બાળલીલા કરન્તા ભગવાનને અન્ધકાર નહિ, એ અન્ધકારને અજવાળતો ચન્દ્રમા વ્હાલો હતો.

કાવ્યપૂરવણીની બીજી કડી આધુનિક છેઃ

અરધો ધરે, મુગટ આખો ધરે, મા !
આવે ન કદી હાલો;
તેજ તેનાં મારી આંખોમાં આંજો,
મા ! ઉડતો ઝાલો :
મા ! મને ચાંદલિયો વ્હાલો.

જસોદા મૈયાએ પછી શું કર્યું ? રડતાં બાળકને કદી છાનું રાખી જોયું છે ? વાણી જેની જીભે આવી બેઠી નથી, હાથપાંદડીના ઉછાળા ને આંખપાંદડીનાં મટકાંથી ઉચ્ચારાતી ભાષા સમજો છો ? પ્રોફેસર હશો, પ્રિન્સિપાલ હશો, શાળાઓના ઇનસ્પેક્ટર હશો, યુનિવર્સિટિના પરીક્ષક હશો, તોયે નપાસ થશો. મુગાની બોલી માતા સમજે છે. જગતનો પરમ શિક્ષાગુરુ માતા છે. બાળ કૃષ્ણચન્દ્ર તો મુગા હતા. કવિઓએ કવિતામાં ગાયા છે એ બાળભાવ કૃષ્ણચન્દ્ર બોલતા હોત તો વાત વહેલી સરળ થાત. અંતે જસોદા મૈયાએ વણબોલ્યા ભાવ સ્હમજ્યા ને ઉપાય આદર્યો. નિર્મળ જળ ભરેલો થાળ આણ્યો ને આંગણચોકમાં મૂક્યો. પાણી ઠર્યાં ને મહીં પ્રતિબિમ્બ પડ્યું. બાળકૃષ્ણે એ પ્રતિબિમ્બ ચંદ્રમા થાળમાં નિરખ્યો ને હરખ્યા ને એ પ્રતિબિમ્બ ચંદ્રમા સંગાથે રમવા લાગ્યા. જસોદા મૈયાએ એમ ચંદ્રમાને પૃથ્વી પર ઉતાર્યો.

ઉત્તમ શિક્ષક થવું હોય, ઉત્તમ દિવાન થવું હોય, ઉત્તમ સન્ત થવું હોય, તેમણે પિતૃભાવ કરતાં માતૃભાવ વિશેષ કેળવવો ઘટે. હૈયાનાં હીર પાઈ પાઈ માતાઓ બાળકને ઉછેરે છે ને રોતાં રાખે છે. આદ્ય પ્રકૃતિ, શક્તિ, જગતજનની અંબા નવ નિધિ ને અષ્ટમા સિદ્ધિ સમાં હૈયાનાં ધાવણ ધવરાવીને માનવવંશને પાળેપોષે છે.

જુના કાળમાં આપણી પંડ્યાશાળાઓ બાળપ્રજાને ઉછેરતી. મેં તો ધૂળી નિશાળમાં પાટી ઉપર ધૂળ નાખેલી છે. આજ બાળમંદિરો બાળ પ્રજાને ઉછેરે છે. રગશીઉં ગાડું ને આગગાડી, દીવેલના દીવા ને વીજળીના દીવા જેવો ફેરફાર પ્રથમ દર્શને નથી દેખાતો ? પણ આજ તો કોટ ઉજળા ને મહીંનાં પહેરણ મેલાં હોય. અન્તર-બાહર બન્ને ય ઉજળાં હોય પ્રજાજનો ! એ પારખજો. અન્તરબાહર બન્ને ઉજળાં હશે તો તો ધૂળી નિશાળોને સ્થાને બાળમન્દિરો જાણે રથને સ્થાને મોટરો આવ્યા જેવું નીવડશે.

મારા પ્રથમ ધન્યવાદ આ બાળમન્દિરના પોષિન્દાઓને છે. બાળ

મન્દિરના સંચાલકોને છે, ને મારા બીજા ધન્યવાદ ના. મહારાજા સાહેબને છે કે પોરબંદરની પ્રજામાં એવા દીર્ઘદર્શી પ્રજાજનો છે. પ્રજા તે વૃક્ષ છે, ને બાળક તે બીજ છે. બીજ જેટલું વર્ચસ્વી ને તેજસ્વી, વૃક્ષ તેટલું વર્ચસ્વી ને તેજસ્વી. ખંતીલો ખેડુત ખેતરને નીંદે છે, ખાતર પૂરે છે; પણ એ બધું કરતાં પૂર્વે ગતવર્ષના પાકમાંથી ઉત્તમોત્તમ દાણો વીણી વીણી બી કાજે સંઘરે છે. પોરબંદરના મહાજનો ! આ બાલમન્દિરના કાર્યવાહકો પોરબંદરની ભાવિ પ્રજાનાં બીજ વીણી વીણીને ઉછેરે છે. આજે નહિ ઓળખાય; એનાં મૂલ ફાલ ઉતર્યે પ્રીછાશે.

મહારાજા સયાજીરાવ ગાયકવાડને એકદા વાર્તાલાપમા કહ્યું હતું કે કેળવણીકારનાં મૂલ અતિ મોડાં અંકાય છે. આજ ૧૦૩° તાવ હોય તે કાલે ઉતારે—દાક્તરનાં મૂલ એક તિથિમાં પરખાય. ઓણ સાલ એક કરોડની વસુલાત ઉપજી ને આવતી સાલે સવા કરોડ ઉપજે. વસુલાતી આધકારીનાં મૂલ એક બે વર્ષમાં પરખાય. આઠેક વર્ષની વયે ભણતા બાળક ભણીગણી બાવીસેક વર્ષે ધંધે વળગે, પછી આઠ દસ વર્ષે જામે, પછી પાંચેક વર્ષે ધન સંઘરી વર્તનમાં આડત્રીસ–ચાળીસેકની વયે ઘર બન્ધાવે, ત્યારે જનતા જાણે કે ગુરુ આશીર્વાદે બાળક સારો નીવડયો. એમ ત્રણેક દાયકે શિક્ષાગુરુનાં મૂલ લોકઅંકાતાં થાય. સ્વયં શિક્ષાગુરૂ તો ત્યારે નરલોકમાં હોય કે પરલોકમાં હોય, પણ એક વેળા પ્રીછાયાં, પછી સાચા હોય તો એ મૂલ ચિરંજીવ રહે છે. રામગુરૂ વસિષ્ઠજીને, પાંડવગુરુ દ્રોણાચાર્યને, કૃષ્ણ સુદામા ગુરૂ સાંદીપનિને, જગત આજે પાંચ હજાર વર્ષે સંભારે છે.

સુદામાપુરીના મહાજન ! આવો, તમને તમારી એક ઇતિહાસ-ગાથા શિખવાડું: જાણો છો કે જગતની એક પ્રાચીનમાં પ્રાચીન નગરીના આપ નગરવાસી છો ? આ પોરબંદર તો રાણા સુલ્તાનજીએ ૧૭૩૧ માં વસાવ્યું, પણ સુદામાપુરીની જુનવટ શ્રી કૃષ્ણપુરાણી છે. યુરોપની પ્રાચીન નગરીઓ રોમ ને એથેન્સ–રોમ આજથી ૨૭૦૦ વર્ષ પૂર્વે સ્થપાયું હતું, એથેન્સ આજથી ૩૫૦૦ વર્ષ પૂર્વે સ્થપાયું હતું. લંડન, પેરિસ, બર્લિન તો એ ઘૈડીયાંઓ કને રમતા કુમારો. ન્યુયોર્ક ને વોશિંગટન, કેનેડાનું ઓટાવા, આફ્રિકાનું કેપટાઉન, ઓસ્ટ્રેલિઆનું સીડની; એ તો પચ્ચાસ વર્ષનાને પાયે રમતાં એકાદ બે વર્ષનાં બાળકડાં. હિંદમાંની–ને દુનિયામાંની –અતિ પ્રાચીન નગરીઓમાંની તો અયોધ્યા, હસ્તિનાપુર, ભૃગુકચ્છ, પ્રભાસ પાટણ, ગિરનગર, દ્વારકા, સુદામાપુરી. કુરુક્ષેત્રનો મહાસંગ્રામ ખેલાયો ત્યારે

ઘણાંખરાં એ જાહોજલાલીમાં હતાં ને કુરુક્ષેત્રનો પાંડવ–કૌરવી મહાસંગ્રામ ખેલાયો. ઇ. સ. પૂ. ૩૧૦૨માં, આજથી પાંચ હજાર ૭૫ પૂર્વે સુદામાજી સુદામાપુરીમાં વિરાજતા હતા. રાણા સાહેબ જગતની એક મહાપ્રાચીન નગરીના મહારાજા છે, મહાજનો ! દુનિયાની એક અતિ જુની નગરીના આપ મહાજનો છો. શ્રી સુદામાજીના ભક્તિપ્રતાપે ને શ્રી કૃષ્ણચંદ્રના દેવ આશીર્વાદે ઉજળા છો, લાખોપતિ છો, સુજનતાસંપન્ન છો. એ અઢળક વારસો વણકરમાએલો ને મ્હોર્યોપ્રફુલ્લાવેલો સન્તાનોને સોંપતા જજો.

સજ્જનો ! ઓક્ષફર્ડનો વ્યુત્પત્તિઅર્થ છે-Ox+Ford. ઓક્ષફર્ડની શારદાપીઠ સમીપે નદી વહે છે; બળદિયા એ નદીને ઉતરીને પાર જતા એ ઉતરાણઘાટ તે Ox+Ford. આજ બુદ્ધિના બળદિયા યે ત્યાં જાય તે વિદ્વાન થઈ પાર ઉતરે. કેમ્બ્રિજનો પણ એવો જ વ્યુત્પત્તિઅર્થ છે. Cam+bridge કેમ નદી ઉતરવાના પૂલનું સ્થાન તે કેમ્બ્રિજ. રૂપક રૂપે એ શારદાપીઠોનાં નામ મહાઅર્થવાહી ને સાચાં છે ! પણ શ્રીમદભાગવતમાંનો ભગવાનભાખ્યો ગુરુકુલનો અર્થવિસ્તાર તો એથી યે સાચો છે, ને સ્પષ્ટાર્થભાવે યે સાચો છે.

कच्चिदगुरुकुले वासं ब्रह्मन् ! स्मरसि नौ, यत :
द्विजं विज्ञाय विज्ञेयं तमसः पारमश्नुते :

શ્રી કૃષ્ણચંદ્ર કહે છે કે ઓક્ષને નહિ, તમસ્‌નો પારે એ ગુરુકુલ દ્વિજબ્રહ્મ જન્મ પામેલાં ઉપનયન સંસ્કારી બાળપંખીડાને જ્યાં પાંખો ફૂટે, ઊડવાની પ્રેરણા પ્રગટે, ને સંસારનો સાગર, માયાનાં પટાન્તરો, અન્તરિક્ષના અન્ધકારપગથાર ઓળંગાવી, **तमस : पारमश्नुते**—અન્ધારપાર ઉતરાવે એ ગુરુકુલ; શ્રી કૃષ્ણચંદ્ર શ્રીમદ ભાગવતમાં સુદામાજીને કહે છે કે અન્ધારપાર ઉતારે એટલે The Ford of Darkness, **तमसः पारम्.**

મહાજનો ! મુંડકોપનિષદમાંનો એક ઉપનિષદમન્ત્ર છેઃ

મહાસ્ત્ર ઉપનિષદનું ધનુષ્ ધરી,
ઉપાસનાથી ઘસ્યું બાણ સાંધીને
ખેંચી જ તદ્‌ભાવવિલીન ચિત્તથી
વીરા ! વીંધો અક્ષરરૂપ લક્ષ્ય તે.

એ જ સકળ શિક્ષણશાસ્ત્રનો સારોદ્ધાર : **तमस : पारम् :** અન્ધકારના પથરાઈ પડયા પગથાર ઉતરી પ્રકાશની ભેખડે જઈ ઊભવું; જ્ઞાનનો સૂર્ય ઊગે ત્યાં અન્ધકાર કેવો ?

પ્રજાને મહાજનોના શિક્ષાગુરુની મહત્તા હવે સરલતાથી સમજાશે. બાળકનો પુરુષ સરજે તે શિક્ષાગુરુ; અન્ધકાર-ધોઈ અજવાળા કરે તે શિક્ષાગુરુ.

Soldier-યોદ્ધો સંહારક છે; છતાં પ્રજાના સંરક્ષણહાર લેખે સંસારનું અણમોલ અંગ છે. વૈશ્ય Distributor અર્થવિધાનક છે, Creator of Values-અર્થમૂલ્યનો સ્વેચ્છાચારી સ્રષ્ટા નથી, પણ દેશકાળબદ્ધ સંસારમાં આઘેથી આંગણે આણી આપનારનાં સંસારમૂલ ઓછાં અંકાવાં ન જોઇએ.

Creator—નવપેદા કરનાર, સરજનહારો તો આદિ કાળથી એક છે ખેડુત. પરસેવાનાં ટીપાં વરસી તરસી એકના સોગણા ખેડુત સરજે છે; પાંચનું વાળી પાંચસોનું લણે છે,

કણબી પાછળ કોડ, કણબી કોઈની કેડે નહીં.

અન્ન સરજી પીરસી ખેડુત કરોડોને નિભાવે છે, પણ એ ખેડુત તો પ્રજાદેહને પોષે છે; આત્માને સરજે છે એક મહેતાજી. ( Husbandry builds up the body; Teacher builds up the soul of a Nation. )

મનુષ્યાત્માનો સરજનહારો પ્રભુ કાં ગુરુ છે.

જગતમાં ધર્મધુરન્ધર એક જ છે મહેતાજીથી મ્હોટા; એ મહેતાજીની મહત્તા.

પ્રજાનો શિક્ષક એટલે પ્રજાના બાલાત્માનો ઘડનારો, બાળકનો પુરુષ સરજનહારો પુરુષનો દેવ ધર્મધુરન્ધર સરજે છે, પણ બાળકનો પુરુષ શિક્ષક સરજે છે. શિક્ષક એટલે નવપ્રજાનો સરજનહાર.

દુનિયા દેવોની છે, પણ પ્રથમ માનવવંશની છે.

મારો એક અનુભવ કહું. સાંભળ્યે રમૂજ પડશે, ને શોધ્યે મહીંથી સાર જડશે. કાઠિઆવાડના કેળવણીખાતાના અધિકારી એક પ્રાન્તભાગમાં શાળા નિરીક્ષણે ગયા હતા. શિક્ષણનો ત્યાં સમેયો ભરાયો હતો ને એક તિથિની શિક્ષણપરિષદ મળી હતી. ઇનસ્પેક્ટર સાહેબને પ્રમુખપદે સ્થાપ્યા હતા. દરબાર સાહેબ પડખે ખરાવ્યા હતા. શિક્ષકોનાં ઉજળાં અંગરખાં મલકાતાં મુખડાં, અંગમાંનો ઉમંગ-એ સહુ એમની પગારસંપત્તિથી અધિકાં હતાં; સાહેબ પ્રત્યેનો સૌજન્યભાવ એ બોલતા હતા. ઝવેરી સન્મુખે લોકો હીરા દાખવે તેમ સહુ નિજનિજનું ઝવેરાત દાખવતા, પણ એ ઝવેરી યે

ખોયો હતો ને દાખવાતું ઝવેરાતે એ ઝવેરીના જેવું હતું. વાંક એમનો ન હતો. પ્રણાલિકાવાદની દુર્વ્યવસ્થાનો હતો. એક જોમવન્તા જુવાન ઉછરતા ઉમંગી શિક્ષક આવ્યા ને કથિતપાઠ આપવાને બેઠા. શિક્ષણભાષણનો એમનો વિષય હતો; નગારાનો 'ન'. એ શિક્ષકબન્ધુએ તો લાગલાને નગારાના 'ન'ના ચાર ભાગલા પાડયા; આગળનું મીંડું, પછીની સીધી લીટી, તે પછીની કાના જેવી ઉભી લીટી, તે છેડાનો અર્ધચંદ્ર. ચાર સળીઓના એવા ચાર આકાર કર્યા હતા; એકે એકે એ આકાર દાખવી, પછી સહુને સંયોજી, નગારાનો ન શીખવતા હતા. અડધોક કલાક એ શિક્ષણઉપક્રમ ચાલ્યો. એ શિક્ષણપ્રયોગમાંથી બાળકો કેટલું શીખ્યા એ તો બાળકો જાણે. શિક્ષક બન્ધુનો શિક્ષણક્રમ પદ્ધતિસરનો હતો. પછી સાંજે પરિષદ વિખેરાણી, ને ફરતા ચાર ચાર પાંચપાંચ ગાઉથી આવેલો શિક્ષક-સમાજ નિજનિજને થાનકે પધાર્યો, અને તે પછી અમારી સાંજની ચર્ચાવાર્તા ચાલી. 'દરબાર સાહેબ! નગારાનો ન આમ ચાર કકડે શિખવાય છે આજ?" મ્હેં મલકાવી દરબાર સાહેબે કહ્યું, "શાળાઓમાં તો નહિ હોય એમ. આ તો પ્રયોગશાળા હતી ને, એટલે પ્રણાલિકાશાસ્ત્રને ચીલે સહુ ચાલે." પ્રત્યુત્તર થયો કે આ ચીલો તો લાંબો પડે. એક એક મૂળાક્ષરના આમ ભાગલા પાડી શિખવાય તો કેટલેક અઠવાડિએ બધા મૂળાક્ષરો શિખવાઈ રહે?' પાસે એક ભજનિક બેઠા હતા, લાલદાસ બાવા એમનું નામ. રસથી વાર્તાલાપ સાંભળતા હતા. રાત્રીએ વાળુ પછી એકતારાનાં ભજનો એમણે સંભળાવ્યાં, અને એક નવું જોડેલું જોડકણું પણ ગાયું. આખું હવે સ્મરણે નથી, પણ પહેલું ને છેલ્લું ચરણ આજ દોઢ દાયકે યે વિસરાયાં નથી.

નગારાનો ન થાય,
છોકરા! નગારાનો ન યે.

o o o

કેળવણી કરમાય,
છોકરા! નગારાનો ન યે.

સજ્જનો! શિક્ષણશાસ્ત્રીઓ! નવતરકેળવણીના ઝંડાધારીઓ! ડાલ્ટન શિક્ષણશૈલી, કિન્ડર્ગાર્ટન, મોન્ટેસરી પદ્ધતિ—એ સહુ પ્રણાલિકાઓ છે, ચીલાઓ છે, શૈલીઉપાસકો! જુના કે નવા પ્રણાલિકાવાદીઓ! પદ્ધતિપૂજકો! ને સજીવ રાખજો, પ્રણાલિકામાં પ્રાણ પૂરજો. પદ્ધતિઓને શબવત નિર્જીવ કરશો મા, કેળવણીને કરમાવશો મા. ચેતનવન્તાં શિક્ષણે ચેતનિયાઓ જન્મશે.

નવશિક્ષણપદ્ધતિઓના બે ભય મ્હને તો રહે છે: ખોટા પડે તો સારું. એક ખર્ચાળપણું ને બીજું સુખાળવાવેડા. વિદ્યાદાન ખર્ચાળ થઈ જાય એ ગરીબ હિન્દને પાલવે એમ નથી. શિક્ષણક્રમ સ્હેલો કરવા જતાં રખેને પ્રજાપ્રકૃતિ સુખાળવી થઈ જાય. સુખી સહુ થાઓ, સુખાળવા કોઈ મા થશો. કહેવત છે કે There is no royal road to Learning. યુક્લિડના પાંચમા સિદ્ધાન્તને Ass'es Bridge કહેતા. ખર્ચાળ પ્રણાલિકાઓથી જ ભણાતું હોત તો જગતમાં લક્ષ્મીપુત્રો જ વિદ્વાનો હોત. તેજ ને હવા જેવું વિનામૂલ્યનું નહિ, તો ય અન્નપાણી સમું શિક્ષણ સસ્તું રાખજો. સાંદીપનિ ઋષિના અવન્તી ગુરુકુળમાં આકરીબાણુ ફી હોત તો શ્રીકૃષ્ણ ભણ્યા હોત ને સુદામાજી અભણ રહ્યા હોત. નવશિક્ષણપદ્ધતિઓથી ખર્ચાળવેડા ને સુખાળવાવેડા વધી ન પડે એટલી બેકની ચાંપ જબરદસ્ત રાખજો. ઓખાને ગળથૂથી હોય કે રાબ હોય; જુવાનજોધને તો પાણકા યે પચવા જોઈએ. સુદામા ને શ્રી કૃષ્ણ ઈંધણા વીણવા જતા; સ્પાર્ટાના મન્દિરમાં ગેરબન્ધ મારતા. શ્રી કૃષ્ણે કુરુક્ષેત્ર જીતાવ્યું હતું; સ્પાર્ટન પ્રજા જેવી વીર પ્રજા યુરોપે કોક દીઠી હશે.

મારી ભૂલ હશે, પણ હું તો માનું છું કે ખીલાચાપડા ઢીલા, એટલુંજ જ્હાજ ઢીલું; જેટલી શિસ્ત–Discipline ઢીલી, એટલી કેળવણી ઢીલી.

બાળ ભરત સિંહણબચ્ચાની દન્તડીઓ ગણતો; બાળ લવકુશે રામસેનાને મૂર્છા ખવરાવી હતી; બાળ રામલક્ષ્મણને વિશ્વામિત્ર ઋષિ આશ્રમ રક્ષણાર્થે તેડી ગયા હતા. એ આપણાં પ્રાચીન શિક્ષણનાં ભારતીય સન્તાનો. નવશિક્ષણનાં સન્તાનોએ સત્ત્વ ને પરાક્રમ હજી સાબીત કરવાનાં છે. The new systems are, yet on their tiral. એ છેલ્લા વાક્યનો અવળો અર્થ થવો ન ઘટે કે નવશિક્ષણશૈલીઓને પ્રયોગનો યે અધિકાર નથી. વહેતાં પાણી નિર્મળાં. પ્રયોગમાંથી જ પ્રગતિ પ્રગટે છે.

અધિકારધર્મને અંગે મારે બાળશાળાઓનાં નિરીક્ષણે જવું થતું. આવા નિરીક્ષણની સફળતા કે નિષ્ફળતાની કસોટીનો કસોટીસિદ્ધાન્ત મેં મારા મન શું ત્યારે ઘડી રાખ્યો હતો. નિરીક્ષણના બેએક કલાકને અંતે શાળા છોડું ત્યારે બાળસંઘ જો હસતો હોય તો હું મારું નિરીક્ષણ સફળ માનતો, નહિ તો નિષ્ફળ માનતો. બાગમાં માળી ફરી જાય; માળીને પગલે ફુલડાં પ્રફુલ્લે ને પરિમળના ફુવારા ફુટે, તોજ માળીનું ફુલક્યારીઓમાં ફરવું સફળ, નહિ તો નિષ્ફળ છે સજ્જનો ! રાજાની પરીક્ષક પ્રજા છે, ને પરીક્ષકોના યે પરીક્ષકો બાળકો છે.

શિક્ષાગુરુ ને શિષ્યના પરસ્પર સંબંધનો પાયો અનભે છે; આણુ-સંકોચ ઐક્યનાં મન બીડાએલાં ન હોય, દિલનાં દ્વાર સદાનાં ઉઘાડાં. સાંભળ્યું છે-કે રાજ્યો ફરતી કંઈ એવી દિવાલો નથી કે સુગન્ધ કે દુર્ગન્ધ રાજ્યસીમાઓમાં જ સમાઈ રહે, કે વાયરા વાત પરમુલકમાં લઈ ન જાય.—સાંભળ્યું છે કે પોરબંદરમાં રાજાપ્રજાનો એ અનભેભાવ છે; માર્ગે દોડતી જતી રાજમોટરને થંભાવીને પણ પ્રજાજન રાણા સાહેબને અરજી આપે, એનું નામ અનભેભાવ. સાચા સન્તને કે રાજવીને બારણે સાંકળ ન હોય, જ્યાં સન્ત ઉભે ત્યાં મન્દિર, જ્યાં રાજા ઉભે ત્યાં કચેરી, પરિવારને પિતાના સંકોચ શા ? જેમને નિહાળીને પરિવાર આનન્દે એ સાચો પિતા, એ સાચો રાજા. એ સાચો સન્ત, એ સાચો શિક્ષાગુરુ.

વનવન અગર ન સાંપડે, હો બહુચરી ! જળજળ કમળ ન હોય. પણ એવા શિક્ષાગુરુ વિરલા–સુદામાપુરીના મહાજન !. પચ્ચીસેક વર્ષ પૂર્વે તમારે આંગણે એવો એક શિક્ષાગુરુ હતો. પૂછજો, વયોવૃદ્ધ ગોવિન્દજીભાઈ મારી સાક્ષી પૂરશે. ધર્મનો ભસ્મધારી, આયુષ્યનો ઉજમાળો, અન્તરનો ચન્દનસુવાહી, એ પોરબંદરની બાળપ્રજાને ત્યારે ઉછેરતો હતો. તમારો ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતો. અહીંથી વાનપ્રસ્થ થઈ રાજકોટમાં એણે ગીતાજીનું ને ગીતાજીના શાંકર ભાષ્યનું ભાષાન્તર કીધું, અને ચતુર્થાશ્રમની આયુષ્ય ઘડિઆળ વાગ્યે પછી એણે સંન્યાસ લીધો. પોરબંદર ! પચ્ચીસી પૂર્વે તારે આંગણે એક શિક્ષાગુરુ આવી ગયો–સાધુપુરુષ વિશ્વનાથ સદારામ પાઠક.

મહાજનો ! બાળકેળવણીનો પરમ સિદ્ધાન્ત મને તો જૂનાગઢ સંસ્થાનની ઘોડાહારે શિખવાડયો હતો, ને મિત્રમંડળમાં અનેકવેળા એ ઉચ્ચારેલો છે. આપણા ના. મહારાજા સાહેબ એ પ્રસંગ જાણે છે. વર્ષે વર્ષે રાજકુમાર કોલેજ ક્રિકેટ ખેલવાને જૂનાગઢ જતી. થનગનતા તેજસ્વી અશ્વરાજ સમા ડૉ. મૂળચન્દ જૂનાગઢની ઘોડાહારના ઉત્સાહઉજળા અધિકારી હતા. કોઈ પ્રિન્સિપાલને પોતાની પાઠશાળા બતાવતાં થાય એટલો ઉમંગ મહેમાનોને અશ્વશાળા દાખવતાં ડૉ. મૂળચંદને થતો. અશ્વશાળા જોવાને અમને નોતર્યા હતા. ચાર ચાર સાંકળે દોરેલો ને ચારે પગે નાચન્તો વાલી ઘોડો ત્યાં દીઠો. સિહલંકી સોરઠિઆણી સરિખડી તેજસ્વી ત્વચાળી સિહલંકી સોરઠી ઘોડીઓ ત્યાં જોઈ. શાળાછૂટયા બાળસંઘ સમું ધડબડતું પચ્ચાસપોણોસોક વછેરાવછેરીઓનું છોડી મુકેલું ધણ ત્યાં નીરખ્યું. આપણી અશ્વલક્ષ્મી નિહાળીને આંખ ઠરી. બાળશિક્ષણનો

પરમ સિદ્ધાન્ત હું ત્યાં શીખ્યો. વછેરાઓનાં ઘણુના વિશાળ, ખુલ્લા, રમવાના પટ સમા વાડા હતા, ને વાડા ફરતી છાતીપૂર દિવાલો હતી; પણ એકેકયને ગળે દોરડું ન હતું. પુરના મહાજનો! શાળાઓના શિક્ષણુ શાસ્ત્રીઓ! સર્વ કેળવણીનો પરમ સિદ્ધાન્ત એ છે; દિવાલ ખરી, પણ દોરડું નહિ.

નગરનગરની નગરરચના યે એવી જ હોય છે ને? કોરેલા રાજમાર્ગ ખરા; પણ રાજમાર્ગના રાહવટીઆ સાને સ્વતન્ત્રતા.

આદર્શ શિક્ષાગુરુ હોવાનો મારો દાવો છે નહિ, હતો નહિ; હું હતો તેના કરતાં શિક્ષાગુરુનો મારો આદર્શ મોટો હતો. રાજકોટમાંના ઇતિહાસ-પ્રસિદ્ધ પરમ શિક્ષાગુરુઓ તો થઈ ગયા. દુર્ગારામ મહેતાજી, નવલરામભાઈ ગીબી સાહેબ, ને ઍસ્ટર મેકનોટન; પણ મારા શિષ્યોને કેળવવાનો એ સિદ્ધાન્તાનુસાર મારો શિક્ષણપ્રયત્ન હતો કે દિવાલ ખરી, પણ દોરડું નહિ.

અશ્વશાળાનો, બાળશાળાનો, પ્રજાપાઠશાળાનો પરમ સિદ્ધાન્ત એજ હોય કે દિવાલ ખરી, પણ દોરડું નહિ. નગર ફરતો ગઢ ખરો, કલ્યાણકારી કોરેલા રાજમાર્ગ ખરા, પણ રાજમાર્ગના રાહવટીને પુરી સ્વતન્ત્રતા.

અને સુદામાપુરીના બાલસંઘ? યાદ રાખજો, માનવી સ્વયંનિર્જતા ભાવિને ઘડનારો છે. તમે તમારા ભાવિને કેવુંક ઘડશો? ભણી ગણી મોટા થશો, બાળક મટી પુરુષ થશો; પછી શું કરશો? જીવનનો જંગ કેવીક રીતે જીતશો? બાલસંઘ! તમારા આયુષ્યનો ખેય શો ઘડવાના છો?

બાળકડાંઓ! તમે પર્વતનજીકમા નથી, પાણી પગથારને કાંઠે છો; તમે નદી તીરે નથી, ભર્યાભર્યા સાગરના તીરવાસી છો. એ ખરૂં છે કે સામો પાર અહીંથી દુરબીને યે દેખાતો નથી; એ ખરૂં છે કે આ આરેથી **तमसः पारम्** અગોચર છે. પણ ભગવાને ભાખ્યો છે, જીવનલક્ષ્ય તો એજ રાખજો; **तमसः पारम्**. શ્રદ્ધાથી સુકાન હાથ ધરજો. સાગર ખેડજો, સામે પાર પાય મંડાશે. કોલંબસે પૃથ્વીપરકમ્મા કાજે લંગર ઉપાડ્યું ત્યારે સામો કાંઠો સાવ અદ્રશ્ય હતો. અખૂટ શ્રદ્ધા હતી, ને એણે મહાસાગરે ઝુકાવ્યું. દુનિયાને નવો ખંડ શોધી આપ્યો. બાલસંઘ! તમે સાગરવાસી છો, સાગર ખેડજો; જીવનના જહાજના કપ્તાન થજો. અગાધ સાગરનો, અતલ અન્ધકારનો પાર પામશો, ઝુકાવજો, તારણહાર શ્રી હરિ છે, નાવના કપ્તાન થજો, સુદામાપુરીના માનવવંશને શ્રી હરિનું અનજેનું પરદાન છે. પોરબંદરમાં એક શાળા હજી નથી, સ્થાપવાની છે: તે marino

School-સુકાનીશાળા. એક ગીત કહેતો જાઉં છું: બાળવૃન્દ સહુ વિચારજો, વાગોળજો, આયુષ્યભર ગોખજો, રસના ઘુંટડા જિંદગીમાં ઉતારજો. તમ સાગરવાસીઓને બીજો શો આદેશ હોય ? જીવનના જહાજના કપ્તાન થજો, બાલસંઘ ! આવો, એક કવિતા શીખવું. આયુષ્યનો સાગર ખેડતાં ખેડતાં, લંગરને ઉપાડતાં ને સુકાનને વાળતાં, સદા લલકારજો ને આનન્દજો. પાયમાં જોમ ભરશે, પ્રાણમાં પ્રેરણા પુરશે: આજથી નિર્ધાર કરી લેજો, શ્રી હરિ તમ નિર્ધાર પાર પાડશે.

નાવનો કપ્તાન થઈશ હું નાવનો કપ્તાન :
કહું છું તે કરીશ નિદાન,
થઈશ હું નાવનો કપ્તાન,
થઈશ હું નાવનો કપ્તાન.

આગ્રહ દઢતા ખંત ખડાં ત્હાં ધાર્યાં પડે નિશાન;
જોજો ! કહું છું, થઈશ ખરે ! હું કોઈક દિન કપ્તાન :
થઈશ હું નાવનો કપ્તાન.
થઈશ હું નાવનો કપ્તાન,

આ નીકની નદીઓમાં મ્હારા સઢ જો ! ઉડે સમાન;
એવા ઉછળતા સાગરનાં જીતીશ હું તોફાન.
થઈશ હું નાવનો કપ્તાન,

આનંદી ઉત્સાહી થઈશ હું, નાવિકનો પ્રિય પ્રાણ;
ભારતી હો કે ઓટ ભલે હો, સિધ્ધું મ્હારૂં સુકાન,
થઈશ હું નાવનો કપ્તાન.
થઈશ હું નાવનો કપ્તાન:

ભલો થઈશ, બહાદૂર થઈશ હું, પ્રભુમારગનો જાણ,
દુનિયાના દરિયાઓ ઉપર ઘૂમશે મ્હારૂં વ્હાણ;
! થઈશ હું નાવનો કપ્તાન.

બાલસંઘ ! ગુરુકુલે વાસ પુરો થાય, જાણ્યા શું જાણી લ્યો, બાળક મટી મનુષ્ય થાઓ, દુનિયાના સાગર ખેડો ત્યારે **તમસઃ પારમ્** પામજો !

કવિ નાનાલાલ દલપતરામ

# મેવાડની મુસાફરી

પ્રવાસ એ કેળવણીનું ખાસ એક અંગ છે એમ હવે મનાતું થયું છે. ભૂગોળનાં હજારો પુસ્તકો ભણો પણ સ્વાનુભવથી જે પ્રદેશ જોવામાં આવે, તેનો સઘળો રાજકીય, સામાજિક અને ધાર્મિક ખ્યાલ હમેશના માટે આપણી આગળ તાદશ્ય ખડો રહે છે. સ્વ પ્રાંતમાં મુસાફરી કરવી એ ઘણું ઉત્તમ છે, પણ આપણી જોડેના પર પ્રાંતમાં પ્રવાસ કરવાથી ઘણા ઘણા અનુભવો થાય છે. આવા હેતુથી પ્રેરાઈને અમો વીરવર પ્રતાપની મેવાડ ભૂમિની ઝાંખી કરવાને તૈયાર થયા.

પ્રવાસની અંદર બહુ માણસો હોય તો જોઈતી સગવડો મળી શકતી નથી. આથી અમો ત્રણ જણ રેલરસ્તે અમદાવાદ, આણંદ, ગોધરા, દાહોદ થઈ રતલામ ગયા. રતલામ દેશી રાજ છે. ત્યાંથી ઉજ્જન નજીક છે એટલે અમે ત્યાં ગયા. ઉજ્જન પરદુઃખભંજન વીર વિક્રમાદિત્યની રાજધાની હતી. હાલ પણ તેનું કેટલુંક અવશેષ જોઈ શકાય છે. ક્ષિપ્રા નદીનો ઘાટ, મહાકાલિનું મંદિર, હરસિધમાતા, સિદ્ધવડ અને એવાં બીજાં જુનાં ખંડિએરો આજુબાજુ ઘણાં છે. સિદ્ધવડની વાત એવી છે, કે મુસલમાન બાદશાહે ત્યાંનો વડ કપાવી નાખી, એ જગ્યાએ ઊનું ધગધગતું સીસું રેડયું હતું. ઉજ્જનને હિંદુસ્થાનનું ગ્રીનિચ કહી શકાય. અક્ષાંશ રેખાંશની ગણતરી અહીંથી કરવામાં આવતી હતી. આ માટેની વેધશાળાનો કેટલોક ભાગ હજુ અહીંઆં ઠીક ઠીક હાલતમાં મોજુદ છે. આ સિવાય શહેરની આજુબાજુ ચાર પાંચ માઇલ ફરતે બીજાં ઘણાં ખંડિએર મકાનો આવેલાં છે. ગુજરાતના વેપારીઓએ અહીંઆં ઠીક જમાવટ કરી છે. માળવાનું રૂ, ઘઉં અને તેલીબીઆંનો અહીંઆં મોટો વેપાર ચાલે છે. ઉજ્જનમા આપણને બૃહત્ ગુજરાતનું દર્શન થાય છે.

ઉજ્જનથી નાની ગાડી વાટે ફત્તેહાબાદ થઇ ઈંદોર જવાય છે. ઈંદોર આધુનિક શહેર જેવું એક રાજ્યધાનીનું શહેર છે. ઈંદોરના હોલ્કરો મરાઠા સામ્રાજ્યના આધાર હતા. કળાની દષ્ટિએ તેમાં ઘણું મહત્વનું જોવા જેવું નથી તોપણ એક દેશી રાજાની રાજધાની હોવાથી એ દષ્ટિએ ઘણું જોઈ શકાય. વળી ઈંદોરના ધનિક વેપારીઓએ બંધાવેલા પ્રાસાદો અને શેઠ હુકમીચંદે બંધાવેલું મંદિર કાચના સુંદર કામથી ઘણું સુશોભિત છે.

ઈંદોરથી પાછા ફરીને રતલામ થઈ ચિતોડગઢ જવાય છે. સ્ટેશનથી ગઢ આશરે દોઢ માઇલ દૂર છે. સ્ટેશન ઉપર રાજ તરફથી એક મુસાફરખાનું છે, પણ અવ્યવસ્થાની પરિસીમા હોવાથી વહેલો તે પહેલો. રાત્રે આવતા મુસાફરોને આવા મુસાફરખાનામાં ઘણી અડચણો નડે છે. તજેડીમા મરસામાન મૂકી ખાવાનું

થોડું ભાથું સાથે લઈ જોવા માટે ગઢ ઉપર ચઢી જવું. ગઢ ઉપર વિશાળ તળાવો, મંદિરો વગેરે ઘણાં છે. આથી સ્નાન તથા નિત્ય કર્મ કરવા માટે ઘણી જોગવાઈ છે. વીર પૂજાના આદર્શ પ્રતાપસિંહે આજ ગઢમાંથી મોગલો સામે લડાઈ કરેલી. કીર્તિસ્તંભ, પદ્મિનીનો મહેલ, મીરાંબાઈનું મંદિર, ભીમસિંહના મહેલનું ખંડિએર અને એવાં બીજાં ઘણાં પુરાતન ખંડિએરો આ ગઢમાં જુદા જુદા સ્થળે આવેલાં છે. ગઢ ઘણો લાંબો છે. ગમે તે એક બાજુએ નીકળી પડીએ તો ઘણું જોઇ શકાય.

અહીંથી રેલ રસ્તે વૈષ્ણવ સંપ્રદાયનાં મોટાં ધામો નજીકમાં છે. પગ રસ્તો સારૂ નથી. ચિતોડગઢના સ્ટેશનથી ઉદયપૂર તરફ વચ્ચે કાંકરોલી અને શ્રીનાથજીનાં મંદિરો આવે છે. કાંકરોલીનું મંદિર ૨૨ માઇલ થાય. રસ્તે માઇલસ્ટોન નાખેલા છે. કાંકરોલીથી શ્રીનાથજી ૧૩ માઇલ છે. શ્રીનાથજી જવા માટે એક બીજો રસ્તો પણ છે. કાંકરોલી રોડથી આગળ જઈએ તો રેલ રસ્તે શ્રીનાથદ્વારા રોડ માઉલીનું સ્ટેશન આવે છે. અહીંથી શ્રી-નાથજી ૧૫ માઇલ થાય છે. ઉદેપુર તરફ જનારાઓને પહેલાં કાંકરોલી થઈ શ્રીનાથજી જવું ઠીક થઈ પડશે. માઉલી, શ્રીનાથજી અને કાંકરોલીમાં ઘોડાગાડી વગેરે સાધનો મળી આવે છે, પણ કાંકરોલી રોડ ઉપર એવી વ્યવસ્થા નથી. ઊંટ વગેરે મળી આવે છે, પણ પગપાળા મુસાફરી કરનારને આ બધાંની શી જરૂર? એને આ બધી પંચાતમાં ઉતરવાની જરૂર નથી. આ રસ્તે મુસાફરી કરતી વખતે લાઠી અને બીજાં હથિયારો રાખવાં જોઈએ. વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યોના મોજશોખો અને અયોગ્ય ઉડાઉ ખર્ચો કેમ નભે છે એનો ખરો ખ્યાલ આ બે સ્થળોમાંથી મળી આવે છે. યાત્રાળુએ મંદિરમાં કંઇકને કંઈક ભેટ મૂકવીજ જોઇએ એવો અહીંનો ધારો મનાય છે.

શ્રી નાથજીની સત્તર માઇલની સડક ઉપર એકલિંગજી મહાદેવનું પુરાણું મંદિર છે. ઉદયપુરના સિસોદીઆ રાજાઓના આ કુળદેવતા ગણાય છે. આ મંદિરની આજુબાજુ ડુંગરોની હારમાળા આવેલી છે. પાસે એક વિશાળ સરોવર છે. અહીંથી ઉદયપુર ૧૨ માઇલ થાય. કાંકરોલીથી શ્રી-નાથજી, એકલિંગજી અને ઉદયપુર સુધી ૪૨ માઇલની ઠીક ઠીક સડક છે. ઉદયપુરમાં અને તેની આજુબાજુમાં ઘણાં મોટાં જળાશયો આવેલાં છે. અહીંથી ૩૦ માઇલની છેટે જયસમુદ્ર કરીને એક મોટું જળાશય છે. કાંકરોલીના "રાયસાગર" કરતાં આ ઘણુંજ મોટું છે. અસંખ્ય નાની નદીઓ, પર્વતોનાં ઝરણાં અને અસંખ્ય નાના વહેળાઓ આ જળાશયમાં વાળવામાં આવ્યા છે. એમ કહેવામાં આવે છે કે, આ 'સમુદ્ર' તેની માઝા મૂકે તો ગુજરાતના ઘણા મોટા ભાગ પર પાણી ફરી વળે.

# સને ૧૯૩૩ માં લેવાએલી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના; ખામીઓ તથા તે સુધારવાની સૂચનાઓ સાથે.

**ભાષા:**—વિદ્યાર્થીઓએ સમજપૂર્વક પાઠ્યપુસ્તકનો અભ્યાસ કર્યો હોય એમ જણાતું નથી. તેમજ તેઓ જે કાંઈ જાણતા હતા તે ઉત્તરરૂપે બરાબર લખી શક્યા નહોતા. પૃથક્કરણ અને એકીકરણ સંબંધીના પ્રશ્નોના ઉત્તર યોગ્ય રીતે આપ્યા નહોતા. વ્યુત્પત્તિ અને સમાસ સંબંધીના પ્રશ્નોના ઉત્તર સંતોષકારક નહોતા. ઘણા વિદ્યાર્થીઓના અક્ષર સફાઈદાર નહોતા તેમજ તેઓ જોડણીમાં કાચા હતા અને લખાણમાં સ્વચ્છતા નહોતી. કેટલાક વિદ્યાર્થીઓએ મુદ્દાપૂર્વક ઉત્તર આપ્યા નહોતા.

**સૂચના:**—ભાષા શિક્ષણ શાસ્ત્રીયપદ્ધતિથી થવું જોઈએ, અને તે શાસ્ત્રના સિદ્ધાંતોનો વહેવારૂ અમલ થવો જોઈએ. પાઠ્યપુસ્તકના દરેક પાઠનો અભ્યાસ સાહિત્ય તેમજ જ્ઞાનની દૃષ્ટિએ સંપૂર્ણ રીતે થવો જોઈએ. વિદ્યાર્થીઓ કોઈપણ પાઠ સંભાળપૂર્વક શીખે અને સમજે એ હેતુથી અમુક પાઠને લગતા પ્રશ્નો પહેલેથી યોજી તેમને આપવા જોઈએ. આથી પાઠનો સાર સમજવામાં તેમને ઘણી સરળતા મળશે અને ગોખણપટી આપો-આપ ટળશે. મુખ્ય સંબંધવાળી અથવા તો મુદ્દાની બાબતો તેઓ શીખવા લાગશે. કસોટીના પ્રશ્નપત્રો તેમને આપવા જોઈએ અને નમુનારૂપ ઉત્તર તેમને બનાવવા જોઈએ. શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ વ્યાકરણનો વિષય શીખવતા કે શીખતા નથી. આ વિષયને ભાષાના સાહાય્યક વિષય તરીકે શીખવવો જોઈએ. આ વિષયના પાકા અભ્યાસથી ભાષામાં પણ શુદ્ધિ આવે છે. લખાણમાં સ્વચ્છતા જાળવવા હંમેશાં આગ્રહ રાખવો જોઈએ.

**મુખપાઠ:**—અભ્યાસક્રમ પ્રમાણે નક્કી કરેલા ગદ્યપદ્યના બધા પાઠો ઘણા વિદ્યાર્થીઓએ તૈયાર કર્યા નહોતા. વાચનમાં મંદતા હતી અને તેઓ વાંચેલું યોગ્ય રીતે બોલી જણાવી શકતા નહોતા. જે વાંચ્યું હોય તેનો સાર ઘણા થોડા વિદ્યાર્થીઓ આપી શક્યા હતા. 'ર', 'ળ', 'ત', 'થ', 'ટ', વાળા શબ્દોના ઉચ્ચાર અશુદ્ધ થતા હતા.

**સૂચના:**—મુખપાઠનો પુરેપુરો મહાવરો વિદ્યાર્થીઓને પાડવો જોઈએ. શિક્ષકોએ નિયમિત રીતે તેમને અમુક કવિતાઓની પંક્તિઓ મોઢે કરવા આપવી જોઈએ અને જરૂર પડે ત્યારે પોતે તે બોલી બતાવવી પણ જોઈએ.

**હસ્તલેખવાચન:**—હસ્તલેખો વાંચવાનો યોગ્ય અને પુરો મહાવરો વિદ્યાર્થીઓને પાડવો જોઈએ.

**સૂચના:**—શિક્ષકોએ તેવા લખાણના જુદા જુદા નમુના વાંચવા માટે આપવા જોઈએ. આથી વિદ્યાર્થીઓ તેવા લખાણથી પરિચિત થશે અને વાચન સરળ અને સમજપૂર્વકનું થશે. ટુંકાં મથાળાં હોય તેનો વિસ્તાર કરી તે સમજાવવાં જોઈએ.

**નિબંધ અને રિપોર્ટ:**—વિદ્યાર્થીઓમાં વિચારની તેમજ તે જણાવવાની ખામી માલમ પડી હતી. ઘણા વિદ્યાર્થીઓએ એકના એક વિચારનું પુનરાવર્તન કર્યું હતું. લખાણમાં પૅરેગ્રાફ પાડવાનું કામ સંતોષકારક નહોતું. વિરામચિહ્નોનો ખ્યાલ નથી. વાક્યરચનામાં દોષો જોવામાં આવતા હતા. તેઓના લખાણમાં 'અને' શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો હતો તે કેટલીક જગાએ ખોટો હતો. જોડણી કાચી હતી. કેટલાક વિદ્યાર્થીઓએ નિબંધના તમામ વિષયો ઉપર તેમજ રિપોર્ટની તમામ બાબતો ઉપર લખી નાખ્યું હતું. આ સંબંધીના ઉત્તર અસંતોષકારક હતા.

**સૂચના:**—વિચારની સામગ્રી વધે એવા હેતુથી વિદ્યાર્થીઓને વિશેષ વાચન માટે બીજાં પુસ્તકો વાંચવા ઉત્તેજના જોઈએ. સારા સારા નિબંધો નમુનારૂપે તેમને વાંચવા આપવા જોઈએ. તેમાંથી મુખ્ય મુદ્દાઓ તેઓ તારવી કાઢે અને પછી તેજ મુદ્દાઓને તેમની પોતાની ભાષામાં નિબંધરૂપે વિસ્તારી લખે. પછીથી બંને લખાણનો મુકાબલો કરવો જોઈએ, અને જે ખામીઓ હોય તેની નોંધ કરી લેવી જોઈએ, જેથી ભવિષ્યમાં તેવી ખામીઓ અથવા ભૂલો થતી અટકે. એક વિષય લઈ તેના ઉપર ચર્ચા ચલાવવી જોઈએ. તેની નોંધ કાળા પાટીઆ ઉપર સંબંધપૂર્વક કરવી જોઈએ. વિરામચિહ્નો અને જોડણી ઉપર ધ્યાન આપવું જોઈએ.

**ગણિત:**—ઘણા વિદ્યાર્થીઓએ અપૂર્ણાંકના દાખલા ગણવાનો પ્રયાસ કૌંસ છોડયા સિવાય કર્યો હતો, પણ કૌંસ કેમ છોડવા તે તેઓ જાણતા નહોતા. નફાતોટાના દાખલાના સિદ્ધાંતોની માહીતી ઘણા વિદ્યાર્થીઓને નહોતી. ક્રમિક પગથીઆં અને પદ્ધતિની ખામી જોવામાં આવી હતી અને કંઈ સ્વચ્છતા નહોતી. એકજ પાના ઉપર એક કરતાં વધારે પ્રશ્નોના ઉત્તર આપ્યા હતા. સરખાપણાની અને પ્રમાણની સંજ્ઞા વિષે તેઓને ઝાંખો ખ્યાલ હતો અને પરિણામે એકને બદલે બીજી સંજ્ઞા વાપરેલી હતી. વિશેષ રકમોને સાદી રકમો તરીકે ગણવામાં આવી હતી.

**સૂચના:** વહેવાર સ્વરૂપ આપી અને મૂર્ત વસ્તુઓ સાથે સંબંધ જોડી નીચલાં ધોરણમાંથીજ ગણિતના સિદ્ધાંતો બાળકોને સ્પષ્ટ રીતે સમજાવવા જોઈએ. વિદ્યાર્થીઓ સારી રીતે અને પદ્ધતિપૂર્વક દાખલા ગણે એ ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ. શિક્ષકે નમનારૂપે દાખલા ગણી બતા-

વવા જોઈએ; અને દરેક પગથીઆનો એક બીજા સાથે કેવી રીતનો સંબંધ છે તે તર્કસિદ્ધ રીતથી સ્પષ્ટ કરવો જોઈએ.

**નામું:**—આ વિષયમાં કામ એકંદર સંતોષકારક હતું, પણ કેટલાક વિદ્યાર્થીઓ રકમ જમા ઉધાર કેમ પાડવી તે જાણતા નહોતા. કેટલાક વિદ્યાર્થીઓનું કામ અસ્વચ્છ હતું.

**સૂચના:**—વહેવારૂ દૃષ્ટિ રાખી જમા ઉધાર બાજુનો સ્પષ્ટ ખ્યાલ વિદ્યાર્થીઓને આપવો જોઈએ અને તેમની મદદથી રકમો જમા ઉધાર પાડવી જોઈએ. આ વિષયના વહેવારૂ સ્વરૂપ ઉપર ખાસ ભાર મૂકવો જોઈએ. કેટલાક ચોપડા નમુનારૂપે તેમને બતાવવા જોઈએ કે જેથી તેઓ રકમો કેવી રીતે જમા ઉધાર પાડવામાં આવે છે તે જાણી શકે.

**ભૂમિતિ:**—વિષયના ક્રિયાત્મક ભાગ ઉપર વિશેષ ધ્યાન આપવું જોઈએ. વિદ્યાર્થીઓ સારી રીતે અને બરાબર આકૃતિ દોરી શકે એટલા માટે તેમને સાહિત્યો વાપરતાં શીખવવું જોઈએ. ભૂમિતિમાં જે જે સંજ્ઞાઓનો ઉપયોગ થતો હોય તે બધી સચોટ રીતે સમજાવી જોઈએ અને તેનો યોગ્ય જગાએ યોગ્ય ઉપયોગ થવો જોઈએ. થોડાકજ વિદ્યાર્થીઓએ ક્રિયાત્મક ભાગ સંબંધી પ્રશ્નોના ઉત્તર આપવા યત્ન કર્યો હતો. વિષયના આ સ્વરૂપ ઉપર ધ્યાન આપવામાં આવ્યું નથી.

**સૂચના:**—વિષય બુદ્ધિપૂર્વક શીખવવો જોઈએ. આકૃતિ કાઢતી વખતે વિદ્યાર્થીઓ સાહિત્યોનો ઉપયોગ કરે છે કે કેમ તે શિક્ષકોએ જોવું જોઈએ. દરેક પગથીઉં સ્પષ્ટ રીતે સમજાવવું જોઈએ. સંજ્ઞા અને તેના ઉપયોગની માહીતી સ્પષ્ટ રીતે આપવી જોઈએ.

**ઇતિહાસ:**—ઘણા વિદ્યાર્થીઓએ જે ઉત્તર આપ્યા હતા તેમાં વિષયની યોગ્ય અને બુદ્ધિપૂર્વકની સમજુતીનો છેક અભાવ જોવામાં આવ્યો હતો. ઘણા થોડા વિદ્યાર્થીઓએ પ્રશ્નના મુદ્દાપૂર્વક ઉત્તર આપ્યા હતા. 'પીટનું ઇન્ડિઆ બીલ', 'રેગ્યુલેટિંગ એક્ટ', 'લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ' વગેરે વિષે તેમને સ્પષ્ટ ખ્યાલ નહોતો. વિદ્યાર્થીઓ પ્રશ્નપત્ર કાળજીપૂર્વક વાંચતા નથી. તેથી ઘણાઓએ સંબંધ વિનાની બાબતો લખી નાખી હતી. મુખ્ય બાબતો વિષેનું કેટલાકનું અજ્ઞાન ખાસ જણાઈ આવ્યું હતું.

**સૂચના:**—આવી ભૂલો થવાનું કારણ એ છે કે તેઓ વિષયને મનુષ્યજીવનના એક અંગ તરીકે સમજતા નથી, અને એને બદલે પરીક્ષા પુરતું તેઓ કેટલુંક ગોખણપટ્ટીનું કામ કરી નાખે છે. ઇતિહાસમાં અગત્યના અથવા સમયપ્રવર્તક જે બનાવો હોય તે સંબંધી શિક્ષકોએ પ્રશ્નો યોજવા જોઈએ. આથી તેઓ બરાબર વાંચી તે વિષય સમજતા થશે. સમયના તક્તા, વંશાવળી. મોટાં માણસોના જીવનચરિત્રો વગેરેનો પરિપકે

ખ્યાલ તેમને મળવો જોઈએ. મનુષ્યના મનોવિકાસના એક સ્વરૂપ તરીકે વિષયને શીખવવો જોઈએ, અને એટલા માટે જે જે બનાવો કે મહાપુરુષો હોય અને જેને લીધે ઇતિહાસનું અમુક સ્વરૂપ ઘડાયું હોય તે ઉપર યોગ્ય અને પુરતું લક્ષ આપવું જોઈએ. વળી ભૂગોળ સાથે તેનો સંબંધ પણ જોડવો જોઈએ.

**ભૂગોળ:**—વિદ્યાર્થીઓનું પ્રાકૃતિક ભૂગોળનું જ્ઞાન સંતોષકારક નહોતું. આ વિષયના શિક્ષણમાં સુધારો થએલો જણાતો નથી. રાજકીય ભૂગોળનું જ્ઞાન પણ ઘણું કાચું હતું. વિદ્યાર્થીઓ નકશા દોરી શકયા નહોતા તેમજ તેમાં હકીકત પણ યોગ્ય રીતે પુરી શક્યા નહોતા.

**સૂચના:**—શિક્ષકે શીખવતી વખતે આ વિષયનું શાસ્ત્રીયસ્વરૂપ સમજવું જોઈએ. કાર્યકારણનો સંબંધ સ્પષ્ટ કરવો જોઈએ, અને પ્રાકૃતિક કે મનુષ્યજીવન સંબંધીના જે જે સિદ્ધાંતો હોય તે તારવવા જોઈએ. વિદ્યાર્થીઓને નકશો કાઢવાનો સંપૂર્ણ મહાવરો પડવો જોઈએ. નકશાઓનો વારંવાર ઉપયોગ કરવાથી વિદ્યાર્થીઓને સ્થળોનો સ્થાન પરત્વેનો સારો ખ્યાલ આવશે. ગોખણપટી તજી દેવી જોઈએ. ચિત્રો, આકૃતિ, વાર્તા, વર્ણનો વગેરેથી તેમજ મેજિકલેન્ટર્નની મદદથી વિષયમાં રસ ઉત્પન્ન કરવો જોઈએ.

**વિજ્ઞાન:**—ઘણા વિદ્યાર્થીઓ વિજ્ઞાનની બાબતોનો દરરોજના ઉપયોગની ચીજો સાથેનો સંબંધ જોડી શકયા નહોતા. વિજ્ઞાનની વહેવારૂ દૃષ્ટિ તરફ નજર રાખવામાં આવી નથી. આકૃતિઓ બરાબર દોરવામાં આવી નહોતી. વિદ્યાર્થીઓએ શિક્ષકોએ આપેલી નોંધો અથવા પુસ્તકના ફકરા ગોખી નાખ્યાં હતા. તેઓ વૈજ્ઞાનિક શબ્દોના અર્થ સમજ્યા નથી.

**સૂચના:**—આકૃતિ અને પ્રયોગની મદદથી વિષય શીખવવો જોઈએ, નિરીક્ષણ ઉપરથીજ ઘણું શીખવું જોઈએ. તેઓએ જે જે કાંઈ જોયું હોય તેની નોંધ કરી લેવી જોઈએ અને સાથે શુદ્ધ આકૃતિઓ પણ દોરી લેવી જોઈએ. આ નોંધો શિક્ષકોએ બરાબર તપાસવા જોઈએ અને ભૂલો તરફ તેમનું લક્ષ ખેંચવું જોઈએ.

## ખેતીવાડી અભ્યાસક્રમ

ઘણા વિદ્યાર્થીઓ માપકરણમાં નબળા હતા. ખેતીકામ અને સૃષ્ટિજ્ઞાનમાં તેઓનું કામ સંતોષકારક હતું. તેમની નોંધપોથીમાં વાર્ષિક વરસાદનું પ્રમાણ, તેમજ વરસાદના જે દિવસો પાક ઉત્પન્ન કરવાના કારણરૂપે ઘણા અગત્યના છે તેની નોંધ હતી નહિ. તેઓને ત્રણ વરસના નિરીક્ષણની નોંધપોથી બનાવવાની હોય છે પણ કેટલાકે તેની નોંધપોથીઓ રાખી નહોતી. રાજવહીવટ સંબંધી પ્રશ્નોના ઉત્તર યોગ્ય રીતે આપ્યા નહોતા.

## સને ૧૯૩૩માં લેવાએલી ઉર્દુ ફાઇનલ પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓના કામની સમાલોચના:—

**ભાષા:**—ઘણા વિદ્યાર્થીઓએ કવિતાઓની પંક્તિઓને કેવળ ગદ્યના રૂપમાં મૂકીનેજ તેની સમજુતી આપી હતી. તેમનો સંબંધ સમજાવી શક્યા નહોતા. પૃથક્કરણ અને પદચ્છેદ અપૂર્ણ હતા. કેટલાકને સાદા પદચ્છેદનો પણ ખ્યાલ નહોતો.

ઘણા વિદ્યાર્થીઓ ગુજરાતી તેમજ ઉર્દુમાં માગેલો સંબંધ સંતોષકારક રીતે સમજાવી શક્યા નહોતા. વાક્યમાં શબ્દો તેમજ પદસમૂહનો ઉપયોગ યોગ્ય રીતે તેઓ કરી શક્યા નહોતા. પદચ્છેદ કાચું હતું.

**મુખપાઠ:**—ગુજરાતી અને ઉર્દુ.

ગુજરાતી તેમજ ઉર્દુનો મુખપાઠ એકંદર સંતોષકારક હતો. કેટલાક વિદ્યાર્થીઓના ઉર્દુ ઉચ્ચારમાં ખામી હતી. હસ્તલેખોનું વાચન સંતોષકારક હતું.

**ગણિત:**—ઘણા વિદ્યાર્થીઓનું કામ પદ્ધતિપૂર્વક નહોતું. તેઓએ જે દાખલા ગણ્યા હતા તેના ઉપરથી જણાઈ આવતું હતું કે તેઓમાં તર્કની ખામી હતી. નીચલાં ધોરણનો અભ્યાસક્રમ પુનરાવર્તનરૂપે કરી લેવો જોઈએ. માપકરણ કાચું હતું.

**ભૂમિતિ:**—ઘણા વિદ્યાર્થીઓનું પુસ્તકીઉ જ્ઞાન ઠીક હતું; પણ ઉપપ્રશ્નો ઉપર ધ્યાન આપવામાં આવ્યું નથી કારણ કે તે તેઓ છોડી શક્યા નહોતા. સાહિત્યનો ઉપયોગ થવો જોઈએ.

**દેશીનામું:**—કામ એકંદર સંતોષકારક હતું. વ્યાજ ગણવામાં તેઓએ ભૂલો કરી હતી. જમા ઉધાર રકમો નાખવામાં ઘણા વિદ્યાર્થીઓએ ભૂલો કરી હતી.

**ઇતિહાસ:**—વૈદિક અને બૌદ્ધ ધર્મ સંબંધીના પ્રશ્નોના ઉત્તર સંતોષકારક નહોતા. બ્રિટિશ હિંદના રાજ્યવહીવટ સંબંધી તેમનું જ્ઞાન ઘણું કાચું હતું. કામ એકંદર સંતોષકારક હતું.

**ભૂગોળ:**—પ્રાકૃતિક તેમજ ખગોળ સંબંધીના પ્રશ્નો તેઓ બરાબર સમજ્યા નહોતા. તુલનાત્મક દૃષ્ટિથી વિષય શીખવવો જોઈએ કે જેથી વિદ્યાર્થીઓને તે વિષયનો એકંદર સચોટ ખ્યાલ આવી શકે. તેમની એકંદર ભૌગોલિક દૃષ્ટિ સંકુચિત હતી.

ાંગ—ઈ. સ. ૧૯૩૪ સંવત ૧૯૯૦ ૯૧ હીજરી સને ૧૩૫૨-૫૩

| જાન્યુઆરિ | | | ફેબ્રુઆરિ | | | માર્ચ | | | એપ્રિલ | | | મે | | | જુન | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પોષ–મહા | | | મહા–ફાગણ | | | ફાગણ–ચૈત્ર | | | ચૈત્ર–વૈશાખ આધક | | | અધિકવૈશાખ–દ્વિ. વૈશાખ | | | દ્વિ. વૈશાખ–જેઠ | | |
| રમજાન–સવાલ | | | સવાલ–જિલ્કાદ | | | જીલ્કાદ–જિલ્હેજ | | | જિલ્હેજ–મહોરમ | | | મહોરમ–સફર | | | સફર–રબીઉલઆવલ | | |
| વ૧ | સોમ | ૧૩ | ૨ | ગુરૂ | ૧૬ | ૧૫ | ગુરૂ | ૧૪ | વ૨ | રવિ | ૧૬ | ૨ | મંગળ | ૧૬ | ૪ | શુક્ર | ૧૮ |
| ૨ | મંગળ | ૧૪ | ૩ | શુક્ર | ૧૭ | વ૧ | શુક્ર | ૧૫ | ૩ | સોમ | ૧૭ | ૩ | બુધ | ૧૭ | ૫ | શનિ | ૧૯ |
| ૩ | બુધ | ૧૫ | ૪ | શનિ | ૧૮ | ૨ | શનિ | ૧૬ | ૪ | મંગળ | ૧૮ | ૪ | ગુરૂ | ૧૮ | ૬ | રવિ | ૨૦ |
| ૩ | ગુરૂ | ૧૬ | ૫ | રવિ | ૧૯ | ૩ | રવિ | ૧૭ | ૫ | બુધ | ૧૯ | ૫ | શુક્ર | ૧૯ | ૭ | સોમ | ૨૧ |
| ૪ | શુક્ર | ૧૭ | ૬ | સોમ | ૨૦ | ૪ | સોમ | ૧૮ | ૬ | ગુરૂ | ૨૦ | ૭ | શનિ | ૨૦ | ૮ | મંગળ | ૨૨ |
| ૫ | શનિ | ૧૮ | ૭ | મંગળ | ૨૧ | ૫ | મંગળ | ૧૯ | ૭ | શુક્ર | ૨૧ | ૮ | રવિ | ૨૧ | ૯ | બુધ | ૨૩ |
| ૬ | રવિ | ૧૯ | ૮ | બુધ | ૨૨ | ૬ | બુધ | ૨૦ | ૮ | શનિ | ૨૨ | ૯ | સોમ | ૨૨ | ૧૦ | ગુરૂ | ૨૪ |
| ૭ | સોમ | ૨૦ | ૯ | ગુરૂ | ૨૩ | ૭ | ગુરૂ | ૨૧ | ૯ | રવિ | ૨૩ | ૧૦ | મંગળ | ૨૩ | ૧૧ | શુક્ર | ૨૫ |
| ૮ | મંગળ | ૨૧ | ૧૦ | શુક્ર | ૨૪ | ૮ | શુક્ર | ૨૨ | ૧૦ | સોમ | ૨૪ | ૧૧ | બુધ | ૨૪ | ૧૨ | શનિ | ૨૬ |
| ૧૦ | બુધ | ૨૨ | ૧૧ | શનિ | ૨૫ | ૧૦ | શનિ | ૨૩ | ૧૧ | મંગળ | ૨૫ | ૧૨ | ગુરૂ | ૨૫ | ૧૩ | રવિ | ૨૭ |
| ૧૧ | ગુરૂ | ૨૩ | ૧૨ | રવિ | ૨૬ | ૧૧ | રવિ | ૨૪ | ૧૨ | બુધ | ૨૬ | ૧૩ | શુક્ર | ૨૬ | ૧૪ | સોમ | ૨૮ |
| ૧૨ | શુક્ર | ૨૪ | ૧૩ | સોમ | ૨૭ | ૧૨ | સોમ | ૨૫ | ૧૩ | ગુરૂ | ૨૭ | ૧૪ | શનિ | ૨૭ | ૦)) | મંગળ | ૨૯ |
| ૧૩ | શનિ | ૨૫ | ૦)) | મંગળ | ૨૮ | ૧૩ | મંગળ | ૨૬ | ૦)) | શુક્ર | ૨૮ | ૦)) | રવિ | ૨૮ | શુ૧ | બુધ | ૩૦ |
| ૧૪ | રવિ | ૨૬ | શુ૧ | બુધ | ૨૯ | ૧૪ | બુધ | ૨૭ | શુ૧ | શનિ | ૨૯ | શુ૧ | સોમ | ૨૯ | ૨ | ગુરૂ | ૧ |
| ૦)) | સોમ | ૨૭ | ૨ | ગુરૂ | ૩૦ | ૦)) | ગુરૂ | ૨૮ | ૨ | રવિ | ૩૦ | ૨ | મંગળ | ૧ | ૩ | શુક્ર | ૨ |
| શુ૧ | મંગળ | ૨૮ | ૩ | શુક્ર | ૧ | શુ૧ | શુક્ર | ૨૯ | ૩ | સોમ | ૧ | ૩ | બુધ | ૨ | ૪ | શનિ | ૩ |
| ૨ | બુધ | ૧ | ૪ | શનિ | ૨ | ૨ | શનિ | ૧ | ૪ | મંગળ | ૨ | ૪ | ગુરૂ | ૩ | ૫ | રવિ | ૪ |
| ૩ | ગુરૂ | ૨ | ૫ | રવિ | ૩ | ૩ | રવિ | ૨ | ૪ | બુધ | ૩ | ૫ | શુક્ર | ૪ | ૬ | સોમ | ૫ |
| ૪ | શુક્ર | ૩ | ૬ | સોમ | ૪ | ૪ | સોમ | ૩ | ૫ | ગુરૂ | ૪ | ૬ | શનિ | ૫ | ૭ | મંગળ | ૬ |
| ૫ | શનિ | ૪ | ૭ | મંગળ | ૫ | ૫ | મંગળ | ૪ | ૬ | શુક્ર | ૫ | ૭ | રવિ | ૬ | ૮ | બુધ | ૭ |
| ૬ | રવિ | ૫ | ૮ | બુધ | ૬ | ૬ | બુધ | ૫ | ૭ | શનિ | ૬ | ૮ | સોમ | ૭ | ૯ | ગુરૂ | ૮ |
| ૭ | સોમ | ૬ | ૯ | ગુરૂ | ૭ | ૭ | ગુરૂ | ૬ | ૮ | રવિ | ૭ | ૮ | મંગળ | ૮ | ૧૦ | શુક્ર | ૯ |
| ૮ | મંગળ | ૭ | ૧૦ | શુક્ર | ૮ | ૮ | શુક્ર | ૭ | ૯ | સોમ | ૮ | ૯ | બુધ | ૯ | ૧૧ | શનિ | ૧૦ |
| ૯ | બુધ | ૮ | ૧૦ | શનિ | ૯ | ૯ | શનિ | ૮ | ૧૦ | મંગળ | ૯ | ૧૦ | ગુરૂ | ૧૦ | ૧૨ | રવિ | ૧૧ |
| ૧૦ | ગુરૂ | ૯ | ૧૧ | રવિ | ૧૦ | ૧૦ | રવિ | ૯ | ૧૧ | બુધ | ૧૦ | ૧૧ | શુક્ર | ૧૧ | ૧૩ | સોમ | ૧૨ |
| ૧૧ | શુક્ર | ૧૦ | ૧૨ | સોમ | ૧૧ | ૧૧ | સોમ | ૧૦ | ૧૨ | ગુરૂ | ૧૧ | ૧૨ | શનિ | ૧૨ | ૧૪ | મંગળ | ૧૩ |
| ૧૨ | શનિ | ૧૧ | ૧૩ | મંગળ | ૧૨ | ૧૨ | મંગળ | ૧૧ | ૧૩ | શુક્ર | ૧૨ | ૧૩ | રવિ | ૧૩ | ૧૫ | બુધ | ૧૪ |
| ૧૩ | રવિ | ૧૨ | ૧૪ | બુધ | ૧૩ | ૧૩ | બુધ | ૧૨ | ૧૪ | શનિ | ૧૩ | ૧૫ | સોમ | ૧૪ | વ૧ | ગુરૂ | ૧૫ |
| ૧૪ | સોમ | ૧૩ | ... | ... | ... | ૧૪ | ગુરૂ | ૧૩ | ૧૫ | રવિ | ૧૪ | વ૧ | મંગળ | ૧૫ | ૨ | શુક્ર | ૧૬ |
| ૧૫ | મંગળ | ૧૪ | ... | ... | ... | ૧૫ | શુક્ર | ૧૪ | વ૧ | સોમ | ૧૫ | ૨ | બુધ | ૧૬ | ૪ | શનિ | ૧૭ |
| વ૧ | બુધ | ૧૫ | ... | ... | ... | ૧૫ | શનિ | ૧૫ | ... | ... | ... | ૩ | ગુરૂ | ૧૭ | ... | ... | ... |

તૈયાર કરનાર—ચંદ્રશંકર ભવાનીશંકર જાની,

## સને ૧૯૩૪ સંવત ૧૯૯૦-૯૧ હીજરી સન ૧૩૫૨-૫૩

| તારીખ | જુલાઈ જેઠ–અસાડ રબીઉલઅવલ–રબીઉલ-આખર | | | ઑગસ્ટ અસાડ–શ્રાવણ રબીઉલઆ૦–જમાદીલ-અવલ | | | સપ્ટેમ્બર શ્રાવણ–ભાદરવો જમાદીલઅ૦–જમાદીલ આખર | | | ઑક્ટોબર ભાદરવો–આસો જમાદીલ-આખર–રજબ | | | નવેમ્બર આસો–કારતક રજબ–સાબાન | | | ડિસેમ્બર કારતક–માગશર સાબાન–રમજાન | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | વ૫ | રવિ | ૧૮ | ૭ | બુધ | ૧૯ | ૮ | શનિ | ૨૧ | ૮ | સોમ | ૨૧ | ૧૦ | ગુરૂ | ૨૨ | ૧૦ | શનિ | ૨ |
| ૨ | ૬ | સોમ | ૧૯ | ૮ | ગુરૂ | ૨૦ | ૯ | રવિ | ૨૨ | ૯ | મંગળ | ૨૨ | ૧૦ | શુક્ર | ૨૩ | ૧૧ | રવિ | ૨ |
| ૩ | ૭ | મંગળ | ૨૦ | ૯ | શુક્ર | ૨૧ | ૧૦ | સોમ | ૨૩ | ૧૦ | બુધ | ૨૩ | ૧૧ | શનિ | ૨૪ | ૧૨ | સોમ | ૨ |
| ૪ | ૮ | બુધ | ૨૧ | ૧૦ | શનિ | ૨૨ | ૧૧ | મંગળ | ૨૪ | ૧૧ | ગુરૂ | ૨૪ | ૧૨ | રવિ | ૨૫ | ૧૩ | મંગળ | ૨ |
| ૫ | ૯ | ગુરૂ | ૨૨ | ૧૧ | રવિ | ૨૩ | ૧૨ | બુધ | ૨૫ | ૧૨ | શુક્ર | ૨૫ | ૧૩ | સોમ | ૨૬ | ૧૪ | બુધ | ૨ |
| ૬ | ૧૦ | શુક્ર | ૨૩ | ૧૧ | સોમ | ૨૪ | ૧૩ | ગુરૂ | ૨૬ | ૧૩ | શનિ | ૨૬ | ૧૪ | મંગળ | ૨૭ | ૦)) | ગુરૂ | ૨ |
| ૭ | ૧૧ | શનિ | ૨૪ | ૧૨ | મંગળ | ૨૫ | ૧૪ | શુક્ર | ૨૭ | ૧૪ | રવિ | ૨૭ | ૦)) | બુધ | ૨૮ | સુ૧ | શુક્ર | ૨ |
| ૮ | ૧૨ | રવિ | ૨૫ | ૧૩ | બુધ | ૨૬ | ૦)) | શનિ | ૨૮ | ૦)) | સોમ | ૨૮ | સુ૧ | ગુરૂ | ૨૯ | ૨ | શનિ | ૩ |
| ૯ | ૧૩ | સોમ | ૨૬ | ૧૪ | ગુરૂ | ૨૭ | સુ૧ | રવિ | ૨૯ | સુ૧ | મંગળ | ૨૯ | ૨ | શુક્ર | ૧ | ૩ | રવિ | |
| ૧૦ | ૧૪ | મંગળ | ૨૭ | ૦)) | શુક્ર | ૨૮ | ૧ | સોમ | ૩૦ | ૨ | બુધ | ૩૦ | ૩ | શનિ | ૨ | ૪ | સોમ | |
| ૧૧ | ૦)) | બુધ | ૨૮ | સુ૧ | શનિ | ૨૯ | ૨ | મંગળ | ૧ | ૩ | ગુરૂ | ૧ | ૫ | રવિ | ૩ | ૫ | મંગળ | |
| ૧૨ | સુ૧ | ગુરૂ | ૨૯ | ૨ | રવિ | ૧ | ૩ | બુધ | ૨ | ૪ | શુક્ર | ૨ | ૬ | સોમ | ૪ | ૬ | બુધ | |
| ૧૩ | ૨ | શુક્ર | ૩૦ | ૩ | સોમ | ૨ | ૪ | ગુરૂ | ૩ | ૫ | શનિ | ૩ | ૭ | મંગળ | ૫ | ૭ | ગુરૂ | |
| ૧૪ | ૩ | શનિ | ૧ | ૪ | મંગળ | ૩ | ૬ | શુક્ર | ૪ | ૬ | રવિ | ૪ | ૮ | બુધ | ૬ | ૯ | શુક્ર | |
| ૧૫ | ૪ | રવિ | ૨ | ૫ | બુધ | ૪ | ૭ | શનિ | ૫ | ૭ | સોમ | ૫ | ૯ | ગુરૂ | ૭ | ૧૦ | શનિ | |
| ૧૬ | ૫ | સોમ | ૩ | ૬ | ગુરૂ | ૫ | ૮ | રવિ | ૬ | ૮ | મંગળ | ૬ | ૧૦ | શુક્ર | ૮ | ૧૧ | રવિ | |
| ૧૭ | ૫ | મંગળ | ૪ | ૭ | શુક્ર | ૬ | ૯ | સોમ | ૭ | ૯ | બુધ | ૭ | ૧૧ | શનિ | ૯ | ૧૨ | સોમ | |
| ૧૮ | ૬ | બુધ | ૫ | ૮ | શનિ | ૭ | ૧૦ | મંગળ | ૮ | ૧૧ | ગુરૂ | ૮ | ૧૨ | રવિ | ૧૦ | ૧૩ | મંગળ | ૧ |
| ૧૯ | ૭ | ગુરૂ | ૬ | ૯ | રવિ | ૮ | ૧૧ | બુધ | ૯ | ૧૨ | શુક્ર | ૯ | ૧૩ | સોમ | ૧૧ | ૧૪ | બુધ | ૧ |
| ૨૦ | ૮ | શુક્ર | ૭ | ૧૦ | સોમ | ૯ | ૧૨ | ગુરૂ | ૧૦ | ૧૩ | શનિ | ૧૦ | ૧૪ | મંગળ | ૧૨ | ૧૫ | ગુરૂ | ૧ |
| ૨૧ | ૧૦ | શનિ | ૮ | ૧૧ | મંગળ | ૧૦ | ૧૩ | શુક્ર | ૧૧ | ૧૪ | રવિ | ૧૧ | ૧૫ | બુધ | ૧૩ | વ૧ | શુક્ર | ૧ |
| ૨૨ | ૧૧ | રવિ | ૯ | ૧૨ | બુધ | ૧૧ | ૧૪ | શનિ | ૧૨ | ૧૫ | સોમ | ૧૨ | વ૧ | ગુરૂ | ૧૪ | ૨ | શનિ | ૧ |
| ૨૩ | ૧૨ | સોમ | ૧૦ | ૧૪ | ગુરૂ | ૧૨ | ૧૫ | રવિ | ૧૩ | વ૧ | મંગળ | ૧૩ | ૨ | શુક્ર | ૧૫ | ૩ | રવિ | ૧ |
| ૨૪ | ૧૩ | મંગળ | ૧૧ | ૧૫ | શુક્ર | ૧૩ | વ૧ | સોમ | ૧૪ | ૨ | બુધ | ૧૪ | ૩ | શનિ | ૧૬ | ૩ | સોમ | ૧ |
| ૨૫ | ૧૪ | બુધ | ૧૨ | વ૧ | શનિ | ૧૪ | ૨ | મંગળ | ૧૫ | ૩ | ગુરૂ | ૧૫ | ૪ | રવિ | ૧૭ | ૪ | મંગળ | ૧ |
| ૨૬ | ૧૫ | ગુરૂ | ૧૩ | ૨ | રવિ | ૧૫ | ૪ | બુધ | ૧૬ | ૪ | શુક્ર | ૧૬ | ૫ | સોમ | ૧૮ | ૫ | બુધ | ૧ |
| ૨૭ | વ૧ | શુક્ર | ૧૪ | ૩ | સોમ | ૧૬ | ૫ | ગુરૂ | ૧૭ | ૫ | શનિ | ૧૭ | ૬ | મંગળ | ૧૯ | ૬ | ગુરૂ | ૧ |
| ૨૮ | ૨ | શનિ | ૧૫ | ૪ | મંગળ | ૧૭ | ૬ | શુક્ર | ૧૮ | ૬ | રવિ | ૧૮ | ૭ | બુધ | ૨૦ | ૭ | શુક્ર | ૨ |
| ૨૯ | ૩ | રવિ | ૧૬ | ૫ | બુધ | ૧૮ | ૭ | શનિ | ૧૯ | ૭ | સોમ | ૧૯ | ૮ | ગુરૂ | ૨૧ | ૮ | શનિ | ૨ |
| ૩૦ | ૪ | સોમ | ૧૭ | ૬ | ગુરૂ | ૧૯ | ૭ | રવિ | ૨૦ | ૮ | મંગળ | ૨૦ | ૯ | શુક્ર | ૨૨ | ૯ | રવિ | ૨ |
| ૩૧ | ૫ | મંગળ | ૧૮ | ૭ | શુક્ર | ૨૦ | ... | ... | ... | ૯ | બુધ | ૨૧ | ... | ... | | ૧૦ | સોમ | ૨ |

હેડમાસ્તર—પોલિસ હેડક્વાર્ટર્સ સ્કૂલ, ગોધરા–( પંચમહાલ ).

# કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

## ઉત્તર ભાગ

### નંબર ૯૫૨૫

ઇ. સ. ૧૯૩૫ ની સાલમાં થનારી કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચેના પાઠો નક્કી કરવામાં આવ્યા છે:—

પહેલો વિષય:—વર્નાક્યુલર (ગુજરાતી)—

ગદ્ય:—કન્યા વાચનમાળા પુસ્તક ૩ જાના સઘળા પાઠો.

પદ્ય:—કન્યા વાચનમાળા પુસ્તક ૩ જામાંથી ૬, ૯, ૧૨, ૨૨, ૨૬ અને ૩૦, એ ૭ પાઠો.

પહેલો વિષય:—વર્નાક્યુલર (ઉર્દુ)—

ગદ્ય:—કેળવણીખાતાની ઉર્દુ છઠ્ઠી ચોપડી (સને ૧૯૩૨ ની પાંચમી આવૃત્તિ)—પાઠો:-૧, ૨, ૩, ૪, ૬, ૭, ૮, ૯, ૧૨, ૧૬, ૧૭, ૧૯, ૨૩, ૨૪, ૨૭, ૨૯, ૩૧, ૩૨, ૩૪, ૩૬, ૩૯, ૪૧, ૪૨, ૪૪, ૪૫, ૪૬, ૪૭ અને ૪૮ (બધા મળી ૨૮ પાઠો).

પદ્ય:—કેળવણીખાતાની ઉર્દુ છઠ્ઠી ચોપડી (સને ૧૯૩૨ ની પાંચમી આવૃત્તિ)—પાઠો:-૫, ૧૦, ૧૫, ૨૦, ૨૫ અને ૩૦ (બધા મળી ૭ પાઠો);

ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ અમદાવાદ, તા. ૨-૧૧-૧૯૩૩. (અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૭-૧૧-૧૯૩૩ના પત્ર નંબર ૧૦૦૨૨માં કરેલી સૂચનાનુસાર).

---

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રગટકર્તા કે મુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | ગૌહરુલ્લુગાત, સને ૧૯૩૧ની પહેલી આવૃત્તિ | મિ. મુન્શી મીરઝા અહમદશાહ બેગ સાહેબ, બીદર | લેખક | ૦—૧૩—૦ | ઉર્દુ સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| ૨ | ગૌહરુલ અરુઝ, સને ૧૮૨૯ની પહેલી આવૃત્તિ | ” | ” | ૧—૦—૦ | ઉર્દુ પ્રાથમિક, માધ્યમિક અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| ૩ | આઇને-એ-અદબ, સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ | મિ. મુન્શી મુહમ્મદ કમરુદ્દીન સાહેબ | મિ. મૌલ્વી મજીદ હુસેન બીજનોર | ૦—૮—૦ | ” | |
| ૪ | મશરીકી-ખાનદેશકા જુગ્રફિયા | જૈનુદ્દીન અઝીમુદ્દીન હેડમાસ્તર ઉર્દુ બાયઝ સ્કૂલ, ભુસાવળ | લેખક | ૦—૩—૬ | ધોરણ ૩ માટે ભૂગોળના પાઠ્યપુસ્તક તરીકે | |
| ૫ | હિસાબકા દુસરા ઝીના સને ૧૯૩૧ની બીજી આવૃત્તિ | મિ. મહમ્મદ અકબર મુન્શી શદાબાદી | પંજાબ પ્રિન્ટિંગ વર્ક્સ, લાહોર | ૦—૭—૯ | ઉર્દુ પ્રાથમિક માધ્યમિક અને ટ્રેનિંગ ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | |
| | ” તીસરા ” | ” | ” | ૦—૮—૦ | ” | |
| | ” ચૌથા ” | ” | ” | ૦—૮—૦ | ” | |
| | ” પાંચવા સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ | ” | ” | ૦—૧૦—૩ | ” | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | „ છઠ્ઠા સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ | „ | ધી પંજાબ પ્રિન્ટિંગ વર્કસ, લાહોર | ૦—૭—૦ | „ |
| ૧૦ | „ સાતવા સને ૧૯૩૩ ની પહેલી આવૃત્તિ | „ | „ | ૦-૧૧—૮ | „ |
| ૧૧ | „ આઠવા સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ | „ | „ | ૦-૧૧—૧ | „ |
| ૧૨ | ઉર્દૂકી આસાન ગ્રામર હિસ્સા અવ્વલ, ૧૯૩૧ | મિ. શેખ મહમ્મદ ઇકરામ, બાર એટ-લૉ | „ | ૦—૨—૧૦ | પ્રાથમિક સ્કૂલોમાં ધોરણ ૪ માટે પાઠ્યપુસ્તક તરીકે |
| ૧૩ | ઉર્દૂકી આસાન ગ્રામર હિસ્સા દુવુમ, સને ૧૯૩૩ ની ત્રીજી આવૃત્તિ | „ | „ | ૦—૩—૬ | પ્રાથમિક સ્કૂલોના ધોરણ ૫મા માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૧૪ | „ „ સીવુમ, „ „ | „ | „ | ૦—૭—૩ | „ „ ૬ અને ૭મા માટે અને એ. વી. સ્કૂલોના ધોરણ ૧ થી ૩ માટે, અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં પહેલા અને બીજા વર્ષ માટે પાઠ્યપુસ્તક તરીકે |
| ૧૫ | રહનુમા-એ-તલબા (ધોરણ ૪થા માટે) | ... | „ | ૦-૧૦—૦ | ઉર્દૂ પ્રાથમિક, માધ્યમિક અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૬ | હિન્દબાર, સને ૧૯૨૭ની પહેલી આવૃત્તિ | મિ. રામસીંગ, બી. એ. | „ | ૦—૫—૦ | પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | ધી પંજાબ પ્રિન્ટિંગ વર્કસ, લાહોર | ૦—૪—૦ | ,, |
| ૨૭ | ,, ,, નં. ૩, સને ૧૯૨૮ની બીજી આવૃત્તિ | ,, | ,, | ૦—૫—૦ | ,, |
| ૨૮ | ,, ,, નં. ૪, સને ૧૯૨૬ની પહેલી આવૃત્તિ | ,, | ,, | ૦—૫—૦ | ,, |
| ૨૯ | ,, ,, નં. ૫ | ,, | ,, | ૦—૫—૦ | ,, |
| ૩૦ થી ૩૬ | ગુલદસ્તએ હિકાયત નં ૬-૧૨, સને ૧૯૨૬ ની પહેલી આવૃત્તિ | ,, | લેખક | હરેક નંબરની કિંમત ૧—૨—૦ | ઉર્દુ પ્રાથમિક, માધ્યમિક ઇન્સ્ટીટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૩૭ | સુવાઝન એ સલીઓ હિલાલ સને ૧૯૩૩ ની પહેલી આવૃત્તિ | મિ. મહમ્મદ અબ્દુસ્સમીમાં નકદત, શહાજહાનપુરી | | | |
| ૩૮ | બાગુલ હિસાબ, (વિદ્યાર્થીઓ માટે) | મિ. શેખચાંદ, બી. એ. | શેખ અબ્દુલ, ગણિત પ્રવેશ અને બાગુલ હિસાબ ઑફિસ, પુના સ્ટેશન રોડ, રાજકોટ | ૦—૨—૬ | પ્રાથમિક સ્કૂલોમાં ટીચર્સ લાયબ્રેરી માટે. |
| ૩૯ થી ૪૨ | ઉર્દુ કૉપિ સ્લિપ નં. ૧, ૨, ૩ અને ૪ | ... | ધી પંજાબ પ્રિન્ટિંગ વર્કસ, લાહોર | હરેક કૉપિનો ૦—૧—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વાપરવા માટે. |

(સહી) એ. એમ. ખાન
સેક્રેટરી, ઉર્દુ સ્કૂલ બુક કમિટી, પુના.

પુના, તા. ૩૦-૮-૧૯૩૩.

છોકરાઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ઉત્તર ભાગ ઉ. ભા. માં સને ૧૯૩૩ માં લેવાએલી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોના નામની યાદીઃ—

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | ગોધરા સેન્ટર. | | ૩૧ | ભાનુશંકર પુરષોત્તમ શુક્લ | ૨૮૬ |
| | | | ૩૧ | પ્રતાપસિંહ કોબાભાઈ ગોહીલ | ૨૮૬ |
| ૧ | મુળીઆ વિશ્રામ પરમાર | ૩૭૯ | ૩૧ | રાયસિંહ કુબેરભાઈ બારીઆ | ૨૮૬ |
| ૨ | મણીલાલ મોતીભાઈ પટેલ | ૩૭૬ | ૩૪ | ગોરધનભાઈ માધવભાઈ રાય | ૨૮૫ |
| ૩ | છગનલાલ ગલાભાઈ કલમી | ૩૬૬ | ૩૫ | ઈશ્વરલાલ ઝવેરલાલ જોષી | ૨૮૪ |
| ૪ | છગનલાલ છગનલાલ શાળંદ | ૩૫૫ | ૩૬ | ગોવિંદભાઈ નાથાભાઈ પટેલ | ૨૮૦ |
| ૫ | ચીમનલાલ આત્મારામ જાની | ૩૫૩ | ૩૭ | રતીલાલ મગનલાલ પંડ્યા | ૨૭૯ |
| ૬ | મણીલાલ સોમેશ્વર જોષી | ૩૪૮ | ૩૮ | સોમાભાઈ ભાઈજીભાઈ માછી | ૨૭૬ |
| ૭ | રમણલાલ રણછોડ જોષી | ૩૨૭ | ૩૯ | પ્રભાતસિંહ હેમાભાઈ બારીઆ | ૨૭૫ |
| ૮ | જગન્નાથ ઈશ્વરદાસ સાધુ | ૩૨૪ | ૪૦ | ચીમનલાલ હરિભાઈ રામી | ૨૭૩ |
| ૯ | અમૃતલાલ શીવરામભાઈ ભટ્ટ | ૩૧૬ | ૪૧ | અનડા છવા પગી | ૨૭૨ |
| ૯ | ગોરીશંકર મણીશંકર જોષી | ૩૧૬ | ૪૨ | લક્ષ્મીશંકર મુળજી પંડ્યા | ૨૬૯ |
| ૯ | ઉદેસિંહ કેસરીસિંહ, રાઠોડ | ૩૧૬ | ૪૨ | ડાલાભાઈ જોરાભાઈ પટેલ | ૨૬૯ |
| ૧૨ | મોહનલાલ દામોદર જોષી | ૩૧૫ | ૪૪ | અમીરખાન ઉમરાવખાન પઠાણ | ૨૬૭ |
| ૧૩ | સોમાભાઈ બેચરભાઈ જરીઆ | ૩૧૦ | ૪૪ | કંચનલાલ હીરાલાલ દેસાઈ | ૨૬૭ |
| ૧૪ | રણછોડ રાયજી પટેલ | ૩૦૮ | ૪૪ | રમણલાલ રાધાકૃષ્ણ શાસ્ત્રી | ૨૬૭ |
| ૧૫ | દેવાભાઈ દલાભાઈ પટેલ | ૩૦૭ | ૪૪ | સ્વરૂપસિંહ અજીતસિંહ સોલંકી | ૨૬૭ |
| ૧૫ | નટવરલાલ પીતાંબરદાસ પંડ્યા | ૩૦૭ | ૪૮ | અંબાઈદાસ હીરદાસ પટેલ | ૨૬૬ |
| ૧૭ | બાપુલાલ મંનસુખલાલ | ૩૦૬ | ૪૯ | મધુસુદન ધીરજરામ ભટ્ટ | ૨૬૫ |
| | કઠ્ઠીઆ | | ૪૯ | મહાસુખલાલ પાનાચંદ શાહ | ૨૬૫ |
| ૧૮ | દામોદર પીતાંબર પંડ્યા | ૩૦૫ | ૪૯ | નટવરલાલ કેશવલાલ મોની | ૨૬૫ |
| ૧૮ | રૂપસિંહ ભીમસિંહ સોલંકી | ૩૦૫ | ૫૨ | મણીલાલ મોનાલાલ ભટ્ટ | ૨૬૪ |
| ૨૦ | દોલુસિંહ કાદરસિંહ સોલંકી | ૩૦૪ | ૫૩ | રતીલાલ હીરાલાલ ઠાકર | ૨૬૩ |
| ૨૧ | કાલુભાઈ બાદુભાઈ વણકર | ૩૦૧ | ૫૪ | મનોર નાથા પટેલ | ૨૬૨ |
| ૨૧ | જેઠાલાલ રણછોડ પંડ્યા | ૩૦૧ | ૫૪ | મંગળભાઈ કિશોરભાઈ પટેલ | ૨૬૨ |
| ૨૩ | કુબેરભાઈ દલાભાઈ માળી | ૨૯૭ | ૫૬ | રમણલાલ નાથાલાલ ઓઝા | ૨૬૧ |
| ૨૪ | મગનલાલ સબુરભાઈ કુંભાર | ૨૯૪ | ૫૭ | છગનભાઈ જોખનાભાઈ | ૨૬૦ |
| ૨૫ | પુંજાભાઈ મંગળભાઈ પટેલ | ૨૯૩ | | બારીઆ | |
| ૨૬ | રતનસિંહ મોહનસિંહ ચોહાણ | ૨૯૨ | ૫૭ | રમણલાલ પુંજાલાલ જોષી | ૨૬૦ |
| ૨૬ | મોહનસિંહ ઘેમસિંહ બારીઆ | ૨૯૨ | ૫૯ | ઝવેરસિંહ દલપતસિંહ રાઠોડ | ૨૫૯ |
| ૨૮ | રામસુમેર રામચંદ્ર ચોહાણ | ૨૯૧ | ૬૦ | પુંજાલાલ પુરષોત્તમ સુથાર | ૨૫૬ |
| ૨૯ | પુરષોત્તમ રેવાશંકર પંડ્યા | ૨૯૦ | ૬૦ | મંગળભાઈ ભીખાભાઈ પટેલ | ૨૫૬ |
| ૩૦ | રમણલાલ ગજાનનરામ ત્રિવેદી | [illegible] | ૬૨ | બાપુલાલ રણછોડદાસ શાહ. | ૨૫૫ |

| | | |
|---|---|---|
| ૬૨ | હરિલાલ ઇશ્વર પંડ્યા | ૨૫૫ |
| ૬૨ | વાડીલાલ મુળજીભાઈ કોન્ટ્રાક્ટર | ૨૫૫ |
| ૬૪ | હરિઆવગર ઉમેદગર ગોસાઈ | ૨૫૪ |
| ૬૫ | મણીશંકર મોતીરામ જોષી | ૨૫૪ |
| ૬૭ | લક્ષ્મણસિંહ નાથુસિંહ સોલંકી | ૨૫૩ |
| ૬૭ | મણીશંકર જગન્નાથ દવે | ૨૫૩ |
| ૬૭ | મંગળદાસ ભીમજીભાઈ પટેલ | ૨૫૩ |
| ૭૦ | ચુનીલાલ પ્રેમચંદ દરજી. | ૨૫૨ |
| ૭૦ | મોતીભાઈ સીબાભાઈ બારીઆ | ૨૫૨ |
| ૭૨ | ભીમસિંહ નહારસિંહ લવાણા | ૨૫૦ |
| ૭૨ | બાપુજી ખતુજી પટેલ | ૨૫૦ |
| ૭૪ | ભીખાલાલ હરિલાલ ઠક્કર | ૨૪૯ |
| ૭૫ | દુષ્યંતરાય અંબાલાલ દવે | ૨૪૮ |
| ૭૫ | મંગળસિંહ પહાડસિંહ રાઠોડ | ૨૪૮ |
| ૭૭ | મનસુખરામ રણછોડ પંડ્યા | ૨૪૭ |
| ૭૮ | પ્રભાત નારાયણ ડામોર | ૨૪૫ |
| ૭૯ | કમાલસિંહ ધરમસિંહ લવાણા | ૨૪૪ |
| ૮૦ | અંબાલાલ મગનલાલ શાહ | ૨૪૩ |
| ૮૧ | રમણલાલ શંકરલાલ ઠાકોર | ૨૪૨ |
| ૮૨ | ધામજીભાઈ રામજીભાઈ પટેલ | ૨૪૧ |
| ૮૨ | જેરાભાઈ દીપસિંહ પટેલ | ૨૪૧ |
| ૮૨ | કાલુભાઈ ગોકળભાઈ આહીર | ૨૪૧ |
| ૮૫ | ધુરાભાઈ કલ્યાણ પટેલ | ૨૪૦ |
| ૮૫ | છગન સોમા કોળી | ૨૪૦ |
| ૮૫ | લાલાભાઈ ભીખાભાઈ વણકર | ૨૪૦ |
| ૮૫ | નગીનદાસ શંકરલાલ પાળંદ | ૨૪૦ |
| ૮૫ | રણછોડભાઈ શંકરભાઈ પટેલ | ૨૪૦ |
| ૯૦ | શાંતિલાલ મોહનલાલ શેઠ | ૨૩૮ |
| ૯૧ | જેહતસિંહ ભગતસિંહ ગોહીલ | ૨૩૭ |
| ૯૧ | મફતલાલ ગીરધરલાલ શાહ | ૨૩૭ |
| ૯૩ | રમણલાલ મુળજીરામ પંડ્યા | ૨૩૬ |
| ૯૪ | પ્રભુદાસ ભગવાન વાળંદ | ૨૩૫ |
| ૯૫ | મગનભાઈ વરવાભાઈ પટેલ | ૨૩૩ |
| ૯૬ | પ્રતાપ માલાભાઈ પટેલ | ૨૩૧ |
| ૯૭ | અમૃતલાલ લલ્લુભાઈ સોની | ૨૩૦ |
| ૯૮ | લક્ષ્મણરાવ માધવરાવ આપાનકર | ૨૨૮ |
| ૯૮ | ઉદેચંદ તારાચંદ ભણસાલી | ૨૨૮ |
| ૧૦૦ | રમણલાલ સોમાલાલ પરીખ | ૨૨૭ |
| ૧૦૧ | છોટાભાઈ સવજીભાઈ પટેલ | ૨૨૩ |
| ૧૦૨ | કાંતિલાલ ચુનીલાલ પરીખ | ૨૧૭ |

## ખેતીવાડી ખાયસ કોર્સ

| | | |
|---|---|---|
| ૧ | શકરાભાઈ ગોમજીભાઈ રાઠોડ | ૩૫૯ |
| ૨ | ઠાકરસિંહ લાલસિંહ પટેલ | ૩૫૮ |
| ૩ | શાબુરભાઈ રાયજીભાઈ બારીઆ | ૩૫૨ |
| ૪ | સરદારસિંહ પહાડસિંહ બારીઆ | ૩૪૪ |
| ૫ | મનસુખભાઈ ધીરૂભાઈ બારીઆ | ૩૩૦ |
| ૬ | કેશરીસિંહ છેલાભાઈ પરમાર | ૩૨૬ |
| ૭ | શકરાભાઈ નાથાભાઈ વસાયા | ૩૨૨ |
| ૮ | દલસિંહ નાનાભાઈ બારીઆ | ૩૨૧ |
| ૯ | સુરસિંહ દલસિંહ પનડા | ૩૧૯ |
| ૧૦ | શનાભાઈ વકતાભાઈ પટેલ | ૩૧૩ |
| ૧૧ | બુરાભાઈ બાલુભાઈ બારીઆ | ૩૧૨ |
| ૧૨ | સોમાભાઈ ધેમાભાઈ પટેલ | ૩૦૭ |
| ૧૩ | બુરાભાઈ કાળુભાઈ ગોહીલ | ૨૯૩ |
| ૧૩ | ગોહનસિંહ સુંદરભાઈ પટેલ | ૨૯૩ |
| ૧૫ | રંગજીભાઈ બુરાભાઈ ડામોર | ૨૮૮ |

## ઉર્દુ-ગુજરાતી.

| | | |
|---|---|---|
| ૧ | અબ્દુલસતાર ઇસ્માઇલ ગાંસી | ૨૬૪ |
| ૨ | ગફુરખાન મોહસમખાન પઠાણ | ૨૪૪ |
| ૩ | રજીઉદ્દીન યાસીનમીયાં કાઝી | ૨૩૧ |

## ભરૂચ સેન્ટર.

| | | |
|---|---|---|
| ૧ | ત્રિભોવન ચુનીલાલ મોદી | ૪૧૪ |
| ૨ | હરિભાઈ જેરામ કોઠેલા | ૩૮૭ |
| ૩ | મહેસચંદ્ર ખંડેરાવ જગતાપ | ૩૭૯ |
| ૪ | દાક્તરલાલ છગનલાલ મહીઆરવાળા | ૩૬૧ |
| ૫ | હીરાલાલ રણછોડદાસ અદરવાળા | ૩૫૭ |
| ૬ | ભાણાભાઈ હરિભાઈ પટેલ | ૩૫૩ |
| ૭ | લસમુખલાલ અનંદરામ શુક્લ | ૩૫૨ |
| ૮ | જેસંગ દેવા પટેલ | ૩૩૭ |
| ૯ | કાંતિલાલ છોટાલાલ ભાવસાર | ૩૨૯ |
| ૯ | ચંદ્રવદન લલ્લુભાઈ જોષી | ૩૨૯ |

| | | |
|---|---|---|
| ૮૪ | પ્રભાતસિંહ નાહારસિંહ રાજ | ૨૪૨ |
| ૮૪ | મણીશંકર રામશંકર વૈદ્ય | ૨૪૨ |
| ૮૭ | નવિનચંદ્ર વ્રજલાલ પારેખ | ૨૬૮ |
| ૮૮ | છિત્તુભાઈ નરસિંહભાઈ પટેલ | ૨૩૫ |
| ૮૯ | મોહમદ ઇસ્માઇલ મુસા પટેલ | ૨૩૨ |
| ૯૦ | જયંતિલાલ વલ્લભદાસ પટેલ | ૨૨૫ |

## ખેતીવાડી બાયસ કોર્સ

| | | |
|---|---|---|
| ૧ | લવગણ બાવાભાઈ બીલ | ૩૨૫ |
| ૨ | કેશવલાલ જમનાભાઈ ગામેટી | ૩૦૮ |
| ૨ | રામસંગ રણછોડ પટેલ | ૬૦૮ |
| ૪ | રમણલાલ શંકરલાલ ભટ્ટ | ૨૯૭ |
| ૫ | નાનજી દેવજીભાઈ ગામેટી | ૨૯૫ |
| ૬ | પાઉલ જીવણરાવ ભોંસલે | ૨૮૪ |
| ૭ | પુરશોત્તમ નાથાભાઈ જોષી | ૨૮૩ |
| ૮ | આર્હતા ઉકરભાઈ પટેલ | ૨૮૧ |
| ૯ | ગુમાનભાઈ જયરામભાઈ પટેલ | ૨૮૧ |
| ૧૦ | પુરીઆ મંગળદાસ ખ્રિસ્તી | ૨૮૦ |
| ૧૧ | પ્રાગદાસ જેઠાભાઈ પટેલ | ૨૬૨ |
| ૧૨ | લહાનુ પુંગલ કેનકર | ૨૫૮ |
| ૧૩ | સુમનલાલ રામભાઈ ઉપાધ્યાય | ૨૫૪ |

## ઉર્દુ-ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | મહમ્મદ અહમદ ઇબ્રાહીમ પટેલ | ૩૭૯ |
| ૨ | આદમ ઉમરજી બક્ષ પટેલ | ૩૪૩ |
| ૩ | અહમદ ઇબ્રાહીમ બાપુ બાવા | ૨૭૪ |
| ૪ | આદમ મુસા પટેલ | ૨૬૩ |
| ૫ | ગુલામ મહમદ ઇબ્રાહીમ મુસા મુન્શી | ૨૫૬ |
| ૬ | અહમદ ઇસ્માઈલ હસન પટેલ | ૨૫૩ |
| ૭ | મુસા વલી પટેલ | ૨૮૩ |
| ૮ | ઇસ્માઈલ અલીઆદમ પટેલ | ૨૩૯ |
| ૯ | દાઉદ અહમદ મુસા પટેલ | ૨૩૬ |

## ગુજરાતી-ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | મહમદ ઇસ્માઈલ વલી પટેલ | ૩૮૮ |
| ૨ | હસન ઇસપ આમીજી પટેલ | ૩૫૭ |
| ૩ | અહમદ ઇસ્માઇલ પટેલ | ૩૫૦ |
| ૪ | વલી ઇસા યાકુબ પટેલ | ૩૪૨ |
| ૫ | મુસા વલી આદમ પટેલ | ૩૪૧ |
| ૬ | ઇબ્રાહીમ અલી મુસા પટેલ | ૩૪૦ |
| ૬ | મહમદ યુસુફ અલી પટેલ | ૩૪૦ |
| ૮ | આદમ અહમદ યાકુબ પટેલ | ૩૩૮ |
| ૯ | અહમદ દાઉદ પટેલ | ૩૩૬ |
| ૯ | મહમદ હસન મસા પટેલ | ૩૩૬ |
| ૧૧ | ઇસ્માઇલ ઇબ્રાહીમ પટેલ | ૩૩૪ |
| ૧૨ | હુસેન રહીમ આલમ મલેક | ૩૩૨ |
| ૧૨ | વલી મહમદ ઉમર પટેલ | ૩૩૨ |
| ૧૪ | મહમદ યુસુફ મુસા પટેલ | ૩૨૬ |
| ૧૪ | વલી મહમદ દાઉદ પટેલ | ૩૨૬ |
| ૧૬ | અહમદ યુસુફ આદમ પટેલ | ૩૨૫ |
| ૧૭ | અહમદ ઇસ્માઇલ ઇબ્રાહીમ પટેલ | ૩૨૨ |
| ૧૮ | વલી ઇસા સુલેમાન પટેલ | ૩૧૫ |
| ૧૯ | ઇબ્રાહીમ અબ્દુલ્લા પટેલ | ૩૧૨ |
| ૨૦ | મહમદ ઉમરજી બાપુ પટેલ | ૩૦૭ |
| ૨૧ | મહમદ સુલેમાન ઇસા પટેલ | ૩૦૬ |
| ૨૨ | મુસા ઇબ્રાહીમ અહમદ પટેલ | ૩૦૩ |
| ૨૩ | ઇસપ ફકુ મુસા પટેલ | ૩૦૨ |
| ૨૪ | અલીમહમ્મદ આદમ પટેલ | ૩૦૧ |
| ૨૫ | ઇબ્રાહીમ મુસા બક્ષ પટેલ | ૨૯૯ |
| ૨૫ | મહમદ આદમ હસન પટેલ | ૨૯૯ |
| ૨૭ | મહમદ વલી દાઉદ પટેલ | ૨૯૮ |
| ૨૮ | વલી ઉમરજી ઇબ્રાહીમ પટેલ | ૨૯૬ |
| ૨૯ | સુલેમાન આદમજી વૈપાત | ૨૯૩ |
| ૩૦ | અલી દાઉદ ઇબ્રાહીમ પટેલ | ૨૮૬ |
| ૩૦ | હસન ઇસા પટેલ | ૨૮૬ |
| ૩૨ | યુસુફ ઇસ્માઇલ અહમદ પટેલ | ૨૮૦ |
| ૩૩ | મહમદ યુસુફ ઇબ્રાહીમ પટેલ | ૨૭૫ |
| ૩૩ | મહમદઅલી શાહ-સાહેબ-મીઆં સૈયદ | ૨૭૫ |
| ૩૩ | ઇસ્માઇલ મહમ્મદ યુસુફ પટેલ | ૨૭૫ |
| ૩૬ | અલીભાઈ મહમદ નાથા પટેલ | ૨૭૩ |
| ૩૭ | વલીમુસા આદમ પટેલ | ૨૭૧ |
| ૩૮ | આદમ મુસા ઉમર પટેલ | ૨૬૭ |

## સુરત-સેન્ટર.

| | | |
|---|---|---|
| ૧ | ભવાનભાઈ બાહીદાસ પટેલ | ૩૮૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૮ | જીખા મકન પટેલ | ૨૯૬ | ૧૧૫ | પરજુ પ્રેમા પટેલ | ૨૮૧ |
| ૭૮ | ખંડુભાઇ નારણજી દેસાઇ | ૨૯૬ | ૧૧૫ | રામાભાઈ ભગાભાઈ પટેલ | ૨૮૧ |
| ૮૧ | છોટુભાઇ ધીરજલાલ નાયક | ૨૯૫ | ૧૧૯ | હીરાલાલ લાલચંદ ભરતીઆ | ૨૮૦ |
| ૮૧ | દલાભાઈ ભુલાભાઇ ભગત | ૨૯૫ | ૧૧૯ | મીઠા દીના ખારવી | ૨૮૦ |
| ૮૧ | મીઠા લાલા ખારવા | ૨૯૫ | ૧૧૯ | પરભુભાઇ ગોપાળભાઇ પટેલ | ૨૮૦ |
| ૮૪ | જીવણ હંસજી પટેલ | ૨૯૪ | ૧૨૨ | મણીલાલ રણછોડ પટેલ | ૨૭૯ |
| ૮૪ | રણછોડજી નાગરજી દેસાઈ | ૨૯૪ | ૧૨૨ | મહમદ સાલેહ મહમદ અંગાં- | ૨૭૯ |
| ૮૪ | ઠાકોરભાઈ પ્રાગજીભાઇ નાયક | ૨૯૪ | | લીઆ | |
| ૮૭ | ગોવિંદજી લખુભાઈ પટેલ | ૨૯૩ | ૧૨૨ | શાંતિલાલ ઘેલાભાઇ શાહ | ૨૭૯ |
| ૮૭ | ગુણવંતલાલ જમીયતરામ પાઠક | ૨૯૩ | ૧૨૨ | ઠાકોરભાઇ રણછોડભાઇ પટેલ | ૨૭૯ |
| ૮૯ | ધીરજલાલ રતનજી પારેખ | ૨૯૧ | ૧૨૬ | બળવંતભાઇ જેરામભાઇ પટેલ | ૨૭૮ |
| ૮૯ | ગીલ્બર્ટ જીવણજી વાઘેલા | ૨૯૧ | ૧૨૬ | રણછોડ ભીખાભાઇ પટેલ | ૨૭૮ |
| ૮૯ | નરસિંહભાઇ નાથુભાઈ શીથ- | ૨૯૧ | ૧૨૮ | મકનજી ભીમભાઇ દેસાઈ | ૨૭૭ |
| | વાળા | | ૧૨૯ | અમૃતલાલ પરભુદાસ પટેલ | ૨૭૬ |
| ૯૨ | ઘેલાભાઇ મોહનજી દેસાઈ | ૨૯૦ | ૧૨૯ | દયાળજી ઘેલાભાઇ નાયક | ૨૭૬ |
| ૯૩ | અબ્દુલ ગફુર મહમદ શેખ | ૨૮૯ | ૧૨૯ | મોહનભાઇ દલપતભાઈ નાયક | ૨૭૬ |
| ૯૩ | ગોપાળભાઈ નાથુભાઈ વાંઝા | ૨૮૯ | ૧૨૯ | મોહનલાલ પરભુભાઇ દેસાઇ | ૨૭૬ |
| ૯૩ | કેશવ ડાહ્યા પટેલ | ૨૮૯ | ૧૨૯ | નાગર વલ્લભ પટેલ | ૨૭૬ |
| ૯૩ | ગુલાબચંદભાઈ નાગરજીભાઈ | ૨૮૯ | ૧૨૯ | નાથુભાઈ લાલભાઈ નાયક | ૨૭૬ |
| | સોની | | ૧૩૫ | છોટાલાલ મગનલાલ બારોટ | ૨૭૫ |
| ૯૭ | મણીભાઇ નાગરજી નાયક | ૨૮૮ | ૧૩૫ | મગનલાલ કાળીદાસ દેસાઈ | ૨૭૫ |
| ૯૭ | મોહનલાલ નારણદાસ તનીઆ | ૨૮૮ | ૧૩૭ | મોતીભાઈ પરશોતમ પટેલ | ૨૭૪ |
| ૯૯ | નટવરલાલ અંબાલાલ ત્રિવેદી | ૨૮૭ | ૧૩૭ | સુખા બુધા પટેલ | ૨૭૪ |
| ૯૯ | રમણભાઇ નિચ્છાભાઇ દેસાઇ | ૨૮૭ | ૧૩૯ | છગનલાલ હરિભાઈ નાયક | ૨૭૩ |
| ૦૧ | રમણલાલ નિચ્છાભાઇ દેસાઇ | ૨૮૬ | ૧૩૯ | ગૌરીશંકર મહેશ્વર વ્યાસ | ૨૭૩ |
| ૦૨ | કેસનજી ગુલાબભાઇ દેસાઈ | ૨૮૫ | ૧૩૯ | ઇચ્છારામ ભગવાનજી શાસ્ત્રી | ૨૭૩ |
| ૦૨ | મંગા બહાદુર પટેલ | ૨૮૫ | ૧૩૯ | નુરમીઆ મહમદમીઆ શેખ | ૨૭૩ |
| ૦૨ | પરભુભાઇ ભુલાભાઇ પટેલ | ૨૮૫ | ૧૩૯ | પ્રભાશંકર ઇચ્છાશંકર વ્યાસ | ૨૭૩ |
| ૦૫ | અંબારામ દયારામ પટેલ | ૨૮૩ | ૧૩૯ | રણછોડ રામા પટેલ | ૨૭૩ |
| ૦૫ | મણીભાઇ જીવણજી પટેલ | ૨૮૩ | ૧૪૫ | ઇસ્માઇલ મહમદભાઈ દેસાઈ | ૨૭૨ |
| ૦૫ | રમણલાલ લલ્લુભાઇ દેસાઇ | ૨૮૩ | ૧૪૫ | મગન ભીમા પટેલ | ૨૭૨ |
| ૦૫ | રણછોડ ડાહ્યા પટેલ | ૨૮૩ | ૧૪૫ | મંગુભાઈ રણછોડજી નાયક | ૨૭૨ |
| ૦૫ | ઠાકોરલાલ ઝવેરચંદ શાહ | ૨૮૩ | ૧૪૮ | ચંદુલાલ છોટુભાઇ વૈશ્ય | ૨૭૧ |
| ૦૫ | વિનયચંદ્ર છોટાલાલ જોષી | ૨૮૩ | ૧૪૮ | મગન લખુ પટેલ | ૨૭૧ |
| ૧૧ | દયારામભાઇ ચાંપાભાઇ પટેલ | ૨૮૨ | ૧૫૦ | ભીખુભાઈ રઘનાથજી વશી | ૨૭૦ |
| ૧૧ | ફીસમ રઘજી ચોધરી | ૨૮૨ | ૧૫૧ | ભગા મીઠાલ પટેલ | ૨૬૯ |
| ૧૧ | કૃષ્ણલાલ ચુનીલાલ મહેતા | ૨૮૨ | ૧૫૧ | દયાળજી મોરારજી નાયક | ૨૬૯ |
| ૧૧ | માવજીભાઇ ગોવિંદજી પટેલ | ૨૮૨ | ૧૫૧ | મોહનભાઈ પરભુભાઈ પટેલ | ૨૬૯ |
| ૧૫ | અમથા મદીઆ પટેલ | ૨૮૧ | ૧૫૧ | રમણલાલ નરભેરામ જોષી | ૨૬૯ |
| ૧૫ | ડાહ્યા બાબર પટેલ | ૨૮૧ | ૧૫૫ | ભગાભાઇ મોરારજી પટેલ | ૨૬૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫૫ | મનસુખલાલ નારશંકર વ્યાસ | ૨૬૮ | ૧૯૨ | ખંડુભાઈ મોહનજી નાયક | ૨૫૬ |
| ૧૫૫ | વીરજીભાઈ લખુભાઈ પટેલ | ૨૬૮ | ૧૯૨ | મણીભાઈ ગુલાબભાઈ નાયક | ૨૫૬ |
| ૧૫૫ | લલ્લુભાઈ નાથાભાઈ પટેલ | ૨૬૮ | ૧૯૨ | રણછોડભાઈ રતનભાઈ ઘાસીઆ | ૨૫૬ |
| ૧૫૫ | રામા ગોવિંદ પટેલ | ૨૬૮ | ૧૯૭ | પરભુભાઈ વનમાળીભાઈ પટેલ | ૨૫૫ |
| ૧૬૦ | જીવા કાળા પટેલ | ૨૬૭ | ૧૯૭ | રતીલાલ અમરતરામ ભટ્ટ | ૨૫૫ |
| ૧૬૦ | મોરાર વસન માકા | ૨૬૭ | ૧૯૯ | લલ્લુભાઈ નારણજી પટેલ | ૨૫૪ |
| ૧૬૦ | ઠાકોરભાઈ મગનલાલ ભટ્ટ | ૨૬૭ | ૨૦૦ | ભાણાભાઈ સુખાભાઈ પટેલ | ૨૫૩ |
| ૧૬૩ | પરભુભાઈ જીવણભાઈ પટેલ | ૨૬૬ | ૨૦૦ | દયાળજી ભગવાનજી દેસાઈ | ૨૫૩ |
| ૧૬૪ | મહેશ્વરભાઈ ગોવિંદભાઈ પટેલ | ૨૬૫ | ૨૦૦ | જીવણજી ભુલાભાઈ પટેલ | ૨૫૩ |
| ૧૬૪ | જસવંતલાલ ભાઈચંદ શાહ | ૨૬૫ | ૨૦૦ | મણીભાઈ ગોવિંદજી પટેલ | ૨૫૩ |
| ૧૬૪ | પીમાભાઈ રણીઆ પટેલ | ૨૬૫ | ૨૦૪ | ભાઈશંકર દેવશંકર પંડ્યા | ૨૫૨ |
| ૧૬૪ | વલ્લભભાઈ પરશોતમ ભગત | ૨૬૫ | ૨૦૪ | મુખીઆ ભગા પટેલ | ૨૫૨ |
| ૧૬૮ | મંગા નિચ્છા પટેલ | ૨૬૪ | ૨૦૪ | છોટાલાલ અંબારામદાસ | ૨૫૨ |
| ૧૬૮ | ઠાકોરદાસ છીતુભાઈ | ૨૬૪ | ૨૦૪ | ગોવનભાઈ નાથુભાઈ પટેલ | ૨૫૨ |
| | કટારીવાળા | | ૨૦૪ | સૈયદ ઇફતેખાર અહમદસૈયદ | ૨૫૨ |
| ૧૭૦ | ધીખાભાઈ ખોખરભાઈ પટેલ | ૨૬૩ | | ગ્યાસુદ્દીન કાદરી | |
| ૧૭૦ | પ્રહલાદ દયારામ ભટ્ટ | ૨૬૩ | ૨૦૪ | મોતીરામ હરિદાસ બાવાજી | ૨૫૨ |
| ૧૭૨ | મગાભાઈ નાથુભાઈ પટેલ | ૨૬૨ | ૨૦૪ | પ્રાણજીવન ચીમનલાલ | ૨૫૨ |
| ૧૭૨ | જયવદનલાલ હીરાલાલ | ૨૬૨ | | ખારવાડવાળા | |
| | સુખડીઆ | | ૨૧૧ | અબ્દુલમીઆ ગુલામહુસેન | ૨૫૧ |
| ૧૭૨ | મણીભાઈ ગુલાબભાઈ વશી | ૨૬૨ | | નાતાલી | |
| ૧૭૫ | ભીખા બીજલા પટેલ | ૨૬૧ | ૨૧૧ | પ્રતાપસિંહ અનુપસિંહ પરમાર | ૨૫૧ |
| ૧૭૬ | ચંદુલાલ ગુલાબચંદ શાહ | ૨૬૦ | ૨૧૩ | ભાણા દયાળ પટેલ | ૨૪૯ |
| ૧૭૬ | દયાળ જેરામ પટેલ | ૨૬૦ | ૨૧૩ | ડાહ્યાભાઈ વનમાળી પટેલ | ૨૪૯ |
| ૧૭૬ | હિંમતસિંહ ગોમાનસિંહ વણુચ | ૨૬૦ | ૨૧૩ | મધુસુદન વનમાળી પટેલ | ૨૪૯ |
| ૧૭૯ | ધીરુભાઈ પરાગજી રાવળ | ૨૫૯ | ૨૧૩ | રમણિકલાલ મજાનંદ વ્યાસ | ૨૪૯ |
| ૧૭૯ | મોરાર સોમા પટેલ | ૨૫૯ | ૨૧૩ | રામભાઈ નરોતમ પટેલ | ૨૪૯ |
| ૧૭૯ | મુળચંદ નાથુભાઈ સોની | ૨૫૯ | ૨૧૩ | વિરભાણસિંહ જીવાભાઈ મેડાત | ૨૪૯ |
| ૧૭૯ | નરોતમ વલ્લભ પટેલ | ૨૫૯ | ૨૧૯ | નરોતમભાઈ ખડેચરભાઈ પટેલ | ૨૪૭ |
| ૧૭૯ | પરભુ નાગર પટેલ | ૨૫૯ | ૨૧૯ | રમણિકલાલ નાથુભાઈ નાયક | ૨૪૭ |
| ૧૭૯ | શંકરરાવ રામકિશ દૈવન | ૨૫૯ | ૨૧૯ | ઠાકોરલાલ નાથુભાઈ નાયક | ૨૪૭ |
| ૧૮૫ | ઈંદ્રવદન મકનજી શુકલ | ૨૫૮ | ૨૨૨ | બાબુરાવ ભગવતરાવ પલાન્ડે | ૨૪૬ |
| ૧૮૫ | પરભુભાઈ હીરાભાઈ પટેલ | ૨૫૮ | ૨૨૨ | ઉમાશંકર મોહનલાલ દવે | ૨૪૬ |
| ૧૮૭ | હીરાલાલ સુરજરામ ત્રવેદી | ૨૫૭ | ૨૨૨ | નટવરલાલ મણીશંકર દેસાઈ | ૨૪૬ |
| ૧૮૭ | મહમદસરીફ અમીરમીઆ શેખ | ૨૫૭ | ૨૨૨ | યાદવરાવ બાજીરાવ લાંડગે | ૨૪૬ |
| ૧૮૭ | રામસિંહ દાનસિંહ ગોહિલ | ૨૫૭ | ૨૨૬ | ભગા ભાણા પટેલ | ૨૪૫ |
| ૧૮૭ | રણછોડજી વસનજી પટેલ | ૨૫૭ | ૨૨૬ | વિઠ્ઠલભાઈ કુબેરભાઈ પટેલ | ૨૪૫ |
| ૧૮૭ | ઠાકોરભાઈ દલપતભાઈ દેસાઈ | ૨૫૭ | ૨૨૮ | ભાણા નારણ પટેલ | ૨૪૪ |
| ૧૯૨ | ભાણા હસન પટેલ | ૨૫૬ | ૨૨૮ | કિશ્વલાલ જમીયતરામ પંડ્યા | ૨૪૪ |
| ૧૯૨ | ગુલાબભાઈ ચીકુભાઈ દેસાઈ | ૨૫૬ | ૨૨૮ | મગનલાલ રઘનાથજી દેસાઈ | ૨૪૪ |

| | | |
|---|---|---|
| ૨૩૧ | બાબુભાઈ ગાંડાભાઈ પટેલ | ૨૪૩ |
| ૨૩૧ | દુર્લભભાઈ પરાગજી નાયક | ૨૪૩ |
| ૨૩૩ | ડાલાભાઈ માલવ માસ્તર | ૨૪૨ |
| ૨૩૩ | ડીસામીઆ હુસેનમીઆ શેખ | ૨૪૨ |
| ૨૩૩ | લક્ષ્મણ છના પટેલ | ૨૪૨ |
| ૨૩૩ | મહેરવાન લલ્લુ પટેલ | ૨૪૨ |
| ૨૩૩ | પુનમભાઈ શોભાભાઈ પટેલ | ૨૪૨ |
| ૨૩૮ | મોતીભાઈ નારણજી પટેલ | ૨૪૧ |
| ૨૩૯ | સુખા મોરાર પટેલ | ૨૪૦ |
| ૨૩૯ | ડાહ્યાલાલ ખાંડુભાઈ વશી | ૨૪૦ |
| ૨૪૧ | કાળા મીઠાલ પટેલ | ૨૩૮ |
| ૨૪૧ | રામસિંહ નારાયણ દોડીઆ | ૨૩૮ |
| ૨૪૩ | બીખાભાઈ કાળાભાઈ પટેલ | ૨૩૭ |
| ૨૪૩ | ફકીર ઘેલા પટેલ | ૨૩૭ |
| ૨૪૩ | કમળાશંકર પ્રાણશંકર ભટ્ટ | ૨૩૭ |
| ૨૪૬ | છનયાલો ભુલા પટેલ | ૨૩૬ |
| ૨૪૬ | વિજયશંકર દેવશંકર જોષી | ૨૩૬ |
| ૨૪૮ | દિપસિંહ નરસિંહ ધુમ | ૨૩૫ |
| ૨૪૯ | નરસિંહ છીમા પટેલ | ૨૩૪ |
| ૨૫૦ | છગનલાલ મોતીરામ પટેલ | ૨૩૩ |
| .૦ | ધનજી વલ્લભ પટેલ | ૨૩૩ |
| ૫૦ | હરિલાલ શંકરલાલ પારેખ | ૨૩૩ |
| ૨૫૩ | નાનુભાઈ નિચ્છાભાઈ નાયક | ૨૩૨ |
| ૨૫૪ | ગોવિંદભાઈ નાથુભાઈ પટેલ | ૨૩૦ |
| ૨૫૫ | સુખીઆભાઈ જેઠાભાઈ રાણા | ૨૨૯ |
| ૨૫૫ | દયાળભાઈ મોરારભાઈ ખાસકીઆ | ૨૨૯ |
| ૨૫૫ | મહમદખાન ગુલાબખાન પઠાણ | ૨૨૯ |
| ૨૫૮ | પ્રાણશંકર ઘેલાભાઈ રાવળ | ૨૨૮ |
| ૨૫૮ | રામા પરશોત્તમ પટેલ | ૨૨૮ |
| ૨૬૦ | મહમદ કાલુ ગરાસીઆ | ૨૨૬ |
| ૨૬૧ | દયારામભાઈ રણછોડભાઈ પટેલ | ૨૨૫ |
| ૨૬૧ | રમણિકલાલ જમીયતરામ ભટ્ટ | ૨૨૫ |
| ૨૬૩ | રમણભાઈ નાગરભાઈ પટેલ | ૨૨૪ |
| ૨૬૪ | ગુલાબભાઈ ગોપાળજી નાયક | ૨૨૩ |
| ૨૬૪ | પરશોત લલ્લુ પટેલ | ૨૨૩ |
| ૨૬૪ | રામસિંહ દુલભભાઈ ચૌહાણ | ૨૨૩ |
| ૨૬૭ | પ્રાણલાલ સેવકલાલ ઓમ્બેવાળા | ૨૨૨ |

## ખેતીવાડી બાયસ કોર્સ

| | | |
|---|---|---|
| ૧ | એખી રસુલા ચોધરી | ૩૦૩ |
| ૨ | છોટુભાઇ મગનલાલ પટેલ | ૨૮૨ |
| ૩ | છના નરસિંહ ચોધરી | ૨૭૮ |
| ૪ | ગમરા કુંતારા તલાવીઆ | ૨૭૦ |
| ૫ | છનીઆ જોગી પટેલ | ૨૬૯ |
| ૬ | મોહનભાઇ હરિભાઇ નાયક | ૨૬૮ |
| ૭ | અમૃતસિંહ સુકરજી ઘોડીઆ | ૨૬૭ |
| ૮ | છોટુભાઇ કાળીદાસ દેસાઇ | ૨૬૪ |
| ૯ | ફકીર રાજીઆ ચોધરી | ૨૬૧ |
| ૧૦ | રાજીઆ કાનજી પટેલ | ૨૬૦ |
| ૧૧ | નાગજી વસલા ચોધરી | ૨૫૭ |
| ૧૨ | લલ્લુભાઇ નારણજી નાયક | ૨૫૧ |

## ગુજરાતી-ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | અમીર કરીમ મલેક | ૩૩૭ |
| ૨ | રસુલ પીરભાઇ મલેક | ૨૯૭ |
| ૩ | અલીરૂદ્દીન અહમદમીઆં કાઝી | ૨૯૦ |
| ૪ | અબ્દુલહક ઉમરમીઆં ડૉક્ટર | ૨૮૧ |
| ૪ | હુસેન મહમ્મદ મલેક | ૨૮૧ |
| ૪ | યુસુફ ઇસ્માઇલ પટેલ | ૨૮૧ |
| ૭ | રહીમખાન રમઝાનખાન પઠાણ | ૨૫૬ |

ઉ. ભા. ના મે. એજયુ. ઇન્સ.
સાહેબની ઓફિસ,
અમદાવાદ, તા. ૧-૯-૧૯૩૩

(અંગ્રેજીમાં સહી)
બી. જે. જી. શાસ્ત્રી
એજયુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ ભા. ના મે. એજયુ. ઇન્સ. સાહેબના તા. ૨૨-૯-૧૯૩૩ ના પત્ર નં. ૭૯૫૨ માં કરેલી સુચનાનુસાર),

ખાતા તરફથી મંજુર થએલાં

મેસર્સ ભટ્ટ અને પંચોલી કૃત

# પ્રાથમિક શાળાનાં અંકગણિત

ભાગ ૧ લો : પદ્ધતિવિભાગ અને અભ્યાસવિભાગ [ શિક્ષકો માટે ]
બાળવર્ગ અને પહેલા ધોરણ માટે. ૦-૭-૦

ભાગ ૨ જો : પદ્ધતિવિભાગ. [ ધોરણ બીજા, ત્રીજા, ચોથાના શિક્ષકો માટે ] ૦-૮-૦

ભાગ ૩ જો : અભ્યાસવિભાગ : [ માત્ર વિદ્યાર્થીઓ માટે ]

ધોરણ ૨ જું : કિં. ૦-૨-૬

ધોરણ ૩ જું : કિં. ૦-૩-૦

ધોરણ ૪ થું : કિં. ૦-૩-૦

મફતઃ ધોરણવાર સામટી પચીસ પ્રત ઉપર પદ્ધતિવિભાગનું પુસ્તક

| | |
|---|---|
| ગુજરાતની ભૂગોળ. કર્તા—વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ. | ૦—૪—૦ |
| મુંબઈ ઇલાકાની ભૂગોળ. } કર્તા—પ્રીતમરાય વ્રજરાય દેસાઈ | ૦—૫—૦ |
| હિંદુસ્તાનની ભૂગોળ. } કર્તા—પ્રીતમરાય વ્રજરાય દેસાઈ | ૦—૫—૦ |
| વાર્તારૂપી ગુજરાતનો ઇતિહાસ. ડલસુખરામ ચુનીલાલ ત્રિવેદી | ૦—૪—૦ |
| હિંદના ઇતિહાસનું પ્રથમ દર્શન. બાલુભાઈ લલ્લુભાઈ કાજી | ૦-૧૨-૦ |
| શાળોપયોગી હિંદુસ્તાનનો ઇતિહાસ. ( રાજ્યબંધારણ સાથે ) કર્તા—મગનલાલ માણેકલાલ ધોળકીઆ. | ૦-૧૪-૦ |
| વેપારવિજ્ઞાન અને દેશીનામું. કર્તા—દુર્ગાશંકર શિવશંકર યાજ્ઞિક. | ૦—૬—૦ |
| ગુજરાતી કૉપીબુક નંબર ૧ થી ૫ દરેકની કિંમત : | ૦—૧—૬ |
| ગજરાવાળી કૉપીબુક નંબર ૧ થી ૨ દરેકની કિંમત : | ૦—૧—૬ |

નમુનાની પત્રિકા મંગાવો.

લખોઃ—મેનેજર, ધી ગુજરાત ઓરિએન્ટલ બૂકડીપો,
રતનપોળને નાકે, રીચીરોડ, અમદાવાદ.

મુંબઈ ઇલાકાના સરકારી કેળવણીખાતા તરફથી આ પુસ્તક પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરવામાં આવ્યું છે.

અંગ્રેજી ધોરણ ૧ થી ૩ અને ગુજરાતી ધોરણ ૫ થી ૭ માટે

# દુનિયાની સરળ ભૂગોળ.

૧૧૫ ચિત્રો અને આકૃતિઓ સાથે.


કર્તા.

અમૃતલાલ મોહનલાલ પરિખ, બી. એ., એસ. ટી. સી.,

હેડમાસ્તર, જ્યુબિલી ઇન્સ્ટિટ્યુશન, ઉમરેઠ.


કિંમત રૂ. ૧—૨—૦.

ભૂગોળ શિક્ષણની આધુનિક ભાવના પ્રમાણે રચાએલી અને પ્રદેશીય પદ્ધતિ પ્રમાણે લખાએલી ભૂગોળ. પ્રથમ ગુજરાત અને મુંબઈ ઇલાકાનું અને પછી હિંદુસ્તાનના જુદા જુદા ભાગોનું વર્ણન કરેલું છે. વર્ણન સાથે જ્યાં જ્યાં દૃષ્ટાંતો આપી શકાય ત્યાં ત્યાં ભૌગોલિક સિદ્ધાંતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. હિંદુસ્તાનના જુદા જુદા વિભાગોના અભ્યાસ પછી સમસ્ત દેશની પુનઃસમીક્ષા કરેલી છે. પછી એશિઆ અને બીજા ખંડોની હકીકત આપેલી છે. તે સાથે હિંદુસ્તાનના પરદેશ સાથેના વેપારની હકીકત સરળ ભાષામાં આપેલી છે. દુનિયાના કુદરતી વિભાગો, મનુષ્ય જીવન અને મનુષ્યના ધંધા ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યું છે.

બીજા ભાગમાં પ્રાકૃતિક ભૂગોળની હકીકત આપેલી છે.


પ્રકટ કર્તા.

લૉંગમૅન્સ, ગ્રીન ઍન્ડ કંપનિ લિમિટેડ.

૫૩, નિકલ રોડ, મુંબઈ.

# શાળાપત્ર સંબંધી સૂચના

---

પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જે છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે.

વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

લવાજમ—વરસ એકનો રૂ. ૧–૮–૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી. છુટક અંકના રૂ. ૦–૨–૬; પોસ્ટેજ રૂ. ૦–૦–૩ જુદું.

શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

આ પત્ર સાથે કોઇપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

[ પુસ્તક ૯૩ ] [ અંક ૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ફેબ્રુઆરિ સને ૧૯૩૪

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલનો કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૩ ] ફેબ્રુઆરિ ૧૯૩૪ [ અંક ૨

## જુનું અને નવું

'કુદરતને અનુસરો' એ ફ્રૉબલ કેળવણીકારનું મનન કરવા યોગ્ય વચન છે. તેની કહેવાની મતલબ એ છે કે બાળશિક્ષણમાં કુદરતના નિયમને અનુસરી કેળવણીની યોજના હોવી જોઈએ. દરેક વસ્તુમાં અહર્નિશ ફેરફાર થયાં કરે છે, એ કુદરતનો મહા નિયમ છે. કોઈ પણ પદાર્થ એકની એકજ સ્થિતિમાં લાંબા સમય સુધી રહેતો નથી. પત્થર જેવા જડ પદાર્થોમાં પણ તેના અણુઓ ફર્યાં કરે છે. વળી ચેતન વસ્તુઓમાં થતા ફેરફાર સ્પષ્ટ જણાઈ આવે છે. ઝાડનાં પાંદડાં પાનખર ઋતુમાં ખરી જાય છે અને વસંતઋતુમાં નવાં ફૂટે છે. તેવી રીતે જંતુ, પશુપક્ષી અને પ્રાણીઓનાં શરીરમાં હંમેશાં ફેરફાર થયા જાય છે. અને તેને અંગે તેમનો વિકાસ અને વિનાશ થાય છે. આપણું શરીર દર સાત વરસે નવા જીવઅણુઓનું બંધાય છે એવું શારીરશાસ્ત્ર કહે છે. આવી રીતે કુદરતની દરેક વસ્તુમાં ફેરફાર થતાં તેની પ્રગતિ થાય છે. જે વસ્તુ જડ જેવી નિશ્ચલ થઈ પડી રહે છે તેનો વિકાસ અટકી પડે છે એટલુંજ નહિ પણ તેનો સત્વર નાશ થઈ જાય છે.

કુદરત સજીવ તેમજ નિર્જીવ સૃષ્ટિમાં યોગ્ય ફેરફાર કરે છે એ વાક્ય સત્ય છે, પણ તે ફેરફારો અમુક નિયમને આધીન હોવાથી તેનો [illegible] વસ્તુનો વિકાસ અને પ્રગતિ હોય એમ ચોક્ખું જણાઈ આવે છે;

પણ તે ઉપરથી ગમે તેવા ફેરફાર કર્યા કરવા એ બોધ આપણને મળતો નથી. ઝાડમાં ઘણા ફેરફાર થઈ જવાથી તેનું સ્વરૂપ બદલાઈ જાય છે, પણ તેની સાથે તેનું જે વ્યક્તિત્વ હોય છે તે કાયમ રહે છે. તેવી રીતે બીજા બધા પદાર્થોમાં પણ તેમનું વ્યક્તિત્વ સચવાઈ રહે છે અને તેની સાથે તેમાં ફેરફાર થતા જોવામાં આવે છે. ટુંકામાં જુનાની સાથે નવું એ કુદરતનો પ્રગતિ માટેનો નિયમ છે. કેવળ જુનું પસંદ કરવું એ જડતા સ્વીકારવા જેવું છે. ફક્ત નવુંજ કર્યા કરવું એ કોઈ સાધ્ય વગર ગમે તેમ ચાલ્યા કરવું તેની બરોબર છે. જુનામાં સ્થિરતા હોય છે ત્યારે નવામાં પ્રગતિ હોય છે. જુની બાબતો એ અનુભવનો પરિપાક છે પણ નવીન ફેરફાર એ સર્જનની ધગશ છે. જેમ કોઈ સારી ઇમારત ઊંડા અને મજબુત પાયા વગર બરાબર બાંધી શકાતી નથી; તેમ કોઈ પણ જાતની પ્રગતિ જુની સંસ્થાની મદદ સિવાય થઈ શકતી નથી. આ દૃષ્ટિ મુજબ જુનું એજ સારૂં છે અથવા નવીન એજ પ્રગતિ છે એમ ધારવું ભૂલભરેલું લાગે છે. ખરી રીતે તો જુનાની સાથે નવીન તત્ત્વ મેળવીને સુધારો કરવો જોઈએ. આ ઉપરથી એમ કહી શકાય કે કોઈ સંસ્થા કે રીતરિવાજમાં ધીમે ધીમે ફેરફારો કરવા જોઈએ. તે વસ્તુના યોગ્ય વિકાસ માટે તેનું એકદમ પરિવર્તન કરવાની જરૂર નથી. અલબત્ત જેમ કેટલાક રોગમાં શસ્ત્રક્રિયા વગર આરામ થતો નથી, તેમ કેટલીક બાબતોમાં મોટા ફેરફાર કરવાની પણ જરૂર પડે છે. વળી જ્યાં અતિશય જડતા કે જુનાપણું હોય ત્યાં એકદમ નવીન ફેરફાર કરવાનું ઠીક લાગે છે. પણ પ્રગતિ માટે જે સાધારણ નિયમ જણાવ્યો છે તે શિક્ષકવર્ગે ધ્યાનમાં રાખવા જોગ છે અને તેના દૃષ્ટાંતરૂપે જુની અને નવીન કેળવણીની કેટલીક બાબતનું અવલોકન કરીશું:

જેમણે આજથી ત્રીસેક વરસ ઉપર ચાલતી કેળવણીનો લાભ લીધો હશે તેમને માલમ હશે કે તે વખતે ટ્રેન્ડ અને અનટ્રેન્ડ શિક્ષકો ખરા જિગરથી વિદ્યાર્થીઓને શીખવતા હતા. તેમના જ્ઞાનનું ભંડોળ ઓછું હશે, તેમજ તેમને શિક્ષણપદ્ધતિની ચીવટ ઓછી હશે પણ તેમનું શિક્ષણ સચોટ અને પાકું હતું. જે કંઈ શીખવવામાં આવતું હતું તે બરાબર પુનરાવર્તન કરાવી તેમજ યાદ કરાવીને પાકું કરાવવામાં આવતું હતું. વળી તેમને તેમના વિદ્યાર્થી પ્રત્યે સારી લાગણી હતી. તેમના ઉપર સમભાવ હોવાથી તેના હિતમાં તેઓ રસ લેતા હતા. તેમનો સંબંધ ફી આપીને ભણવું કે ફી લઈને ભણાવવા પુરતો નહોતો. કોઈ કોઈ વાર તેમની પાસે કામ કરા-

વવામાં આવતું, પણ તેનો બદલો તેમને ઘેર બોલાવીને અને ભણાવીને આપવામાં આવતો હતો. તે જમાનાનું જીવન સાદું હતું અને તેથી કમાવાની હાડમારી ઓછી હતી; એટલે શિક્ષકવર્ગમાં પોતાનું કામ કરવાની કાળજી અને સંતોષી રહેવાની વૃત્તિ હતી. અલબત તે જમાનામાં ગોખણપટ્ટી ઉપર વિશેષ ઝોક હતો, તેમજ તેને અંગે સખત શિક્ષા કરવામાં આવતી હતી. તે વખતના વિદ્યાર્થીઓ ખડતલ હોવાથી શારીરિક શિક્ષા ખમી શકતા, પણ તેમને એકંદર જોતાં શિક્ષક પ્રત્યે ગુરુભાવ હતો. તેમનો એક બીજા પ્રત્યે હૃદયનો સંબંધ હતો. ફક્ત શાળામાં ભણાવ્યા પછી શિક્ષકનું કામ પુરૂં થાય છે એમ તે વખતે સમજવામાં આવતું નહિ. શાળાની બહાર પણ વિદ્યાર્થીઓના જીવનમાં રસ લેવામાં આવતો અને તેમનાં માબાપ સાથે હળતમળત રહેતી. હાલના વખતના જેટલી તે વખતે વિષયની વિવિધતા તથા જુદી જુદી પ્રવૃત્તિઓ નહોતી. તે વખતનું શિક્ષણ નીરસ કે કઠણ હશે પણ તેની સાથે વિદ્યાર્થીની મગજશક્તિ તે ગ્રહણ કરવા યોગ્ય મજબુત હતી. હાલની માફક મિનિટે મિનિટે શીખવવાનો આગ્રહ તે વખતે જણાતો ન હતો, પણ જે શીખવવામાં આવતું તે ઉમંગથી હતું. વળી તેને લીધે સંચાની માફક કામ નહિ કરવાથી વિદ્યાર્થીઓને થોડીક સ્વતંત્રતા મળતી અને તેઓ જાતે અભ્યાસ કરી શકતા. તે સમયે તાલીમ પામેલા શિક્ષકનો જ્ઞાનનો ભંડાર વિપુલ હતો. ઇંગ્લાંડનો ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, યંત્રવિદ્યા, ભૂમિતિ, સંસ્કૃત વગેરે વિષયના જ્ઞાનને લીધે તેમનું મગજ સારૂં કેળવાએલું હતું. ઉપર જણાવેલો કેળવણીનો યુગ હોપ સાહેબનો કહી શકાય.

તેમના સંબંધમાં શિક્ષણની જે પ્રણાલિકા સ્થાપવામાં આવી હતી તે ૧૯૦૨ સુધી કાયમ રહી. આ વખતે સ્વ. માધવલાલ ભાઇએ તથા કોવર્ન્ટન સાહેબે કેળવણીને વેગ આપ્યો. તે સમયે હાલની વાચનમાળાઓ રચવામાં આવી તેની સાથે શિક્ષણપદ્ધતિમાં વિશેષ ફેરફાર કરવામાં આવ્યો; તેમજ નવા વિષયો ઉમેરવામાં આવ્યા. બાળશિક્ષણ ઉપર ખાસ ધ્યાન આપવામાં આવ્યું. તેની તાલીમ શાસ્ત્રીય રીતે આપવાને કિન્ડરગાર્ટન પદ્ધતિ સર્વત્ર દાખલ કરવામાં આવી. તેની સાથે પદાર્થપાઠની યોજના આવી. કોલેજમાં ડ્રોઇંગનો વિષય દરેક શિક્ષકને શીખવવાનો ફરજિઆત કરવામાં આવ્યો. વળી તેની સાથે શારીરિક વિકાસ માટે ફરજિઆત ડ્રિલ પણ દાખલ કરવામાં આવી.

આ વખતના શિક્ષકોને માનસશાસ્ત્રને આધારે શોધવામાં આવેલા નવા સિદ્ધાંતને આધારે શાસ્ત્રીય રીતે શિક્ષણપદ્ધતિનું જ્ઞાન આપવામાં

આવતું હતું. ભાષાનું જ્ઞાન અને તેની શુદ્ધિ ઉપર વિશેષ ધ્યાન અપાતું. સંસ્કૃત, તેમજ બીજગણિત, ભૂમિતિ, તર્કશાસ્ત્ર અને માનસશાસ્ત્ર જેવા વિષયોની કઠણ તાલીમથી શિક્ષકના બુદ્ધિવિકાસને સારી મદદ મળતી. તેમની જ્ઞાનની સામગ્રી જોઈતા પ્રમાણમાં હોવાથી તેમનું માનસ સંગીન શિક્ષણ આપવાને અનુકૂળ હતું. વિષયોની વિવિધતા હોવાને લીધે પહેલાંનાં કરતાં શિક્ષણ રસિક કરવાને સારો પ્રયત્ન કરવામાં આવતો હતો. વળી રસ એ શિક્ષણનો આત્મા છે એ સૂત્રાનુસાર પદાર્થ, ઉદાહરણ તથા બીજી શિક્ષણની યુક્તિઓથી બાળકના શિક્ષણમાં વધારે રસ ઉત્પન્ન કરવામાં આવતો હતો. આ જમાનામાં કેળવણીને લગતી ઘણી ઊહાપોહ થતી હતી. ગાર્ડન સાહેબ પોતે કેળવણીમાં સારો રસ લેતા, તે વખતે વારંવાર શિક્ષકોની સભાઓ ભરવામાં આવતી અને ડેપ્યુટિ ઇન્સપેક્ટરો તથા તેમના એસિસ્ટંટો શિક્ષકોની આગળ નમુનાના પાઠ આપતા. શાળામાં પણ પોતે શીખવતા હતા. આ સમયે કેળવણીને લગતા વિષયની સારી ચર્ચા થતી હતી. નવીનવી શાળાઓ નીકળતી હતી અને સારા પ્રમાણમાં શિક્ષકોને તાલીમ આપવામાં આવતી. આ જમાનામાં પહેલાંનાં કરતાં એકંદરે ગોખણપટ્ટી ઓછી હતી. શિક્ષણ પદ્ધતિ પૂર્વક આપવાની કાળજી વિશેષ જોવામાં આવતી અને ભણતર પાકું કરવાની ભારી ચીવટ હતી. શિક્ષક અને શિષ્યનો સંબંધ એકંદરે મીઠો હતો. શિક્ષકનું માનસ વધારે જ્ઞાનની સામગ્રીવાળું હતું પણ અભ્યાસવૃત્તિ ઘણી ઓછી હતી. રસિક શિક્ષણની સાથે વિદ્યાર્થીનું થોડું પોચું થએલું માનસ જોવામાં આવતું હતું. એકંદરે શિક્ષાનો ભય ઓછો પણ કર્તવ્યનિષ્ઠા પ્રથમના જેવી નહિ. જીવનની વિશેષ વિવિધતાની સાથે જરૂરિઆતો વધવાથી વધારે પગારની માગણી થતી, તોપણ એકંદરે શિક્ષકનું જીવન સંતોષી અને કર્તવ્યપરાયણ હતું. આ વસ્તુસ્થિતિ ૧૯૧૮ સુધી ચાલી. મહાન વિગ્રહને અંગે થએલી વિચારની ક્રાંતિને લઈને સ્વતંત્રતાની ધગશ દરેક વ્યક્તિમાં વધી ગઈ. સમાજના દરેક ક્ષેત્રમાં વધારે કમાવવાની ઇચ્છા પ્રબળ થઈ. આવા સામાન્ય ફેરફારમાંથી શિક્ષક વર્ગ નિરાળો રહી શકે નહિ. તેમના તરફથી પગારના વધારા માટે તેમજ શિક્ષણમાં સુધારો કરવા માટે સભાઓ અને સંઘની સ્થાપના થઈ. જમાનાને અનુસરી તેમના પગારમાં વધારો કરવાને માટે વારંવાર ભારે પ્રયાસ કરવામાં આવ્યો. સ્વતંત્રતાની ઇચ્છાની સાથે બાળકેળવણીમાં મોટો ફેરફાર થયો. સ્વતંત્ર શિક્ષણ અને સ્વયંસ્ફૂર્તિ એ સૂત્રના આધારે બાળકેળવણીની નવી રચના થઈ; એટલે મોન્ટેસોરી પદ્ધતિ મુજબ બાળશિક્ષણ આપવાની ધગશ વધતી ગઈ.

મોટી ઉમરના વિદ્યાર્થીને ડાલ્ટન પદ્ધતિ મુજબ વ્યક્તિગત શિક્ષણ આપવું જોઈએ, એ વિચારની અસર સમૂહ શિક્ષણ ઉપર થવા લાગી. વળી ૧૯૧૮ માં કૉલેજનો નવો અભ્યાસક્રમ ઘડાયો. તેમાં બીજગણિત અને સંસ્કૃતને તિલાંજલિ મળી અને ભૂમિતિનો અભ્યાસ કમી થયો. તેને બદલે આરોગ્ય-વિજ્ઞાન અને સૃષ્ટિવિજ્ઞાન ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવ્યું. પહેલાંના જમાનામાં શિક્ષકનું ધ્યેય જ્ઞાન હતું એટલે બાળકને જ્ઞાન આપવામાં શિક્ષકની સર્વે શક્તિઓનો વ્યય થતો; હાલના જમાનામાં શિક્ષકનું ધ્યેય 'બાળક' છે; એટલે આધુનિક શિક્ષણપ્રણાલિકામાં શિક્ષકની સર્વે શક્તિઓ બાળકના વિકાસ અર્થે યોજાય છે, અને એ ઉદ્દેશ બર આવે એટલા માટે નવીન વિષયો અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવ્યા અને બાળકની કર્મેન્દ્રિયોના પ્રબળ વિકાસથી તેની જ્ઞાનેન્દ્રિયોનો વિકાસ સાધવાનો મુખ્ય ઉદ્દેશ રહ્યો. વળી વિશેષમાં ઊંડા ઉતરી વિચારીશું તો કેળવણીનો હેતુ આથી પણ આગળ જાય છે. બાળક અને સમાજના સંબંધનાં બીજ પણ આ અવસ્થામાં રોપાય છે; તે એટલા માટે કે ભવિષ્યમાં બાળક મનુષ્ય બની સમાજના ઉપયોગી અંગ તરીકે પોતાનો યથાશક્તિ હિસ્સો આપી શકે. આમ અત્યારે કેળવણીની ભાવના વધારે ઉચ્ચતર બની વધારે વ્યાપક થઈ છે.

અભ્યાસક્રમની નવીન રચનામાં વિષયના જ્ઞાન કરતાં પદ્ધતિ ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યું છે. હાલના જમાનાને અનુસરી શિક્ષણ-પદ્ધતિનો સ્વીકાર કરવો જોઈએ અને શિક્ષકને શીખવવાનો પુષ્કળ અનુભવ મળવો જોઈએ એ સિદ્ધાંત અમલમાં મુકાયો. વળી તે પછી થોડા વખતમાં ટ્રેન્ડ શિક્ષકની સંખ્યા કમી કરવામાં આવી અને ત્રણ વરસને બદલે બે વરસનો અભ્યાસક્રમ દાખલ કરવામાં આવ્યો. તે દરમિઆન હસ્તઉદ્યોગ, પર્યટનો જુદુંઈ ક્લાસ, વિશેષ વાંચન, વાર્તાપદ્ધતિ, નવીન ડ્રિલ, વગેરે વિષયોને લઈને કેળવણીનું સ્વરૂપ બદલવામાં આવ્યું. હાલના સમયમાં વાચન, ભૂગોળ, ઇતિહાસ, સૃષ્ટિજ્ઞાન, વગેરે વિષયો શીખવવા માટે ઘણો સુધારો કરવામાં આવ્યો છે. આ આપણો ચાલુ જમાનો છે. આને લીધે શા લાભાલાભ થયા છે તે બાબત નક્કી કરવી જો કે મુશ્કેલ છે, તોપણ સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે હાલમાં શિક્ષકવર્ગને સ્વતંત્રતાનું ભાન થયું છે. તેમના હક શા છે તે તેઓ સારી પેઠે સમજે છે. તેને અંગે તેમનું આત્મગૌરવ વધ્યું છે. તે શિક્ષણમાં નવાનવા પ્રયોગ કરવાની ઇચ્છા ધરાવે છે. ગુજરાતમાં વ્યક્તિગત શિક્ષણનો સારો ઉદા-

બોધ થાય છે અને કેટલેક ઠેકાણે સારાં બાળમંદિરો ચાલે છે... પદ્ધતિની ટાપટીપ આગળ પડતી માલમ પડે છે. તેમના પૂર્વગામી શિક્ષકના જેટલું તેમનામાં જ્ઞાન નહિ હોય પણ તેઓ નવું નવું શીખવા આતુર છે. જમાનાની સાથે રહેવાની તેમની તીવ્ર ઇચ્છા છે, પણ તેમનું શિક્ષણ સંગીન નથી એવી સાધારણ ફરિયાદ છે. વળી પહેલાંના જેટલી કર્તવ્યપરાયણતા તેમનામાં જોવામાં આવતી નથી. જીવનની હાડમારીને લીધે વધારે પૈસા મેળવવાની ઇચ્છા વિશેષ જોવામાં આવે છે, એટલે પહેલાંની સંતોષવૃત્તિ ઓછી થઈ છે. શહેરમાં તો ટયુશન સાધારણ થઈ પડવાથી પોતાના ધંધામાં જે ચિત્ત રહેલું જોઈએ તે રહી શકે નહિ. નવીનતાના મોહને લીધે જુની બાબતનો અનાદર કરવો જોઈએ નહિ. વિદ્યાર્થી સાથે પહેલાંના જેવો ભાવનાનો સંબંધ નથી. માંબાપ પણ શિક્ષકને જોઈએ તેવું માન આપતા નથી. શિક્ષકના સામાન્ય જ્ઞાનમાં ઠીક સુધારો થએલો હોય છે, પણ અભ્યાસની વૃત્તિ તેમજ પોતાના કામને માટે જોઈતી તૈયારી બીજા દેશોના શિક્ષક જોડે સરખાવતાં સંતોષકારક નથી. એકંદરે જોતાં કેળવણીનું સ્વરૂપ હાલના સમયને અનુસરી છે અને શિક્ષક વર્ગ તેમનું કામ આગળ ધપાવ્યા જાય છે.

## વ્યાકરણ શીખવવાની નવી રીત

છેલ્લાં આઠેક વરસથી આપણે ત્યાં વ્યાકરણ શીખવવાની રીતમાં ફેરફાર થયો છે તે કયા સિદ્ધાંતોને આધારે છે તે શિક્ષક વર્ગને જાણવાની જરૂર છે. તેમાં પ્રથમ બાબત તો એ છે કે વ્યાકરણ-શિક્ષણનો આરંભ અક્ષર જ્ઞાનથી થતો નથી. તેને અંગે કંઠસ્થાની કે તાળુસ્થાની વર્ગમાં કયા કયા અક્ષરો આવે છે તે નાના બાળકને શીખવાની જરૂર નથી. ત્યારબાદ અક્ષરજ્ઞાન ઉપરથી તેની મદદથી કેવી રીતે શબ્દો બને છે તે શીખવવામાં આવતું અને છેવટે શબ્દવડે કેવી રીતે વાક્ય બને છે તેનું જ્ઞાન આપવામાં આવતું. શિક્ષણની આ પદ્ધતિને સંયોગીકરણ કહે છે. તેમાં વસ્તુના ખંડ ઉપરથી આખી વસ્તુનું જ્ઞાન આપવામાં આવે છે. ખરી રીતે જોતાં તે કુદરતી રીત નથી. આરંભમાં બાળકને કોઈપણ પદાર્થનો સમગ્ર ખ્યાલ આવે છે. દા. ત. તે કેરી જોઈને તરતજ તેનું જ્ઞાન મેળવે છે. રંગ, રૂપ, સુગંધ, વગેરે પ્રત્યક્ષો એક પછી એક જાણી

તેના સમૂહને તે 'ફેરી' તરીકે જાણતું નથી. અલબત, પ્રથમનું જ્ઞાન અસ્પષ્ટ અને અપૂર્ણ હોય છે. અને તેથી વધારે અનુભવને લીધે, તેમાં વિશેષ વિગતો ઉમેરવાથી તેનું સવિશેષ જ્ઞાન તેને મળે છે. બાળક બિલાડી જુએ છે, ત્યારે તેને તેનો સમગ્ર ઝાંખો ખ્યાલ આવે છે. પછી તેનું બારીક અવલોકન કરવાથી, તેના જુદા જુદા અંગનું જ્ઞાન તેને મળે છે, એટલે ફરીથી પ્રાપ્ત થએલા વિશેષ જ્ઞાનને લીધે તેનો પ્રથમ ખ્યાલ વધારે સ્પષ્ટ અને પૂર્ણ થાય છે. જ્ઞાનની આ પ્રક્રિયા સ્વાભાવિક છે અને તે **પૃથક્કરણ** પદ્ધતિ કહેવાય છે.

આપણી બાળપોથી જે ત્રીસ વરસ ઉપર લખાઈ હતી તે સંયોગીકરણ પદ્ધતિ ઉપર રચાઈ છે. તેમાં મૂળાક્ષરથી આરંભ કરી તેના શબ્દો અને પછી વાક્યો બનાવી, તેનું જ્ઞાન બાળકોને આપવામાં આવે છે. હવે તો વાચનની આ રીતની પ્રતિષ્ઠા રહી નથી. તેને બદલે **વાર્તાપદ્ધતિ** મુજબ વાચન શીખવવામાં આવે છે, એટલે વાક્યથી વાચનની શરૂઆત કરવામાં આવે છે. આપણે ત્યાં કેટલીક શાળામાં **શબ્દપદ્ધતિથી** વાચન શીખવવામાં આવે છે અને પછી તેનું પૃથક્કરણ કરી અક્ષરોનું ભાન કરાવવામાં આવે છે. આ દૃષ્ટિ મુજબ વ્યાકરણશિક્ષણનો આરંભ વાક્યથી કરવો જોઈએ. જ્ઞાન પરત્વે માનસશાસ્ત્રનો એક નિયમ એ છે કે કોઈપણ અર્થહીન બાબત આપણાથી સમજી શકાતી નથી. 'નગમ' એમ અક્ષરો ગોઠવવાથી કંઈ સમજાતું નથી અને તેથી તે બાબત યાદ રહી શકતી નથી; પણ તેજ અક્ષરોને 'મગન' એમ મૂકવાથી તે બાબત અર્થયુક્ત હોવાથી તરત સમજી શકાય છે. આ કારણને લીધે હાલમાં આરંભમાં ટુંકાં અને સરળ વાક્યોથી વ્યાકરણ શીખવવામાં આવે છે.

આ સંબંધમાં બીજી બાબત કોઈપણ પદની વ્યાખ્યા સંબંધી છે. પહેલાં 'નામ'-ની પ્રથમ વ્યાખ્યા ગોખાવવામાં આવતી હતી. બાળકો શિક્ષકની ધાકને લીધે તેને ગોખીને યાદ રાખતા હતા. વ્યાકરણશિક્ષણમાં આ રીત કુદરતી રીતથી ઉલટી છે. ખરી રીતે તો આપણને જે કંઈ જ્ઞાન મળે છે-પછી તે કુદરતનું કે જનસ્વભાવનું હોય, તેમાં પ્રથમ દાખલા લેવામાં આવે છે. તે ઉપરથી સહજ રીતે આપણે તેને લગતું અમુક પ્રકારનું અનુમાન તારવીએ છીએ. મનુષ્ય એ કાર્યકારણ શોધનાર પ્રાણી હોવાથી ઉપર બતાવેલી તેની વિચારશૈલી સ્વાભાવિક છે. દા. મોહન નામનો વિદ્યાર્થી એક, બે, ત્રણ એમ લાગલાગટ ૭ દિવસ મોડો આવે છે, તે ઉપરથી શિક્ષક સહજ અનુમાન કરે છે કે તેને મોડા આવવાની ટેવ છે. આવી રીતે આપણે

હરહમેશાં મનુષ્યની પ્રકૃતિ સંબંધી અનુમાન બાંધીએ છીએ. અમુક માણસ આળસુ, લોભી કે અદેખો છે એવી જાતનો તર્ક કરતાં પહેલાં તેના આચરણને લગતાં કેટલાક દૃષ્ટાંતો આપણા અનુભવમાં આવેલાં હોય છે. તેને આધારે તેના સ્વભાવ સંબંધી આપણે તેવો વિચાર કરીએ છીએ. જ્યારે આપણી તર્કશૈલી આવી જાતની છે, તો શા માટે આપણે તેનો ઉપયોગ બાળકોને વ્યાકરણ શીખવવામાં નહિ કરવો એ સમજાતું નથી. આ કારણને અનુસરી હાલમાં કોઈપણ પદ શીખવતાં પહેલાં તેને લગતાં વાક્યો કહેવરાવવામાં આવે છે. જો અમુક ક્રિયા કરી કે વસ્તુ બતાવીને તેવાં વાક્યો બાળકો પાસેથી કહાવે તો તે બહુ સારૂં. વળી જીવનના પ્રસંગોને લગતાં ટુંકાં વાક્યો પસંદ કરવામાં આવે તો તેથી તેમાં બાળકને ઠીક રસ પડે છે. દા. જો વિશેષણ શીખવવું હોય તો પ્રથમ સાદાં નામવાળાં વાક્યો કાળા પાટીઆ ઉપર લખવાં. ચકલી ઉડે છે, ઘોડો ચરે છે, વગેરે. પછી 'ચકલી' સંબંધી આપણને વધારે જાણવું હોય તો શું કરવું, એવો સવાલ પૂછી તેમની પાસેથી 'એ ચકલી ઉડે છે' એ વાક્ય કહાવવું અને પાટીઆ ઉપર તેની સામે લખવું. આવી રીતે બીજાં વાક્યોમાં વધારો કરી તે વાક્યો પાટીઆ ઉપર લખી બાળકને પૂછવું કે કયા શબ્દથી આપણે ચકલી સંબંધી વધારે જાણીએ છીએ. તે શબ્દો નીચે જાડી લીટી દોરી તે તરફ તેમનું ધ્યાન ખેંચવું અને પછી જે શબ્દ નામનો અર્થ વધારે (વિશેષ) બતાવે તેને શું કહેવું આ પ્રમાણે તેમની મદદથી વિશેષણની વ્યાખ્યા કહાવવી. પાટીઆ ઉપર તે મોટા અક્ષરે લખી શિક્ષકે એક વખત વાંચી બતાવવી અને છોકરાને તે સ્લેટમાં લખી લેવા કહેવું.

ઉપર જણાવ્યા મુજબ વ્યાખ્યા કહાવીને પોથી કરાવ્યા બાદ તે તર્કશૈલીનો બીજો ભાગ બાકી રહે છે તેનો અમલ કરવાની જરૂર છે. પ્રથમ તો આપણે દાખલા ઉપરથી નિયમ ઉપર આવ્યા અને હવે આપણે નિયમ ઉપરથી દાખલા ઉપર જવું જોઈએ. વ્યાકરણ શિક્ષણની નવી રીતનો ત્રીજો મુદ્દો તેના ભાષાજ્ઞાન સાથેના સંબંધનો છે. કોઈપણ શબ્દનો ખરો અર્થ વાક્યના સંબંધથી સમજી શકાય છે. કેવળ છુટા શબ્દનું જ્ઞાન બાળક બરાબર ગ્રહણ કરી શકતો નથી: તેમજ તેને તે જોઈએ તેવી રીતે યાદ રહી શકતું નથી. તેથી જે પદની વ્યાખ્યા બાળકોને સમજાવવામાં આવી છે તેનું ભાન દૃઢ કરવાને માટે ઉદાહરણ વાસ્તે જુદી જુદી જાતનાં વાક્યો લેવાની જરૂર છે.

'ગંગા પવિત્ર નદી છે' એ વાક્યમાંથી બાળક પાસે વિશેષણ શોધાવવું. એવી રીતે ઘણાં વાક્યોમાંથી જુદાં જુદાં વિશેષણ શોધાવરાવ્યા પછી તેનો ઉપયોગ વાક્યમાંની ખાલી જગામાં કરાવરાવવો. દા. ત. ઘર—છે. તેમાં ઉંચું, નીચું, નાનું, મોટું, ગંદુ, રૂપાળું વગેરે ઘણાં વિશેષણનો ઉપયોગ જુદા જુદા વિદ્યાર્થીઓ કરશે. આને લીધે બાળકનું શબ્દભંડોળ વધે છે. હવે આ સંબંધમાં જરા વધારે અઘરી બાબત 'ગરીબ' 'ધોળું' વગેરે વિશેષણનો વાક્યમાં ઉપયોગ કરવાની છે. દરેક બાળકને તેની મરજીમાં આવે તેવું વાક્ય બનાવવાની છુટ આપવી જોઇએ. વાચનમાળામાંથી અમુક અમુક વિશેષણો તેમની પાસે શોધાવવાં જોઈએ અને તેનો ઉપયોગ તેમના પોતાના વાક્યમાં કરાવવો જોઈએ. આવી રીતે બાળકને વાક્યો બનાવવાનો મહાવરો થાય તે એક જાતની નિબંધની તૈયારી છે. ઉપલાં ધોરણોમાં તેવાં બે ત્રણ વાક્યો જોડી એક વાક્ય બનાવવાની ટેવ તેમને પાડવાથી તેમનું નિબંધશિક્ષણ સુધરે છે.

અત્યારસુધી ગદ્ય, પદ્ય, વ્યુત્પત્તિ, વ્યાકરણ, નિબંધ વગેરે ભાષાના વિષય જાણે એકબીજાથી નિરાળા હોય એમ ગણવામાં આવતું હતું. સાહિત્યનાં તે જુદાં જુદાં અંગ છે અને એકની અસર બીજા ઉપર થાય છે તે બાબત ભૂલી જવાથી વ્યાકરણશિક્ષણનો ભાષાજ્ઞાન સાથે સંબંધ જોડવામાં આવ્યો ન હતો. હાલમાં તો વ્યાકરણ એ લખવાની તથા બોલવાની ભાષાશુદ્ધિ માટે છે એ મુદ્દો બરાબર ધ્યાનમાં રાખવામાં આવે છે.

## એક બાળવર્ગ

એક બાળવર્ગમાં ૫૦—૬૦ બાળકોને કામે લાગેલાં હતાં. ત્રણ ચાર શિક્ષકો ખુણે ઉભા રહ્યા હતા. બાળકને બીલકુલ એમ લાગતું ન હતું કે શિક્ષક તેની પાસે ઉભા છે, પણ જ્યારે જરૂર પડે ત્યારે એક ક્ષણમાં કોઈપણ બાળક પાસે શિક્ષક પહોંચી જતા. કામ કરતી વખતે બાળકો બીલકુલ અવાજ કરતાં નહિ અને શિક્ષક પણ તેટલીજ શાંતિથી કોઈપણ બાળક પાસે પહોંચી જતા. આટલી બધી શાંતિ જોઈ કોઈ પણ માણસને નવાઈ ઉપજ્યા વિના રહે નહિ. દરેક બાળક વર્ગમાં જુદાં જુદાં સાધનથી કામ કરતું હતું અને વ્યવસ્થા પણ તેટલીજ સંપૂર્ણ હતી. બાળકો શાળામાં ૮-૩૦ થી ૧૧ સુધી રહેતાં. કેટલાંક બાળકોની સાથે તેમનાં માબાપો

પણ આવતાં અને કેટલાંક આપાય, તેમનાં બાળકથી છુટા પડતી વખતે તેમને આશીર્વાદ આપતાં. શાળાનાં હેડ મિસ્ટ્રેસ તરીકે એક ૧૫ વર્ષની લાગતી બાળા હતી અને તેના હાથ નીચે એક બુઠ્ઠી બાઈ હતી. આ એક નવાઈ જેવી વાત હતી. યુરોપની શાળાઓમાં ઘણીખરી સ્ત્રીઓ શિક્ષક તરીકે કામ કરે છે.

બાળકો હોલમાં આવે અને બેસે તે પણ શાંતિથી. આવી શાંતિ જોઈ એક બાઈને તો રડવું આવ્યું. આ તેનાં અશ્રુ તે હર્ષનાં હતાં. જ્યારે મોન્ટેસોરી બાળકોને સૂચના આપે ત્યારે તે ઉભા થઈ તે અને શાંતિથી તથા ધીમેથી આપે છે. જેમ બને તેમ ઓછા-ધીમા અવાજથી તે સૂચના આપતાં. આવી રીતે સૂચના આપવાથી બાળકોની સાંભળવાની જિજ્ઞાસા સતેજ થાય છે. એકક ઉપરથી તે પણ ઘણીજ શાંતિથી અને ધીમેથી ઊઠતાં. અણઘડ માણસને તો એ રીતથી કદાચ ગુસ્સો પણ ચડે. બેસવા-ઊઠવાની તેમજ દરેક જાતની બાળકની ક્રિયામાં શાંતિનો ગુણ જોવામાં આવતો.

**બાળકોના ઓરડા:—** ઓરડાનાં બારી-બારણાં, બાળકો જાતે ઉઘાડી શકે તેટલાં ઉંચાં રાખેલાં હોય છે. તેમજ કબાટ, વગેરેની વ્યવસ્થા પણ એવીજ રીતની હોય છે. સાધનોની વ્યવસ્થા એવી રીતની હતી કે કૃતિ કરતી વખતે બાળકો જાતે તેનો ઉપયોગ કરી શકે. ઓરડામાં ચિત્રોની ગોઠવણ આકર્ષક હતી. એકજ ઓરડામાં ૨ થી ૧૧ વર્ષ સુધીનાં બાળકો બેસે છે, પણ દરેક વિષયના વિભાગ જુદા જુદા પાડવામાં આવેલા હોય છે.

બાળકો જ્યારે ચિત્રકામ કરતાં હોય છે ત્યારે જુદા જુદા દરેક રંગની પેન્સિલો મૂકેલી હોય છે, પણ તે એવી રીતે કે જે બાળકને જે જાતના રંગની પેન્સિલ જોઈએ તે તે પોતાની મેળે બીજાને ન કહેતાં લઈ શકે છે. બાળકોના કપડાં ભેરવવાની ગોઠવણ એવી હોય છે કે દરેક બાળક પોતાની મેળે તેનાં કપડાં લઈ શકે એટલે બાળકની ઉંચાઈ પ્રમાણે કપડાં ભેરવવાની યોજના રાખેલી છે.

કાનની શક્તિ કેળવવા માટે જુદા જુદા અવાજનાં સાધનો રાખવામાં આવ્યાં હોય છે. બાળકની આંખ ઉપર પાટા બાંધવામાં આવે છે અને પછી જુદા જુદા અવાજ ઉપરથી બાળકને તે પારખવાનું કહેવામાં આવે છે. આવી રીતે શક્તિનો તોલ કાઢવામાં આવે છે. આ રીતથી બાળક જલદીથી અને સારી રીતે શીખી શકે છે અને બાળકની કાનની શક્તિનો સારી રીતે વિકાસ થાય છે. આંખે પાટા બાંધવાનો હેતુ કર્ણેન્દ્રિય કેળવી કાનને સતેજ કરવાનો હોય છે

સ્પર્શશક્તિ કેળવવા માટે મોટાં પાટીઆં રાખેલાં હોય છે, અને ઉપરની સપાટી ખરબચડી, સુંવાળી એમ જુદી જુદી જાતનાં સપાટીવાળાં પાટીઆં હોય છે. કસોટી કરાવ્યાં પહેલાં બાળકોના હાથ ગરમ પાણીથી ધોવામાં આવે છે. પાટીઆં ઉપર કપડાં ચોટાડેલાં હોય છે, તે પણ ક્રમિક રીતે રાખેલાં હોય છે. પહેલાં વધારે ખરબચડાં, પછી સુંવાળાં એવાં સાધનથી સ્પર્શેન્દ્રિય કેળવાય છે.

રંગઃ—મુખ્ય ત્રણ રંગ—લાલ—પીળો—વાદળીની તકતીઓ હોય છે અને બીજા રંગની ૧૨ તકતીઓ હોય છે. તેમાં રંગનો ક્રમ સચવાએલો હોય છે. આવી રીતે રંગ પારખવાની શક્તિનો વિકાસ થાય છે. નાનપણથીજ રંગની છાપ મગજમાં દૃઢ પડી જાય છે, એટલે પછી મોટપણે ચિત્રકાર થતાં તેને રંગની તાલીમ લેવાની જરૂર રહેતી નથી. જો બાળકોને સચોટ ખ્યાલ હશે તો તેજ જાતનો રંગ તેઓ તરત ચિત્રમાં મૂકી શકશે.

ઘ્રાણેન્દ્રિયઃ—આ શક્તિ કેળવવા માટે ફૂલનું સાધન રાખવામાં આવે છે. આંખે પાટા બાંધી બાળકો પાસે ફૂલની સુગંધ અને તેનો ભેદ પરખાવે છે. આ રીતથી બાળકોની ઘ્રાણેન્દ્રિય કેળવાય છે.

બે વર્ષનાં બાળકો તાલીમ આપવાથી આપણા કરતાં વધારે સારી રીતે ચાલી શકે છે, પણ કેળવણી વિના બાળકો ટટાર ચાલી શકતાં નથી અને ચાલવાની કેટલીક કુટેવો તેને પડી જાય છે. બાળકના હાથમાં પહેલાં લાવરો પકડાવે છે, અને તે પકડી સીધું ચાલવાનું તેને કહેવામા આવે છે. એ પ્રમાણે પહેલાં તેને રેખ પાડવામાં આવે છે. પછી પ્યાલામા પાણી ભરી તે પ્યાલો તેના હાથમાં આપી તેને ચાલવાનું કહેવામાં આવે છે. ચાલતી વખતે પ્યાલામાંથી પાણીનું ટીપું પણ ન પડવું જોઈએ. જો બાળકને આમ ચાલવાનું કહેવામાં આવ્યું હોય તેની સામે બીજાં બાળકો બહુ ધ્યાનથી જોયા કરે છે. પ્યાલામાંથી પાણીનું ટીપું પડે કે, તરત બીજાં બાળકો આંગળી ઉંચી કરે છે. આ કસોટીમાંથી પસાર થયા બાદ તેને બે હાથમાં બે પ્યાલા આપે છે. પછી એક રકાબીમાં ૬ પ્યાલા, પછી બે હાથમાં છ, છ, પ્યાલા આપીને તેને ચલાવે છે. પછી મીણબત્તી લઈને ચલાવે છે. મીણબત્તીને સળગાવવામાં આવે છે અને ચાલતી વખતે બાળક તેમાંથી ટીપું પડવા ન દે, એવી કાળજી રાખે છે. બબ્બે મીણબત્તી લઈ કેટલીક છોકરીઓ ભૂલ કર્યા વિના ચાલી શકે છે. આ અને એવા બીજા અખતરા કરવામાં આવે છે. આનાથી શરીરનું સમતોલપણું જાળવવાની શક્તિ આવે છે અને તેથી ચાલતી વખતે

પરદેશથી અનેક લોકો આવે છે, અને ગૌતમેશ્વર મહાદેવના દર્શન કરી પુણ્યસંચય કરે છે.

પુરાણ કાળમા આર્ય અને અનાર્ય પ્રજા આ જંગલોમાં સાથેસાથેજ રહેતી હતી. શ્રી રામચંદ્રજીએ આ અનાર્ય પ્રજાને અપનાવી આર્યોનું રક્ષણ કર્યું હતું એવા અનેક ઉલ્લેખો રામાયણમાં આવે છે. અત્યારે પણ ભીલ અને દુબળાઓના નામે ઓળખાતી આ પ્રજા આ આખા પ્રદેશમાં પુષ્કળ પ્રમાણમાં જણાય છે. શ્રી રામચંદ્રજીએ સૈકાઓ પૂર્વે પોતાની દક્ષિણની મુસાફરી દરમિઆન આ પ્રજામાં આર્ય સંસ્કૃતિનો ફેલાવો કર્યો ત્યારથી આર્ય અને અનાર્ય પ્રજા હળીમળીને સાથે સાથે રહેવા લાગી. કાળક્રમે માંડવી તાલુકામા આર્યોનાં નાનાં મોટાં રાજ્યો સ્થપાયાં અને સાથે સાથે અનાર્યોનાં પણ રાજ્યો ચાલતાં હતાં.

હાલમાં જે સ્થળ તડકેશ્વરના નામે ઓળખાય છે ત્યાં આર્ય લોકોનું એક મોટું નગર હતુ. આ સ્થળને માટે અનેક દંત કથાઓ કહેવામાં આવે છે. કોઈ કહે છે કે તારક નામનો એક અનાર્ય રાજા હતો, તેને હણીને ત્યા હિંદુ રાજ્ય સ્થાપવામાં આવ્યું, તેથી તે સ્થળને તારકેશ્વર અને પાછળથી તડકેશ્વર કહેવામા આવ્યું.

મારી મુસાફરી દરમિઆન તડકેશ્વરના હાલના પટેલશ્રી ઇસ્માઈલ અહમદ દેસાઈની પાસ આજથી ચારસો વરસ પૂર્વનો જહાંગીર બાદશાહના મહોર સિક્કાવાળો ફારસી ભાષામાં લખાએલો એક લેખ મારા જોવામાં આવ્યો. મુંબઈ સરકારના ઓરિએન્ટલ ટ્રાન્સલેટર પાસે મિ. દેસાઈએ આ લેખનું અંગ્રેજી ભાષાન્તર કરાવ્યું છે. આ લેખમાં બીજી કેટલીક વિગતોની સાથે કેટલીક ઐતિહાસિક હકીકત મળી આવે છે.

આ સનંદમાં જણાવવામાં આવ્યું છે કે મુસલમાન બાદશાહોમાં હિન્દુસ્તાનમા રાજ્ય સ્થાપીને નિવાસ કરવાની ઇચ્છા સૌથી પહેલાં સુલતાન મહમદ ઘોરીને થઈ હતી. તેમના હુકમથી તેમના ભાઈએ હિજરી સન ૫૭૮ માં હિંદ ઉપર પહેલી સ્વારી કરી. આ પછી ત્રીજા વરસે તેમણે ગુજરાત પર સ્વારી કરી અને રાજા ભીમદેવને હરાવ્યો.

આ વખતે તડકેશ્વરમાં દિલાવર રાવ નામનો હિંદુ રાજા રાજ્ય કરતો હતો, અને તેના નગરને ભીમનગર કહેવામાં આવતું હતું. અબ્દુલ્લા બેગ નામના એક મુસલમાન અમીરે ભીમનગર ઉપર હુમલો કર્યો, જેમાં અબ્દુલ્લાબેગનું મરણ થયું. લડાઈ ૭ માસ સુધી ચાલી. ભીમનગર સર કરવા

૨૭ હજાર પાયદળ અને ૩૫ હજાર તુર્ક ઘોડેસ્વારોને મોકલવામાં આવ્યા. ૧૨ હજાર પાયદળ અને ૧૫ હજાર હયદળનો સંહાર થયો, પણ છેવટે દિલાવરને હરાવી ભીમનગર સર કરવામાં આવ્યું.

બાદશાહે આથી શહેરનું નામ ભીમનગર બદલીને તુર્ક લોકોએ છતેલું હોવાથી તુર્કેસર રાખ્યું. હાલમાં તેને તડકેશ્વર કહેવામાં આવે છે. આ નગર પ્રાચીન કાળમાં ઘણી મહત્તાવાળું હશે એ અત્યારે પણ કલ્પી શકાય છે. ગામમાં એક મોટું તળાવ છે. તેના ફરતો પત્થરનો બાંધેલો ચારે તરફ ઓવારો હતો અને એક મોટું શિવાલય હતું. લડાઈ દરમિયાન આ સઘળાનો નાશ થયો અને તેના પથરાઓ આમતેમ પડેલા ઢગલા બંધ અત્યારે પણ દેખાય છે.

દિલાવર બાદશાહને શરણે થયો, અને તેણે ઇસ્લામનો સ્વીકાર કર્યો. બાદશાહે તેને "મત્લ-ઉલ-ઇસ્લામનો" (ઇસ્લામનો ઉદયકાળ) ખિતાબ આપ્યો, અને પાછળથી તેને તડકેશ્વરનું રાજ્ય પાછું આપ્યું.

ઘોરી સુલતાનના આગમન બાદ હિન્દમાં મુસલમાની સત્તા જામવા લાગી. ગુજરાતમાં પણ ધીમે ધીમે તેનો ફેલાવો થયો. ભીમદેવની પછી ગુજરાતનું રજપુત રાજ્ય વાઘેલા સત્તા નીચે આવી અદશ્ય થયું.

સોલંકી સરદારો અને રાજકુમારો આ કાળ દરમિયાન અનુકૂળ સ્થળો શોધી લઈ પોતાની સત્તા નીચે નવાં રાજ્યો સ્થાપવા લાગ્યા. કેટલાક મહી નદીના તીરે આવીને વસ્યા અને ત્યાં તેમણે સોલંકી સત્તા જમાવી. તેઓ મહીડા કહેવાવા લાગ્યા. મહીડા સોલંકી કુટુંબના **ભીમબાજી** અને **વાઘબાજી** નામના બે રાજકુમારો ફરતા ફરતા એક વખત તાપી કિનારે આવેલા કામરેજ પાસે ધળાં ગામે આવ્યા. ધળાંમાં ભાર્ગવ કુટુંબના આત્માનંદ અગ્નિવેદી નામના બ્રાહ્મણ રહેતા હતા, તેમના ઘેર તેમણે નિવાસ કર્યો. આ વખતે, આ ભૂમિ પર પીપલવાડાના ભીલ રાજાનું રાજ્ય ચાલતું હતું. આ ભીલ રાજાએ, કોઈની ઉશ્કેરણીથી આત્માનંદ અગ્નિવેદીની પુત્રીનું લગ્ન માટે માગું કર્યું. ભીમબાજી અને વાઘબાજીએ આત્માનંદજીને આ પ્રસંગે મદદ કરવાનું હામ ભીડી. તેમની સલાહથી માગું સ્વીકારવામાં આવ્યું, અને રાજાને લગ્ન માટે એક સ્થળે નિમંત્રવામાં આવ્યો.

આ પ્રસંગે આ બન્ને રાજકુમારો હાજર રહ્યા અને દારૂના નિશામાં મસ્ત થએલા રાજાને અને તેના સાગરીતોને તેમણે મારી નાંખ્યાં, અને ધર્મનિષ્ઠ બ્રાહ્મણની લાજની રક્ષા કરી તથા ભીલ રાજાનું રાજ્ય હસ્તગત કર્યું. આત્માનંદ અગ્નિવેદીને તેમણે પોતાના દિવાન બનાવ્યા.

જીલરાજના વખતમાં તાપી નદીના કિનારા પર રાજ્યની ચોકી માટે એક માંડવી (ચોકી માટેનું થાણું) બાંધવામાં આવ્યું હતું. પીપલવાડાના કરતાં આ સ્થળ રાજધાની માટે અનુકૂળ હોવાથી સોલંકી રાજાએ ત્યાં એક શહેર વસાવી તેને પોતાનું પાટનગર બનાવ્યું. અસલ આ સ્થળ માંડવી ચોકીનું થાણું હતું, તેથી આ શહેરનું નામ માંડવી રાખવામાં આવ્યું.

માંડવીનું સોલંકી રાજ્ય ધીમે ધીમે આબાદ બનવા લાગ્યું. આ વંશના રાજા દુર્જનસિંહ બીજાએ બાજીરાવ પેશવાને પોર્ટુગીઝો પાસેથી વસાઈનો કિલ્લો લેવામાં મદદ આપી હતી અને તેમના લડવૈયાઓના શૌર્યનો અનુભવ કર્યો હતો.

ઈ.સ. ૧૮૧૦ ની સાલમાં ખેડાણમાં હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે ધાર્મિક બાબતને લઈને કલહ ઉત્પન્ન થયો. આ હુલ્લડમાં દિવાન સુખાનંદજીને મારી નાખવામાં આવ્યા અને રાજાને નાસી જવાની ફરજ પડી. આથી સુખાનંદજીના પુત્ર વિદ્યાનંદજીએ કંપની સરકારની મદદ માગી અને સુરતના કલેક્ટર મિ. ક્રોએ રાજાને ફરીથી માંડવીની ગાદી અપાવી.

માંડવીના છેલા રાજા વજેસિંહજીનો કારભાર પ્રજાને ઘણો ત્રાસદાયક જણાયો અને તેમના મરણ વખતે પ્રજામાં ઘણો અસંતોષ ફેલાયો. તેમના મરણબાદ તેમના કુંવર છત્રસિંહજી ગાદી માટે પ્રયત્ન કરતા હતા, પણ તે સંબંધી નિર્ણય થાય તે પહેલાં તેમનું મરણ થયું એટલે ઈ.સ. ૧૮૮૮ ન. ૧ લી ને દિવસે માંડવીનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું.

પીપલવાડાના રાજ્ય સંબંધી શાળાપત્રમાં ઇ.સ. ૧૮૭૦–૧૮૭૧ અને ૧૮૭૨ ની સાલમાં શ્રી. પ્રાણજીવન તુળજારામ શુકલે કેટલાક લેખો આપેલા છે અને બાડલીના દેશી રાજ્યો નામના પુસ્તકમાં કેટલીક હકીકત આપી છે, એટલે અત્રે એ સંબંધી વિસ્તારથી ન લખતાં આ સ્થળના પુરાતન ઇતિહાસનું કેવળ વિહંગાવલોકનજ કરવામાં આવ્યું છે.

**મનસુખરામ મણિશંકર દ્વિવેદી**
સીનીઅર આસી૦ ડે૦ એજ્યુ૦ ઈન્સ્પેકટર, **સુરત.**

## પૃથ્વીરાજનો ભોળાભીમદેવને સંદેશો

( ભીમદેવના દરબારમાં પૃથ્વીરાજનો સંદેશો લઈ આવનાર ચંદ બારોટ )

**ચંદ બારોટ**— હરિગીત છંદના સ્વરૂપમાં

હે! ભીમ ભોળા ભડવીર, ભરમે ભૂલ્યો તું ભાનને,
એ ચંદ્રવદની મોહિની, હરમે લખી કાળે તને !

ગજ ગામિની એ બાલમુગ્ધા, પૃથુ તાત હણી શું પામીયો ?
જન્મ્યું જગે સ્વર્ગે જશે; તો લ્હાણુ શો તેં કાઢીયો ?
ઇચ્છન તણા મનમંદિરે, પૃથુમુર્તિને પધરાવી છે,
જે જાનકી વરવા મથે; રાવણ તણું શું ભાવિ છે ?
છતવા તણી આશા ન ધર, ક્યાં સૂર્ય ને ક્યાં આગીઓ,
ક્યાં કેશરી વનરાજ ને, ક્યાં વન ચરતો મૃગલો.
આકાશમાં જો ઊડશો, તો નીસરણીથી પકડશું,
પાતાળમાં જો પરવરો, તો આખી પૃથ્વી ફોડશું;
મચ્છી બનો મહાસાગરે, તો જાળથી ઝડપે તને,
અંધકારમાં દીપક વડે, જો ત્રિશુળ તુજ શિર પર ભમે
પૃથુદેવ આવ્યા ઘેર તુજ, કર સેવ સેવક તું થઈ ?"
આળોટજે તું અંકમાં, ને દંનમાં તરણું ગ્રહી ???

લી.
દેવશંકર કેશવરામ ભટ્ટ
મહેતાજી વધારાી (આણંદ)

---

# બાળકનો હાઉ

---

શિઆળાની એક ખૂશનુમા સાંજે મુંબઈ શહેરના એક મનોરંજન બગીચામાં હું મારા એક નાની ઉમરના ભત્રીજા સાથે ફરવા ગયો. ત્યાં વાઘનાં બે નાનાં બચ્ચાંઓને ફેરવતો એક રખેવાળ મારી દૃષ્ટિએ પડ્યો. પ્રથમ તો મેં શંકાની નજરે જોયું હતું, પરંતુ રખેવાળને પૂછતાં ખુલાસો થયો, કે બચ્ચાંઓ પોતાના જાતિસ્વભાવ ઉપર જવાની ઉંમરે પહોંચે ત્યાં સુધી તેઓ આમ છૂટથી બહાર હરીફરી શકે છે. આટલો ખુલાસો થયા પછી મેં મારી સાથેના બાળકને વાઘનાં બચ્ચાં ઓળખાવ્યાં. વાઘનું નામ સાંભળતાંજ, તે કંઈક બીધો અને મારી પાછળ લપાયો; પરંતુ રખેવાળની રજાથી, જ્યારે એ બચ્ચાંઓ ઉપર મેં મારો હાથ ફેરવ્યો અને બાળકને મેં સમજાવ્યું, કે આતો બચ્ચાંઓ છે, અને આપણને કંઈ નુકસાન કરે તેમ નથી, ત્યારેજ તેનો ભય ગયો, અને વાઘનાં બચ્ચાંની સુંવાળી ચામડી ઉપર તેમની સાથે સહેજ ખેલ કરવા મંડી ગયો. આમ ઘરનાં અને આજુબાજુના સંસ્કારો વડે વાઘ આવ્યો, હાઉ આવ્યો વગેરે શબ્દોથી

તેના મનમાં જે બીક ભરાઈ ગઈ હતી તે વાતવાતમાં નીકળી ગઈ અને ખરી વસ્તુ શી છે, તેની તેને સમજ પડી. આમ ઘણી વખત માબાપો બાળકના મનમાં ધીરજથી બેસાડવાની કોશિષ કરવા જતાં જે જાતની નબળાઈ દાખલ કરી દે છે, તે કાળે કરીને ટેવાઈ જતાં બાળકને જોઈએ તેટલો બહાદુર થતો અને વિકાસ પામતો અટકાવે છે. આવી કંઈ એકજ પ્રકારની ભીતિ બાળકના મન ઉપર ઠસાવવામાં આવતી નથી, પરંતુ બીઆંઉ બોલ્યું, ધોખર આવ્યો, બાવો આવ્યો, રાક્ષસ આવ્યો, સાપ આવ્યો અને બાળક વિદ્યાર્થી અવસ્થામાં હોય તો માસ્તર આવ્યો, એમ અનેક રીતે બાળક પારણામાં હોય ત્યારથી માંડીને કિશોર વયમાં આવતાં સુધીમા તેના મનમાં અમુક જાતની ભીતિ દાખલ કરી તેની પ્રગતિ અને વિકાસ અડકતરી રીતે અટકાવવામાં આવે છે.

આવી નજીવી બાબતોનું કેવું ગંભીર પરિણામ આવે છે, તેની તેમનાં માબાપોને ભાગ્યેજ ખબર હોય છે. મોટે ભાગે તો તેઓ પોતાની સગવડ માટે આવા પ્રકારની ભીતિઓ બાળકના મનમાં, પોતે નિવૃત્તિથી બીજા કામમાં મન રોકી શકે એટલા માટેજ ઉત્પન્ન કરવામાં આવે છે.

હાલના જમાનામાં બાળકના વિકાસ અર્થે માબાપોની ફરજ શી છે, એ બાબતનો આખો પ્રશ્ન કોઈ બીજી વખતે ચર્ચવાનો રાખી, હાલ તરત તો શિક્ષકો પોતાને લાગે વળગે છે ત્યાંસુધી આ બાબતમાં શું કરી શકે એ નાના માત્ર વિચાર કરીશું.

અમારા એક પાડોશી સાધારણ સ્થિતિના પણ સંસ્કારી હતા, તેમને ત્યાંથી મારે ત્યાં એક પેંડાનું પડીકું આવ્યું. તપાસ કરતાં એમ જણાયું કે તેમના દીકરાને તે દિવસે પહેલવહેલો શાળામાં મોકલી સરસ્વતી મંદિરમાં એક વિદ્યાર્થી તરીકે તેનું નામ નોંધાવ્યું હતું. તેની ખૂશાલીમાં તેમણે અમારે ત્યાં પેંડા મોકલ્યા હતા. એક તો હું શિક્ષક, અને તેમાંય વળી મારા મિત્ર જેવા પાડોશીના દીકરાએ વિદ્યાર્થીની દિક્ષા લીધેલી હોઈ મને ઘણો આનંદ થયો, અને તે બાળક તેમજ તેનાં માતપિતા સમજશે કે નહિ તેનો સહજ પણ વિચાર કર્યા વિના શિક્ષણ, અને સંસ્કાર, ઇત્યાદિ વિષે નાના પાયા ઉપર એક ભાષણ પણ મેં કરી નાખ્યું. તે સાંભળી તે બાળક અને તેનાં માતાપિતા પણ જરા ખુશ થયાં. છોકરો પણ કૂદતો કૂદતો તેના પિતાને કહેવા લાગ્યો કે "બાપાજી હું રોજે નિશાળે જઈશ." પરંતુ આઠ દિવસ પછી મારી ભારે અજાયબી વચ્ચે મને ખબર પડી કે બાળક શાળામાં જવા માટે આનાકાની કરે છે. મને આથી જરા ખેદ

થયો. તેની માતાને એક દિવસ પૂછયું. કે બાબુ શાળામાં કેમ જતો નથી? તેણે મને જવાબ આપ્યો, તે મને કંઈક નોંધવા જેવો જણાયો. તેણે કહ્યું, બાબુ કહે છે કે, "માસ્તર કશું ભણાવતા નથી, હું ઊંઘી જાઉં છું ત્યારે મને સોટી મારી જગાડે છે, કોઈ છોકરા સાથે વાત કરું છું તો મને ધમકાવે છે" ખરી વાત, આપણે આંગણે છુટથી રમેલું છોકરું, એને શાળામાં આમ બે ચાર કલાક એકી સાથે બેસી રહેવું શરુઆતમાં ન ગમે એ બનવા યોગ્ય છે. પણ કાંઈ નહિ એ તો એમ કરતાં કરતાં માસે ૭ માસે ટેવાઈ જશે, એટલે બધું ઠેકાણે પડશે" બાળકની માતાએ આ બધું સામાન્ય વાત રૂપે કહી નાખ્યું, પરંતુ એ વાત સાંભળી, શિક્ષકની બેદરકારી પ્રત્યે અને બાળકની માતાની ગેરસમજ પ્રત્યે મને ખેદ થયો. પરંતુ તે બાબત તપાસ કરવાનો નિર્ણય કરી મેં એ વાત ત્યાંથીજ અટકાવી. બાદ તપાસ કરતાં એમ જણાયું, કે જ્ઞાનવૃદ્ધ, સંસ્કારી, બાળકોના માનસ સમજી તેમના તરફ વત્સલ ભાવ રાખનાર, અને આ બાળકો ભવિષ્યના નાગરિકો થવાના છે એ ભાવનાદૃષ્ટિ સમક્ષ રાખી, કાળજીપૂર્વક શિક્ષણ આપવાની વૃત્તિવાળા શિક્ષકોના અભાવોને લીધે ઉપરની ઘટના બનવા પામી હતી. સાથે સાથે શિક્ષક તરીકે પોતાના વિદ્યાર્થીઓને શિક્ષણ અને સંસ્કાર આપવામાં જે ખંત અને ઉત્સાહ જોઇએ, તેની મોટી ઉણપને લીધે ઉપરની પરિસ્થિતિ ઉદ્ભવી હતી. આ સ્થિતિમાં બાળક શિક્ષકને 'હાઉ' માને એમાં શી નવાઈ!

'શિક્ષક એ બાળકનો 'હાઉ' છે એવી છાપ માબાપો બાળકના મગજ ઉપર પાડી તેની શક્તિઓના વિકાસને અટકાવે છે એ ખરેખર દયાજનક છે. બાળકના મન પર પડેલી આવી જાતની છાપને જડમૂળથી નાશ કરવા માટે શિક્ષક ઘણું કરી શકે એમ છે. બાળક શાળામાં આવતું થાય કે શિક્ષક તેની સાથે હસે, બોલે, તેને રમાડે, હસાવે, નચાવે, કુદાવે અને બાળક સાથે ગમત કરી ગમતદ્વારો જ્ઞાન આપે. બાળક પ્રત્યે પ્રેમની લાગણીથી જુએ, તેને પુત્રસમ પ્રેરે, માનપૂર્વક બોલાવે. બાળકને તોછડા શબ્દોથી સંબોધવા કરતાં માનપૂર્વક બોલાવવામાં તે પોતાને મગરૂર માને છે, અને તેથી તેનો ઉત્સાહ જ્ઞાનામૃતનું પાન કરવામાં તેની શક્તિઓને ઉત્તેજિત કરે છે. ખરી રીતે તોછડા, અસભ્ય કે અવિવેકી અવાજો તેની કર્ણેન્દ્રિય પર ન પડવા દેવામાં શિક્ષકે બહુ સાવચેતી રાખવાની જરૂર છે. આ લાગણીઓથી પ્રેરાઈ બાળક શિક્ષકને હાઉ તરીકે ન માનતાં પ્રેમની લાગણીથી ને માનની દૃષ્ટિએ જોશે. તેને મન શિક્ષક જ્ઞાનદાતા થશે. શાળા એ તેનું

કેદખાનું નહિ પરંતુ સરસ્વતીગૃહ થશે. વર્ગમાં આવતાં બાળકો તેના મિત્રો બનશે. નિજગૃહ કરતાં વિદ્યાગૃહ તેના જીવનનું કેન્દ્રસ્થાન થઈ જશે.

કેટલીક વખત એમ બને છે કે બાળકોનાં હૃદય ખાલી પ્રેમથી જીતી શકાતાં નથી. કેટલાંક અસંસ્કારી બાળકોનાં હૃદયોને જીતવા મુશ્કેલ થઇ પડે છે. આવાં બાળકોને માટે ભય કરતાં પ્રેમનું સાધન તેમને સંસ્કારી બનાવવામાં વધુ ઉપયોગી હથિયાર થઈ પડે છે. કેટલીક વખત શિક્ષકને કડક થવાની જરૂર રહે છે. છતાંય તે બહુ કડક ન બનતાં જુજ પ્રમાણમાં ભયની લાગણી રાખવી. ભય એટલે તમાચા, ચુંટી કે સોટીના ઝપાટા નહિ, પણ બાળકને તમારી સત્તાથી જ્ઞાત કરવા. બાળક તમારી સત્તા જાણે તો તે કદાપિ તોફાની કે અવિવેકી બનશે નહિ. શિક્ષકે યાદ રાખવું જોઈએ કે **શિક્ષાની અસરનું પ્રમાણ તેની સખતાઈ ઉપર નહિ. પણ તેના નક્કીપણા ઉપર આધાર રાખે છે.** શિક્ષાનો પ્રસંગ એ શિક્ષકની નબળાઈનું પરિણામ છે. શિક્ષકે ચોક્કસ માનવું કે જો છોકરાં તોફાની હોય તો તેનું મુખ્ય કારણ તમે પોતેજ છો, અને બાળકનો હાઉ બનવામાં સીધી કે આડકતરી રીતે તમારો પોતાનો ફાળો છે. બાળકના હાઉ ન બનવા માટે તેમના પ્રત્યે ભય કરતાં પ્રેમ વિશેષ પ્રમાણમાં રાખો અને બાળકોનાં હૃદયો જીતી લો. તેના માનસનો બારિકાઈથી અભ્યાસ કરો. એ અભ્યાસનદ્વારા તેનો યોગ્ય સમયે યોગ્ય ઉપયોગ કરી યોગ્ય ઘડતર કરવા એ શિક્ષકનું મુખ્ય અને અગત્યનું કાર્ય છે. વળી સદ્ભાગ્યે આપણે ત્યાં સમૂહશિક્ષણની પ્રથા સનાતન ઉતરી આવેલી હોવાથી બાળકોની સંસ્કૃતિને ખીલવવામાં અને તેમનું ભાવિ ઘડતર ઘડવામાં વધુ ઉપયોગી છે. વાર્તા અને ડ્રિલ જેવા વિષયોવડે તેમનામાં નિયમન અને વ્યવસ્થાની ભાવના ખીલવો. આ ભાવના ખીલવવા માટે સમૂહ શિક્ષણ અને ઉપરના વિષયોનો ઉપયોગ કરો કે જેથી તેના બાળવર્ગના મિત્રોથી માંડીને સમસ્ત પૃથ્વી પ્રત્યે તે ભ્રાતૃભાવની દૃષ્ટિથી જોતાં શીખે. આવી આવી બાળશિક્ષણની કેટલીય બાબતો છે કે જેમાં બાળકની શિશુ અવસ્થાથી માંડીને તેની કિશોર અવસ્થા સુધીમાં તેને સારામાં સારા ઉચ્ચ સંસ્કાર વડે આચ્છાદિત કરી શકાય. બાલ્યવયમાંજ આવા ઉચ્ચ આદર્શો આપનાર અને સંસ્કાર બક્ષી તેને ખરો નાગરિક બનવામાં સહાય કરનારજ તેનો આચાર્ય છે. ઉપલાં સાધનોવડે બાળકમાં आचार्य देवोभवનું રહસ્ય જળવાઈ રહેશે. તે આચાર્ય પ્રત્યે પૂજ્યભાવ બતાવતા લક્ષશે અને આમ થશે ત્યારેજ તે દેશનો નાગરિક થશે.

શિક્ષક અને શિક્ષકનામાં સામ્ય લાવવા માટે આપણી સમૂહ-શિક્ષણની કેળવણીમાં ખૂબ અવકાશ છે. શિક્ષકના મનમાં વિદ્યાર્થીઓ પ્રત્યે ભિન્નભાવ ન હોવો જોઈએ. આ અમુક શેઠનો કે તવંગરનો પુત્ર છે અને આ ગરીબનો છે એ મલિન ભાવના ન હોવી જોઈએ. જ્ઞાની કે અજ્ઞાની બાળકનો, તેમજ તવંગર કે ગરીબનો ભિન્નભાવ કે પક્ષપાત શિક્ષકને માટે અનિષ્ટ છે. બાળકને જીતવાનો અને તેનું માનસ જાણવાનો, તેના સ્વભાવથી પરીચિત થવાનો આ સરળ માર્ગ છે.

બાળકનું મન જીતવામાં મોટો ફાયદો એ છે કે બાળક વિનયી બને છે. સાથે સાથે તે વ્યવસાયી અને વ્યવસ્થાવાળો બને છે. વળી તે નિયમનને ચાહનારો થાય છે. બાળક વિનય તથા વ્યવસ્થા પદ્ધતિથી જ્ઞાત થઈ શિક્ષકના હાઉની ભીતિ સહજ દેછે.

ઉપરની ચર્ચાથી સમજાશે કે માબાપો પોતાના શુભ કાર્યના વ્યવસાયને ખાતર બાળકની વિકાસશક્તિને અટકાવી તેના મગજમાં શિક્ષકમાટે હાઉની ભીતિ ઉત્પન્ન કરવાથી શિક્ષકને કેટલી બધી જ્હેમત ઉઠાવવી પડે છે. શિક્ષકે આ ભીતિ ટાળવા માટે નીચેના મુદ્દાઓનું મનન કરવું ઇષ્ટ છેઃ—

(૧) બાળકના મનની નબળાઇ દૂર કરવા તેને ભયકારી ભાવણોથી દૂર રાખો. (૨) નાનપણથીજ વીરત્વનું શિક્ષણ આપવા પ્રયત્ન કરો. (૩) શિઆળ કે વરૂની વાર્તા ન કહેતાં પરશુરામ, અભિમન્યુ, અર્જુન, ભીમ શિવાજી, વનરાજ, રામલક્ષ્મણ, લવ, કુશ વગેરેની વાર્તાઓ કહો. (૪) બાળકને શરમિંદુ ન બનાવતાં છૂટથી હરવા ફરવા અને કુદરત સાથે ખેલવાને અવકાશ આપો. (૫) બાળકો પ્રત્યે વાત્સલ્યથી જુઓ. (૬) બાળક ઉચ્ચ કક્ષાનો અધિકારી છે એમ સમજી તેમના માર્ગદર્શક બનો. (૭) બાળકોને ખંતીલા અને ઉત્સાહી બનાવવામાં તમે સાધનભૂત થાઓ. (૮) તમારી શક્તિનો ઉપયોગ બાળકના વિકાસ અર્થે ખર્ચો. (૯) બાળક સાથે બાળક બનો. (૧૦) બાળકોને હંમેશાં માન આપતાં શીખો. (૧૧) શુદ્ધ અને સંસ્કારી વાણી બાળકના કર્ણદ્વાર પર પાડવાને ચૂકશો નહિ. (૧૨) જેમ બને તેમ બાળકને ખરાબ વાતાવરણથી દૂર રાખો. (૧૩) બાળકને પ્રેમથી જીતો. (૧૪) કોઈ પણ જાતની ઢીલ વિના બાળક પરની સખ્તાઈ ત્યજી દો. (૧૫) ભય કે શિક્ષાનો ઉપયોગ ન કરતાં તેને તમારી સત્તાનો ખ્યાલ આપો. (૧૬) બાળકને વિનયી બનાવવા પ્રયત્નો કરો. (૧૭) વિનયની વ્યવસ્થાપદ્ધતિ રચો. (૧૮) પ્રત્યક્ષ વસ્તુઓ કે સાધનદ્વારા બાળકનો ભય ટાળો. (૧૯) બાળકના માનસનો અને સ્વભાવનો ઝીણવટથી અભ્યાસ

કરો. તેની હીલચાલ ઉપર મૌન ધારણ કરી તેમની પ્રવૃત્તિઓ જાણી લો. (૨૦) બાળકનું માનસ જાણી તે માનસને અનુકૂળ તેને યોગ્ય માર્ગે દોરવા પ્રયત્ન કરો. (૨૧) બાળકને વસુધૈવ કુટુંબની દિક્ષા આપો. (૨૨) સમયાનુસાર બાળકોનાં માબાપોને બાળકો પ્રત્યેની ફરજ સમજાવો. (૨૩) બાળકનું ભાવિ ઘડતર ઘડવામાં તમારા તન, મન, ધનનો વ્યય કરો. (૨૪) બાળક એ બાળક નથી પણ દેશનો મહાન નાગરિક છે એ કદાપિ ભૂલશો નહિ. (૨૫) બાળકને પ્રભુમય માનો.

શિક્ષકોએ ઉપલી બાબત ધ્યાનમાં લઈ ભવિષ્યના નાગરિકોદ્વારા ભાવિ યુગનું ઘડતર ઘડવામાં પોતાને જે હિસ્સો આપવાનો છે, તેને લગતી ફરજ યોગ્ય રીતે બજાવવામાં કમર કસવી જોઈએ.

મુંબઈ
તા. ૨૦ મી ડિસેમ્બર ૧૯૩૩

ચુનીલાલ કાળીદાસ દવે
શિક્ષક, આગાખાન સેન્ટ્રલ ફ્રી સ્કૂલ

## સ્વયંશિક્ષણનું મહત્વ

જ્યારે કોઈ ચિત્રકાર કોઈ ચિત્રની રેખાઓ દોરે છે ત્યારે, એ રેખાઓ ફેરવતાં દોરતા અને તેને ભૂસતાં કોઈ એવી રેખાઓ ઘડે છે કે તેનો આત્મા પ્રસન્નતાથી ઉભરાઈ જાય છે. અનેક રેખાઓમાં, નિષ્ફળ આલેખન પછી આપોઆપ તેની પીંછીમાંથી યોગ્ય રેખાઓ પ્રગટે છે ત્યારે તે આનંદ અનુભવે છે. એ પ્રસન્નતા અને એ આનંદ તે ત્યારેજ મેળવે છે, કે જ્યારે તેના અંતરમાં રહેલી જ્ઞાત કલ્પનાની રેખાઓને તે મૂર્તિમંત કરે છે: જે રેખાઓ તેની કલ્પનામાં હતી તે આકાર ગ્રહણ કરે છે. ચિત્ર એ ચિત્રકારની સૂક્ષ્મ કલ્પનાનું સ્થૂળ સ્વરૂપ છે, કાવ્ય એ કવિની ભાવના અને કલ્પનાનું સ્થૂળ સ્વરૂપ છે અને આ વિશ્વ બ્રહ્માંડ વિરાટ પુરુષની કલ્પનાનું સ્થૂળ સ્વરૂપ છે. કલ્પના એ વિકાસની પાંખ છે. કલ્પના વિનાનો પુરુષ એટલે પાંખો વિનાનું પક્ષી.

મનુષ્યકૃત ચિત્રો, કલાકૃતિઓ, કાવ્ય અને સાહિત્યનું સર્જન એ બધાંનું મૂળ કલ્પના છે. આજના વિજ્ઞાને કરેલી પ્રગતિના મૂળમાં પણ કલ્પનાજ છે. સંસ્કૃતિની રચના અને વિકાસ પણ કલ્પનાદ્વારાજ થએલો છે. સ્વાતંત્ર્ય એ વિકાસનો પ્રાણ છે અને કલ્પના તેની પાંખો છે. માણસની

વિકાસવૃત્તિને જ્યારે સ્વાતંત્ર્ય અને કલ્પનાની સહાય મળે છે ત્યારેજ તે વિકસે છે.

બાળકને જ્યારે સ્વાતંત્ર્ય આપવામાં આવે છે ત્યારે તેની કલ્પના જાગૃત થાય છે. તેને માટે ઉભી કરેલી પરિસ્થિતિમાંથી કલ્પનાને પોષક એવી કોઈ આકૃતિ તે ઉપાડે છે અને તેને કાગળ ઉપર દોરવા પ્રયત્ન કરે છે, દોરે છે, દોર્યાજ કરે છે. જ્યાંસુધી તેની કલ્પનાને સંતોષે એવી આકૃતિ કાગળ ઉપર ઉપજશે નહિ ત્યાંસુધી તે આકૃતિ દોર્યાજ કરશે, અને જ્યારે તેને મનગમતી આકૃતિનું દર્શન થાય છે ત્યારે તે પ્રસન્નતાથી ડોલી ઉઠે છે. કલ્પનાને પ્રત્યક્ષ કરવાનો અપૂર્વ આનંદ તે અનુભવે છે. હર્ષાવેશમાં કેટલીયવાર સુધી તે આકૃતિ જોયાજ કરે છે. ક્યાંક તો ક્ષતિ નથી રહી ગઈ? એવા વિચારમાં તે અનેક વખત અને અનેક રીતે તેણે ઉપજાવેલી આકૃતિનું દર્શન કરે છે અને જ્યારે તેણે દોરેલી આકૃતિ આંતર કલ્પનાને અનુરૂપ હોવાની ખાતરી થાય છે, ત્યારેજ તે તમને આપશે અને તેની સફળતાનો આનંદ પ્રગટ કરશે.

કલ્પનાનાં આવાં અનેક સફળ આલેખનો પછી કલ્પનાને સ્થૂળ સ્વરૂપ આપી શકાય છે એવું તેને જ્ઞાન થાય છે અને જ્ઞાન થવાની સાથેજ બીજી નવીન કલ્પનાઓ તેના મગજમાં જાગે છે અને તેને સ્થૂળ સ્વરૂપ આપવાનો તે પ્રયત્ન કરે છે. એક વખત તે તેની કલ્પનાને સ્થૂળ સ્વરૂપ આપી શક્યું છે, એટલે તેની કલ્પનાઓ મૂર્ત થવાનીજ છે. એ વિષે તેના અંતરમાં શ્રદ્ધા ભરેલી હોય છે અને તેથી તે દરેક પ્રયત્ન વખતે તેની કલ્પનાને પ્રત્યક્ષ કરવાને વધારે ને વધારે નજીક પહોંચે છે. જેમ જેમ બાળક પોતાની કલ્પનાને પ્રત્યક્ષ કરતું આગળ વધે છે, તેમ તેમ નવીજ કલ્પનાઓ આંતરમાં સર્જે છે અને તેને રૂપ આપવા તે અવિશ્રાંતપણે કલ્પનાની સાથે એકરૂપ બનીને એકાગ્રતાપૂર્વક આગળ વધે છે. તમારે માટે ભલે એ વેંતનું સામાન્ય હોય, પણ બાળકને મન તે એક મહા કાર્ય છે અને તે જ્યારે પુરૂં કરે છે ત્યારે તે સહેજ વિજયનો આનંદ અનુભવે છે. તેનો આત્મા પ્રસન્નતા અનુભવે છે, શાંતિ અનુભવે છે. આત્માની પ્રસન્નતા અને શાંતિ એજ સાચો આરામ છે, અને તે આંતર કલ્પનાઓને પ્રત્યક્ષ કરવા માટેના અવિશ્રાંત-અને-એકાગ્ર પરિશ્રમમાં મળે છે.

આ અનુભવ ઉપરથી બાળક નક્કી કરે છે, કે કલ્પના માત્ર પ્રત્યક્ષ કરી શકાય છે અને ધીરે ધીરે કલ્પનાઓ પ્રત્યક્ષ કરવા માટે જોઈતી ક્રિયાશક્તિનું બળ પણ તે મેળવે છે; પણ માત્ર કલ્પનાઓથીજ તેને

આત્માને સંતોષ થતો નથી. તે કલ્પનાઓ જ્યારે મૂર્ત બને છે ત્યારેજ તેને સંતોષ થાય છે. સાચો કલ્પક તેજ છે કે જેની પાસે એ કલ્પનાને પ્રત્યક્ષ કરવાની અનંત શ્રદ્ધા અને ક્રિયાશક્તિ છે. જેની પાસે ક્રિયાશક્તિ નથી તેની કલ્પના એ કેવળ તરંગ છે. તેને માટે તો તરંગ છે. પછી બીજી કોઈ વ્યક્તિ એ કલ્પનાને પોતાની ક્રિયાશક્તિના જોરે મૂર્ત બનાવે એ વાત જુદી છે.

બાળકને સ્વાતંત્ર્ય આપશો એટલે તેની કલ્પના જાગૃત થશે અને તેની ક્રિયાશક્તિ કંઈ ને કંઈ કામ કરવા મંડી જશે; કારણ કે પ્રવૃત્તિ તેને પ્રિય છે. કલ્પનાઓને તે ક્રિયાશક્તિની મદદ વડે મૂર્ત કરતું જાય છે તેમ તેમ બાળકની કલ્પનાનો અને તેની ક્રિયાશક્તિનો એક સરખો વિકાસ થાય છે. બાળક પોતે જે ઇચ્છે છે તે થાય છે, તે કરી શકે છે એવી શ્રદ્ધા તેને મળે છે અને પછી તો તે સ્વયંશિક્ષણને માર્ગે આગળને આગળ વધતું જાય છે અને પોતાનો વિકાસ સાધે છે. જીવનવિકાસમાં આ શ્રદ્ધાજ અગત્યનો ભાગ ભજવે છે અને તે કલ્પનાની ઉત્કૃષ્ટતામાંથી અને ક્રિયાશક્તિના બળમાંથી જન્મે છે. ક્રિયાશક્તિ કલ્પનાને વિકસાવે છે. ક્રિયાશક્તિ શ્રદ્ધાને જન્મ આપે છે ને પછી શ્રદ્ધા અને ક્રિયાશક્તિ બંને સાથે ઉભાં રહી માણસને વિકાસને માર્ગે પ્રગતિ કરાવે છે. જ્યારે બાળક સ્વયંશિક્ષણ લેતું હોય છે ત્યારે જ તેની કલ્પના જાગૃત થાય છે, તેની ક્રિયાશક્તિને અવકાશ મળે છે, અને તેની શ્રદ્ધા ઓજસ્વી બને છે. કલ્પના, ક્રિયાશક્તિ અને શ્રદ્ધા એ મનુષ્ય-જીવનની સફળતાના આધારરૂપ છે. તેમનો વિકાસ એટલે જીવનનો વિકાસ અને તેમના વિકાસને સ્વયં-શિક્ષણમાંજ પુરતો અવકાશ મળે છે. શિક્ષણપદ્ધતિ એ જો જીવન વિકાસની પદ્ધતિ હોય, તો જે પદ્ધતિમાં સ્વયંશિક્ષણને સ્થાન નથી, તે પદ્ધતિ શિક્ષણ પદ્ધતિ તરીકે કદી ટકી શકશે નહિ.

શ્રી દક્ષિણામૂર્તિ
મોન્ટેસોરી ટ્રેનિંગ ક્લાસ, } માધવલાલ જોઈતારામ રાવળ
ભાવનગર

## માનસશાસ્ત્ર અને કેળવણી

અમુક શાળામાં, એક શિક્ષિકા બ્હેન, પોતાના વર્ગમાંની નાની બાળાઓને, વ્યાકરણના વિષયમાં " મૂળભેદ " અને " સંબંભેદ " શીખવી રહ્યાં હતાં. આ બ્હેને શરુઆતમાં મૂળભેદની યોગ્ય સમજુતી આપીને, વર્ગને

સત્ત્વભેદ સમજાવવાની શરુઆત કરી. તેમણે કહ્યું, " દૃષ્ટાંતરૂપે મૂળભેદમાં —તમે મને મારી નાખો—તેજ વિચાર સત્ત્વભેદમાં મૂકવો હોય તો—હું તમારાથી મારી નખાઈ-તેમ થાય."

વર્ગમાંની સઘળી નિર્દોષ નાની બાળામાંથી-એકજ બાળાનું લક્ષ શિક્ષિકાના આ શબ્દો ઉપર બારીકાઈથી ચોંટી ગયું હતું અને તે બાળા આખો વખત અચંબાથી પોતાની શિક્ષિકા તરફ જોઈ રહી હતી. આખરે હિંમત રાખી તેણે પ્રશ્ન કર્યો—"બ્હેન, જો તમે મારી નખાઓ, તો પછી કેવી રીતે તમે બોલી શકો અને વર્ગ લઈ શકો ?" શિક્ષિકા બ્હેને ગુસ્સાથી, તે બુદ્ધિશાળી નાની બાળકીને ઠપકો આપતાં કહ્યું: "તેની કશી ફીકર નહિ. ધારો કે તેમ હું કરી શકું છું !!" અને પોતાની જાતને ગૌરવ અને મહત્વ આપતાં, પોતાની રોજની રૂઢી અનુસાર, સમજુતી આપવી ચાલુ રાખી અને વખત પુરો કર્યો. તેમના આવા વલણથી આ શિક્ષણ-થી પરિણામ એ આવ્યું કે બીજી વખતે (લગભગ ત્રીજે દિવસે) જ્યારે તેજ બાળકને સત્ત્વભેદની વ્યાખ્યા તેમણે પૂછી, ત્યારે તે બાળકે નીચે મુજબનો જવાબ આપ્યો—

"સત્ત્વભેદ તે એક વ્યક્તિનો એવો વિચિત્ર ભેદ અગર અવાજ છે, કે જે વ્યક્તિના મૃત્યુ પછીથી પણ બોલી શકે છે."

ઉપરની નાની પણ રસદાયક વાર્તામાંજ કેળવણીશાસ્ત્રનું અત્યંત મહત્વવાળું રહસ્ય સમાએલું છે. શિક્ષકાબ્હેને પૂછેલા પ્રશ્નના પ્રત્યુત્તર-માં, નાના બાળકે જે પ્રકારની પોતાની વ્યાખ્યા આપી તેને માટે શું તેનો અગર તેની બુદ્ધિનો દોષ કાઢી શકાય ? નાનું નિર્દોષ બાળક પૃથ્વી અને આકાશને નવું છે. તેના વિચારો ઘણાજ થોડા હોય છે. તે પોતાના માબાપના અવાજને ઓળખે છે. તેમનો પ્રેમ તે જાણે છે, અનુભવે છે. પુસી નામની બિલાડીને, ટૉમ નામના પોતાના વ્હાલા કુતરાને અગર તેના બંગલામાંના બારણા પાસે શોભા અને આનંદ માટે પાંજરામાં રાખેલા પોપટને, વિધવિધ પ્રકારના રંગની નાની નાની ચકલીઓને, એ સર્વેને તે ઓળખે છે; પણ ક્રિયાપદને ભેદ હોય છે તેવા વિલક્ષણ વિચારથી તે અજ્ઞાત હોય છે. "ક્રિયાપદ" શબ્દ તેને તો સંપૂર્ણ ભાવાત્મક હોય છે. તેના મનમાં કોઈ પણ વિકાસ થએલી ક્રિયા નથી કે જેથી આ ગૂઢ તત્ત્વને તે એકાએક સમજી લે ! બાળકોનાં આવાં કુમળાં અને ઊગતાં મન ઉપર ભાવાત્મક વિચારની સ્પષ્ટ રીતે ઊંડી છાપ પાડવી, તે કાર્ય શિક્ષક વર્ગને માટે ખરેખર એક અત્યંત મુશ્કેલી-

ભર્યું છે, અને જ્યારે ક્રિયાપદનો ભેદ—અને તે ભેદ સહભેદ તરીકે શીખવવાનો હોય છે ત્યારે આ મુશ્કેલી વધારે મોટી બને છે. . . .

બાગમાં નાના નાના છોડવાઓ જમીનના કસથી, ખાતર–પાણીથી અને સૂર્યના તાપથી ધીમે ધીમે ઉગે છે અને વધે છે, અને કેટલેક વરસે પ્રચંડ વૃક્ષ બને છે. તેવીજ રીતે નાનાં બાળકો જ્ઞાનના થોડા પ્રાપ્ત કરેલા વિચારોથી વિચાર કરવાની શક્તિઓને ખીલવીને, પોતે મેળવેલા જ્ઞાનને વધારે અને વધારે ઉંચા પગથીઆ ઉપર લઈ જાય છે અને તે ધીમે ધીમે પોતાની વિચારસૃષ્ટિને વધારે ખહોળી બનાવે છે. આવી રીતે બાળકો આપોઆપ, નિરાકાર અને ભાવાત્મક વિચારોથી પરિચયવાળા થાય છે અને અગાઉનું તેજ વિચારો વિષેનું તેમનું અજ્ઞાનપણું, અનુભવથી દૂર કરી શકે છે. તેવીજ રીતે તેઓ સ્થૂળ વિચારોમાંથી સૂક્ષ્મ વિચારો તથા સામાન્ય પદાર્થવાચક વિષયમાંથી વિશિષ્ટ વિષયનું જ્ઞાન મેળવે છે. જ્યાંસુધી આ કુદરતી વિધિઓ તેઓએ સંપૂર્ણ રીતે પસાર કરી ન હોય, ત્યાંસુધી એક નજીવામાં નજીવો અને નાનામાં નાનો સૂક્ષ્મ વિષયનો વિચાર પણ તેમની સમક્ષ શિક્ષક તરફથી રજુ થવો ન જોઈએ. ખાસ કરીને તો તેવા વિષયની સમજુતી તેમના અપક્વ અને મર્યાદિત જ્ઞાનને લીધે તેમની શક્તિને સોમલના ડોઝ જેવી અસરથી ઝેરી બનાવે છે. તેજ વિષય તેમને માટે એક ભારે લાખો ફૂદકો છે. બચપણથી વિચારોની શોધમાં તેઓ અહીં તહીં વ્યર્થ ફાંફાં મારે છે અને આખરે તેમના નાના જ્ઞાનખંડાળની મદદથી પદાર્થો ઇત્યાદિની સમજુતીવડે તેમને સ્પષ્ટ વિચારનું ભાન થાયછે. આજ વસ્તુસ્થિતિ આ લેખની વાર્તામાંની છોકરીએ અનુભવી છે. જ્યારે શિક્ષિકાએ પોતાની દંભી સત્તાને બાળાને ખોલતી અટકાવવા સંપૂર્ણ રીતે કામે લગાડી, ત્યારેજ તેને સહભેદ સમજાવવામાં પોતાના સાદા વિચારો, નિખાલસપણે, બાળક બુદ્ધિથી સમજાવવા પડયા હતા.

આધુનિક કેળવણીની પ્રગતિ અને તેનો વિકાસ, અને માનસશાસ્ત્ર વડે જે જે ફેરફારો દુનીઆના જુદા જુદા દેશોમાંની શિક્ષણપદ્ધતિઓમાં થઈ રહેલા છે, તે ચિતારનું એક દૃશ્ય શિક્ષક વર્ગના વલણમાં જણાય છે. શિક્ષક અગર શિક્ષિકા અધિકારની નાની અને મામુલી સત્તાથી શણગારાએલી છે, અને તે સત્તાનો અમલ તે નિરંકુશપણે કર્યાજ કરે છે. ભમર ચડાવી બાળાને ખોલતી અટકાવવાને બદલે શિક્ષિકાએ તે મુશ્કેલીઓ જાણવી જોઈતી હતી. એક અનુભવી શિક્ષિકા તરીકે તેણે ઉદાહરણ બદલી તેની જગાએ બીજું બંધબેસતું ઉદાહરણ મૂકવું જોઈતું હતું.

આપણી શાળાઓમાં ઘણે ભાગે આવાજ પ્રકારનું શિક્ષણ અશિક્ષિત શિક્ષક અને શિક્ષિકાઓ વર્ગના બાળકોને આપે છે. જુના વખતની કેળવણી-પદ્ધતિમાં "સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે રમઝમ"નો જે સિદ્ધાંત હતો, તે આ જમાનામાં વહી ગયો છે. બાળકોને શારીરિક શિક્ષા કરવાથી તેઓ બ્હીકણ બની જાય છે. શિક્ષણ મેળવવાને બદલે બાળક ઉલટું પોતાની બુદ્ધિ ગુમાવી દે છે. મહાન લેખક અને કેળવણીકાર મી. જ્યૉર્જ બર્નાર્ડ શૉ-તેવી પદ્ધતિથી ચાલતી શાળા વિષે (જેમાં તેઓ દાખલ થયા હતા) નીચેનો અભિપ્રાય આપે છે; "તે શાળા એક કારાગ્રહ હતું; જેટલી બુદ્ધિ અને જ્ઞાન સાથે હું પ્રથમ તેમાં જોડાયો, તે સર્વે શાળા છોડતાં મેં ગુમાવ્યાં હતાં તેવું મને લાગ્યું. ત્યાં કશુંજ શીખ્યો નથી." તેજ બર્નાર્ડ શૉ નોબેલ પ્રાઈઝ જીતી લાવ્યા ! ! તેજ મહાપુરુષ દુનીઆમાં આજે અંગ્રેજી સાહિત્યના ક્ષેત્રમાં સૌથી શ્રેષ્ઠ અને સર્વોપરિ સ્થાન ભોગવે છે. સાહિત્યનો ગર્ભશ્રીમંત પણ તેજ કહેવાય છે ! ડૉક્ટર સન્ડરલેન્ડના શબ્દોમાં, "કેળવણીની આવી સંસ્થાઓ બાળકોને બુદ્ધિવંત ન બનાવતાં ડરપોક અને નિરુત્સાહી બનાવી તેમના ઉગતા જ્ઞાનતંતુઓને શિથિલ બનાવી દે છે; તેથી તેવી સંસ્થાઓને કોઈ પણ પ્રકારે ઉત્તેજન ન મળવું જોઈએ." પ્રૉફેસર સેઈન્ટસબરીના અભિપ્રાય મુજબ "તેવું છાત્રાલય કેળવણી શબ્દને લાંછન લગાડે છે; તે બાળકોનાં ભવિષ્યના સુખના સૂર્યનાં કિરણોને ઢાંકી દેવા પ્રયત્ન કરે છે !"

કેળવણીકાર ડૉક્ટર મેક્ષીના શબ્દોમાં: "જ્ઞાનની દેવીના મંદિરમાં જો બાળકો પ્રત્યે આવી વર્તણુક બતાવાય તો ગણિતશાસ્ત્રોમાં પ્રખ્યાત ન્યુટન જેવા પંડિતોનાં અસાધારણ કલ્પદ્રુપ ભેજાં પણ ઘડાવાને બદલે કટાઈ જાય !" તેથી આવી સંસ્થાઓ અને શાળાઓ બાળકોની માનસિક શક્તિઓની ખીલવણીને હાનિરૂપ છે; અને તેજ કારણથી તેવી કેળવણી વગર બાળકો અંતે પણ તેમની કેળવણીનો ઉકેલ કાઢી શકે છે. જ્યાંસુધી શિક્ષકવર્ગ, બાળવર્ગને ઓળખે નહિ, પોતાની જાતને બાળક સાથેની સમાનતાની સપાટી ઉપર મૂકે નહિ, તેમનાં નાનાં મન જાણે નહિ, પોતાના જ્ઞાન-ભંડારનો ઉપયોગ તેમની જરૂરિઆતો પ્રમાણે કરે નહિ, તેમની જોડે બાળક બને નહિ, ત્યાંસુધી શિક્ષક જેવા ઉમદા અને ઉત્તમ ધંધાની ખરી કારકીર્દિમાં ફતેહમંદ થઈ યશ મેળવવાની તેમને માટે બીલકુલ આશા નથી. પ્રૉફેસર બ્લેકીની ભાષામાં:—"બાળકોને કેળવવા માટે પાંડિત્ય, વિદ્યા અગર જ્ઞાનજ ઉપયોગી છે તેમ નથી. ખરો શિક્ષકવર્ગ તો તેજ કહેવાય કે જે બાળકના મનની "સા-રી-ગ-મ"-ની ચાવીઓથી બરોબર

પારચિત થઈને બાળકને વ્યક્તિગત રીતે બંધબેસતું, કેળવણીના જ્ઞાનનું ગાયન, તાલ, છંદ અને ઢબથી ગાઈ બતાવે, અન્ય કોઈ નહિ." બાળકોની કેળવણીના વિકાસ માટે તેવાજ શિક્ષક અગર શિક્ષિકાની જરૂર છે.

બાળકોના ગાઢ સમાગમમાં આવનાર અને તેમને ઓળખનાર દરેક શિક્ષકભાઈને અગર શિક્ષિકા બ્હેનને આ નાની બાળાની વાર્તા, કેળવણી અને તેના આત્મજ્ઞાનનું યોગ્ય ભાન કરાવશે અને તેથી તેમને એક ઉપયોગી પાઠ મળી શકે તે સંભવિત છે. મારા નમ્ર મત મુજબ દરેક શિક્ષક કેળવણી અને શિક્ષણપદ્ધતિથી પોતાની જાતને વધારે વાકેફગાર બનાવી લે, બાળકોની કલ્પનાશક્તિને કેળવે, નીરસ વિષયોને રસદાયક અને રમુજી બનાવી શકે અને ઉદાહરણો આપતી વખતે બંધબેસતાં અને જરુરિઆત કરતાં બે વધારે ઉદાહરણો આપે, તો શિક્ષક તરીકે પોતાની ફરજ પુરેપુરી તેમણે બજાવી છે તેવો આત્મસંતોષ તેમને મળશે. તે યોજનામાંજ શિક્ષકનું કર્તવ્ય અને બાળકોનું હિત સમાએલું છે.

ન્યુ દિલ્હી } વિઠ્ઠલીક હન્ટર

## વાચન પુસ્તકનું કરો

રાગઃ—હરિગીતની ચાલ

અધુના તમે પરિહાસ માટે જો કદી ઇચ્છો સહી,
કેલાવતાં રસ હાસ્યનો હૃદયે ધરીને આ વહી;
અમૂલ બોધ આહ્લાદ પ્રેરક ગ્લાનિ મ્લાનિ સૌ હરો,
સુમનથી હું શિખ દઉં વાચન પુસ્તકનું કરો........

* * * * * *

કથા નવલ આખ્યાયિકાની પાછળે ભમતા રહો,
કલ્પના, સંદિગ્ધ વાણી, વિહિત ઉપમા બહુ ચહો;
રસ નિમજ્જન જો કરીને તુષ્ટિ અંતરમાં ભરો,
શ્રુતિપટે ઝીલજો કહું વાચન પુસ્તકનું કરો........

* * * * * *

જો કદી વિક્રમ પરાક્રમ ભાવ આહે જઈ પડ્યા,
પ્રણયનાં ગીતડાં મધુરના પાશમાં ભૂલા પડ્યા;

વિલસાવે કીર્તિ ઉન્નતિ, મોદ ઉરમાં બહુ હરો,
સ્મૃતિ પટે ચિતરો કહું વાચન પુસ્તકનું કરો........ ૩

* * * * * *

ઇતિહાસનો જે શોખ વાધ્યો હોંસથી જીવન વિષે,
પ્રાચીન, અર્વાચીન, ભાવિ સમયનો વાચન વિષે;
ધ્વાન્ત ટાળે, જ્યોતિ ઉભરે, અટવી-ભય પ્રેમે તરો,
વિનતિ સ્વીકારો ધ્યાનથી વાચન પુસ્તકનું કરો........ ૪

* * * * * *

મર્મ સ્પર્શી નિગૂઢતાથી આત્મ-તમ ઉજવાળશો,
દીપ્તિ નૂતનના ભ્રમણમાં તે ભાવ દૈવી સિંચશો;
તાત્ત્વિક દૃષ્ટિ ખીલશે ઉકલે અનંતતાના થરો,
અભિલાષી જો હો મોક્ષના વાચન પુસ્તકનું કરો...... ૫

* * * * * *

વિહિત આર્થિક લાભ-અલાભે જાગતી જો પ્રેરણા,
અનામય બને સંપત્તિ સંચે સૌખ્યની ના રે' મણા;
કહેવાય નહિ કદર્યને સૌ દાન સુપાત્રે સરો,
શીખવું ઘટે સૌ વાતમાં વાચન પુસ્તકનું કરો........ ૬

* * * * * *

વસનો ધરો આભા પ્રસારે પણ ન તેથી વા'ર છે,
વિભૂષણ અને વસ્ત્રો ધરો જે વાંચવાનો સાર છે;
ઈશ્વરણું રુચિર કિંતુ અંતરે કટુતા ડરો,
વસ્ત્રો તણી પ્રતિભા પડે વાચન પુસ્તકનું કરો........ ૭

* * * * * *

આબાલ વૃદ્ધ મનુજને પુસ્તક વિષે મિત્રો મળે,
સ્ત્રી-પુરુષ પુસ્તક તણું આલય રચે નાને રળે;
જોવા ઉદય સ્વદેશનો કુટુંબ માનવનો ખરો,
જાગે વિચિ સુહૃદયમાં વાચન પુસ્તકનું કરો........ ૮

* * * * * *

પ્રયોજક:—

ન્યુ હાઈસ્કૂલ, દાહોદ } "ભોગીન્દ્ર" ન્હા. ભટ્ટ

# કેળવણીકાર.

( મનનો માનેલ મળ્યો મોરલો રૂપાળી રાત.—એ રાગ )

શિક્ષણ ઉદ્યાનનો રસમાળી કેળવણીકાર,
વિદ્યાના વિશ્વનો વનમાળી કેળવણીકાર;
ઉગ્યો આદિત્ય મોક્ષદાતા કેળવણીકાર,
ભારતના ભાગ્યનો વિધાતા કેળવણીકાર.

હૈડાનાં હીર નીર રેડજે રસ માળીડા,
મીઠાં મધુર ફળો વેડજે રસ માળીડા;
જીવન સાહિત્ય તણી કુંજે રસ માળીડા;
કોકિલા શી શારદા ટહુકશે રસ માળીડા.

માતાના રંગ પુરી મૂકજે વનમાળી દેવ,
જીવન સાફલ્ય મંત્ર ફૂંકજે વનમાળી દેવ;
ઘડતર ભાવીનું ઘડી મૂકજે વનમાળી દેવ,
ચરણોમાં શિર્ષ ત્હારે ઝૂકશે વનમાળી દેવ.

વિદ્યા વિવેક ભર્ગ વેરજે આદિત્ય રાજ,
પ્રાણોમાં જ્ઞાન તેજ પ્રેરજે આદિત્ય રાજ;
જીવનમાંની શુષ્કતાને શોષશે આદિત્ય રાજ,
અમૃત વર્ષાવી જીવન પોષશે આદિત્ય રાજ.

છઠ્ઠીના લેખ રૂડા છાપજે વિધાતરા,
શિશુને આશિર્વચન આપજે વિધાતરા;
પ્રજાના પ્રમાદને પ્રજાળશે વિધાતરા,
ભારતના ભાગ્યને ઉજાળશે વિધાતરા.

દેવભુવન, સિહોર — દેવકૃષ્ણ પીતાંબર જોશી

# ધો. ૪

વિષય:—વ્યાકરણ
સામાન્ય હેતુ:—તર્કશક્તિ કેળવવી અને ભાષાશુદ્ધિ સાધવી.
વિશેષ હેતુ:—વિશેષણ શીખવવું
સાધન:—રંગીન ચાક

શિક્ષક. પી. ડી. વ્યાસ.
તા.................
સમય—૪૦ મિનિટ

| પાઠના વિભાગ | મુદ્દા | શૈલી | ફ. પા. ની નોંધ |
|---|---|---|---|
| આરંભ | | વર્ગ વ્યવસ્થિત કરવો. સાધન યોગ્ય જગાએ મુકાવવાં અને બાળકોની બેસવાની રીત ઉપર ધ્યાન આપી સ્વસ્થતા લાવવી. | |
| | સામાન્ય કસોટીના પ્રશ્નો | તમે હમણાં થોડા વખત ઉપર પર્યટન કરી આવ્યા હતા. કયે સ્થળે ગયા હતા? વારુ, તે સ્થળનું વર્ણન કરો. બાળકો વર્ણન કરે તે સાંભળી તેમાંથી વાક્યો પસંદ કરવાં અને તે કાળા પાટીઆ ઉપર નોંધવા. વાક્યોમાં જે નામ હોય તેની નીચે લીટી દોરવી, અને પ્રશ્ન પૂછવો—નીચે લીટી દોરેલા પદોનું પદચ્છેદ શું થાય?—નામ. વારુ, જુઓ કાંકરીઉં, આકાર પાણી, મગર, એ નામ સંબંધી તમે કંઈક વધારાની વાત કરી છે. 'આકાર' સંબંધી શી વાત કરી? આકાર 'ગોળ' છે એમ કહ્યું. બીજા વાક્યમાં 'પાણી' સંબંધી શું કહ્યું? ઘણું પાણી છે એમ કહ્યું. તેવીજ રીતે 'મગર' અને 'પાણી', વિષે ત્રીજા અને ચોથા વાક્યમાં શું શું કહ્યું?—મગર વીસ અને પાણી ચોકખું, એવી વાત કરી. | ૧. કાકરીઉં ગોળ આકારનું છે.<br>૨. તેમાં ઘણું પાણી છે.<br>૩. વળી તેમાં વીસેક મગર છે.<br>૪. તેમાં પાણી ચોકખું રહે છે. |

| | | | |
|---|---|---|---|
| રજુઆત | | આપણે જે રીતે કોઈ પ્રાણી કે પદાર્થ વિષે ઘણી બાબતો કહીએ છીએ.<br>નામ વિષે કંઈક વધારે વાત કરવા જે પદો વાપરીએ છીએ તેમાનાં કેટલાક પદ વ્યાકરણની દૃષ્ટિએ શીખીએ.<br>ફકરો નીચે પ્રમાણે: | |
| મુખ્ય વિષય | પાઠ્ય પુસ્તકમાંથી ફકરો લખેલાં પત્તાં વર્ગમાં વહેંચવાં. | એક ખેડુત હતો. તેને ચાર છોકરાં હતાં: ત્રણ દીકરા અને એક દીકરી. સૌથી મોટા છોકરાનું નામ 'મૂરખરાજ' હતું. તે ખેતી કરતો. તે મહેનતુ હતો. વચલા છોકરાનું નામ 'ધનવંત' હતું. તે વેપાર કરવામાં કુશળ હતો. છેક નાનાનું નામ સમશેર બહાદુર હતું. તે શૂરો સિપાઈ હતો. દીકરી બહેરી અને મુંગી હતી. તેનું નામ મોંઘી હતું. મોંઘી કુંવારી હતી. મૂરખરાજ અને મોંઘી તેના બાપને ખૂબ મદદ કરતા. | |
| | દાખલા ઉપરથી નિયમ. | કા. પા. ઉપર લખેલો ફકરો બાળકોને મનમાં વાંચી જવા કહેવું અને સૂચના આપવી કે આમાંથી હું તમને કેટલાક પ્રશ્નો પૂછવાનો છું. નીચેના પ્રશ્નો બાળકોને પૂછવા અને યોગ્ય ઉત્તર કા. પા. માં નોંધવા: | |
| | ફકરામાંથી પ્રશ્નો યોજવા, અને યોગ્ય ઉત્તર. કા. પા. માં નોંધવા. | ૧. કોને વિષે વાત કરી છે? ખેડુત વિષે.<br>૨. કેટલા ખેડુતની વાત છે?<br>૩. ખેડુતને છોકરાં કેટલાં હતાં.<br>૪. તેને બધા દીકરાજ હતા કે? ના. દીકરી પણ હતી. વારુ, ત્યારે દીકરા કેટલા અને દીકરી કેટલી હતી. | ૧. એક ખેડુતની વાત છે.<br>૨. ખેડુતને ચાર છોકરાં હતાં.<br>૩. તેને ત્રણ દીકરા હતા અને એક દીકરી હતી. |

૫. તેના ત્રણ દીકરાના ગુણ જણાવો. (૧) મોટો છોકરો મહેનતુ હતો. બાળકો આવી રીતે વાક્યો બોલે તે સુધારવાં ઘટે ત્યાં બાળકો સાથે વાતચીત કરી સુધારી નોંધવાં.

બીજા પ્રશ્નો:—'મૂરખરાજ' એ નામનો કયો છોકરો ? એવા બીજા પ્રશ્નો યોજી 'મોટો', 'વચલો', 'નાનો' વગેરે પદો તરફ ધ્યાન ખેંચવું.

વારુ, જુઓ હવે નીચે લીટી દોરેલાં પદ છે તે ધ્યાનમાં રાખો. આ પદો નામ સાથે કેવો સંબંધ રાખે છે તે કહી શકશો ? એક, ત્રણ, ચાર, એ પદો શું બતાવે છે ? મોટો, મહેનતુ, વચલો, કુશળ, નાનો, શૂરો. એ શું બતાવે છે? ઉપરનાં પદોમા કેટલાક 'સંખ્યા' બતાવે છે અને કેટલાક 'ગુણ' બતાવે છે. આ પદો વાક્યમાં શા માટે આપણે મૂક્યાં ? તે તે નામના સંબંધમાં વધારે વાત કરવી છે એટલા માટે. વારુ, ત્યારે કા૦ પા. માં આપણે ખાનાં પાડી લખીએ—

આવાં પદ વાપરીએ ત્યારે નામ વિષે કંઈક વધારે હકીકત મળે છે, એટલે તે **નામના અર્થમાં વધારો** કરે છે. વ્યાકરણમાં જેમ અમુક પદને તમે 'નામ' કહો છો, તેમ આવાં પદને પણ નામ આપવું પડશે. એ પદોને 'વિશેષણ' કહેવામાં આવે છે.

૪. મોટા છોકરો મહેનતુ હતો.
૫. વચલો છોકરો વેપાર કરવામાં કુશળ હતો.
૬. છેક નાનો છોકરો શૂરો સિપાઈ હતો.

| સંખ્યા બતાવે એવાં પદ | ગુણ બતાવે એવાં પદ |
|---|---|
| એક, ત્રણ, ચાર. | મોટો, મહેનતુ વચલો, કુશળ નાનો, શૂરો. |

| | | | |
|---|---|---|---|
| | વ્યાખ્યા કઢાવવી | આ સ્થળે બાળકો પાસયા જેમ બને તેમ સાદામાં સાદી ભાષામાં વિશેષણની વ્યાખ્યા કઢાવવી અને તેમાં સુધારો-વધારો કરી કા. પા. ઉપર નોંધવી અને બાળકો પાસે તે બે ત્રણ વાર બોલાવવી. | જે પદ નામના અર્થમાં વધારો કરે તે વિશેષણ. |
| પુનરાવર્તન | નિયમ ઉપરથી દાખલા (કસોટી) | બાર, જુઓ હું કા. પા. ઉપર પાંચ વાક્યો લખું છું. તેમાંથી તમારે વિશેષણ શોધવાનાં છે. બાળકો પાસે વિશેષણો નીચે લીટી દોરાવવી. આ મનોયત્ન થઈ રહ્યા પછી નીચેનાં આપવાં:—<br>અ. ૧. મારા પતંગનો રંગ —— છે.<br>૨. આજે રમતમાં —— મઝા પડી.<br>૩. મનુ વર્ગમાં સૌથી —— છોકરો છે.<br>૪. નદીમાં —— પુર આવ્યું.<br>૫. મુસાફરને —— થાક લાગ્યો હતો એટલે ઝાડની —— છાયા નીચે તે —— થઈ —— ઊંઘ્યો.<br>બ. નીચેનાં પદો શું છે? તે વાક્યમાં વાપરી બતાવો— ઉંચું, જાડું, ઘણું, સફેદ, કાળું, મોટું, દસ, સ્વચ્છ.<br>ક. એવાં કેટલાંક વિશેષણના તમે દાખલા આપો. | ૧. મેજ ઉપર પાંચ પુસ્તક છે.<br>૨. પેન્સિલ લાલ રંગની છે.<br>૩. આજે ખૂબ ઉકળાટ થાય છે.<br>૪. છોકરું શાંત સ્વભાવનો છે.<br>૫. બિલાડીનું બચ્ચું બહુ રમતિઆળ હોય છે. |

૩. પાઠ, જુઓ મારી પાસે એક ચિત્ર છે. પુષ્કરરાજનું ચિત્ર કા. પા. ઉપર લટકાવવું અને તેનું અવલોકન કરવા કહેવું. પછી કહેવું, કે—આ ચિત્રની થોડીક હકીકત મને લખી જણાવો. જ્યાં યોગ્ય લાગે ત્યાં વિશેષણ મૂકવાં:—

અહીં શિક્ષકે થોડાંક નમુનાનાં વાક્યો (વિશેષણ આવે એવાં) લખી બતાવવાં. આ ચિત્રની હકીકત તેજ સમયમાં પુરેપુરી લખી શકાય નહિ, એટલા માટે ઘેરથી લખી લાવવા કહેવું. શિક્ષકે તેમનું લખાણ તપાસી ભૂલો સુધારી સૂચના આપવી.

**નોંધ**—સાધારણ રીતે વ્યાકરણ શીખવતી વખતે એકલા શબ્દો લઈ તેના ઉપર વિવેચન કરી પદચ્છેદની સમજુતી આપવામાં આવે છે. આથી વ્યાકરણ અને ભાષાનો સંબંધ સ્પષ્ટ થતો નથી અને બાળકોને વ્યાકરણના વિષયમાં કંટાળો આવે છે. ઉપરની નોંધમાં મુખનિબંધ અથવા મોઢાની વાતચીતદ્વારા વ્યાકરણના સિદ્ધાંતો તારવવાનો હેતુ છે એટલે તેની કંઈક સવિસ્તર નોંધ કરી છે. આજ પાઠ વર્ગમાં થોડા ફેરફાર સાથે લેવામાં આવ્યો હતો અને વિશેષણનો પરિચય કેવળ વાતચીતથી બાળકોનાંજ વાક્યો લઈ કરાવવામાં આવ્યો હતો. આખા સમય દરમિઆન બાળકોને વાતચીતમાં અને છેવટે ચિત્રના અવલોકન ઉપરથી વિશેષણવાળાં વાક્યોથી હકીકત લખવામાં ઘણો રસ પડયો હતો. વળી ભાષાની શુદ્ધિ અને બાળકનું ભાષાભંડોળ પણ સધાયાં હતાં. એકજ નામની સાથે સંબંધ ધરાવે એવાં જ્યાં એક કરતાં વધારે વિશેષણ લઈ શકાય ત્યાં તે લેવામાં આવ્યાં હતાં. એટલું ધ્યાનમાં રાખવાનું છે કે નોંધ મુખનિબંધ કે નિબંધલેખનની નથી પણ વિશેષણ શીખવવાની છે એટલે પાઠ આપતી વખતે આ લક્ષ નજર આગળથી આઘું ખસી ન જાય તે જોવું જોઈએ.

છોકરીઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ
ઉ. ભા. માં સને ૧૯૩૩ માં લેવાએલી છોકરીઓ માટેની વ.
ફા. પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોના નામની યાદીઃ—

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | | | ૩૧ | ચંદ્રિકા ગ્રેસ ઇ. એમ | ૩૩૭ |
| | **અમદાવાદ જિલ્લો** | | | પાલસીંગ | |
| | | | ૩૨ | શારદા પુરુષોત્તમ કંસારા | ૩૩૬ |
| ૧ | મણી મોહનલાલ પટેલ | ૪૦૨ | ૩૨ | યરૂશા ગુલાબ ખ્રિસ્તી | ૩૩૬ |
| | શારદા સાંકલેશ્વર વ્યાસ | ૪૦૨ | ૩૪ | શારદા મફતલાલ લુહાર | ૩૩૪ |
| | ચંદ્રકાન્તા ગીરજાશંકર પંડ્યા | ૩૯૭ | ૩૪ | લલિતા છગનભાઈ પટેલ | ૩૩૪ |
| ૪ | હીરામણી એમચંદ પટેલ | ૩૯૧ | ૩૪ | વિદ્યા છોટાલાલ પટેલ | ૩૩૪ |
| ૫ | નર્મદા વિદ્યારામ પાઠક | ૩૯૦ | ૩૭ | ઈંદુમતી હરિલાલ મશર | ૩૩૨ |
| ૬ | લલિતા મણીલાલ પટેલ | ૩૮૫ | ૩૭ | શાંતા રઘુભાઈ પટેલ | ૩૩૨ |
| ૭ | દીનાહ રામસિંહ પરમાર | ૩૮૨ | ૩૯ | ચંદન જમનાદાસ ખાંડવાળા | ૩૩૦ |
| ૮ | સરસ્વતીબેન નાથાલાલ શાહ | ૩૮૧ | ૪૦ | અરવિંદા હરિલાલ મહેતા | ૩૨૯ |
| ૯ | ઈંદુમતી રતનસિંહ દેસાઈ | ૩૮૦ | ૪૦ | કાન્તા ચતુરભાઈ ચોકસી | ૩૨૯ |
| ૧૦ | હીરાલક્ષ્મી વાડીલાલ શાહ | ૩૭૪ | ૪૦ | વાનીફ્રેડ વિલિયમભાઈ | ૩૨૯ |
| ૧૧ | લલિતા બળવંતરાય ફ્રન્સે | ૩૭૧ | | બેનજામીન | . |
| ૧૨ | કાન્તા મણીલાલ શાહ | ૩૬૮ | ૪૩ | ભાનુમતી કેશવલાલ મહેતા | ૩૨૭ |
| ૧૩ | સવિતા કેશવલાલ મહેતા | ૩૬૭ | ૪૩ | સરસ્વતી ગીરધરલાલ આચાર્ય | ૩૨૭ |
| ૧૪ | ચંચળ ધનજીભાઈ પટેલ | ૩૬૬ | ૪૩ | સૂર્યકાન્તા ભોગીલાલ આચાર્ય | ૩૨૭ |
| ૧૫ | મંગળાગૌરી શંકરલાલ સાગર | ૩૬૫ | ૪૬ | મંગળાગૌરી સોમનાથ ત્રિવેદી | ૩૨૫ |
| ૧૬ | શાંતાબેન પોપટલાલ શાહ | ૩૬૩ | ૪૭ | જેસી દાનીએલ રાજનગીરી | ૩૨૪ |
| ૧૬ | શારદા ચીમનલાલ પરીખ | ૩૬૩ | ૪૮ | મણી શનાભાઈ પટેલ | ૩૨૩ |
| ૧૮ | સુશીલા હરિલાલ ભગવતા | ૩૬૨ | ૪૯ | લીલી પ્રભાશંકર વ્યાસ | ૩૨૦ |
| ૧૯ | ચંદ્રકાન્તા હરિલાલ રાવળ | ૩૫૭ | ૫૦ | વિદ્યા મણીલાલ પટેલ | ૩૧૯ |
| ૧૯ | જુલિઆ સુંદરલાલ પરમાર | ૩૫૭ | ૫૧ | ફેઈથ સુલેમાન ખ્રિસ્તી | ૩૧૪ |
| ૨૧ | વીરબાળા ઉત્તમરામ મોદી | ૩૫૬ | ૫૧ | કાન્તા ગુલાબચંદ શાહ | ૩૧૪ |
| ૨૨ | સુમન ચેનશંકર ભટ્ટ | ૩૫૪ | ૫૩ | કમળા છગનભાઈ પટેલ | ૩૧૩ |
| ૨૨ | સુનંદા દશરથલાલ ભગત | ૩૫૪ | ૫૩ | શારદા હીરાલાલ પટેલ | ૩૧૩ |
| ૨૪ | સરસ્વતી દયાશંકર ત્રિપાઠી | ૩૫૩ | ૫૫ | મરથા માનસીંગભાઈ ખ્રિસ્તી | ૩૧૨ |
| ૨૫ | ચંદ્રકાન્તા મહાશંકર વ્યાસ | ૩૫૨ | ૫૫ | સુલોચના ગંગારામ ચોકસી | ૩૧૨ |
| ૨૬ | ચંદન કુબેરદાસ પટેલ | ૩૪૭ | ૫૭ | ભાગીરથી મૂળશંકર રાવળ | ૩૧૧ |
| ૨૭ | શાન્તા છગનલાલ શાહ | ૩૪૬ | ૫૮ | શાંતા ચીમનલાલ નવસખા | ૩૦૯ |
| ૨૮ | અતિલક્ષ્મી કુબેરદાસ રાવળ | ૩૪૩ | ૫૯ | ધનલક્ષ્મી હીરાલાલ જોષી | ૩૦૬ |
| ૨૮ | સુશીલા ગણેશ ખ્રિસ્તી | ૩૪૩ | ૬૦ | હર્ષવદન છગનલાલ ઉપાધ્યા | ૩૦૫ |
| ૩૦ | સવિતા ગોરધનદાસ શાહ | ૩૪૦ | ૬૦ | વિજયા બાબુભાઈ શેઠ | ૩૦૫ |

| | | |
|---|---|---|
| ૬૨ | સવિતા હારભાઈ સ્વાદીઆ | ૩૦૪ |
| ૬૩ | જોહના સોમચંદભાઈ ખેડાવાળા | ૩૦૩ |
| ૬૩ | શારદા નાથાલાલ શાહ | ૩૦૩ |
| ૬૫ | ગોદાવરી કરસનજી રાવળ | ૩૦૨ |
| ૬૬ | નંદુબેન મોતીજી ચોહાણ | ૩૦૦ |
| ૬૬ | મંગુ હેમચંદ ચાંપાનેરીઆ | ૩૦૦ |
| ૬૮ | મણી આત્મારામ સાધુ | ૨૯૭ |
| ૬૯ | શાંતા માણેકલાલ ખમુતર | ૨૯૬ |
| ૬૯ | શાંતા ભોળાનાથ જાની | ૨૯૬ |
| ૭૧ | ચંપાગૌરી બાપુજી પટેલ | ૨૯૪ |
| ૭૧ | કલાવતી કીરપારામ પટણી | ૨૯૪ |
| ૭૩ | શરદકાન્તા ચુનીલાલ ત્રવાડી | ૨૯૨ |
| ૭૪ | લીલી વિઠલદાસ પટેલ | ૨૯૧ |
| ૭૪ | હેલેન ગીરધરભાઈ ભગત | ૨૯૧ |
| ૭૬ | લીલાવતી બાબુભાઈ પટેલ | ૨૮૮ |
| ૭૬ | શાંતાગૌરી દેવરાજભાઈ વસોયા | ૨૮૮ |
| ૭૬ | નિર્મળા બુધાભાઈ રામી | ૨૮૮ |
| ૭૯ | લલિતા નારણશંકર ત્રવાડી | ૨૮૭ |
| ૭૯ | શારદા મણીલાલ દવે | ૨૮૭ |
| ૮૧ | શારદા ગણપતરામ પટેલ | ૨૮૬ |
| ૮૨ | પુષ્પાવતી લીલચંદ શાહ | ૨૮૫ |
| ૮૨ | સવિતા રણછોડભાઈ દેસાઈ | ૨૮૫ |
| ૮૪ | શાંતા રણછોડભાઈ પટેલ | ૨૮૩ |
| ૮૫ | ચંદ્રભાગા તુળસીદાસ શાહ | ૨૭૯ |

## ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | અમીનાબીબી અહમદઅલી મોમીન | ૩૭૦ |
| ૨ | સકીનાબીબી સૈયેખાન પઠાણ | ૩૫૧ |
| ૩ | વજીરબીબી અબ્દુલ હમીદ શેખ | ૩૪૮ |
| ૪ | હનીફાબીબી અબ્દુલામીયાં સૈયદ | ૩૨૭ |
| ૫ | જેબુનનીસા મહમદઅલ્લી શેખ | ૩૧૯ |

## ખેડા જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | શાંતિ જોરીઆ ખ્રિસ્તી | ૪૬૧ |
| ૨ | રૂથ ખીમચંદ ખ્રિસ્તી | ૪૩૪ |
| ૩ | હેલેના જોહન ખ્રિસ્તી | ૪૩૩ |
| ૪ | એલીસાબેત મોતીલાલ ખ્રિસ્તી | ૪૨૫ |
| ૫ | અબીગાયલ ભીખાજી ખ્રિસ્તી | ૪૨૨ |
| ૬ | રાહેલ વહાલજી ખ્રિસ્તી | ૪૨૦ |
| ૬ | શાંતિ આશીર્વાદ ખ્રિસ્તી | ૪૨૦ |
| ૮ | દીનાહ ડાહ્યા ખ્રિસ્તી | ૪૧૧ |
| ૮ | શાંતિ ભવાન ખ્રિસ્તી | ૪૧૧ |
| ૧૦ | માણેક ભગવાન ખ્રિસ્તી | ૪૦૭ |
| ૧૧ | રૂક્ષ્મણી મુસા ખ્રિસ્તી | ૪૦૧ |
| ૧૨ | લીલીઆં આશાલાલ ખ્રિસ્તી | ૪૦૦ |
| ૧૩ | વિજ્યા ભુરા ખ્રિસ્તી | ૩૯૯ |
| ૧૪ | સત્યવતી બેન્જામીન ખ્રિસ્તી | ૩૯૭ |
| ૧૫ | ફેબી ઉદાજી ખ્રિસ્તી | ૩૯૬ |
| ૧૬ | કમળા આશીર્વાદ ખ્રિસ્તી | ૩૯૦ |
| ૧૭ | મેરી પીટર ખ્રિસ્તી | ૩૮૯ |
| ૧૮ | શાંતિ હીરાલાલ ખ્રિસ્તી | ૩૮૭ |
| ૧૯ | સરસ્વતીબેન નરસિંહલાલ પુરોહિત | ૩૮૨ |
| ૨૦ | મરથા માધવ ખ્રિસ્તી | ૩૮૦ |
| ૨૧ | ફેલેસીઆ જોસફ ખ્રિસ્તી | ૩૭૬ |
| ૨૨ | સુશીલા બાલુભાઈ ખ્રિસ્તી | ૩૭૫ |
| ૨૨ | સંતોષ હાબેલ ખ્રિસ્તી | ૩૭૫ |
| ૨૪ | મણીગૌરી રણછોડભાઈ પાઠક | ૩૭૩ |
| ૨૪ | ઇસ્ટર ટીસા ખ્રિસ્તી | ૩૭૩ |
| ૨૬ | મરીઅમ જબ્બી ખ્રિસ્તી | ૩૭૨ |
| ૨૭ | ઇસ્ટર યાકુબ ખ્રિસ્તી | ૩૬૭ |
| ૨૮ | સુમિત્રા માનસીંગ ખ્રિસ્તી | ૩૬૫ |
| ૨૮ | સત્યવતી યાકુબ ખ્રિસ્તી | ૩૬૫ |
| ૩૦ | સીસીલા નરસિંહ ખ્રિસ્તી | ૩૬૧ |
| ૩૧ | આપલોનીયા કાળીદાસ ખ્રિસ્તી | ૩૫૮ |
| ૩૨ | માર્ગ્રેટ વિશ્રામ ખ્રિસ્તી | ૩૫૭ |
| ૩૨ | ચંદ્રકાન્તાબેન નરસિંહલાલ પુરોહિત | ૩૫૭ |
| ૩૪ | પુંજી પુનાલાલ ખ્રિસ્તી | ૩૫૫ |
| ૩૫ | નાની બીજલ ખ્રિસ્તી | ૩૫૪ |
| ૩૬ | સુકીર્તિ માધવલાલ ખ્રિસ્તી | ૩૫૩ |
| ૩૭ | ફ્લોરા જેમ્સ ખ્રિસ્તી | ૩૫૨ |
| ૩૮ | એમોજીન બાબર ખ્રિસ્તી | ૩૪૮ |

| | | |
|---|---|---|
| ૩૯ | ઉર્મિલા હીરાલાલ ખ્રિસ્તી | ૩૪૭ |
| ૪૦ | જસોદા છોટાલાલ મોચી | ૩૩૫ |
| ૪૦ | સવિતા દેવશંકર સેલત | ૩૩૫ |
| ૪૦ | દિવાળીબેન ગોમાજી બારૈયા | ૩૩૫ |
| ૪૩ | શાંતિ પીતાંબરભાઈ ખ્રિસ્તી | ૩૩૨ |
| ૪૪ | વિલ્ફ્રીડા ફ્રાન્સીસ ખ્રિસ્તી | ૩૨૭ |
| ૪૫ | જયાગૌરી ઉમીઆશંકર દવે | ૩૨૬ |
| ૪૬ | ગીરજાબેન મણીલાલ ભાજન | ૩૨૦ |
| ૪૭ | જયાગૌરી અંબાલાલ શાહ | ૩૧૯ |
| ૪૮ | રામબેન સલામસિંહ ચોહાણ | ૩૧૪ |
| ૪૯ | જમનાબેન ચંદુલાલ મહેતા | ૩૧૨ |
| ૫૦ | વિદ્યાલક્ષ્મી વાડીલાલ શાહ | ૩૧૧ |
| ૫૦ | જયાલક્ષ્મી ચંદુલાલ ત્રિવેદી | ૩૧૧ |
| ૫૨ | કમળા શંકરલાલ પાઠક | ૩૦૯ |
| ૫૩ | કપિલાબેન ચુનીલાલ શાહ | ૩૦૫ |
| ૫૪ | જયાગૌરી નાંનમલાલ ઠાકર | ૨૯૮ |
| ૫૫ | જસોદા ઉમીઆશંકર પંડયા | ૨૯૩ |
| ૫૬ | કમળા જમનાદાસ દેસાઈ | ૨૭૯ |
| ૫૭ | ભાનુમતી રામચંદ્ર પંડ્યા | ૨૭૭ |

## પંચમહાલ જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | ચંચળબેન વહાલજી ખ્રિસ્તી | ૪૧૩ |
| ૨ | સુમિત્રા ડાહ્યા દલપત ખ્રિસ્તી | ૪૦૩ |
| ૩ | લીલાવતી નરોત્તમદાસ કોઠારી | ૩૯૭ |
| ૪ | એલીસાબેત હરજીવનદાસ ખ્રિસ્તી | ૩૮૮ |
| ૫ | મણીબેન કાળીદાસ ખ્રિસ્તી | ૩૮૭ |
| ૬ | સુગના માધવલાલ ખ્રિસ્તી | ૩૮૬ |
| ૭ | હર્ષદગૌરી ધનેશ્વર જોષી | ૩૭૨ |
| ૮ | રૂથ જોન ખ્રિસ્તી | ૩૭૧ |
| ૯ | રૂથબેન છગનલાલ ખ્રિસ્તી | ૩૬૯ |
| ૧૦ | કરૂણા સોમચંદ ખ્રિસ્તી | ૩૬૫ |
| ૧૧ | શાંતિ ફુલચંદ ખ્રિસ્તી | ૩૬૪ |
| ૧૨ | ફ્લોરન્સ ધુળાભાઇ ખ્રિસ્તી | ૩૬૨ |
| ૧૩ | સવિતાબેન મનસુખરામ પાઠક | ૩૬૧ |
| ૧૪ | હુલ્દીઆ ઉલ્ફીદાસ ખ્રિસ્તી | ૩૫૯ |
| ૧૫ | મરથા હરખાજી ખ્રિસ્તી | ૩૫૧ |
| ૧૬ | ચંદ્રકાન્તા મગનલાલ જાની | ૩૪૬ |
| ૧૭ | જીવકોરબેન પુરુષોત્તમ ગજ્જર | ૩૪૪ |
| ૧૮ | રૂક્ષ્મણી પ્રેમચંદ ખ્રિસ્તી | ૩૪૦ |
| ૧૯ | માબેલ ફુલજી ખ્રિસ્તી | ૩૩૬ |
| ૧૯ | તારા લુથર ખ્રિસ્તી | ૩૩૬ |
| ૨૧ | શાંતાબેન બાળકૃષ્ણ દવે | ૩૩૪ |
| ૨૨ | કંચનબેન નરોત્તમદાસ કાપડીઆ | ૩૩૩ |
| ૨૩ | પોલીના નાથાલાલ ખ્રિસ્તી | ૩૨૫ |
| ૨૩ | રીલીના માધવલાલ ખ્રિસ્તી | ૩૨૫ |
| ૨૫ | રૂથ શીવરામ ખ્રિસ્તી | ૩૨૧ |
| ૨૬ | કપિલાબેન ભુલેશ્વર દવે | ૩૨૦ |
| ૨૭ | રેવા મનસુખ ગજ્જર | ૩૧૨ |
| ૨૮ | પરસન મગનલાલ દવે | ૩૦૫ |
| ૨૯ | કમળા ભીખાભાઈ પાઠક | ૩૦૪ |
| ૩૦ | શાંતા છોટાલાલ પરીખ | ૨૯૯ |
| ૩૧ | દીના રણછોડ ખ્રિસ્તી | ૨૯૮ |
| ૩૨ | રાહેલ ફીસા ખ્રિસ્તી | ૨૯૦ |
| ૩૩ | પ્રફુલગૌરી પુંજાલાલ દવે | ૨૭૪ |

## ભરુચ જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | નાગબાઈ છગનલાલ પટનીવાળા | ૩૬૯ |
| ૨ | ગંગાબેન ભાઇજીભાઇ સોની | ૩૫૭ |
| ૩ | કુસુમગૌરી ઓચ્છવલાલ શાહ | ૩૫૦ |
| ૪ | શાંતિદા નંદશંકર ખ્રિસ્તી | ૩૩૯ |
| ૫ | લલિતા ખુશાલદાસ રાણપુરા | ૩૩૮ |
| ૬ | જશવંતી છગનલાલ શાહ | ૩૩૬ |
| ૭ | મણી દાનીએલ માતરવાળા | ૩૨૭ |
| ૮ | પ્રભાવતી વિશ્વનાથ માસ્તર | ૩૨૦ |
| ૯ | સુલોચના ઝીણુભાઇ શેઠ | ૩૧૭ |
| ૧૦ | પદ્માવતી ચુનીલાલ ભાવસાર | ૩૦૯ |
| ૧૧ | જયાગૌરી છગનલાલ શાહ | ૩૦૭ |
| ૧૨ | શાંતા દુર્ગારામ વીણ | ૩૦૨ |
| ૧૩ | શાંતાબેન પ્રાણશંકર શુક્લ | ૨૯૯ |
| ૧૪ | મંગળાગૌરી વિશ્વનાથ વ્યાસ | ૨૯૪ |
| ૧૫ | કનકલક્ષ્મી મોતીચંદ ઝવેરી | ૨૯૩ |
| ૧૬ | મંગળાગૌરી પ્રાણજીવનદાસ મોદી | ૨૯૦ |
| ૧૭ | પુષ્પા હીરાલાલ તલાટી | ૨૮૧ |

## ઉર્દૂ

| | | |
|---|---|---|
| ૧ | અમીના ઇસાઅલી પટેલ | ૩૩૩ |

| | | |
|---|---|---|
| ૨ | નુરી ઇસાઅલી પટેલ | ૩૨૩ |
| ૩ | મરીઅમ દાદાભાઇ મુસા પટેલ | ૩૧૨ |
| ૪ | ફાતમા વલીમહમદ પટેલ | ૨૮૫ |

## સુરત જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | ખનુભાઇ ફરતમજી બાલીવાળા | ૪૨૫ |
| ૨ | ચંદ્રમણી ત્રિભોવનદાસ ઘીઆ | ૪૦૮ |
| ૩ | નવાજબાઇ દોરાબજી મરંજીઆ | ૩૯૮ |
| ૪ | શાંતા કહાનજી પટેલ | ૩૯૨ |
| ૫ | સારદાબેન મકનજી દેશાઈ | ૩૮૦ |
| ૬ | તારામતી પુરષોત્તમ વૈદ | ૩૭૦ |
| ૭ | દોલત નવરોજી કઆદેવાળા | ૩૬૫ |
| ૮ | હસમુખબેન કેશવલાલ મોદી | ૩૬૦ |
| ૯ | રમણગૌરી રતીલાલ શાહ | ૩૫૨ |
| ૧૦ | દિવાળીબેન ઉત્તમરામ ઘીવાળા | ૩૫૧ |
| ૧૧ | મધુમાલતી માણેકલાલ શાહ | ૩૪૮ |
| ૧૨ | નારગેઝ ફરામરોઝ મરોલીઆ | ૩૪૭ |
| ૧૩ | પાલીબેન મોહનજી દેસાઈ | ૩૪૫ |
| ૧૪ | લલીતાબાઈ પ્રાણજીવન દલાલ | ૩૪૨ |
| ૧૫ | મંજુલા મંગળદાસ કલાર્ક | ૩૪૨ |
| ૧૬ | ડાહીબેન મોરારજી ચાંપાનેરી | ૩૩૭ |
| ૧૭ | તારામતી વરજદાસ ઢોલવાળા | ૩૩૫ |
| ૧૭ | જમુબેન ભીમભાઈ દેસાઇ | ૩૩૫ |
| ૧૯ | મણી નાદરશાહ ભાથેના | ૩૩૪ |
| ૨૦ | નિર્મળા ભરોસાલાલ ક્રિશ્નન | ૩૩૨ |
| ૨૧ | સવિતા હાકોરભાઇ મહેતા | ૩૩૧ |
| ૨૧ | દીના પીરોજશા વાંદરીવાળા | ૩૩૧ |
| ૨૩ | હસમુખબેન ગણપતરામ પાઠક | ૩૩૦ |
| ૨૩ | ખુસવંતી ઉમેદરામ વેરાગીવાળા | ૩૩૦ |
| ૨૫ | મોઘીબેન ત્રિભોવનદાસ પટેલ | ૩૨૯ |
| ૨૬ | તારાબેન નાથુશંકર જોષી | ૩૨૮ |
| ૨૭ | મધુકાન્તા છગનલાલ શાહ | ૩૨૬ |
| ૨૮ | હેમલતા નટવરલાલ સુતરીઆ | ૩૨૫ |
| ૨૮ | ગજરાબેન રણછોડજી દેશાઇ | ૩૨૫ |
| ૩૦ | ધન અરદેશર મહેતા | ૩૨૪ |
| ૩૦ | કૈલાસ ગૌરીશંકર ભટ્ટ | ૩૨૪ |
| ૩૦ | શાંતા વસનજી જોગ | ૩૨૪ |
| ૩૦ | સુમિત્રા નારણજી નાયક | ૩૨૪ |
| ૩૪ | કાન્તાબેન મગનલાલ શાહ | ૩૨૧ |
| ૩૫ | કમળા ચુનીલાલ શાહ | ૩૧૯ |
| ૩૬ | રમણગૌરી ભગવાનદાસ પારેખ | ૩૧૭ |
| ૩૬ | લાડુબેન લલ્લુભાઇ પટેલ | ૩૧૭ |
| ૩૮ | ધનીબેન નથુભાઇ પટેલ | ૩૧૩ |
| ૩૮ | જશવંતી નારાયણદાસ ઝવેરી | ૩૧૩ |
| ૪૦ | ધનીબેન ભગવાનજી દેશાઇ | ૩૦૮ |
| ૪૦ | શાંતાબેન દયાળજી દેશાઇ | ૩૦૮ |
| ૪૨ | શકુંતલા મનસુખલાલ જાગીરદાર | ૩૦૬ |
| ૪૩ | શકુંતલા ભગીરથ ગજ્જર | ૩૦૫ |
| ૪૩ | મનહરબેન ગમનલાલ શેઠ | ૩૦૫ |
| ૪૫ | શાંતાબેન ડાહ્યાભાઈ દેસાઇ | ૩૦૪ |
| ૪૬ | નાનીબેન તુળશીભાઇ પટેલ | ૩૦૨ |
| ૪૭ | સવિતાબેન ફકીરભાઈ દેશાઇ | ૩૦૦ |
| ૪૮ | શાંતા કેશરીઆ ચૌધરી | ૨૯૮ |
| ૪૯ | હસમુખગૌરી નવલચંદ શ્રોફ | ૨૯૭ |
| ૫૦ | કુંદનબેન મણીલાલ વ્યાસ | ૨૯૬ |
| ૫૧ | કમળાબેન મણીભાઇ વસી | ૨૯૫ |
| ૫૨ | હરસદ સુંદરલાલ મુખત્યાર | ૨૯૨ |
| ૫૨ | કમળાગૌરી ઝીણાભાઇ નાયક | ૨૯૨ |
| ૫૨ | કિતીબાઇ અરદેશર ગોવેકર | ૨૯૨ |
| ૫૫ | નર્મદાબેન જેઠાલાલ પટેલ | ૨૯૧ |
| ૫૫ | સુમતિ કૃષ્ણશંકર બ્રહ્મા | ૨૯૧ |
| ૫૭ | કમળાબેન ગુલાબભાઇ દેસાઇ | ૨૯૦ |
| ૫૮ | કુસુમ ઇશ્વરલાલ પટોળાવાળા | ૨૮૯ |
| ૫૯ | પાર્વતીબેન વસનજી દેસાઇ | ૨૮૮ |
| ૬૦ | નિર્મળાબેન મગનલાલ ગાંધી | ૨૮૩ |
| ૬૧ | કીકીબેન નારણજી નાયક | ૨૮૨ |
| ૬૨ | લલિતાબેન છોટુભાઇ નાયક | ૨૮૧ |
| ૬૩ | લક્ષ્મીબેન જેવચરામ ઉપાધ્યા | ૨૮૦ |
| ૬૩ | મંદાકીની કેશવરામ ભટ્ટ | ૨૮૦ |
| ૬૩ | મંછાબેન દયાળજી દેશાઇ | ૨૮૦ |
| ૬૬ | વજીઆબેન પરાગજી દેસાઇ | ૨૭૨ |
| ૬૭ | રેવાબેન ભગવાન બીડજા | ૨૭૧ |
| ૬૮ | ભાનુબેન મગનલાલ નાયક | ૨૬૩ |
| ૬૯ | કુંદન ચુનીલાલ શાહ | ૨૫૫ |

## કરાંચી જિલ્લો

| | | |
|---|---|---|
| ૧ | ખોરશેદ માણેકજી પટેલ | ૪૧૭ |
| ૨ | એલીઝાબેથ રમતુ ખ્રિસ્તી | ૪૦૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | હોમાબાઇ ધનજીશા ખુરસીગરા | ૩૯૬ | ૧૪ | લીલાવંતી ખેતશી લોહાણા | ૩૧૩ |
| ૪ | નેરગેસ જમશેદજી કાપડીઆ | ૩૯૨ | ૧૫ | તારામણીબાઇ મોસેસ મહેતા ખ્રિસ્તી | ૩૧૧ |
| ૫ | વીરબાઇ ધનજીશા ખુરસીગરા | ૩૮૯ | | | |
| ૬ | મણી માણેકજી મીણવાળા | ૩૭૬ | ૧૬ | જસ્સીબાઇ વેલજી હીંદી શ્રોતા | ૩૦૭ |
| ૭ | ધનબાઇ સુરીક ખ્રિસ્તી | ૩૬૫ | ૧૭ | સાકરબાઇ દેવજી | ૩૦૭ |
| ૮ | હીરાબાઇ રતનશી મીરાણી | ૩૬૦ | ૧૮ | સુંદરબાઇ જેઠાલાલ ગાંધી | ૩૦૩ |
| ૯ | રામભાબાઇ કકુભાઇ લોહાણા | ૩૫૪ | ૧૯ | ગંગાબાઇ ગોરધન લોહાણા | ૩૦૩ |
| ૧૦ | કંકુબાઇ કાનજી જોલાપુરા | ૩૪૯ | ૨૦ | નિર્મળા જાદવજી દવે | ૨૯૭ |
| ૧૧ | વિશ્વંભરીબાઇ લાલચંદ બ્રહ્મક્ષત્રીય-બુઠારા | ૩૨૩ | ૨૧ | પદ્માબાઇ વિઠ્ઠલ ચંદાણુ | ૨૮૯ |
| | | | ૨૨ | કસ્તુરબાઇ ગોકળદાસ માણેક | ૨૮૪ |
| ૧૨ | મોંઘાબાઇ ભાણજી હીંદી સોતા | ૩૨૭ | ૨૩ | પાર્વતીબેન વાઘજી ઉમરાણી | ૨૭૨ |
| ૧૩ | ગંગાબાઈ ભાણજી ચંદેપ | ૩૧૩ | ૨૪ | જયાગૌરી રણછોડલાલ ભટ્ટ | ૨૫૦ |

ઉ. ભા. ગે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, (અંગ્રેજીમાં સહી)
અમદાવાદ, તા. ૧૩-૯-૧૯૩૩. બી. જે. જી. શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના ગે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૩૦-૯-૧૯૩૩ ના પત્ર નં. ૮૨૧૦ માં કરેલી સૂચનાનુસાર )

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ નં. ૧૨૨૧૩

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગમાં છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા તા. ૩ જી એપ્રિલ ૧૯૩૪ ને મંગળવારે અને તે પછીના દિવસોએ નીચેનાં સ્થળોએ લેવામાં આવશેઃ—

અમદાવાદ ભરૂચ
નડિઆદ સુરત
ગોધરા

૨. સદરહુ પરીક્ષા તા. ૨૦ મી સપ્ટેમ્બર સને ૧૯૨૮ ના મુંબઈ ગવર્નમેન્ટ ગેઝેટના ભાગ પહેલાના પૃષ્ઠ ૧૯૬૮ થી ૧૯૭૧ સુધીમાં પ્રગટ કરેલી તા. ૧૯ મી સપ્ટેમ્બર ૧૯૨૮ ના નં. ૨૨૮૮ ની કેળવણીખાતાની સરકારી જાહેરખબરમાં જણાવ્યા મુજબ લેવામાં આવશે.

૩. દરેક સ્થળે પરીક્ષાનું કામ કમિટીને હસ્તક રહેશે. અમદાવાદ, નડિઆદ, ગોધરા, ભરૂચ અને સુરતની સરકારી હાઈસ્કૂલોના હેડમાસ્તરો તે તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ તરીકે કામ કરશે.

૪. નક્કી કરેલું છાપેલું ફૉર્મ ભરીને ઉમેદવારોએ પોતાની અરજી

તથા પરીક્ષાની ફીના રૂ. ૩) જે સ્થળે પોતે પરીક્ષા આપવા ઇચ્છતા હોય તે સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ ઉપર તા. ૧ લી માર્ચ ૧૯૩૪ સુધીમાં કે તે પહેલાં મોકલી આપવી; તે તારીખ પછી મળેલી અરજીઓ ધ્યાનમાં લેવામાં આવશે નહિ.

પરીક્ષા માટેની અરજીનું ફૉર્મ પ્રેસિડેન્ટ કનેથી વગર ફીએ અરજી કરવાથી મળી શકશે.

૫. અભ્યાસક્રમની ચોપડીઓનાં નામ તા. ૧૭ મી નવેમ્બર ૧૯૩૨ ના મુંબઈના સરકારી ગેઝેટના ભાગ બીજાના પૃષ્ટ ૨૨૩૮ માં પ્રગટ કરવામાં આવ્યાં છે.

૬. દરેક પુરુષ વિદ્યાર્થીનું તા. ૧ લી એપ્રિલ ૧૯૩૪ સુધીમાં ૨૫મું વર્ષ પુરું થએલું હોવું જોઈએ નહિ, અને જે જિલ્લામાં પરીક્ષા આપવા માગતો હોય તે જિલ્લામાં છેલ્લા ૭ માસ સુધી તે રહેલો હોવો જોઈએ.

૭. ઉમેદવારોની પરીક્ષામાં બેસવાની લાયકાત, અભ્યાસક્રમ તથા પરીક્ષા સંબંધી સંપૂર્ણ વિગત વગેરે સદરહુ મુંબઈ સરકારી ગેઝેટમાં પ્રગટ કરેલા નિયમોમાંથી મળી આવશે.

૮. તા. ૩૦ મી જુન ૧૯૨૮ ના નં. ૪૩૪૮ ના કેળવણીખાતાના સરકારી હુકમની રૂએ મંજુર કરવામાં આવેલાં અને તા. ૫ મી જુલાઈ ૧૯૨૮ ના મુંબઈના સરકારી ગેઝેટના ભાગ ૧લાનાં પૃષ્ટ ૧૩૧૮–૧૩૮૫માં પ્રગટ કરેલાં ઉર્દુ–ગુજરાતી અને ગુજરાતી-ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમાં લેવાની, ઉર્દુ ઉમેદવારો માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પણ સદરહુ સ્થળોએ તેજ વખતે લેવામાં આવશે.

૯. ૬ ઠી જુલાઈ ૧૯૨૫ ના નં. ૧૧૯૯ ના કેળવણીખાતાના સરકારી ઠરાવની રૂએ સુધારેલા ખેતીકામના ઐચ્છિક અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા આપનાર ઉમેદવારોની પરીક્ષા અમદાવાદ, નડિઆદ, ગોધરા, ભરુચ અને સુરત એ સ્થળોએ તેજ સમયે લેવામાં આવશે.

| | |
|---|---|
| ઉ. ભા. ના. મે. એ. ઇ. સાહેબની ઓફિસ, **અમદાવાદ.** તા. ૧૨ મી જાન્યુઆરિ ૧૯૩૪. | (અંગ્રેજીમાં સહી) **બી. જે. જી, શાસ્ત્રી** એ. ઇન્સ. ઉત્તર ભાગ. |

(ઉ. ભા. ના મે. એ. ઇ. સાહેબના તા. ૧૨–૧–૩૪ ના પત્ર નં. ૬૨૨૧૪ના હુકમ અનુસાર.)

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા—ઉત્તર ભાગ

નં. ૧૧૩૭૧ સને ૧૯૩૫માં થનારી છોકરાંઓ માટેની વ. ફા. પરીક્ષા માટે નીચેના પાઠો નક્કી કરવામાં આવ્યા છે:—

## ગુજરાતી.

પહેલો વિષય-ગુજરાતી—

ગદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી (છેલ્લામાં છેલ્લી આવૃત્તિ)- પહેલા ભાગમાંથી સઘળા ગદ્યના પાઠો.

પદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી (છેલ્લામાં છેલ્લી આવૃત્તિ):- પાઠો ૩, ૭, ૧૨, ૨૪, ૨૮, ૪૦, ૪૪, ૫૧ અને ૫૩ (નવ પાઠ).

## ઉર્દુ-ગુજરાતી.

પહેલો વિષય-ઉર્દુ—

ગદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૨ની ૪થી આવૃત્તિ):—પાઠો-પહેલા ભાગમાંથી સઘળા ગદ્યના પાઠો.

પદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૨ની ૪થી આવૃત્તિ):—પાઠો-૬, ૧૦, ૧૬, ૨૩, ૨૬, ૨૯ અને ૩૫ (૭ પાઠ).

છઠ્ઠો વિષય-ગુજરાતી (ઐચ્છિક)—

કેળવણીખાતાની પાંચમી ચોપડી (છેલ્લામાં છેલ્લી આવૃત્તિ):—

પાઠો—૧, ૨, ૪, ૫, ૬, ૧૫, ૧૬, ૧૭, ૨૧, ૨૨, ૩૫, ૪૦, ૪૧, ૪૯, ૫૨, ૫૭, ૫૯, ૬૧, ૬૪ અને ૭૨ (બધા મળી ૨૦ પાઠ).

## ગુજરાતી-ઉર્દુ

પહેલો વિષય—ગુજરાતી—

ગદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી (છેલ્લામાં છેલ્લી આવૃત્તિ):-

પાઠો—૧, ૪, ૫, ૬, ૮, ૯, ૧૦, ૧૪, ૧૭, ૧૮, ૨૦, ૨૧, ૨૨, ૨૩, ૨૫, ૨૬, ૨૭, ૩૦, ૩૩, ૩૫, ૩૭, ૩૮, ૩૯, ૪૧, ૪૨, ૪૩, ૪૬, ૪૯, ૫૨, ૫૪, ૬૧, ૬૨, ૬૩, ૬૬ અને ૭૩ (બધા મળી ૩૫ પાઠ).

પદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી (છેલ્લામાં છેલ્લી આવૃત્તિ):- પાઠ—૧૬, ૧૯, ૩૨, ૪૦, અને ૪૪ (૫ પાઠ).

છઠ્ઠો વિષય-ઉર્દુ—

ગદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૨ની ૪થી આવૃત્તિ)—પાઠ-૧, ૪, ૭, ૮, ૧૨, ૧૪, ૧૫, ૧૯, ૨૧, ૨૨, ૨૪, ૨૫ ૨૭, ૩૧, ૩૩, ૪૧ અને ૪૨ (બધા મળી ૧૭ પાઠ).

પદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૨ની ૪થી આવૃત્તિ):—પાઠ-૧૦, ૧૩, ૨૩ અને ૩૨ (૪ પાઠ).

ઉ. ભા.ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઓફિસ, અમદાવાદ. તા. ૧૮-૧૨-૧૯૩૩.

(અંગ્રેજીમાં સહી) બી. જે. દ શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. ઉ. ભા

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૮-૧૨-૧૯૩૩ પત્ર નં. ૧૧૩૭૩માં કરેલી સૂચનાનુસાર.)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ નવીન અંકગણિત-ભૂમિતિ સાથે (સને ૧૯૩૩ની બીજી આવૃત્તિ) | મિ. ડી. ડી. [illegible] | મે. ડી. ડી. સોજાણી, હવેલીની પોળ, રાયપુર અમદાવાદ. | ૦—૫—૦ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૮ સરળ બાળ અંકગણિત (ફક્ત ધોરણ ૪થા માટે) (સને ૧૯૩૩ની આઠમી આવૃત્તિ) | મિ. બી. કે. પટવા અને મિ. પી. ડી. દેસાઇ. | એસ. બી. શાહ એન્ડ કો, પાનકોરનાકા, અમદાવાદ. | ૦—૮—૦ | ,, | ,, |
| ૯ બાળ વિનોદ ભાગ ૧ (સને ૧૯૩૩ની આવૃત્તિ) | મિ. એમ. ટી. વ્યાસ. | કર્નાટક પ્રિન્ટિંગ પ્રેસ, ઠાકુરદ્વાર, મુંબઇ ૨. | ૦—૨—૬ | ,, | ,, |
| ૧૦ ,, ભાગ ૨ ,, | ,, | ,, | ૦—૩—૦ | ,, | ,, |
| ૧૧ આઇનયે ફરમાયાં (પહેલી આવૃત્તિ) | મિ. એમ. એ. વલીઉલ્લાહ | મિ. એમ. એ. વલીઉલ્લાહ કાજીપુર, અમદાવાદ. | ૨—૦—૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે |
| ૧૨ વડનગરા નાગર ગરબાવલી, સુરત. (પહેલી આવૃત્તિ) | મિસિસ પ્રસન્ના વિદ્યાગવરી | મિ. શી. એસ. પંડ્યા નાગરફળીઆ, સુરત. | ૧—૦—૦ | ,, | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ કોલેજો માટે |
| ૧૩ સારી સારી વાતો ભાગ ૪ (પહેલી આવૃત્તિ) | મિ. આર. એન. શાહ. | બાલજીવન કાર્યાલય, વડોદરા. | ૦—૪—૦ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૧૪ અભિમન્યુ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૦—૬—૦ | ,, | ,, |
| ૧૫ શૂરવીર સિદ્ધરાજ (પહેલી આવૃત્તિ) | મિ. જે. સી. ચૌધરી | ,, | ૦—૩—૦ | ,, | ,, |
| ૧૬ કુરસદ (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. નટવરલાલ વીમાવાળા. | ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. | ૦—૪—૬ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે |
| ૧૭ ભવાડવી (સને ૧૯૩૩ ની આવૃત્તિ) | ,, | ,, | ૦—૪—૦ | ,, | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો માટે |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮મા (પહેલા આવૃત્તિ) | ” | ” | ૦—૪—૦ | ” | ” |
| ૧૯ ગુજરાત પ્રાંત અને થાણા જિલ્લાની ભૂગોળ (સને ૧૯૩૩ ની ચોથી આવૃત્તિ) | મિ. એમ. એલ. પટેલ. | ગુજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ. | ૦—૪—૦ | શિક્ષકોની લાયબ્રેરી બુક માટે. | માધ્યમિક સ્કૂલો માટે |
| ૨૦ લોંગમેન્સનું અંકગણિત (સને ૧૯૩૩ ની આવૃત્તિ) | મિ. ટી. એફ. જી. ડેક્સ્ટર અને મિ. એ. એચ. ગારલીક ભાષાંતર કર્તા મિ. એમ. જે. ઝવેરીઆ | લોંગમેન્સ ગ્રીન એન્ડ કો. લિ. નીકોલરોડ, મુંબઇ. | ૨—૮—૦ | ” | માધ્યમિક સ્કૂલો માટે |

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી
ડીર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૪–૧૨–૧૯૩૩ ના પત્ર નં. ૧૧૧૯૬ માં કરેલી સૂચનાનુસાર ).

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

### જાહેરખબરના દર

| મુદત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| છ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

# એક શિક્ષકની શાળાનું બાળવર્ગથી ચોથા ધોરણ

| | | | | |
|---|---|---|---|---|
| ાર | બાળવર્ગ ૧ } વાચન<br>૨ ૩ ૪ } ગણિત | બાળવર્ગ ૧ } સંખ્યાલેખન, ગણતરી, આંકની તૈયારી<br>૨ ૩ } કૉપિ<br>૪ વાચન | બાળવર્ગ ૧ } વાર્તા<br>૨ ૩ } વાચન<br>૪ મુખગણિત | બાળવર્ગ ૧ } હસ્ત કામ<br>૨ ૩ } કવિ<br>૪ ચિત્રકામ |
| ળવાર | બાળવર્ગ ૧ } વાચન<br>૨ ૩ ૪ } ગણિત | બાળવર્ગ ૧ } સંખ્યાશિક્ષણ, ગણતરી, આંકની તૈયારી<br>૨ ૪ } વાચન<br>૩ ભૂમિતિ | બાળવર્ગ ૧ } મુખ-નિબંધ<br>૨ ૪ } ભૂમિતિ<br>૩ વાચન | બાળવર્ગ ૧ } રમ<br>૨ ૩ } પદાર્થપા<br>૪ હસ્તકામ |
| ધવાર | બાળવર્ગ ૧ } વાચન<br>૨ ૩ ૪ } ગણિત | બાળવર્ગ ૧ } સંખ્યાલેખન, ગણતરી, આંકની તૈયારી<br>૨ ૩ } વાચન<br>૪ કૉપિ | બાળવર્ગ ૧ } વાર્તા<br>૨ ૩ } કૉપિ<br>૪ વાચન | બાળવર્ગ ૧ } હસ્ત કામ<br>૨ ૩ } કવિતા<br>૪ વ્યાકરણ |
| | બાળવર્ગ ૧ } વાચન<br>૨ ૩ ૪ } ગણિત | બાળવર્ગ ૧ } સંખ્યાશિક્ષણ, ગણતરી, આંકની તૈયારી<br>૨ ૪ } વાચન<br>૩ ભૂમિતિ | બાળવર્ગ ૧ } ગીત<br>૨ ૪ } ભૂમિતિ<br>૩ વાચન | બાળવર્ગ ૧ } ચિત્ર કામ<br>૨ ૩ } પદાર્થપા<br>૪ હસ્તકામ |
| શુક્રવાર | બાળવર્ગ ૧ } વાચન<br>૨ ૩ ૪ } ગણિત | બાળવર્ગ ૧ } સંખ્યાલેખન, ગણતરી, આંકની તૈયારી<br>૨ ૩ } વાચન<br>૪ કૉપિ | બાળવર્ગ ૧ } વાર્તા<br>૨ ૩ } નિબંધ<br>૪ ઇતિહાસ | બાળવર્ગ ૧ } રમત<br>૨ ૩ } કવિ<br>૪ વ્યાકરણ |
| શનિવાર | બાળવર્ગ ૧ } વાચન<br>૨ ૩ } ગણિત | બાળવર્ગ ૧ } ભૂમિતિ<br>૨ ૩ } વાચન<br>૪ નામું | બાળવર્ગ ૧ } ગીત<br>૨ મુખનિબંધ<br>૩ ૪ } નિબંધ | બાળવર્ગ ૧ } ચિત્ર કામ<br>૨ મુખનિબં<br>૩ ૪ } નિબંધ |

## સુધીનું નમુનાનું વખતપત્રક

| | | | |
|---|---|---|---|
| ળવર્ગ ૧ } સંખ્યાશિક્ષણ<br>ગણિતશિક્ષણ<br>૨ ૩ } ચિત્રકામ<br>૪ ભૂગોળના સવાલ | બાળવર્ગ ૧ } શબ્દ-લેખન<br>૨ ૩ } ભૂગોળ<br>૪ પદાર્થપાઠ | બાળવર્ગ ૧ } રમત અને ડ્રિલ<br>૨ અનુલેખન<br>૩ ૪ } શ્રુતલેખન | ———<br>૨ રમત<br>૩ ૪ ડ્રિલ |
| ળવર્ગ ૧ } સંખ્યાશિક્ષણ<br>ગણિતશિક્ષણ<br>૨ ૩ } હસ્તકામ<br>૪ ઇતિહાસ | બાળવર્ગ ૧ } ચિત્ર-કામ<br>૨ ૩ } વાંચન<br>૪ મુખનિબંધ | બાળવર્ગ ૧ } ગીત<br>૨ ૩ ૪ } સૃષ્ટિજ્ઞાન | ———<br>૨ ૩ ૪ } બાગકામ |
| ——— | ——— | ——— | ——— |
| ળવર્ગ } સંખ્યાશિક્ષણ<br>ગણિતશિક્ષણ<br>} ચિત્રકામ<br>ભૂગોળ | બાળવર્ગ ૧ } શબ્દ-લેખન<br>૨ ૩ } ભૂગોળ<br>૪ કવિતા | બાળવર્ગ ૧ } પદાર્થ-પાઠ<br>૨ શ્રુતલેખન<br>૩ ૪ } અનુલેખન | ———<br>૨ ડ્રિલ<br>૩ ૪ રમત |
| વર્ગ } સંખ્યાશિક્ષણ<br>ગણિતશિક્ષણ<br>} હસ્તકામ<br>વાચન | બાળવર્ગ ૧ } શબ્દ-લેખન<br>૨ ૩ વાચન<br>૪ પદાર્થપાઠ | બાળવર્ગ ૧ } મુખ-નિબંધ<br>૨ ૩ } મુખગણિત<br>૪ શ્રુતલેખન | ———<br>૨ ૩ ૪ } બાગકામ |
| ર્ગ } સંખ્યાશિક્ષણ<br>ગણિતશિક્ષણ<br>ચિત્રકામ<br>} ભૂગોળ | બાળવર્ગ ૧ શબ્દ-લેખન<br>૨ ૩ ભૂમિતિ<br>૪ વાચન | બાળવર્ગ ૧ પદાર્થ-પાઠ<br>૨ ૩ શ્રુતલેખન<br>૪ કવિતા | ———<br>૨ રમત<br>૩ ૪ ડ્રિલ |

## ઈનામપત્રક

### અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| જમાલપુર અમદાવાદ | ઉર્દુ કન્યાશાળા નં. ૪ ની બાળાઓને સદરહુ મકાનના માલીક મિ. મોહમદભાઇ રહેમાનભાઈ તરફથી | ... | મિઠાઈ વહેંચવામાં આવી હતી. |
| | ધી છીપા યંગમેન્સ એસોસિએશન તરફથી | ... | ૧૦૦ કાયદા, ૧૦૦ સ્લેટો તથા ૧૦૦ પેનો બાળાઓને વહેંચી હતી. |
| | શેઠ મેહમુદજી અલીજી એન્ડ ડાઈંગ કુંપનિ તરફથી | ... | પિત્તળના વાસણ નં. ૧૬ વહેંચ્યાં તથા ૧૬૦ દફતરની બેગો વહેંચી. |
| | શેઠ ગુલામહુસેન ફીદાભાઇ તરફથી | ... | મિઠાઈ વહેંચી. |
| | શેઠ લાલમીયાં ગુલામહુસેન તરફથી | ... | રેસિટેશનમાં કામ કરતી બાળાઓને ચાયના ક્લોથ તથા જર્મનસિલ્વરનાં વાસણો આપ્યાં. |
| | શેઠ અઝીમજી ખાજુજી તરફથી | .... | નિશાળ ઉઘડી ત્યારથી અત્યારસુધીમાં વધારે હાજરીવાળી પાંચ બાળાઓને જર્મનસિલ્વરનાં તથા તાંબાનાં વાસણો વહેંચ્યાં |
| | શેઠ અલ્લાહરખ ઈસાજી તથા મોહમંદભાઇ નારાલવાળા તરફથી | ૧૦—૦—૦<br>૧૦—૦—૦ | મદદ કરવામાં આવી. |
| | શેઠ સુલ્તાનજી અલ્લાહરખજી તથા શેઠ મુસાજી શાહબુદ્દાનજી તથા શેઠ નબીખસ રમજુજી, સમશેર શેઠ ઉસ્માનજી મુસાજી તરફથી | ... | રૂ. પાંચ પાંચની મદદ કરવામાં આવી. |
| પરદેશ | કાલીદાસ અજુભાઈ પટેલે | ૩૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પગી વજાજી જગુજીએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. ડાહ્યાભાઈ અમથાભાઈએ | ૩૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| અડાલજ | આસિ. બકોરભાઈ રણછોડભાઈએ | ૩૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| કાંઝ | મિ. અંબારામ અમથાભાઈ પટેલ સ્કૂલ કમિટીના મેમ્બરે | ૨૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| બગોદરા | ગામ લોક તરફથી | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં. |
| | પા. ગાંડાભાઈ રામભાઈ એ | ૩—૦—૦ | ગોળ તથા સાકર વહેંચી |
| | ગઢવી સવાભાઈ વાઘાભાઇ એ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| વિસલપુર | પટેલ સોમાભાઈ મહાભાઈ એ | ૩૦—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ખસ | મુખી મનુભાઈ રૂપસંગ તથા ગામનાં ગૃહસ્થોએ મળી | ૨૧—૦—૦ | ઘડિયાળ ભેટ આપ્યું. |
| | સાધલીવાળા શેઠ મૂળચંદ કુંવરજીએ | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| હીરાપુર | પા. આશાભાઈ પુંજાભાઈ એ | ૨૫—૦—૦ | બંને નિશાળોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | બારૈયા ખોડાજી રવાભાઈ એ | ૨૫—૦—૦ | ,, ,, |
| | મિ. ડાહ્યાભાઇ બકોરભાઈ એ | ૨૮—૦—૦ | ,, માં દૂધ પાયું તથા શરબતાં વહેંચ્યાં. |
| | મિ. મણીલાલ શનાભાઈ એ | ૨—૦—૦ | ,, પતાસાં વહેંચ્યાં. |
| | મિ. છોટાભાઇ મોતીભાઇએ | ૧—૦—૦ | કેરીઓ વહેંચી. |
| વાંચ | પટેલ ઘાભાઇ મથુરભાઇએ | ૩૫—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પટેલ આતમભાઇ ગોપાળદાસે | ૩૫—૦—૦ | ,, |
| | પટેલ ચતુરભાઇ મંગળભાઇએ | ૩૫—૦—૦ | ,, |
| | પટેલ શામળભાઈ પરષોત્તમદાસે | ૩૫—૦—૦ | ,, |
| | ગરાશીઆ કુબેરજી વીસાજીએ | ૩૫—૦—૦ | ,, |
| અણાળીયા | તાલુકદાર છત્રુભા રતનસિંહ ગોહિલે | ૨૨—૦—૦ | મળેલને દિવસે વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગોહિલ કેસરસિંહ રાયાભાઈ એ | ૧—૮—૦ | સાકર વહેંચી. |
| | ગોહિલ ઉદયસિંહ કેસરીસિંહ તથા ગોહિલ છત્રુભા સરદારસિંહે | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| ઓગણ | તાલુકદાર સાહેબ તથા ગામના ગૃહસ્થો તથા બંને સ્કૂલના શિક્ષકો તરફથી | ૫૦—૦—૦ | મુખ્ય સ્કૂલ કન્યાશાળા અને ઉર્દૂ સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| અણાળીયા | તાલુકદાર છત્રુભા સરદારસિંહજીએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | તાલેગઢવાળા સુરાભા વિજુભા શિવદાનજીએ | ૧—૮—૦ | સાકર વહેંચી. |

## નવાં પુસ્તકો

મું. ઇ. કેળવણીખાતાએ પાઠ્યપુસ્તક તરીકે મંજુર કર્યું છે.

### વ્યાકરણના સહેલા પાઠો

પુસ્તક ૧

(શિક્ષક-સાક્ષર અમૃતલાલ દવે) બી. એ. એસ. ટી. સી. ડી.

વ્યાકરણો ઘણાં લખાયાં છે પરંતુ તેથી વિદ્યાર્થીઓ રસ લઈ શકતાં નથી; પરંતુ આ વ્યાકરણની રચના સરળતા અને શૈલી એવાં સુંદર છે કે બાળક ગુંચવાયા સિવાય આ કઠિન વિષય સહેલાઈથી ગ્રહણ કરી શકે છે. વિદ્યાર્થીઓનો બોજો સહેલો કરવા ખાતર આ વ્યાકરણ પહેલી તકે દરેક સ્કૂલોમાં દાખલ કરવું જોઈએ.

પુસ્તક ૧ લું . ૦-૩-૦

" ૨ જું ૦-૪-૦

મું. ઇ. સરકારી કેળવણીખાતાએ મંજુર કરેલો

### ગુજરાતી એટલાસ

પુષ્કળ ભૂગોળની વ્યાખ્યાઓના નકશા—

ઐતિહાસિક ચાર નકશા ઉપરાંત

લડાઈ પછી ભૌગોલિક થએલા ફેરફારો સાથે અને નવી રેલવે સડકો સાથે આ છેલ્લામાં છેલ્લો એટલાસ છે.

કિંમત ૦-૧૨-૦

છોકરાઓ માટે

### વર્નાક્યુલર પ્રવેશક

• આ પુસ્તકમાં વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષાના બધાય વિષયો વિસ્તારથી અને સરળ પદ્ધતિથી આપેલા છે. આજ સુધીના પ્રશ્નો આવી જાય છે. જીર્ણ જુની ઢબથી લખાએલાં અને અશુદ્ધ પુસ્તકો ખરીદવા કરતાં આ પુસ્તક ખરીદી પરીક્ષા પહેલેજ વર્ષે પાસ કરી શકાશે.

કિંમત ૨-૨-૦ કમિશન સારૂં.

વર્નાક્યુલર પ્રવેશકનો વધારો (૧૯૩૦-૩૧ ના પ્રશ્નો) ૦-૪-૦

કન્યાઓ માટે

### ફાઈનલ શિક્ષિકા

કન્યાઓની ફાઈનલ પરીક્ષા માટે સંપૂર્ણ અભ્યાસક્રમને અનુસરી આ એકજ પુસ્તક તૈયાર થએલું છે. આ પુસ્તકથી દરેકને સંતોષ થએલો છે. દરેકે દરેક વિદ્યાર્થીનીઓએ પરીક્ષા પાસ થવા માટે આ પુસ્તક પહેલી તકે ખરીદવું જરૂરનું છે. તેમાં આજ સુધીના પ્રશ્નો આવી જાય છે.

કિંમત ૧-૧૨-૦

### હિંદનો સંપૂર્ણ ઇતિહાસ

પરીક્ષાની બદલાએલી પદ્ધતિ અનુસાર તૈયાર કરવામાં આવેલો છોકરાઓ અને વિદ્યાર્થીનીઓના બધા વર્ગોના પ્રશ્નો સાથે આ ઇતિહાસ તૈયાર થએલો છે અને પાસ થવા માટે આ પુસ્તક પહેલી તકે ખરીદી લેવું ઘણું જરૂરનું છે.

કિંમત ૦-૧૧-૦

**ગુજરાત સાહિત્ય મંદિર: રીચીરોડ, અમદાવાદ.**

મુંબઈ ઇલાકાના સરકારી કેળવણીખાતા તરફથી આ
પુસ્તક પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે
પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરવામાં આવ્યું છે.

---

અંગ્રેજી ધોરણ ૧ થી ૩ અને ગુજરાતી ધોરણ ૫ થી ૭ માટે

---

# દુનિયાની સરળ ભૂગોળ

૧૧૫ ચિત્રો અને આકૃતિઓ સાથે.

કર્તા

અમૃતલાલ મોહનલાલ પરિખ, બી એ, એસ. ટી સી,

હેડમાસ્તર, ન્યૂમિની ઇન્સ્ટિટ્યુશન, ઉમરેઠ

કિંમત રૂ. ૧—૨—૦.

ભૂગોળ શિક્ષણની આધુનિક ભાવના પ્રમાણે રચાએલી અને નદેશીય પદ્ધતિ પ્રમાણે લખાએલી ભૂગોળ. પ્રથમ ગુજરાત અને મુંબઈ ઇલાકાનુ અને પછી હિંદુસ્તાનના જુદા જુદા ભાગોનું વર્ણન કરેલુ છે. વર્ણન સાથે જ્યા જ્યાં દષ્ટાંતો આપી શકાય ત્યાં ત્યાં ભૌગોલિક સિદ્ધાંતોનો ઉલ્લેખ કરવામા આવ્યો છે હિંદુસ્તાનના જુદા જુદા વિભાગોના અભ્યાસ પછી સમસ્ત દેશની પુનઃસમીક્ષા કરેલી છે પછી એશિઆ અને બીજા ખંડોની હકીકત આપેલી છે તે સાથે હિંદુસ્તાનના પરદેશ સાથેના વેપારની હકીકત સરળ ભાષામાં આપેલી છે. દુનિયાના કુદરતી વિભાગો, મનુષ્ય જીવન અને મનુષ્યના ધંધા ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યુ છે

બીજા ભાગમાં પ્રાકૃતિક ભૂગોળની હકીકત આપેલી છે.

પ્રકટ કર્તા

લૉંગમૅન્સ, ગ્રીન ઍન્ડ કંપનિ લિમિટેડ.

૫૩, નિકલ રોડ, મુંબઈ

# ઇનામ માટે વર્ગીકૃત યાદી

ધોરણ સાતમું:—ફુરસદ ૦-૪-૬; બાળવિહાર (૧) ૦-૧૨-૦; બ્રહ્માંડનો ભેદ ૩-૮-૦; બાળવિહાર (૨) ૦-૬-૦; પારસમણિની શોધ ૨-૦-૦; પાંડવ ગુપ્ત નિવાસ ૦-૧૨-૦; આમો ૦-૪-૬; જગતની ધર્મશાળામાં ૦-૧૦-૦.

ધોરણ છઠ્ઠું:—રોબરરોયની ૩ વાતો ૦-૫-૦; ગિબાઈ ૦-૧-૦; ભૂલભુલામણી ૦-૧-૦; બલિદાન ૦-૫-૦; મેઘધનુષ ૦-૪-૦; કોલસા કાકા ૦-૫-૦; દેવી ચૌધરાણી ૧-૮-૦; સંપૂટો ૦-૧૨-૦.

ધોરણ પાંચમું:—ભીષ્મ ૦-૪-૦; જયબજરંગ ૦-૬-૦; સમરસ ૦-૩-૦; બીરબલનો બન્ધુ ૦-૮-૦; શીલિરતંભ ૦-૪-૦; ખરેખરી વાતો ૦-૩-૦; પુસ્તકાલય ૦-૨-૦; રસિકની પેટી ૦-૪-૦.

ધોરણ ચોથું:—બંગાળી બીરબલ ૦-૬-૦ મૂરખરાજ ૦-૮-૦ કસુંબર ૦-૩-૦; સવાકાની આપવીતી ૦-૧-૦; બાળ ડાયરી ૦-૭-૦; ખોટી ખોટી વાતો ૦-૪-૦; પ્રાણીપુરાણ ભા. ૨ ૦-૪-૦;

ધોરણ ત્રીજું:—બકુલ ૦-૬-૦; નીલમ ૦-૧-૦; ધૂપસળી ૦-૪-૦; મેનાકુમારી ૦-૪-૦; સારંગીવાળો ૦-૨-૦; બારશીપુરી ૦-૪-૦; મોતીના દાણા ૦-૧-૦; રિંછડિછડી ૦-૨-૦; નોકાની ટિપુરો ૦-૬-૦; જાદુઈ હાર ૦-૪-૦.

ધોરણ બીજું:—કેરીનાં ગાળ્યાં ૦-૭-૦; મોસાળની મોજ ૦-૭-૬; નવનીત ૦-૩-૦; ગધેડાનું રાજ ૦-૧-૦; રમકડાંની દુકાન ૦-૧-૦; સિપાઈ દાદા ૦-૨-૬; મકનો મરતાનો ૦-૧-૬.

ધોરણ પહેલું:—ચોપગાંની ચતુરાઈ ૦-૪-૦; હાથી ધમધમ આવે ૦-૧-૦; નવનીત ૦-૩-૦; લાડ કાવ્યો ૦-૪-૦; વાઘોનું વન ૦-૪-૦; એક હતો કુતરો ૦-૪-૦; પ્રાણીપુરાણ ભા. ૧ ૦-૩-૦

કન્યાઓ માટે:—આપણાં ૦-૫-૦; જેટરી ૦-૬-૦, કાકી ૦-૩-૦, દરેક સ્ત્રી વાંચે ૦-૩-૦, અર્ધાંગના ૦-૪-૦.

આ તમામ પુસ્તકો મંજુર છે. લખોઃ—

**ગાંડીવ સાહિત્ય મંદિર, કેળાંપીઠ, સુરત**

પુસ્તક ૯૩ ] [ અંક ૩

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## માર્ચ સને ૧૯૩૪

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમા જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે"

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી. એમ. એ
હેડમાસ્તર મે. ગ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



પો. "'સનંદ જ્યુબિલી' પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છ. નકારે છાપ્યું
ગમાપોળ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૩ ] માર્ચ ૧૯૩૪ [ અંક ૩

# બાળકેળવણી સંબંધી વિચારો

આપણી પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, એ વિચારથી જેમ ખગોળ-શાસ્ત્રમાં મહાન પરિવર્તન થયું છે તેમ હાલમાં બાળક એ કેળવણીની સર્વ પ્રવૃત્તિનું ધ્યેય છે, એ વિચારને લીધે શિક્ષણશાસ્ત્રમાં મોટા ફેરફારો થયા છે. બાળક એ શિક્ષણનું કેન્દ્ર છે, એ વિચાર-દષ્ટિ મુજબ હાલમાં શાળાની સર્વ વ્યવસ્થા કરવામાં આવે છે. બાળમન અને તેના વિકાસના નિયમને અનુસરી શિક્ષણપદ્ધતિ યોજવાથી તેનો યોગ્ય વિકાસ થઈ શકે છે. આ કારણને લીધે ઉપર જણાવ્યા મુજબ શિક્ષકનામાં જે ગુણો હોવા જોઈએ, તેમાં તેની વિચારસૃષ્ટિ અનુભવવાની લાયકાત વિશેષ ફાયદાકારક નીવડે છે. જ્યાંસુધી બાળમનમાં કેવી જાતની લાગણી, પ્રેરણા, કલ્પના કે વિચાર વગેરે માનસ ઉદ્‌ભવે છે તે શિક્ષક જાણતો નથી, ત્યાંસુધી તેનું કાર્ય તે યોગ્ય રીતે કરી શકે નહિ એ બાબત નિઃસંશય છે. આ કારણને લીધે જેટલા પ્રમાણમાં તે તેની વિચારસૃષ્ટિ જાણે છે તેટલા પ્રમાણમાં તેનું કામ સફળ થાય છે. રસ એ શિક્ષણનો આત્મા છે એ સર્વ કોઈ જાણે છે, પણ જ્યાંસુધી બાળકને રસિક રીતે શીખવવામાં આવે નહિ ત્યાંસુધી શિક્ષણની અસર ફળદાયક નીવડતી નથી. આ સબબને લીધે દરેક શિક્ષકે પ્રથમ બાળકનું દષ્ટિબિંદુ

કેવું છે, તેનું જ્ઞાન મેળવવું જોઈએ. જ્યારે શિક્ષક તેના વિચારનો ખ્યાલ લાવી શકે છે, ત્યારે તે તેને અનુકૂળ શિક્ષણ આપે છે. આને લીધે બાળકને પાઠમાં રસ પડે છે, કારણકે તેના મનમાંના વલણને અનુસરી જ્ઞાન મળવાથી તેને સંતોષ થાય છે. તેના માનસને અનુકૂળ શિક્ષણ આપવાને માટે આ પ્રમાણે શિક્ષક અને શિષ્યના મનની એકતા સાધવાની જરૂર છે. હાલમાં શિક્ષણની જોઈતી અસર ઉપજતી નથી, તેનું કારણ બાળક અને શિક્ષકના માનસ વચ્ચે જે મોટા ગાળો છે તે છે. તેને લીધે આપણી શાળામાં બાળકની શારીરિક અને માનસિક શક્તિનો ઘણો દુર્વ્યય થાય છે એ આપણે જાણીએ છીએ.

× × × ×

આપણી સર્વ ઇન્દ્રિયોમાં આંખ એ ઘણી ઉપયોગી ઇન્દ્રિય છે, પણ તેને ઇજા થવાનો સંભવ પણ વધારે છે. તેનો અયોગ્ય ઉપયોગ થવાથી તે બગડે છે. મોટા માણસના કરતાં બાળક વધારે સહેલાઈથી તેની આંખ પાસે પડેલી નાની વસ્તુઓ જોઈ શકે છે. ઘણી વખત આંખની યોગ્ય સંભાળ નહિ રાખવાથી તેની આંખ બગડે છે. જ્યારે બાળક આંખ પાસે ચોપડી રાખી વાંચે છે, ત્યારે તેની આંખ ખેંચાય છે. આંખથી દસ કે બાર ઇંચને અંતરે ચોપડી રહેવી જોઈએ. જ્યારે ચોપડી બહુ પાસે રાખવાથી કે ઝીણા કે ખરાબ અક્ષરોવાળી ચોપડી વાંચવાથી તેને આંખ ખેંચવી પડે છે, ત્યારે ડોળાનો આકાર નાનો થાય છે, એટલે તેની નજર ટુંકી થઈ જાય છે. કેટલીક વખત વાંચતી વખતે પુરતું અજવાળું હોતું નથી. ઘાસતેલના દીવે કે સળગતા ચુલાના અજવાળા વડે વાંચવાથી આંખને નુકસાન થાય છે. ચોપડી બહુ પાસે રાખીને કે સુતાં સુતાં વાંચવાથી આંખ ખેંચાય છે. વાંચતી વખતે છોકરાને યોગ્ય રીતે બેસાડવો જોઈએ, અને ચોપડી ઉપર પછવાડેથી ડાબી બાજુ તરફથી પ્રકાશ પડવો જોઈએ. સામેથી આવતા અજવાળાથી આંખને હરકત થાય છે; અને જમણા હાથ તરફથી તે આવે છે, તો લખતી વખતે તેનો પડછાયો પડે છે. તેમની પાસે ઝીણું લખાણ કે બીજું એવું કામ કરાવવું જોઈએ નહિ. જોઈતા પ્રકાશમાં તેમજ આંખથી યોગ્ય અંતરે તેમણે દરેક જાતનું કામ કરવું જોઈએ. કેટલીક વખત બાળકો કાર્ડની અંદર ઝીણાં કાણાં પાડી રંગીન દોરાની ભાત પાડે છે. વળી વાચનની ચોપડીના અક્ષર મોટા હોવા જોઈએ. તેમાં છાપેલા અક્ષર જુદા જુદા રંગના હોવા જોઈએ નહિ. બાળવર્ગમાં પ્રથમ તેમની પાસે બાળપોથી વંચાવવી નહિ. તેમને મોટા અક્ષરે લખેલા તખતા ઉપરનું

લખાણ વાંચવા કહેવું જોઈએ અથવા શિક્ષકે કા. પા. પર પાઠ લખીને વંચાવવો. પછી મોટા અક્ષરવાળી ચોપડી તેમની પાસે વંચાવવી. ચોપડીના કાગળ ચળકતા હોવા જોઈએ નહિ. જે બાળકોના કુટુંબમાં ટુંકી નજરની ખોડ હોય છે, તેમણે આ બાબતમાં ખાસ સંભાળ રાખવાની જરૂર છે.

× × × ×

બાળકે પોતે કામ કરી શીખવું, એ હાલમાં શિક્ષણશાસ્ત્રનું એક ઉપયોગી સૂત્ર છે. કેળવણીકાર તો એટલે સુધી કહે છે, કે બાળકે શાળાના વખતનો ⅔ ભાગ હસ્તકામ કરવામાં રોકવો જોઈએ અને બાકીના ⅓ વખતમાં વાચન, મુખપાઠ, હિસાબ વગેરે કામ કરવું જોઈએ. તેનો આંતરભાવ કે વિચાર જેમ બને તેમ વધારે તે ક્રિયાદ્વારા પ્રદર્શિત કરે તે ઇચ્છવા જોગ છે. આપણે અત્યારસુધી તેની સ્વતઃ ક્રિયા કરવાની શક્તિને દાબી રાખી છે. જ્યાંસુધી તેના મનની લાગણી કે વિચાર ક્રિયાનું સ્વરૂપ ધારણ કરતાં નથી ત્યાંસુધી તે સંસ્કાર મગજમાં અસ્પષ્ટ પડ્યો રહે છે. પદાર્થની ગતિ, તેનો આકાર, સ્થિતિ, વખત તથા અંતરનો ખ્યાલ સ્નાયુની ગતિથી બાળકને મળે છે. જો તે બરાબર ચોક્સ ક્રિયા કરતું નથી તો આવા સંસ્કાર અસ્પષ્ટ રહે છે. કેટલાક બાળકો ધીમે ધીમે ચાલે છે, અથવા તેમની ચાલવાની રીત કઢંગી હોય છે. તેમને શિક્ષકે યોગ્ય ક્રિયા કરાવીને સુધારવાં જોઈએ. બાળકની ક્રિયાશક્તિની તપાસ તે રમતું હોય છે ત્યારે સારી રીતે થાય છે. તે વખતે તેનો મૂળ સ્વભાવ જણાઈ આવે છે. તેની કામ કરવાની ચપળતા, સુરેખતા તથા કઢંગી કે મનોહર રીતે કામ કરવાની રીત તથા કામ કરવાનો આગ્રહ રમતના પ્રસંગે સારી રીતે જણાઈ આવે છે. વળી તેના મન ઉપર સંસ્કાર પડતા તેનો પ્રત્યુત્તર કેટલા વખતમાં તે આપે છે તે પણ જાણવાની જરૂર છે, કારણ કે તે તેના મનની મંદતા કે ચપળતા દર્શાવે છે. શારીરિક કસરત અને ડ્રિલદ્વારા કામ કરવાની ચપળતા, ચોકસાઈ તથા મનોહરતા જુદાં જુદાં બાળકોમાં જુદી જુદી રીતે જોવામાં આવે છે.

× × × ×

ઇન્દ્રિયજ્ઞાન બુદ્ધિની ક્રિયા માટેની જોઈતી સામગ્રી પુરી પાડે છે. તેના વગર બુદ્ધિની ક્રિયા થઈ શકતી નથી, માટે શિક્ષકે બાળકને ઇન્દ્રિયજ્ઞાન જેમ બને તેમ વધારે પ્રમાણમાં ચોકસ જાતનું આપવું જોઈએ. તે વગર મગજનો વિકાસ થતો નથી. મગજનો સારો વિકાસ થવા માટે બાહ્ય ઉત્તેજકની જરૂર પડે છે. જ્યારે તેના ઉપર અસર થાય છે, ત્યારે

મગજ ઉશ્કેરાવાથી તે જુદા જુદા સંબંધો બાંધી તે બાબત ગ્રહણ કરે છે. વળી બાળકનો અનુભવ મોટા માણસોના કરતાં ઓછો હોય છે, તેથી તેમનું ઇન્દ્રિયજ્ઞાન ઓછું હોય છે, એટલુંજ નહિ પણ તે ખામીવાળું જોવામાં આવે છે. જોવામાં, સાંભળવામાં, યા બીજી ઇન્દ્રિયોદ્વારા જ્ઞાન મેળવતી વખતે તેઓ ઘણી ભૂલો કરે છે. વળી તે અમુક બાબત ઉપરજ ધ્યાન આપે છે. આ કારણને લીધે બાળકના ઇન્દ્રિયોદ્વારા વિકાસ માટે તેને યોગ્ય તાલીમ મળવી જોઈએ.

× × × ×

જ્ઞાનેન્દ્રિયની રચના ઉપર તેની તીવ્રતાનો આધાર રહેલો છે. ઇન્દ્રિયોની તાલીમથી જે સુધારો થાય છે તે માનસિક છે. જે મનુષ્ય વધારે સમજે છે, તે શું જોવું તે જાણે છે, અને તેથી તે વધારે સારૂં જોઈ શકે છે. આપણી ઇન્દ્રિયોના વિકાસ માટે ઘણો અવકાશ છે. આંધળો માણસ તેના લાંબા વખતના અનુભવથી અને તાલીમથી તેની સ્પર્શ અને સાંભળવાની શક્તિનો અજાયબી પમાડે તેવો વિકાસ કરી શકે છે. તેને તેના હાથનાં આંગળાંઓ મદદ કરે છે. નેત્રેન્દ્રિય શક્તિના અભાવે તેને બીજી ઇન્દ્રિયોના ફક્ત હૈઠે સંસ્કાર ઉપર આધાર રાખવો પડે છે; પણ બીજી ઇન્દ્રિયોની કેળવણીથી તેમજ આંધળો થતા પહેલાં ભૂતકાળમાં અનુભવેલા સંસ્કાર તાજા કરીને, તેમજ વિચારની ટેવને લીધે આંધળા માણસની બુદ્ધિ તે ખામી પુરી પાડે છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે, કે તેના મગજની જે ગુપ્ત શક્તિ હતી, તેના તાલીમથી ઉપયોગ કરવાથી તેમાં સુધારો થઈ શકે છે. જો તે આંધળો થયો ન હોત તો તેની બધી શક્તિ ગુપ્ત સ્થિતિમાં પડી રહેત. ઘણી વખત છોકરાંઓએ તેમની આસપાસના મુખ્ય પદાર્થ, વનસ્પતિ તથા પ્રાણીનું અવલોકન કર્યું હોતું નથી, કારણકે તે તરફ તેમનું ધ્યાન ખેંચવામાં આવ્યુ હોતું નથી. વળી કેટલાક પદાર્થના ખાસ ગુણ તેઓ જાણતાં હોતાં નથી.

બાળકો જ્યારે શાળામાં આવે છે, ત્યારે તેમનું પદાર્થજ્ઞાન અસ્પષ્ટ અને ઓછું હોય છે, તેથી પદાર્થ કે સૃષ્ટિજ્ઞાનની સારી યોજના થવી જોઈએ, અને તેથી પુસ્તકીયા જ્ઞાનને ગૌણ સ્થાન મળવું જોઈએ. જે બાળકો ગામડાંમાં રહે છે, તેમને અવલોકન કરવાના ઘણા પ્રસંગો મળી આવે છે. આ કારણને લીધે દરેક બાળકની જિજ્ઞાસા સતેજ થાય અને તેને સંશોધન કરવાનું મન થાય, તેવી રીતે તેમને સવાલ પૂછવાની ટેવ પાડવી જોઈએ.

મનોવિકાસ માટે બાળકની જેટલી બને તેટલી ઇન્દ્રિયોનો ઉપયોગ કરવો જોઈએ. ઇન્દ્રિયોની તાલીમમાં પદાર્થનું અવલોકન એ મુખ્ય બાબત છે. આંખ અને સ્પર્શ એ જ્ઞાન મેળવવામા અગત્યની ઇન્દ્રિયો છે, તેથી તેના વિકાસ ઉપર ખાસ લક્ષ આપવું જોઈએ. બાળક જે કંઈ જુએ છે, તે ઝટ યાદ રાખે છે; તેથી જેમ બને તેમ આંખનો વધારે ઉપયોગ શાળામાં કરવો જોઈએ. વળી ક્રિયા કરીને શીખવું, એ સૂત્રના આધારે બાળક જે કંઈ શીખ્યું હોય છે, તેના સંસ્કારનો આવિર્ભાવ બોલાવીને, લખાવરાવીને અથવા ચિત્રકામ, માટીના આકાર કે કોઈપણ જાતના હસ્તકામથી કરાવવો જોઈએ.

\+ \+ \+ \+

કલ્પનાશક્તિ વ્યક્તિપરત્વે જુદી જુદી જાતની હોય છે. કેટલાકની ચક્ષુપ્રધાન કલ્પના હોય છે. તેને ચાક્ષુષ ચિત્રથી વિશેષ જ્ઞાન મળે છે. તેના મગજમાં આંખદ્વારા જે છાપ પડે છે, તે સચોટ તથા સ્પષ્ટ હોય છે. જે માણસની ચાક્ષુષ કલ્પના પ્રબળ હોય છે તેની યાદદાસ્ત જબરજસ્ત હોય છે. આપણા જ્ઞાનનો મોટો ભાગ આંખદ્વારા મળેલી છાપનો હોય છે. બાળકની કલ્પનાશક્તિ પ્રબળ હોય છે. મોટી ઉંમરનાં માણસ કરતાં સ્ત્રી અને બાળકની કલ્પના વધારે તીવ્ર હોય છે. વિજ્ઞાનવાદી (જેઓ બહુ તર્ક કરે છે ) ની કલ્પના સાધારણ મનુષ્ય સાથે સરખાવતાં ઘણી મંદ માલમ પડે છે. બીજા કેટલાકની કર્ણાત્મક કલ્પના હોય છે, એટલે જો કાનદ્વારા તેના મગજમાં સંસ્કાર પડે, તોજ તેઓ તે જલદી સમજીને યાદ રાખી શકે છે. આંધળા માણસોમાં આવી જાતની શક્તિ બહુ પ્રબળ જોવામાં આવે છે, કારણ કે આંખની ખામીને લીધે તેમને તેના ઉપર આધાર રાખવો પડે છે. તેઓ શબ્દદ્વારા મગજમા અમુક સ્પષ્ટ ચિત્રો ઉત્પન્ન કરી શકે છે, તેમજ કેટલાક સ્નાયુની હીલચાલદ્વારા મળેલી છાપનો સ્પષ્ટ ખ્યાલ લાવી શકે છે. એક માણસ 'ગાય' જોઈને તે યાદ રાખી શકે છે. બીજો માણસ 'ગાય' શબ્દ સાંભળીને તે ખ્યાલ મગજમાં લાવે છે. ત્રીજો માણસ 'ગાય' ને પંપાળવાથી તેના મગજમાં જે છાપ પડી હોય તે યાદ લાવી તે સમજી શકે છે. આવી રીતે ત્રણ પ્રકારની કલ્પના બાળકનામાં જોવામાં આવે છે, તેથી તેના શિક્ષણમાં તે પ્રમાણે કલ્પનાનો ઉપયોગ કરવામાં આવે તો તેને સારો લાભ થાય એ નક્કી છે. દા. શ્રુતલેખનમાં ખાસ કરીને આંખનો ઉપયોગ કરી શબ્દની શુદ્ધ છાપ તેના મગજમાં પાડવામાં આવે છે, પણ કેટલાંક બાળક પાસે જો અઘરા શબ્દની જોડણી

કરાવીએ તો તે વધારે સમજી શકે છે, અને બીજાં કેટલાંક પાસે તે જોડણી કા. પા. પર લખાવીએ તો તે સારી રીતે સમજી શકે છે. કેટલાક વિદ્યાર્થી મુખગણિત વખતે કે શાન્તવાચન કરતી વખતે હોઠ ફફડાવે છે. હિસાબ કરતી વખતે કેટલાક બાળકો આંગળીના વેઢાનો ઉપયોગ કરી સંખ્યા ગણે છે. આ રીત ચપળ માનસિક ક્રિયાને બાધ કરનારી છે, તેથી શિક્ષકે તે દૂર કરવી જોઈએ. એક ચિત્રકાર તેના શિષ્યને પ્રથમ પેન્સિલથી હવામાં આકૃતિ કાઢવા કહેતો તેથી તેની આંખ અને સ્નાયુઓનો સાથે ઉપયોગ થવાથી તે આકૃતિની છાપ તેના મગજ ઉપર સ્પષ્ટ પડતી. હાલમાં આપણે બાળકને હવામાં અમુક અક્ષર પ્રથમથી કાઢવા કહીએ છીએ, કે જેથી તેની છાપ સુસ્પષ્ટ તેના મગજમાં પડે. દરેક શિક્ષકે જોયું હશે કે જો કેટલાંક બાળક અમુક શબ્દની જોડણી આંગળી વતી કરે તોજ તેમને તે સારી રીતે યાદ રહે છે. લાલાબ્રીજમેન કે હેલન કેલર જેવાં જન્મથી આંધળા અને બહેરાંમુંગાં હોય છે, તેમના મગજમાં આવી રીતે બીજી ઇન્દ્રિયોના ઉપયોગથી જે સંસ્કાર પડે છે તે વડે બુદ્ધિની ક્રિયા ચાલે છે. જેની ચાક્ષુષ કલ્પના પ્રબળ હોય છે, તે વિદ્યાર્થી કવિતા બોલતી વખતે જાણે બધી કડીઓ તેની આંખ આગળ રજુ થએલી હોય તેમ યાદ લાવી બોલે છે. કેટલાક વિદ્યાર્થીને ઇતિહાસના પ્રશ્નોનો જવાબ લખતી વખતે કંઈ હકીકત ન આવતી હોય તો તેની સન્મુખ તેનાં પાનાં સ્મરણપટ આગળ ખડા કરી તેમાંની બીના યાદ લાવી શકે છે. કોઈ બાળક હિસાબ કરતી વખતે સંખ્યાના ઉચ્ચારનો રણકારો યાદ લાવી કામ કરે છે. આવી રીતે શિક્ષણમાં કલ્પના કેટલું બધું અગત્યનું સ્થાન ભોગવે છે તે સ્પષ્ટ જ છે.

## ભૂકંપ

આપણા દેશમાં સને ૧૯૩૪ના જાન્યુઆરિની ૧૫ મી તારીખ એ કરુણાજનક દિવસ તરીકે ગણાશે. હિંદુસ્તાને છેલ્લાં ૧૦૦ વરસથી જે ભયાનક કુદરતનો કોપ જોયો નથી તે આ દિવસે જોયો હતો. કુદરતના બળ આગળ માનવીનું શું ગજું! અત્યારે બિહારના દુઃખનો પાર રહ્યો નથી. આખા પ્રદેશમાં ભૂકંપથી પીડિત માણસોના દુઃખની કહાણી ભરદેશમાં તેમજ અન્ય દેશોમાં પવનની ગતિ પ્રમાણે ફેલાઈ ગઈ છે. તેમનું આ દુઃખ કુદરતે ધરતીકંપના કારણથી ઉભું કર્યું છે.

ધરતીકંપ અને જ્વાળામુખી પ્રદેશો પૃથ્વીપર આવેલા છે તે સાથેના નકશા ઉપરથી માલમ પડશે. ઘણે ભાગે દરીઆ કાંઠે જ્યાં જમીનની ઉંચાઈ અને દરીઆની ઉંડાઈને વિભાગનારી ભૂમિરેખા હોય છે ત્યાં ધરતીકંપ અને જ્વાળામુખી વિશેષ જોવામાં આવે છે. જાપાન, ચીન, ઈટલિ અને પેરૂ એ દેશોમાં તો હરકોઈ નગરજન આવા ભયાનક બનાવથી પરિચિત હોય છે. પણ આપણા દેશમાં આવો બનાવ લગભગ ૧૦૦ વરસે બનવા પામ્યો છે. સો વરસ પહેલાં બિહારમાં આવો ભયંકર ધરતીકંપ થયો હતો અને તેની અસર પૂર્વ કિનારેથી છેક સિલોન સુધી પહોંચી હતી.

આખી પૃથ્વી ઉપર આવા ધરતીકંપ અને જ્વાળામુખી પ્રદેશો આવી રહેલા છે, અને જાપાનનો પ્રદેશ એવા પ્રદેશોમાંનો એક છે. આ પ્રદેશ તો આવા બનાવોનું જન્મસ્થાનજ છે એમ કહીએ તો ચાલે. એવી ગણતરી કરવામાં આવી છે, કે દરરોજ ચાર આંચકાની સરેરાશ જાપાનમાં આવે છે, પણ આ આંચકા ઘણે ભાગે નબળા હોય છે અને તેથી હરવખત જાપાન કંઈ એવી આપત્તિઓમાં આવી પડતું નથી. એમ છે તોપણ આ પ્રદેશ એવા ધરતીકંપ અને સચેત જ્વાળામુખીનોજ છે.

**ધરતીકંપનાં કારણો:—**

પહેલાં એમ મનાતું હતું કે જગતમાં અમુક ઉંડાઈએ અગ્નિનો રસ છે, અને તે રસની સાથે પાણી કે એવા બીજા રાસાયણિક પદાર્થોનો સંયોગ થવાથી રાસાયણિક ફેરફાર થવાથી ગેસ વગેરે ઉત્પન્ન થએલા પદાર્થો બહાર નીકળવાને અસાધારણ જોર કરે છે અને તેથી ધરતીકંપ વગેરે ઉત્પન્ન થઈ જ્વાળામુખી ફાટે છે, અને તેમાથી ખડકો વગેરેનો ઓગળેલો અગ્નિરસ, રાખ, ખડકો, ધૂળ, વગેરે બહાર નીકળે છે અને ભયંકર પરિણામો નીપજે છે.

પણ હાલના સિદ્ધાંત પ્રમાણે આવા ધરતીકંપ અને જ્વાળામુખીનું કારણ ભૂસંકોચ અને ભૂગર્ભમાંના ખડકોની વ્યવસ્થા ગણવામાં આવે છે. આ સિદ્ધાંત ઘણે ભાગે મનાય છે. ચંદ્રની માફક આ ગૃહ છેક ગરમી વિનાનો થઈ ગયો નથી. તેથી ચંદ્રની સપાટી જેમ ફેરફાર વિનાની અને કોઈપણ જાતના ચૈતન્ય વિનાની થઈ ગઈ છે તેમ આપણી પૃથ્વીની સપાટી થઈ ગઈ નથી. પૃથ્વીના પડ ઉપર જે જીવન જોવામાં આવે છે તે ગરમીને લીધેજ અને તેની ઉપર પોપડો બંધાવાને લીધેજ જોવામાં આવે છે. આ પોપડાની જાડાઈ ૩૦-૪૦ માઇલ સુધીની ગણવામાં આવી છે અને ત્યારપછી પૃથ્વીની અંદરનો ભાગ અગ્નિરૂપ તેમજ ગેસરૂપ છે એમ સમજવામાં આવે છે.

બીજા કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓની સમજ પ્રમાણે પૃથ્વીના આ પડની નીચે બીજું લોહ અને અન્ય ધાતુમય, પણ અત્યંત તપ્ત પડ બંધાએલું છે, અને તેની નીચે અગ્નિ, ગેસ વગેરે પદાર્થો છે.

આ બે મતો છે, છતાં બંને મતમાં પૃથ્વીના પડના સંકોચને લીધેજ મહાન ચમત્કારિક કે ભયંકર પરિણામો આવે છે એમ ચોકસપણે માનવામાં આવ્યું છે. પહેલા સિદ્ધાંત પ્રમાણે અંદરની ગરમી ઓછી થતી હોવાથી પૃથ્વીનું પડ નિરંતર સંકોચ પામ્યાજ કરે છે અને તેથી સપાટી હંમેશ કોઈ જગ્યાએ ઉંચી તો કોઈ જગ્યાએ નીચી થયાજ કરે છે. એથી અંદરના ખડકો એકબીજા ઉપર નહિ કલ્પી શકાય એટલા જોરથી દબાણ કરે છે.

બીજા મત પ્રમાણે ગરમી ઓછી થતી હોવાથી ધાતુમય તપ્ત અંતઃપડ સંકોચ પામતું જાય છે અને તેની સાથે પૃથ્વીનું ઠરી ગએલું પડ જેમાં ખડકો વગેરે ઠરીને બંધાઈ ગએલા છે તે પડ સંકોચ પામે છે અને તેમ થતા અસાધારણ દબાણને લીધે ખડકો એકબીજા ઉપર દબાય છે. કોઈ કોઈ જગાએ પોલાણ થઈ જાય છે ત્યાં અંદરથી ખડકો ધસી પડે છે, અને તેમ થતાં બંને વખતે મહાઅગ્નિ પ્રકટ થાય છે. એ અગ્નિથી ખડકો કે ધાતુ વગેરે ઓગળી જાય છે. એજ વખતે પાણી કે બીજા પદાર્થોના સંયોગથી પૃથ્વીના પડ ઉપર અંદરથી બહારતરફ દબાણ થાય છે, અને ધરતીકંપ અને જ્વાળામુખી ઉત્પન્ન થાય છે.

પૃથ્વીના પડમાંથી હંમેશ ગરમી ઓછી થતી જાય છે, અને એથી સંકોચક્રિયા હંમેશને માટે પૃથ્વીના અંદરના ભાગમાં અને પડ ઉપર બહાર સતત થયાજ કરે છે. એને લીધેજ ઘણા પ્રાચીન કાળમાં આજના સમયના કરતા આ પૃથ્વી ઉપર જમીન અને પાણીની રચના જુદા પ્રકારની કલ્પવામા આવી છે. મહાસાગરોની ઉત્પત્તિ પણ ગરમી ઓછી થવાથી છુટા પડેલા ગેસના પાણીરૂપે ઠરવાથી થઈ છે. એજ કારણોને લીધે પાસિફિક, આટલાંટિક, હિંદી મહાસાગર જેવા સમુદ્રોની જગ્યાએ પહેલાં વિશાળ પ્રદેશો હતા એમ અનુમાન કરવામાં આવે છે. આવા સતત ફેરફારો થતા આવ્યા છે અને ભવિષ્યમાં પણ થવાનાજ. હાલ જ્યાં ધ્રુવપ્રદેશમાં દરીઓ છે ત્યાં પહેલાં વિશાળ ખંડો હશે અને મનુષ્યજાત ત્યાં વસતી હશે એમ ભૂગર્ભમાંથી મળી આવતા કોલસા વગેરે ખનીજ પદાર્થો ઉપરથી માલમ પડે છે. ઇગ્લાંડ-સ્કોટલાંડના દ્વીપો સમુદ્રની અંદર રહેલા કોઈ મહાપર્વતનાં શિખરોજ હતા અને યુરોપ સાથે તેમનો સંબંધ બંધાએલો હતો. પણ પાછળ તે ટાપુઓ જમીન બેસી જવાથી યુરોપથી છુટા પડી ગયા અને

પાછા દ્વીપરૂપે જણાવા લાગ્યા. તેવીજ રીતે કેનેડાના ઉત્તર પ્રદેશ ઉપરથી અને સ્વીડન-નૉર્વેના કિનારા ઉપરથી મહાન હિમગિરિઓ સમુદ્રમાં ધસી ગયા છે અને પરિણામે તે તે પ્રદેશોની વિશિષ્ટ પ્રકારની રચના થએલી જોવામાં આવે છે. આટલાંટિક મહાસાગરની જગ્યાએ પહેલાં વિશાળ ખંડ હતો અને આફ્રિકા અને હિંદુસ્તાનનો મલબાર કિનારો જોડાએલા હતા. તેવીજ રીતે સુમાત્રા, જાવા અને ઑસ્ટ્રેલિઆ જોડાએલા હતા. એ બધી જગ્યાએ હાલ મહાન સમુદ્રો જોવામાં આવે છે દુનીઆના અનુપમ નગાધિરાજ હિમાલયની અવસ્થા મહાકાળના પ્રમાણમાં છેક નાનીજ ગણાય છે, અને તે પણ સમુદ્રમાંથીજ બહાર ઉપસી આવેલ છે.

લાંબે કાળે પરિપાક પામતા આવા અનિવાર્ય ફેરફારો નિરંતર થયાજ કરે છે, પણ મનુષ્યના ક્ષણિક જીવનમાં તે ફેરફારોની સંપૂર્ણ અસર પુરેપુરી રીતે સમજી શકાય તેમ હોતી નથી. હમેશાં પવન, વરસાદ, અગ્નિ, નદીઓ, સમુદ્રો વગેરે કુદરતી તત્ત્વો ભૂમિ ઉપર નવીન રચના કર્યેજ જાય છે અને એ નિત્યનવી રચનાવિધિમાં કુદરત કોઈને પણ સ્વજન ગણતી નથી.

આ પ્રમાણે સંકોચક્રિયાથી પૃથ્વીના પડની અંદરની પહેલાં તો ગોઠવણી થવા માંડે છે અને એ ગોઠવણી દરમિઆન પૃથ્વી ઉપર કોઈ વખત અચાનક ભયાનક વિપ્લવો થવાનો સંભવ હોય છે, અને ઘણીવાર એવા વિપ્લવો થઈ પણ ગયા છે.

આવે વખતે કેટલીક વખત પૃથ્વીના અંદરના ભાગમાં ભયંકર ગર્જનાઓ થતી સાંભળવામાં આવે છે, અને અંદરના ખડકોના પરસ્પર મહાન ઘર્ષણને પ્રભાવે ગરમી ઉત્પન્ન થઈ ખડકો અગ્નિરસ રૂપે થવા માંડે છે, અને ગેસ પણ ઉત્પન્ન થાય છે. એવે પ્રસંગે ગમે ત્યાંથી પાણી આવી મળે છે અને રાસાયણિક ફેરફાર થઈ પૃથ્વીના પડમાં ગર્જના અને ભડાકા થવા માંડે છે. કેટલીક વખત વાતાવરણ પણ અસાધારણ બની જાય છે. કદાચ પાણી નથી આવી મળતું તોપણ ગેસનું જોર વધવા લાગે છે અને તેથી પણ ધરતીના ગડગડાટ શરૂ થાય છે, અને જ્યારે એ જોર અતિશય વધી જાય છે ત્યારે તે બધું ભયંકર અગ્નિશિખારૂપે બહાર નીકળે છે. એજ વખતે દુનીઆનો મહાન વિનાશક પણ તેટલોજ ભવ્ય દેખાવ નજરે પડે છે.

**ધરતીકંપના પ્રકાર:—**

સંકોચક્રિયાજ ધરતીકંપ તથા જ્વાળામુખીનું મૂળ કારણ છે એ આપણે જોયું. પણ પૃથ્વીનું પડ દરેક જગ્યાએ કંઈ સરખી મજબુતીવાળું નથી, તેમજ એકજ જાતની રચનાવાળું હોતું નથી. કોઈ પ્રદેશ કઠણ

ખડકોનો બનેલો છે, તો કોઈક જગ્યાએ રેતી જોવામાં આવે છે; કયાંક ઊંડી ખીણો જોવામાં આવે છે, તો કયાંક પર્વત અને ટેકરાવાળા નિઃસીમ પ્રદેશો જોવામાં આવે છે. એ પ્રમાણે ધરતીકંપની અસર પણ વિવિધ પ્રકારની અનુભવવામાં આવે છે. ખડકોની અંદરના ભાગમા જ્યારે આવી મહાન પુનઃરચના શરૂ થાય છે ત્યારે પૃથ્વી ઉપરના પડમાં તે આંચકાઓને લીધે દરીઆનાં મોજાંના જેવી એક પ્રકારની ગતિ ઉત્પન્ન થાય છે અને ધરતીકંપનું જોર ઘણે ભાગે આવે પ્રસંગે લંબચોરસ ક્ષેત્રમાં જણાય છે અને એટલા પ્રદેશમા ભયંકર નુકસાન થાય છે. બાકીના આસપાસના ભાગમાં નહિ જેવું જોર જણાય છે. એ જોરની અસર પૃથ્વીના પડની રચના પ્રમાણે જણાય છે. જ્યાં પોચી જમીન હોય છે ત્યા એ મોજાંને કે ધરતીકંપના આંચકાને અટકાવી શકાતું નથી, પણ જ્યા જમીન બહુજ કઠણ હોય છે અથવા જ્યા પર્વતો આવેલા હોય છે ત્યા એ મોજાં અટકી જાય છે અને એ પ્રમાણે ધરતીકંપના આચકા અને તેથી ઉત્પન્ન થતાં મોજાં બંધ પડી જાય છે. આવા આચકા કાંઈ થોડીકવાર ચાલે છે એવું નથી. જ્યાંસુધી ખડકોની વ્યવસ્થા અંદરના ભાગમાં ચાલુ હોય છે ત્યાંસુધી આંચકા લાગ્યેજ જાય છે અને એ સ્થિતિ કેટલાક દિવસો અને કેટલીક વખત તો મહીનાઓ સુધી અવારનવાર અનુભવાય છે.

ધરતીકંપની બીજી ગતિ ઉપરનીચેની છે. આ વખતે પૃથ્વીનું પડ ઉપર નીચે થાય છે અને તેમ થતાં પણ નુકસાન થાય છે. આવે વખતે ધરતીકંપનું જોર બધી દિશામાં ફેલાય છે.

### ધરતીકંપનું કાળપ્રમાણ:—

ધરતીકંપ લાંબા વખત સુધી ચાલતો નથી. વધારે જોરદાર ધરતીકંપ પાંચથી આઠ મિનિટ સુધી રહે છે અને નાના ધરતીકંપનો કાળ બેથી આઠ સેકંડ સુધીનો સામાન્ય રીતે હોય છે. આવે વખતે આપણને પૃથ્વીના પડની મહાન ગતિનો અનુભવ થાય છે. પૃથ્વીનું પડ આગળ પાછળ તેમજ ઉંચુ નીચું થતું અનુભવવામાં આવે છે, અને એ વખતે આપણે એક ઇંચથી તે વધારેમાં વધારે આઠ દશ ઇંચ સુધીજ આગળ પાછળ થયા હોઈ એ છીએ, તોપણ એ જોર એટલું બધું હોય છે કે જમીનમાંથી મડદાંઓ બહાર નીકળી પડે છે, માણસો હવામાં સો સો ફીટ ઉંચે ફેંકાઈ જાય છે, અને કેટલીક વખત તો દડાની માફક એક જગ્યાએથી બીજી જગ્યાએ તેઓ ઉડી પડે છે.

**ધરતીકંપની ઝડપ:—**

ધરતીકંપની ઝડપનો આધાર તેના જોર ઉપર છે. અતિશય જોરમાં થએલા ધરતીકંપથી ઉત્પન્ન થએલાં મોજાંની ગતિ એક સેંકડના હજારો ફુટની છે અને નાના ધરતીકંપની તેટલા સમયમાં માત્ર અમુક ફુટ સુધીની જ હોય છે. પણ તેટલા વખતમાંજ દુનીઆ ઉપર નવાજુની થઈ જાય છે.

**જાણવાજોગ કેટલાક ધરતીકંપો:—**

ઇ. પુ. ૪૨૫ માં યુબીઆ ટાપુ ઉપસી આવ્યો. ઇ. સ. ૧૭૫૫ માં લિસ્બનનો ભયંકર ધરતીકંપ થયો. તે વખતે ૫૦,૦૦૦, માણસો દટાઈ મુઆં, અને શહેર તારાજ થયું. કોઇમ્બારા, ઓપોર્ટો, અને બાગા શહેરોને ભયંકર નુકસાન થયુ. સેંટ યુબેસ દટણ પટણ થઇ ગયું. સ્પેનમાં માલાગાનો ઘણો ભાગ નાશ પામ્યો. મોરોકકોમા ફેઝ શહેરનો અર્ધ ભાગ નાશ પામ્યો અને ૧૨૦૦૦ માણસો મૃત્યુને વશ થયા. મદિરા ટાપુમાં ધરતીકંપની અસર થઈ હતી. આર્ચિપેલેગો સમુદ્રમા મિટિલાનિસ ટાપુમાં ૨૦૦૦ ઘરનો નાશ થયો હતો.

વળી વર્તમાન સમયમાં, વાલ્પારિઝો અને સાન્ફ્રાન્સિસ્કોમાં ઇ. સ. ૧૯૦૬ મા, જામેકામા ઇ. સ. ૧૯૦૭, અને મસિનામાં ઈ. સ, ૧૯૦૮ માં મોટા ધરતીકંપો થયા હતા. વાલ્પારિઝોમા ૫૦૦૦૦ માણસો ઘરબાર વિનાનાં થઈ પડ્યા હતા, સાન્ફ્રાન્સિસ્કો લગભગ નાશ પામ્યું હતું.

હિંદુસ્તાનમા કચ્છમાં ૨૦૦૦ ચો. મા. જમીન કેટલાક ફુટ ઊંડી જતી રહી હતી અને તેની ઉપર દરીઓ ફરી વળ્યો હતો, તેમજ લાહોર, અમૃતસર, કાગરા, મસુરી વગેરે સ્થળોએ માણસો ધરતીકંપના ભોગ થઈ પડ્યાં હતાં.

દસ વરસ પહેલાંજ અમેરિકાને કિનારે એક ટાપુ દરીઆમાં બેસી ગયો હતો અને જાપાનમાં એક મોટો ટાપુ દરીઆમાં નાશ પામ્યો હતો.

એશિઆમા જાપાનના ધરતીકંપો જાણીતા છે. ઇ. સ. ૬૮૪ માં ઓશિમા ટાપુમાં, ઇ. સ. ૬૮૫ માં આશામાટાપુમાં, ક્યુશ્યુ ટાપુમાં ઇ. સ. ૬૮૫ માં અને ૧૭૦૭ માં, ઇ. સ. ૧૬૧૨ માં ઓશિમા ટાપુમાં ધરતીકંપો થયા હતા. નિફોન ટાપુમાં ઇ. સ. ૧૮૯૧ ના ઓક્ટોબરના ધરતીકંપથી ૮૪૦૦૦ મકાનો નાશ પામ્યાં હતાં, ૧૦૦૦૦, માણસો મરી ગયાં હતાં અને ૩૦૦૦૦૦ માણસો ઘરબાર વિનાનાં થઈ પડ્યાં હતાં. ઇ. સ ૧૮૯૪માં યોકોહામામાં જ્વાળામુખી અને ધરતીકંપ સાથે થયા હતા. ઇ. સ. ૧૮૯૯ માં કામાઇશી શહેર નાશ પામ્યું. એ

વખતે ત્રણ દિવસમાં ૧૫૦ આંચકા લાગ્યા હતા, અને ૨૦૦૦૦ માણસો ભરતીના મોજામાં તણાઈ મુઆં હતાં. જાપાનમાં સરેરાશ દરરોજ ચાર આંચકા લાગે છે અને એનું કારણ જાપાનની કુદરતી રચનાજ છે. નકશામાં જોતાં માલમ પડશે કે આખું જાપાન કિનારાના પ્રદેશ સિવાય પર્વતો અને ટેકરાઓનુંજ છે, અને એ પર્વતો જ્વાળામુખી પર્વતો છે. એ રાજ્ય ત્રણ મોટા દ્વીપોનું મુખ્યત્વે કરીને છે. હોન્શીયુ, (હોન્ડુ) ક્યૂશીયુ, અને શિકોકો આ ત્રણ ટાપુઓમાં જાપાનની મુખ્ય વસ્તી છે. આ બધા ટાપુઓમાં અત્યારે પણ કુલ્લે ૫૦ જ્વાળામુખી સળગતા છે, અને પ્રસિદ્ધ ફ્યુજિયામા પર્વત પણ તેમાં એટલે હોન્ડુમાં આવેલો છે.

જાપાનના આ જ્વાળામુખી પર્વતો છુટક નથી, પણ એ તો આખા પાસિફિક મહાસાગરને કિનારે આવી રહેલી અગ્નિમુખ પર્વતોની હારના છે. હિંદુસ્તાનથી શરૂ કરીએ તો હિમાલયના પ્રદેશથી બંગાળા, આંદામાન, નિકોબાર, સુમાત્રા, જાવા, ફિલિપાઈન ટાપુઓ, જાપાનના ક્યૂશીયુ, શિકોકો, હોન્ડુ, ક્યુરાઈલ ટાપુઓ, કામસ્કાટકા, અને ઉત્તર અને દક્ષિણ અમેરિકાનો પશ્ચિમ કિનારો, વગેરે પ્રદેશોમાં જ્વાળામુખી પર્વતોની હાર આવી રહેલી છે. આ બધા પર્વતો અવારનવાર જાગી ઉઠે છે અને એવા સતત કુદરતના કોપ હેઠળ પણ જાપાનનું રાજ્ય આબાદ થતું આવ્યું છે. જાપાનનો દ્વીપસમૂહ પાસિફિક મહાસાગરમાં કમાનના આકારમાં આવેલો છે અને એ આકારનું કારણ પણ અંદરનું બળ છે એમ મનાય છે. સને ૧૯૨૩ માં જાપાનના ધરતીકંપથી ટોકીઓ અને યોકોહામા એ શહેરો નાશ પામ્યાં હતાં. સામાન્ય રીતે જ્યારે જ્યારે આવા આવા ભયંકર ધરતીકંપો થાય છે ત્યારે વિચિત્ર વાતાવરણ, અસાધારણ ઉકળાટ, અને એવાં બીજાં ચિન્હો થાય છે. પણ આ વખતે એવું કાંઈ અનુભવવામાં આવ્યું ન હતું. એકાએક બપોરના અસાધારણ ગરમી લાગવા માંડી અને વિચિત્ર વાયુ અનુભવવામાં આવ્યો અને તેની સાથેજ વિનાશક ધરતીકંપ શરૂ થયો હતો.

દરીઆનાં મોજાંને લીધે યોકોહામા તેમજ ટોકીઓના ડક્કા તૂટી ગયા હતા. પવન અને અગ્નિથી તાર, રેલ્વે, વગેરે વ્યવહારનાં સાધનોનો નાશ થયો હતો, અને જાપાનના વેપારી તેમજ લશ્કરી નૌકાને ઘણું નુકસાન થઈ ગયું હતું. ધરતીકંપની અસર ૨૦૦૦૦ ચો. મા. માં જણાઈ હતી, અને એકંદર ૫૦,૦૦,૦૦૦ વસ્તીને ધરતીકંપથી ઓછું વધતું નુકસાન થયું હતું.

## બિહારના ધરતીકંપ—

ધરતીકંપનાં કારણો સામાન્ય રીતે ઉપર મુજબ મનાય છે, પણ ધરતીકંપ ક્યારે થશે તે હજુ હાલનું વિજ્ઞાન ભાખી શકતું નથી. ધરતીકંપની દિશા તથા બળ યંત્રની મદદથી જાણી શકાય છે પણ કયે સ્થળે કયે કાળે ધરતીકંપ થશે તે હજુ વિજ્ઞાન જણાવી શકતું નથી. અણધાર્યું મહાન સંકટ બિહારને માથે જાન્યુઆરિની ૧૫ મી તારીખે આવી પડયું.

ધરતીકંપના આંચકાઓ બિહારમાં શરૂ થયા અને આંચકાની સાથે બિહારમાં મોંગીર, પટના, જમાલપુરના આલીશાન મકાનો તેમજ ગરીબ લોકોના ઝુંપડા ગંજીફાંનાં પત્તાંના બંગલાની માફક ખરી પડવા લાગ્યાં. જમીનની અંદર મોટી મોટી ફાટો પડી અને ફાટોમાંથી પાણીના તેમજ કાદવના ફુવારા ઊડવા માંડયા. પડેલા મકાનોમાં દટાઈ ગએલાં માણસોની કારમી ચીસો સંભળાવા લાગી. જમીનનું તળ ઉથલ પાથલ થઈ ગયું. શેરડીનાં કારખાનાં જમીનદોસ્ત થયા, પાકની પુરેપુરી પાયમાલી થઈ અને લીલાં ખેતરો હતા ત્યાં કાદવ અને ધૂળ ચડી ગયાં. કોઈ જગાએ પાંચ ફૂટ જાડો ધૂળનો થર પથરાઈ ગયો. શેરડીના પાકને ઉગાડનારા ગર્દમાં મળી ગયા. પાકનો ધણી કોઈ રહ્યો નહિ. એકે એક ઘર પટના, મોંગીરમાં જમીનદોસ્ત થયું. નદીઓમાં વહેણ ઉલટા અથવા બીજી દિશામાં વહેવા લાગ્યાં, ગંગાજી પાંચેક મિનિટ પાતાળમાં પધાર્યાં પણ પાછાં ઉપર આવ્યાં, જમીનનો ઢોળાવ ફરી ગયો, અને હવે શું થશે તેનો વિચાર ચાલે ત્યાં તો ફરીથી આચકા શરૂ થયા, અને વળી જાણે કુદરતી કોપમાં કંઈક ઉણપ રહી ગઈ હોય તેમ ટાઢનું અસાધારણ જોર જણાવા લાગ્યું. લોકો બિચારા કંતાનના ઝુંપડામાં રહી રાતદિવસ દુઃખમાં ગાળી પડી રહ્યા હતા ત્યાં તો હેલીબંધ વરસાદ વરસવા લાગ્યો. ધરતીકંપની અસર ૨૦૦૦૦ ચો. મા. માં જણાઈ હતી. અત્યારે બિહારમાં જ્યા લીલોતરી હતી તે જગાએ બીજું સહરા નહોય તેવો દેખાવ થઇ રહ્યો છે. બિહારને અત્યારે જાનમાલનું પારાવાર નુકસાન થયું છે. આપત્તિમાં આવી પડેલા બિહારને મદદ કરવા આખો હિંદુસ્તાન પગભર થઈ ગયો છે. આપત્તિના સમયમાં મનુષ્ય સ્વાર્થ તજી એકતા દાખવે તેવી રીતે પરદેશથી દિલસોજીના સંદેશા મળ્યા છે. નાણાની મદદ મળ્યે જાય છે. પણ બિહારની પુનઃરચના થતાં, બિહારના માણસોની ખોટ પુરી પડતાં ઘણો લાંબો કાળ જશે. ધરતીકંપથી પડોશના નેપાળને પણ ભારે નુકશાન થયું છે. ખટમંડુ શહેર લગભગ તારાજ થયું છે અને

મહારાજાનો મહેલ અસ્તવ્યસ્ત થઈ ગયો છે. ઇ. સ. ૧૯૦૫ માં કાંગડાની ખીણમાં ધરતીકંપના પરિણામે ૨૦૦૦૦ માણસો મરણ પામ્યાં હતાં પણ બિહારમાં તો મરેલાની સંખ્યા હજુ ચોક્કસ જણાય ત્યારે ખરી.

**પરમાનંદ દી. વ્યાસ.**

## ગુજરાતનું સ્થાપત્ય.+

આજના ભાષણનો વિષય "ગુજરાતનું સ્થાપત્ય" છે, પણ હું આજે સ્થાપત્ય અને શિલ્પ એ બે વિષયો ઉપર વિવેચન કરીશ. કોઈપણ દેશનું સ્થાપત્ય નિહાળવું એટલે તે દેશની સંસ્કૃતિ તપાસવી એ બરાબર છે; કારણકે લોકજીવનના મૂર્ત વિચારો સ્થાપત્યમાં જણાઈ આવે છે. આથી આ વિષય ઘણો મહત્વનો છે એ નિઃસંશય વાત છે. જેમ કોઈપણ માણસને પોતાનું વતન હોય તેના ઇતિહાસ, ધર્મ વગેરેનું જ્ઞાન જરૂરનું છે તેવી રીતે તેના શિલ્પ કે સ્થાપત્યનો ઉકેલ એ પણ જરૂરનો છે. એમાં દેશસેવા પણ સમાએલી છે, કારણકે સ્થાપત્ય ઉપરથી તે દેશની કળાઓ કોતરકામ, રંગકામ, ભાવના વગેરે જણાઈ આવે છે અને લોકજીવનનો આપણને ખ્યાલ આવે છે. દેશનો ભૂતકાળ કેવો ઉજ્જ્વલ હતો, કે પ્રાચીન સ્થિતિ કેવી હતી તે જણાઈ આવે છે. વર્તમાનનો પાયો ભૂત ઉપર રચાય છે એ નિયમના આધારે આપણે સ્થાપત્યના જ્ઞાનથી ઘણું જાણવાનું હોય છે. તે જાણી લઈએ છીએ, તેમાંથી શીખવાનું હોય છે તે શીખી લઈએ છીએ અને ભવિષ્યની પાકી ઇમારતો પણ ચણી શકીએ છીએ.

ગુજરાતમા, સૌરાષ્ટ્રનો પણ સમાવેશ થઈ જાય છે. ગુજરાતની પ્રાચીન હદ એટલી મોટી હતી; એટલે જ્યારે આપણે ગુજરાતના સ્થાપત્ય વિષે વાત કરીએ ત્યારે એ બધા પ્રદેશના સ્થાપત્યનો વિચાર કરવાનો છે. આપણા ગુજરાતમા પ્રાચીન સ્થાપત્ય અશોકના શિલાલેખોમાં છે. આ લેખોના બોધથી સામાન્ય શિક્ષિત સમાજ વાકેફ છે. જુનાં સંસ્મરણો રૂપે આ લેખો અતિ અગત્યના છે. જુનાગઢ પાસે દામોદર કુંડ છે તે રુદ્રદામનના સમયનો છે. બીજો નમુનો ભાવનગર પાસે તળાજાની ગુફાઓનો છે. આ ગુફાઓ બૌદ્ધ સમયમાં વલ્લભીપુર બુદ્ધધર્મનું કેન્દ્ર સ્થાન હતું એ જણાવે છે. તે વખતના વલ્લભીપુરની તુલના નલંદા સાથે થઈ શકે તેમ છે, કારણકે તે

+ રા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈએ પ્રે. સ. ટ્રે. કોલેજમાં આપેલા ભાષણનો સાર

સમયમાં વલભીપુરમાં બુદ્ધ ધર્મની મોટી મોટી પાઠશાળાઓ હતી તેમજ વિદ્યાપીઠો પણ હતી, એટલે આ સ્થળ જાણવા લાયક હશે; અત્યારે તેનાં અવશેષો માત્ર રહ્યાં છે. અત્યારે તો ભાવનગર પાસે મહાદેવનું મંદિર છે. તે ગુપ્ત સમયનું છે. એવું કહેવાય છે કે ત્યાં નરસિંહ મહેતાને ભગવાનનાં દર્શન થયાં હતાં. આ સમય પછીથી ૫૦૦–૬૦૦ વરસ સુધીનું બાંધકામ થએલું જણાતું નથી.

મોઢેરામાં સૂર્યમંદિર છે તે ઇ. સ. ૧૨૦૦–૧૩૦૦ ની સાલનું છે. આ મંદિર ગુજરાતના શિલ્પનો ઉત્તમ નમુનો છે. મંદિરમાંની કોતરણી, તેના દરવાજા, સ્તંભો અને અંદરની મૂર્તિઓ, એ ઉતમ પ્રકારની શિલ્પ કૃતિઓ છે, અને તે આબુ ઉપરનાં દેલવાડાનાં જૈન મંદિરોની કૃતિઓ કરતાં વધારે સારી છે. આ મંદિરમાંથી અત્યારે સૂર્યની મૂર્તિ ચોરાઈ ગઈ છે. મંદિરની કૃતિઓ જોતાં તે અત્યારે પણ આખા હિંદુસ્તાનમાં પહેલે નંબરે આવે તેમ છે. તેમાં ગુજરાતનાં બુદ્ધિબળ અને ભક્તિભાવ જણાઈ આવે છે. અત્યારે આ મંદિર ભાગીતૂટી હાલતમાં ખંડિએર છે.

સૂર્યની મૂર્તિ તો જાણે કે એક પ્રતાપી વીર ઉભો છે તેવી છે. મૂર્તિના રથને સાત ઘોડા છે, અને વીર યોદ્ધો જેમ બખ્તર ધારણ કરી આગળ ધપતો હોય તેમ મૂર્તિને પણ સોનાનું બખ્તર પહેરાવેલું છે. સૂર્યનાં સાત કિરણને સાત ઘોડાનું રૂપ આપ્યું જણાય છે. મૂર્તિના પગમાં ઢીંચણ સુધી આખા જોડા પહેરાવેલા છે. આવી રીતના જોડા આપણા દેશમાં પુરાણ સમય નહોતા, એટલે એમ અનુમાન થાય છે કે આ મૂર્તિની કૃતિ ઇરાનથી આવેલી હશે. મંદિરના પૂજા કરનારા ઇરાની બ્રાહ્મણો હશે. પછી મંગ બ્રાહ્મણો તેની પૂજા કરતા હશે. હાલમાં તેના વંશજો તરગાળા છે. અત્યારે તરગાળા નૃત્ય, અભિનય અને વાકચાતુર્યમાં આગળ પડતા છે એ વાત સુવિદિત છે. અસલના વખતમાં મંદિરોમાં નાટકો ભજવાતાં અને એ નાટકો તેઓ ભજવતા.

આપણા દેશમાં શક્તિના પૂજકો વીર કહેવાતા. મંદિરમાં સૂર્યની મૂર્તિ પ્રતાપી વીર તરીકે કોતરી કાઢી છે તેથી એ વખતે ગુજરાતની પ્રજા એક વીર પ્રજા હશે એમ માનવાને સબળ કારણ છે. ચિત્રમાં પણ મલ લોકોને હાથી ઉચકેલા ચીતરવામાં આવ્યા છે. ત્યાંના મોઢ બ્રાહ્મણોમાં મલ હતા. આ મલ લોકો લડાઈમાં બહુ ઉપયોગી હતા. પ્રાચીન પ્રથા એવી હતી કે એક રાજા બીજા રાજા ઉપર ચડાઈ કરે ત્યારે ચડાઈનું પરિણામ આ મલ લોકોના સામસામા દ્વંદ્વ યુદ્ધના પરિણામ ઉપર આવતું.

મલની સામે મલ લડતો. જે રાજાનો મલ જીતે તે રાજા જીત્યો ગણાતો. આ એક જાતની નીતિની લડાઈ હતી. રથની સાથે રથ, પાળાની સામે પાળા, હાથીની સામે હાથી, મલની સામે મલ, એમ યુદ્ધ પ્રણાલિકા હતી. અણહિલવાડના રાજાને સાં મલ હતા. જ્યારે ગુજરાતમાં વાઘેલા વંશ પડ્યો ત્યારે આ મલ લોકોને પ્રોત્સાહન નહિ મળવાથી તેઓ દક્ષિણમાં ગયા. દક્ષિણમાં કેટલાક સ્વતંત્ર રાજ્યો હતાં. મહેસુરનું બળવાન રાજ્ય હતું. મલ લોકો વિજયનગરમાં ગયા અને ત્યાંથી તેઓ (જે જેઠીમલો કહેવાતા) તાજોરમાં ગયા. આમ દેશ છોડી તેઓને છેક દક્ષિણમાં જઈ આશરો લેવો પડ્યો. ગુજરાતમાં ખંડેરાવ ગાયકવાડના વખતમાં પાછા તેઓ ગુજરાતમાં આવ્યા, કારણકે તેમને ગાયકવાડ તરફથી સારૂં પ્રોત્સાહન મળવા લાગ્યું. વડોદરામા અત્યારે પણ જેઠીમલો છે. આ મલ લોકો મૂળ મોઢેરાના વતની હતા.

પણ જમાનાની સાથે પ્રજામાંથી વીરત્વ જતું રહ્યું. ગુજરાતની પ્રજા બાયલા ગુણવાળા દેવોની પૂજા કરવા લાગી અને પરિણામે પ્રજા બાયલી બની ગઈ. મંદિરમા મેનકા અને વિશ્વામિત્રની મૂર્તિઓ કોતરેલી છે. એ મૂર્તિઓ ભાવમય છે. કાવ્યોના રસ શિલ્પીઓએ મૂર્તિઓમાં ઉતાર્યા હતા. આ મૂર્તિઓમા શૃંગાર રસ પ્રધાનપણે છે. વળી આપણી ચિત્રકળા હતી તેમાં ખાસ રેખાની કૃતિ અદ્ભુત હતી. પાશ્ચાત્ય આધુનિક ચિત્રકૃતિમાં છાયાતેજનું પ્રમાણ જાળવવામાં આવે છે. નૈસર્ગિક છાપ દેખાવ માટે હાલની ચિત્રયોજના છે. ચિત્રકામમાં યથાદર્શનનો સિદ્ધાંત હાલ સ્વીકારવામાં આવ્યો છે, પણ આપણી ચિત્રાકૃતિઓમાં બાહ્ય રેખાને પ્રધાન ગણવામાં આવી હતી. બાહ્ય રેખાની આકૃતિ અદ્ભુત છાપ પાડે છે. માત્ર લીટીઓની વક્રતાથીજ ભાવદર્શન કરાવવામાં આવતું. એ વખતના શિલ્પીઓની એક મૂર્તિમા સતી કોઈ રાજાને પગે પડે છે એવો ભાવ માત્ર રેખાકૃતિથી જણાવવામા આવ્યો છે. પગે પડતી વખતે શરીરના અવયવ અભિનયરેખાથીજ દર્શાવ્યા છે. બીજી કેટલીક મૂર્તિઓ છે તે અપ્સરાઓની છે. અપ્સરાઓને નૃત્ય કરતી જણાવી છે અને તેમાં નૃત્યકળાનો ખ્યાલ આપ્યો છે. આવી રીતે રેખાદ્વારા જુદા જુદા ભાવ દર્શાવવાનો ઉદ્દેશ હતો. એમ જે વિન્યાસ હતો તે ઉત્તમ પ્રકારનો હતો.

આ સ્થળે મારે એક બીજી વાત કહેવી જરૂરની છે. જગન્નાથ જતાં ભુવનેશ્વરનાં રાજરાણીનાં મંદિરમાં સુંદર કૃતિઓ માલમ પડે છે. ઇ. સ. ૭૦૦ ની પહેલાંના સમયમાં હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મ પ્રબળ થયો હતો.

પણ પાછો બ્રાહ્મણધર્મ તે અરસામાં જાગ્રત થયો તે વખતે બૌદ્ધો કાશીમાં ભરાઈ ગયા હતા. સારનાથ, સાંચી અને ભુવનેશ્વરમાં હિંદુસ્તાનની શિલ્પકૃતિના ઉત્તમ નમુના છે. ભુવનેશ્વરની મૂર્તિ ઇ. સ. ૭૦૦ ના સમયમાં કોતરાઈ હશે એમ લાગે છે. મૂર્તિ ૪ ફુટ ઉંચી છે. આ અરસામાં ત્યાં ગંગા રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓએ બ્રાહ્મણ ધર્મને ઉત્તેજન આપ્યું અને હિંદુ દેવો ફરીથી અસ્તિત્વમાં આવ્યા. તે રાજાઓએ શૈવ અને વૈષ્ણવ ધર્મના દેવોની મૂર્તિઓ સ્થાપી. બૌદ્ધ ધર્મ સામે ઐક્યબળ વિના ફાવી શકાય તેમ નહોતું એટલે શૈવ અને વૈષ્ણવ ધર્મનું ઐક્ય બતાવવા તેઓએ હરિહરનું મંદિર બંધાવ્યું. પાર્વતીની મૂર્તિની કેડે રૂપાની ઘંટડીવાળો કંદોરો કોતર્યો છે. શરીર ઉપરના અલંકારનું કોતરકામ ઘણી ઝીણવટથી કરેલું છે. માથે સુંદર કોતરણીવાળો મુકટ પહેરાવેલો છે. મોં ઉપર ગાંભીર્યની છાપ છવાઈ રહી છે અને આખીએ મૂર્તિ જાણે નૃત્યની તૈયારી કરતી હોય તેમ જણાય છે. નૃત્ય કરતી વખતે હાવભાવથી શરીરના અભિનય ઉત્પન્ન થતા હોય તે બધા જણાવેલા છે. આખુંએ નૃત્યશાસ્ત્ર એ મૂર્તિમાં ઉતરી આવ્યું હોય તેવી શિલ્પકળા તેમાં જણાઈ આવે છે. આ અદ્ભુત કૃતિની તોલે મોઢેરાના મંદિરની કૃતિ આવે છે. મૂર્તિના મો ઉપર લાવણ્ય-નાક પાતળું, હોઠ પાતળા-અનુપમ છે. આ મૂર્તિઓ દેલવાડાની કૃતિ કરતાં ચઢી જાય તેમ છે. ભુવનેશ્વરના પાર્વતીજી પાસેથી ખસી શકાય જ નહિ. આ મૂર્તિઓની કૃતિમાં તે સમયના લોકોના શરીરની આકૃતિનો ખ્યાલ આવી શકે છે.

દેલવાડાનાં મંદિરોની તેમજ અમદાવાદની મસીદોની શિલ્પકળાથી સૌ પરિચિત છે. મસીદોની જાળીઓ જગમશહુર છે. જાળીઓમાંથી જે અજવાળું આવે તે ગળાઈ ગળાઈને આવે અને રચના એકંદર મનોરમ્ય અને સંપૂર્ણ હોવી જોઈએ એ નિયમોને અનુસરી અમદાવાદની મસીદોની જાળીઓ કોતરાએલી છે. જાળીઓમાં ભૂમિતિ નકશી હોય તેવી કોતરણી છે.

આપણા દેશની બીજી કળાઓ જેમ પરદેશ જતી રહી અથવા નષ્ટ પામી તેમ શિલ્પકળા પણ દેશમાંથી નષ્ટ પામી.

## પાઠમાં રસ

પુ. ૬૨ ના પૃષ્ઠ ૩૮૯ થી ચાલુ

(૬) શિવાજી—મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજી મહારાજનો ઇતિહાસ શીખવતી વખતે તેમના જીવનના અદ્ભુત પ્રસંગો અને તેમની સાથે

સંબંધ ધરાવતી મહાન વ્યકિતઓ સંબંધી રસિક હકીકત રજુ કરીને પાઠમાં રસ જમાવી શકાશે.

ઔરંગઝેબ જેવા સમર્થ મોગલ પાદશાહના સમયમાં મરેઠી રાજ્યની સ્થાપના કરી તેને સુવ્યવસ્થિત અને આબાદ કરનાર શિવાજી મહારાજનો પ્રતાપ કંઈ જેવો તેવો ન હતો. મોગલ શહેનશાહ ઔરંગઝેબ અને બિજાપુરના સુલતાનની શિવાજીને મ્હાત કરવાની અનેક યુકિતઓને પહોંચી વળનાર અને તેને ધૂળમાં મેળવી દેનાર તે મહાન વ્યક્તિની બાહોશી અદ્વિતીય હતી. દક્ષિણમાં સિદ્ધપુરુષ તરીકે પ્રસિદ્ધ થએલા સમર્થ રામદાસ સ્વામી શિવાજીના ગુરુ હતા. ધર્મનો અને દેશનો ઉદ્ધાર કરવાનો મહામંત્ર શિવાજીના હૃદયમા ઠસાવનાર તે મહાપુરુષ હતા. રામદાસ સ્વામીનું અદ્ભુત જીવનચરિત્ર નીચે પ્રમાણે છેઃ—

રામદાસ સ્વામીનો જન્મ મહારાષ્ટ્રના એક નાના ગામમાં ઇ. સ. ૧૬૦૮ ના એપ્રિલ માસમાં થયો. તેમનું બાળપણનું નામ નારાયણ હતું. તેમના પિતાનું નામ સૂર્યાજીપંત અને માતાનું નામ રાણુબાઈ હતું આ પતિપત્નિ પ્રભુનાં પરમ ભક્ત હતાં. તેમનું જીવન અતિ પવિત્ર હતું. મહારાષ્ટ્રના પ્રખ્યાત યોગી એકનાથ સ્વામીનાં દર્શન કરવાને આ પવિત્ર જોડું પ્રતિવર્ષે જતું. એક વખત પોતાના બાળકપુત્ર નારાયણને સાથે લઈને આ દંપતિ સ્વામીનાં દર્શન કરવા ગયાં. સ્વામી એકનાથે નારાયણને પોતાના ખોળામા લઈ અતિ પ્રેમથી રમાડીને કહ્યું કે આ બાળક ભવિષ્યમાં એક પ્રતાપી રાજાની મારફતે હિંદુ ધર્મનો અને દેશનો ઉદ્ધાર કરશે. મહાપ્રતાપી એકનાથ સ્વામીની આ ભવિષ્ય વાણી સાંભળી નારાયણનાં ધર્માનુરાગી માતાપિતાને અતુલ આનંદ થયો.

નારાયણ નાનપણથીજ સાધુવૃત્તિના હતા. એક વખત તેમણે તેમના મોટાભાઈ પાસે મંત્રોપદેશની યાચના કરી. 'ભાઈ તું હજુ બાળક છે,' એમ કહી મોટાભાઈએ તેમને મંત્રદિક્ષા આપી નહિ. આથી નારાયણ નિરાશ થયા. તે ઘરનો ત્યાગ કરીને ચાલ્યા ગયા, અને ગોદાવરીને તીરે એક મંદિરમાં રહીને તેમણે એકનિષ્ઠાથી પ્રભુસ્મરણ કરવા માંડ્યું. તેમની અનન્ય ભક્તિથી પ્રભુ પ્રસન્ન થયા. નારાયણના અંતરમાં અવાજ થયો, કે દેશભરમાં હિંદુધર્મની દુર્દશા થવા લાગી છે, માટે વૈરાગ્યવૃત્તિથી જ્ઞાન પ્રાપ્ત કરી ધર્મોન્નતિ કરવામા જીવન વ્યતીત કર. નારાયણ પણ પોતાનું કર્તવ્ય સમજી ગયા. તે ઘેર આવ્યા અને પ્રભુની આજ્ઞા પ્રમાણે તેમણે વૈરાગ્યવૃત્તિથી જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ આરંભ્યો. આ સમયે કુટુંબમાં તેમના

લગ્ન સંબંધી વાતો થવા લાગી. સાધુવૃત્તિવાળા નારાયણે પોતાના મન સાથે લગ્ન નહિ કરવાનો દૃઢ નિશ્ચય કરી દીધો હતો. એક દિવસ તેમણે પોતાના મોટાભાઈને દૃઢતાથી જણાવી દીધું કે જો લગ્નની વાત કરશો, તો હું ગમે ત્યાં ચાલ્યો જઈશ.

મોટાભાઈએ નારાયણનો નિશ્ચય માતુશ્રીને જણાવ્યો. આથી માતાને બહુ દુઃખ થયું. તેમણે નારાયણને અનેક વખત આંસુ સારી સારીને તેમનો લગ્ન નહિ કરવાનો નિશ્ચય ફેરવવા સમજાવ્યા, પણ તે એકના બે ન થયા. એક દિવસ માતાએ નારાયણને અતિશય વહાલથી પૂછ્યું, કે બેટા તું મારી આજ્ઞા માનીશ કે નહિ ? નારાયણે જવાબ દીધો કે માતાજી તમારી આજ્ઞા મને પ્રભુની આજ્ઞા જેટલીજ માન્ય છે. તમે જે આજ્ઞા કરશો તે હું અવશ્ય પાળીશ. માતાએ આજ્ઞા કરી કે તારા લગ્નનું મુહૂર્ત નક્કી કર્યું છે, માટે અંતર્પટ થતાં સુધી તારે લગ્નની ના કહેવી નહિ. નારાયણે કહ્યું કે માતાજી આપના શબ્દાનુસાર હું જરૂર વર્તીશ. માએ માની લીધું હતું કે અંતર્પટ સમયે સામે બેઠેલી સુંદર કન્યા જોઈ નારાયણની વૈરાગ્યવૃત્તિ નાસી જશે.

લગ્નનો દિવસ આવી પહોંચ્યો. નારાયણ લગ્નમંડપમાં બેઠા. અંતર્પટ ધરવામાં આવ્યું. સામે કન્યાને પધરાવવામાં આવી. લગ્નવિધિ કરાવનાર આચાર્યે મંગળાષ્ટક બોલી સાવધાનના પોકાર કરવા માંડયા. તે સમયે નારાયણ સાવધાન થઈ ગયા. અંતર્પટની પેલી તરફ સામે બેઠેલી કન્યાથી તેમનું મન જરા પણ લોભાયું નહિ. તેમણે તરતજ લગ્નમંડપમાંથી ઊઠીને ચાલવા માંડયું. કોઈને કંઈ સમજણ ન પડી. કેટલાક તેમની પાછળ દોડયા, પણ તે તો ઉતાવળે પગલે અદૃશ્ય થઈ ગયા. માતાની ધારણા ખોટી પડી. અંતર્પટ સુધી લગ્નની ના નહિ પાડવાની માતુશ્રીની આજ્ઞા પાળીને નારાયણ ચાલ્યા ગયા. વરપક્ષ અને કન્યાપક્ષ બન્ને નિરાશ થયા. કન્યા અન્ય પુરુષને પરણાવી. નારાયણનાં માતુશ્રીને બહુ દુઃખ થયું.

લગ્નસમારંભના રંગમાં ભંગ પાડીને ચાલી નીકળેલા નારાયણ ગોદાવરીતટે પંચવટી પાસે ટાંકળી ગામમાં આવી પહોંચ્યા. ત્યાં રહી તેમણે ભારે તપ કર્યું. દિવસે નદીના જળમાં કેડપુર પાણીમાં ઉભા રહી તે શ્રી રામચંદ્રજીના નામનો જાપ જપતા, અને રાત્રિએ વિશ્રાન્તિ લેતા. આ પ્રમાણે બાર વરસ સુધી તેમણે કઠણ તપ કર્યું. તેમનું કમર સુધીનું શરીર ધોળું પુણી જેવું અને બહેરૂં ઠુંઠ થઈ ગયું. આવી કઠણ તપશ્ચર્યાના

ફળરૂપે તેમને શ્રી રામચંદ્રજીનો અનુગ્રહ થયો, અને આજ્ઞા થઈ, કે જાઓ દેશમાં ફરીને ધર્મોદ્ધાર કરો.

પ્રભુની આજ્ઞાને અનુસરીને શ્રી રામદાસ સ્વામીએ દેશમાં થતી ધર્મની અધોગતિ અટકાવવાનો નિશ્ચય કર્યો. તે હિંદુસ્તાનના પ્રવાસે નીકળી પડયા, તેમણે હિંદનાં તમામ પવિત્ર તીર્થસ્થળોની યાત્રા પગે ચાલીને કરી. પોતાના પ્રવાસ દરમિઆન તેમણે આખા હિંદમાં ધર્મની ઉચ્ચ ભાવના ફેલાવી અનેક શિષ્યો બનાવ્યા. વળી દેશભરમાં જુદે જુદે સ્થળે અનેક મઠો સ્થાપ્યા. દરેક મઠના અધિપતિ તરીકે તેમણે પોતાના એક શિષ્યને મૂકયો. આ રીતે તેમણે બાર વરસ સુધી પ્રવાસ કરી ઉત્તરે બદરીકેદારથી દક્ષિણે રામેશ્વર સુધી અને પૂર્વે જગન્નાથપુરીથી પશ્ચિમે દ્વારકા સુધી ૧૧૦૦ મઠોની સ્થાપના કરી. આ પ્રમાણે અતિશય શ્રમ વેઠીને ધર્મોદ્ધાર માટે ઉત્તમ વ્યવસ્થા કરી શ્રી રામદાસ સ્વામી મહારાષ્ટ્રમાં આવ્યા.

લગ્નમંડપમાંથી નાસી ગયા પછી ચોવીસ વરસનાં વહાણાં વહી ગયાં હતાં. પુત્રના વિયોગથી માતાએ રડી રડીને આંખો ખોઈ હતી. માતુશ્રીના અંધાપાના સમાચાર સાંભળી રામદાસ સ્વામીને અતિશય દુઃખ થયું. પોતાના વિયોગથી અંધ બનેલા માતુશ્રીનાં ચરણકમળમાં માથું મૂકી તેમની ક્ષમા માગવા માટે તે પોતાના ગામમાં આવ્યા. ઘરના દ્વાર બહાર ઉભા રહી તેમણે 'જય જય શ્રી રઘુવીર સમર્થ'નો પોકાર કર્યો. ઘરમાંથી માતાએ પુત્રવધુને બારણે આવેલા સાધુને ભિક્ષા આપવા આજ્ઞા કરી. માતુશ્રીના શબ્દો સાંભળી રામદાસ સ્વામી ગદગદ કંઠે બોલ્યા, માજી આ સાધુ આપનો અપરાધી છે. તે આપનાં પવિત્ર ચરણમાં માથું મૂકી ક્ષમાયાચના માટે આવ્યો છે. કોણ મારો નારાયણ ! બેટા તું આવ્યો ! એમ કહી હર્ષઘેલાં અંધ માતુશ્રી અતિ ત્વરાથી પડતાં આખડતાં આંસુભરી આંખે બહાર આવ્યાં. સ્વામીએ માતુશ્રીના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. માતાએ પુત્રને માથે હાથ મૂકયો. સ્વામીશ્રીની આંખોમાંથી અવિરત અશ્રુપ્રવાહ ચાલ્યો જતો હતો. જન્મદાતા જનનીની દુર્દશા જોઈ તેમનું હૃદય ચિરાઈ જતું હતું. માતૃભક્ત પુત્રે શ્રી રઘુવીરની પ્રાર્થના કરી અંધ માતાની આંખો ઉપર હાથ ફેરવ્યો. મહાન તપસ્વી શ્રી સમર્થ રામદાસ સ્વામીને શ્રી રઘુવીર પ્રસન્ન હતા. તેમના પ્રતાપથી માજીનાં નેત્રો ઉઘડી ગયાં. તેમનો અંધાપો દૂર થયો. પુત્રને નજરે નિહાળી માતા અતિ પ્રસન્ન થયાં. તે સાનંદાશ્ચર્યથી બોલ્યાં ' બેટા ! તેં કોઈ ભૂત કે પ્રેતની સાધના કરી છે કે શું ? પુત્રે જવાબ આપ્યો, કે માજી, મારૂં ભૂત કે

પ્રેત તો બીજું કોઈ નહિ પણ દયાળુ પ્રભુ શ્રી રામ છે. તે સર્વશક્તિમાન પ્રભુનો પ્રતાપ મોટો છે.

થોડા દિવસ પછી રામદાસ સ્વામી પોતાનાં માતુશ્રી અને મોટાભાઈની રજા લઈને વિદાય થયા. ત્યાંથી નીકળી તેમણે ગોદાવરીની પ્રદક્ષિણા કરી. પછી તેમણે જ્યાં બાર વરસ તપ કર્યું હતું તે ટાંકળી ગામમાં આવ્યા. પછી તે ચાકળ ગામમાં મઠ સ્થાપી ત્યાં રહ્યા. આ મહાપુરુષ તે ગામમાં પોતાના મઠમાં રહીને હિંદુસ્તાનમાં તેમના સ્થાપેલા તમામ મઠની વ્યવસ્થા બહુ સારી રીતે કરતા. અમુક અમુક મઠના મહંતો ઠરાવેલી મુદતે સ્વામીજી પાસે જાતે હાજર થતા, અને તેમના મઠની તમામ સ્થિતિ જણાવીને ગુરુજી પાસેથી અગત્યની સૂચનાઓ લઈ વિદાય થતા. તે સિવાય જરૂરી પ્રસંગે ખેપીઆ મારફતે આ સેંકડો મઠોના મહંતો સાથે પત્રવ્યવહાર પણ ચાલતો. આટલા બધા મઠો ઉપર તેમની દેખરેખ આશ્ચર્યચકિત કરી નાખે એવી હતી. વળી મઠોના નિયમોનું પાલન કરાવવામાં સ્વામીજી એક સેનાધિપતિ જેવા કડક હતા. આ મઠોમાં શિષ્યોને જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળીને લોકસેવા કરી દુઃખી મનુષ્યોનાં દુઃખ દૂર કરવાની, તથા ધર્મની રક્ષાને માટે પ્રાણ પણ કુરબાન કરવાની તાલીમ આપવામાં આવતી.

હવે એકનાથ સ્વામીનું ભવિષ્યકથન ખરું પડવાનો સમય આવી પહોંચ્યો હતો. શિવાજી મહારાજે મરેઠી રાજ્યની સ્થાપના કરી હતી, અને તેમની સત્તા મહારાષ્ટ્રમાં વધતી જતી હતી. તેમણે રાયગઢનો કિલ્લો સર કર્યો હતો, અને પુનાથી નાશિક સુધી મરેઠી રાજ્યની સત્તા જમાવી હતી. એક વખત શિવાજી મહારાજ રાયગઢથી મહાડ ગયા. ત્યાં હરિકથાના પ્રસંગમાં તેમણે સદ્દગુરુના માહાત્મ્યનું આખ્યાન સાંભળ્યું. સદ્દગુરુ વિના સત્યમાર્ગ દર્શાવનાર બીજું કોઈ નથી, માટે જિજ્ઞાસુએ સદ્દગુરુની શોધ કરવી. આ ઉપદેશથી શિવાજી મહારાજના મન ઉપર બહુ અસર થઈ. તે દિવસથી તેમણે સદ્દગુરુની શોધ કરવા માંડી. તેમણે સમર્થ રામદાસ સ્વામીની કીર્તિ સાંભળી તેમને પોતાના ગુરુ કરવાનો નિશ્ચય કર્યો. એ વખતે સ્વામીજી તેમના સ્થાપેલા મઠોની મુલાકાત લેવા માટે નીકળી પડ્યા હતા. તેમની શોધ માટે શિવાજીએ ચોતરફ અનુચરો મોકલ્યા. તેમની ભાળ મળી. અનુચરોએ જણાવ્યું કે પ્રભુ ! શિવાજી મહારાજ આપનાં દર્શન માટે અતિશય તલસે છે. સ્વામીજી શિવાજીના હૃદયનો ભાવ જાણીને અતિ પ્રસન્ન થયા. તેમણે અનુચર સાથે એક પત્ર લખીને મોકલ્યો. તેમાં

ગૌબ્રાહ્મણ અને ધર્મનું રક્ષણ કરવાનું સૂચન કરી રાજાની ફરજો શી છે, તે બહુ સારી રીતે સમજાવ્યું હતું.

સ્વામીજીનો પત્ર વાંચી શિવાજીને તેમનાં દર્શનની બમણી તાલાવેલી લાગી. સઘળાં કામકાજ પડતાં મૂકીને તે સ્વામીજીના દર્શનાર્થે નીકળી પડ્યા. થોડા દિવસમાં જ્યાં રામદાસ સ્વામીનો મુકામ હતો ત્યાં આવી પહોંચ્યા. શિવાજીને તે દિવ્ય યોગીનાં દર્શન થયાં. સ્વામીજીના ચરણમાં માથું મૂકી શિવાજીએ તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. સદ્‌ગુરુની પ્રાપ્તિ માટે તલસતા શિવાજીના મસ્તક ઉપર સ્વામીજીએ હાથ મૂકી આશીર્વાદ આપ્યો. પછી ગુરુજીએ શિષ્યને ગુરુમંત્ર આપ્યો. આ રીતે શ્રી રામદાસ સ્વામી મહારાષ્ટ્રના વીર શિવાજીના ધર્મગુરુ થયા. ગુરુપ્રતાપે શિવાજીએ ધર્મની રક્ષા કરી વિશાળ રાજ્ય પ્રાપ્ત કર્યું. આ પ્રતાપી રાજાએ સમર્થ ગુરુની સહાયથી હિંદુ ધર્મનો પુનરુદ્ધાર કર્યો. આ પ્રમાણે એકનાથ સ્વામીનું ભાવિષ્યકથન ખરૂં પડ્યું.

શિવાજીની ગુરુભક્તિ અનન્ય હતી. એક વખત ગુરુજી ફરતા ફરતા શિવાજીની રાજધાની રાયગઢમાં આવ્યા. શિવાજીના રાજમહેલના દ્વાર ઉપર જઈને તેમણે બુલંદ અવાજે **'भिक्षान्देहि'** કહીને ભિક્ષા માગી. શિવાજીએ સદ્‌ગુરુનો સાદ ઓળખ્યો. પ્રભુતુલ્ય ગુરુજી મારા ઉપર દયા કરીને મારે આંગણે ભિક્ષા લેવા પધાર્યા છે ! તેમને હું શું આપું ! એક ક્ષણમાં ગુરુજીને શું આપવું, તેનો શિવાજીએ નિશ્ચય કરી દીધો. પોતાનું આખું રાજ્ય સદ્‌ગુરુને સમર્પણ કરવાનું એક કાગળમાં લખી તેના ઉપર સહીસિક્કો કરી તે કાગળ શિવાજીએ સ્વામીજીની ઝોળીમાં નાખ્યો, અને પોતે બે હાથ જોડી માથું નમાવીને તેમની સામે ઉભા રહ્યા. ગુરુજી બોલ્યા શિવા ! આ કાગળને હું શું કરૂં ? તેનાથી કંઈ મારૂં પેટ ભરાય ! પાશેર ચોખા આપ, તો તેનાથી ક્ષુધા શાન્ત થાય ! શિવાજીએ નમ્ર ભાવે કહ્યું કે ગુરુજી! હવે પાશેર તો શું પણ પૈસાભાર ચોખા હું ક્યાંથી લાવું ? ગુરુજીએ પેલો કાગળ વાંચ્યો, અને સઘળું રહસ્ય સમજી ગયા. ગુરુચરણે સર્વસ્વ અર્પણ કરી દેવાની શિવાજીની ભાવનાથી પ્રસન્ન થઈ સ્વામીજી બોલ્યા કે શિવા ! તેં તો તારૂં સર્વસ્વ મને આપી દીધું ! હવે તું શું કરીશ ? શિવાજીએ તરતજ જવાબ આપ્યો, કે મહારાજ આપનાં ચરણકમળની સેવા કરીશ. આ જવાબથી ગુરુ અતિ પ્રસન્ન થયા, અને બોલ્યા કે બેટા ! તારી આપેલી ભિક્ષા હું સ્વીકારૂં છું; પણ હવે તું મારી વતી આ રાજ્ય ચલાવ, એવી મારી આજ્ઞા છે. શિવાજીએ ગુરુની આજ્ઞા માથે ચઢાવી રાજગાદી

ઉપર તેમની પાવડી પધરાવી તેમના વતી રાજ્યકારભાર કરવા માંડયો. આ પ્રસંગ પછી મરેઠી રાજ્યનો ભગવો ઝુંડો થયો, કારણકે શિવાજીએ અર્પણ કરેલું તે રાજ્ય ભગવાં વસ્ત્રધારી ગુરુજીનું હતું.

એક વેંત જમીન માટે આકાશ અને પાતાળ એક કરી નાખનાર શિવાજીએ જેને આખું રાજ્ય આપી દીધું તે શ્રી રામદાસ સ્વામી કેટલા બધા પ્રભાવશાળી હશે ! ખરેખર તે એક પ્રતાપી મહાત્મા હતા. શિવાજીના મરણ પછી બીજે વર્ષે એટલે ઇ. સ. ૧૬૮૧ માં આ મહાન યોગી સમાધિસ્થ થયા હતા.

શિવાજીમાં મનુષ્યની પરીક્ષા કરવાની અજબ શક્તિ હતી. વળી દુશ્મનને પણ પોતાનો દોસ્ત બનાવી લેવાની તેમનામાં અદ્દભુત શક્તિ હતી. તેમનો મહાન સરદાર બાજીપ્રભુ દેશપાંડે પ્રથમ તેમનો કટ્ટો દુશ્મન હતો. તેને તેમણે પોતાનો કરી લીધો હતો. તે એટલે સુધી કે બાજીપ્રભુએ શિવાજીને બચાવવા માટે પોતાના પ્રાણનું બલિદાન આપી દીધું હતું. બાજીપ્રભુ દેશપાંડે બિજાપુરના રાજ્યના બાવન ગામના જાગીરદાર હતા. તે વખતે દક્ષિણમાં રોહીડાનો કિલ્લો અભેદ્ય ગણાતો હતો. તે કિલ્લો બાજીપ્રભુને હસ્તક હતો. શિવાજીએ આ અભેદ્ય ગઢ જીતી લેવા માટે બહુ પ્રયત્ન કર્યો, પરંતુ બાજીપ્રભુના શૌર્ય આગળ તેમનું કંઈ વળ્યું નહિ. તે મહાન યોદ્ધાએ શિવાજીને હરાવીને નસાડી મૂકયા.

આ બનાવ બન્યા પછી એટલે બાજીપ્રભુને હાથે શિવાજીએ હાર ખાધા પછી તેના શુરાતન ઉપર શિવાજી મુગ્ધ થયા. તેમણે તેને પોતાનો મિત્ર કરી લેવાનો નિશ્ચય કર્યો. એક દિવસ શિવાજી એકલા ઘોડેસ્વાર થઈ રોહીડાના કિલ્લા પાસે આવ્યા. તે સમયે મધ્યરાત્રિ વીતી ગઈ હતી. ચોકીદારોની નજર ચુકાવી શિવાજી પોતાની પાસેનાં •સાધનોવડે કિલ્લા ઉપર ચઢી ગયા અને નીડરપણે બાજીપ્રભુ દેશપાંડેની સમક્ષ જઈને ઉભા રહ્યા. આથી દેશપાંડે આશ્ચર્યચકિત થયા. તે ખાનદાન હતા. પોતે દુશ્મન છતાં શિવાજીને આ પ્રમાણે પોતાને ત્યાં નિર્ભયપણે પરોણા તરીકે આવેલા જોઈ બાજીપ્રભુએ આ મહારાષ્ટ્રના વીરની ઉત્તમ પ્રકારની પરોણાચાકરી કરી. બે દિવસમાં તો ચતુર શિવાજીએ દેશપાંડેનું હૃદય જીતી લીધું, અને મહારાષ્ટ્રનો ઉદ્ધાર કરી દેશસેવા કરવાનો મહામંત્ર તેમને પઢાવી દીધો. તે દિવસથી બાજીપ્રભુ શિવાજીના સાચા સેવક બન્યા. તેમણે રોહીડાનો કિલ્લો શિવાજીને સોંપી દીધો. પછી શિવાજીએ આ મહાન યોદ્ધાની મદદથી કોંકણનો ઘણો પ્રદેશ જીતી લીધો.

ઉઘાડી બારીમાંથી એક જમદૂત જેવો જુવાન હાથમાં તીક્ષ્ણ ધારવાળા ચળકતા છરા સાથે તે ઓરડામાં આવ્યો. તે તરતજ શિવાજીની છાતી ઉપર ચઢી બેઠો. તેજ ક્ષણે શિવાજી જાગૃત થઈ ગયા, અને પેલા માણસનો છરાવાળો જમણો હાથ પોતાના ડાબા હાથથી પકડી લીધો. તેમણે બેઠા થઈ જવાને પ્રયત્ન કર્યો, પણ છાતી ઉપર ચઢી બેઠેલા પેલા જબરજસ્ત જુવાનને તે ઉથલાવી શક્યા નહિ. તે જુવાને પોતાનો છરાવાળો હાથ છૂટો કરવા માટે જબરૂં જોર કર્યું. એકજ આંચકે તેણે પોતાનો તે હાથ છૂટો કરી શિવાજીની છાતીમાં છરો ભોંકી દેવા માટે ઉંચો કર્યો. એકજ ક્ષણમાં તે કાળ સમાન છરો શિવાજીની છાતીમાં પેસી જાત, પણ તેજ ક્ષણે તાનાજીએ વીજળીને વેગે આવીને પેલા જુવાનનો છરો મારવા ઉંચો કરેલો હાથ પકડી લીધો, અને તેને શિવાજીની છાતી ઉપરથી ઉથલાવી પાડ્યો. તેના હાથમાનો છરો ખુંચાવી લઈ તાનાજીએ તેને કેદ કરી લીધો.

શિવાજીએ બેઠા થઈ તાનાજી તરફ આભારદર્શક દૃષ્ટિથી જોયા પછી પેલા જુવાન તરફ નજર ફેરવી. તેના ચહેરા ઉપર જરાપણ ભય ન હતો. શાન્ત મુખમુદ્રાથી તે નીડરપણે ઉભો હતો. શિવાજી તેને ઉદ્દેશીને બોલ્યા. ભાઈ તારૂં નામ શું ? જુવાને જવાબ દીધો કે મારૂં નામ માલોજી છે. શિવાજીએ પૂછ્યુ કે માલોજી ! મહારાષ્ટ્રમાં મરેઠી રાજ્ય સ્થપાય એ તને પસંદ નથી ? મરેઠા જાતિમા જન્મેલો છતાં તું આવું અધમ કૃત્ય કરવા શા માટે પ્રેરાયો ? મારૂં ખૂન કરવાનું કામ તને કોણે સોંપ્યું ? માલોજીએ જરાપણ ગભરાયા વિના જવાબ આપ્યો કે મહારાજ ! હું અસત્ય નહિ બોલું મારી અત્યંત ગરિબાઈને લીધે મેં આ અધમ કૃત્ય કરવાનું માથે લીધુ હતું. અહીંના કિલ્લેદાર સુભાનરાવે મને આપના ખૂન બદલ બસો રૂપીઆ આપવાના ઠરાવ્યા હતા. આ સત્યવક્તા જુવાનનું બોલવું સાંભળી શિવાજી અંતરમાં તેના ઉપર પ્રસન્ન થયા. છતાં બહારથી ક્રોધયુક્ત વાણીથી બોલ્યા ' આ ગુના માટે તને શી શિક્ષા થશે તે તું જાણે છે ?' જુવાને હસતા હસતા જવાબ દીધો કે હા મહારાજ મને મોતની શિક્ષા થશે એ હું સારી રીતે જાણું છું. આ વાદવિવાદ સાંભળી તાનાજીથી રહેવાયું નહિ. તે બોલ્યો મહારાજ ! આવો દુષ્ટ માણસ હવે આ દુનિયામાં વધારે વખત રહેવો ન જોઈએ. આપ આજ્ઞા કરો એટલે હું મારી જાતેજ તેનો શિરચ્છેદ કરૂં ! શિવાજી હસીને બોલ્યા તાનાજી ! આકળા ન થાઓ ! સવારે જે થવાનું હશે તે થશે. હાલ તો તમે તેને લઈ જાઓ, સવારે હું બોલાવું ત્યારે તેને મારી પાસે હાજર કરજો.

પ્રાતઃકાળ થયો. મહારાજા શિવાજી નાહી ધોઈને નિત્યકર્મથી પરવાર્યા. પછી તેમણે પેલા રાતવાળા જુવાન માલોજીને હાજર કરવા તાનાજીને કહ્યું. તાનાજીએ તેને હાજર કર્યો. શિવાજીએ તેને પૂછ્યું કે મરતાં પહેલાં તારે કંઈ કહેવું છે? આજે તને તોપને ગોળે ઉડાડી મૂકવામાં આવશે. તેણે કહ્યું મહારાજ! મૃત્યુ પહેલાં માત્ર મને મારી માતુશ્રીનાં દર્શન કરી આવવાની રજા આપો. હું એક કલાકમાં જઈને પાછો આપની પાસે હાજર થઈશ. શિવાજીએ કહ્યું તું પાછો ન આવે તો? તેણે કહ્યું મહારાજ, હું મારૂં વચન મરણાંતે પણ તોડું નહિ. મારી પરીક્ષા કરી જુઓ. શિવાજીએ તેને રજા આપી. તેને એકલો જવા દીધો. માલોજી ગયો, અને એક કલાકને બદલે પચાસ મિનિટમાં આવીને હાજર થયો. શિવાજી તેનું સત્યવાદીપણું, પ્રતિજ્ઞાપાલન વગેરે સદ્ગુણોથી મુગ્ધ થયા. અતિશય પ્રેમથી તેને ભેટીને તે બોલ્યા કે ભાઈ! માલોજી તારો ગુનો હું માફ કરૂં છું. બોલ હવે તારી શી ઇચ્છા છે? માલોજીએ કહ્યું મહારાજ હું આપનો સેવક થવાને ઇચ્છું છું. મને આપની હજુરમાં રાખો. શિવાજીએ તેનું કહેવું માન્ય કર્યું. તે માલોજીએ જિંદગીપર્યંત શિવાજીની નીમકહલાલીથી સેવા કરી.

તાનાજી માલુસરેએ સિંહગઢનો કિલ્લો જીતવામાં પોતાના પ્રાણ આપ્યા હતા. સિંહગઢનો કિલ્લો સર કરવાનું ફરમાન શિવાજીએ તાનાજીને મોકલ્યું તે વખતે તે સરદાર પોતાના પુત્રના લગ્નની તૈયારીમાં રોકાયો હતો. પોતાના માલિકનું ફરમાન વાંચી તેણે પુત્રનાં લગ્ન મુલતવી રાખ્યાં. તરતજ તે અને તેનો ભાઈ સૂર્યાજી પોતાનાં માણસો સાથે સિંહગઢ ગયા. રાતોરાત તાનાજી કિલ્લા ઉપર ચઢીને અંદર કૂદી પડયો. અંદરથી દરવાજો ઉઘાડતાંની સાથે દુશ્મનોના હાથે તે ઘાયલ થઈને નીચે પડયો, પણ બહારથી સૂર્યાજી લશ્કર સાથે અંદર દાખલ થઈ ગયો અને દુશ્મનોને હરાવી કિલ્લો કબજે કર્યો. કિલ્લા ઉપર મરેઠી વાવટો ફરકતો જોઈ તાનાજીએ શાન્તિથી પ્રાણ છોડયા. તેના મરણથી શિવાજીને બહુ શોક થયો. તે એક બાળકની માફક રડયા અને બોલ્યા કે 'ગઢ આવ્યો પણ સિંહ ગયો' આવા આવા ઘણા શૂરવીર સરદારો શિવાજી પાસે હતા.

ઇતિહાસનો પાઠ રસિક કરવાને કેવી કેવી હકીકત મેળવવી જોઈએ તે આપેલા નમુનાથી સમજી શકાશે.

ગ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ. } **સાકરલાલ પુરુષોત્તમ શુકલ**
હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

---

# લાઠીમાં ભરાએલી ૧૧ મી સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના ભાષણનો સાર

## કાઠિઆવાડની શ્રેષ્ઠતાનાં લક્ષણ

લાઠીને ગુજરાતમાં અને કાઠિઆવાડમાં મશહૂર બનાવનાર "કલાપી"–એ માત્ર કાવ્યો ને ગઝલો કે ગદ્ય લેખો લખીને સંતોષ માન્યો નથી. "હમીરજી ગોહેલ" ના લેખકને ઇતિહાસનો પણ શોખ હતો, અને તે કાઠિઆવાડના વતનીને માટે સુસંગત જ હતું. કાઠિઆવાડ એટલે શું નહિ? કાઠિઆવાડની શ્રેષ્ઠતાદર્શક પેલા લોકપ્રિય સંસ્કૃત શ્લોકમાં,

सौराष्ट्रे पञ्चरत्नानि, नदीनारीतुरंगमाः ।
चतुर्थं सोमनाथश्च पञ्चमं हरिदर्शनम् ॥

તો માત્ર પાંચ જ શ્રેષ્ઠતાઓ બતાવી છે: કાઠિઆવાડની નદીઓ, સ્ત્રીઓ, ઘોડીઓ, પ્રભાસમાં સોમનાથના દર્શન અને દ્વારિકામાં શ્રીકૃષ્ણનાં દર્શન. પરંતુ કાઠિઆવાડમા એ ઉપરાંત બીજું ઘણું છે, કે જે એની શ્રેષ્ઠતા સાબીત કરે છે. ગુજરાત ( હાલ જેને આપણે ગુજરાત સમજીએ છીએ તે ) મા જે જે કાંઈ આછા પાતળા રૂપમાં જોવામાં આવતું તે કાઠિઆવાડમાં પૂર્ણ કળાએ પહોચેલું જોવામાં આવતું.

કાઠિઆવાડ એ વીરભૂમિ હતી. કાઠિઆવાડી ક્ષત્રાણી ને રાજપૂતાણીની કૂખે–કૂખે વીરા પાકતા. કાઠિઆવાડને ગામડે ગામડે તે તે ગામડાંઓનાં વતનીઓના શૌર્ય ને પરાક્રમનાં સ્મરણચિહ્ન આજે પણ જોવામાં આવે છે. ગામડાંને પાદરે ઉભા કરેલા પાળીઆના પત્થરો અને ચણેલી દેરીઓના કોયડા જો બરાબર ઉકેલવામાં આવે તો તેમાંથી વીરતાના, શૌર્યના, આંધળાં કર્યાના, સ્વમાન જાળવવા માટે આપેલા ભોગના કેટકેટલાએ બનાવો પ્રસિદ્ધિમાં આવે! કાયરની નસોમા પણ જોરથી લોહી વહેવડાવે એવા કેટલાંએ દૃષ્ટાંતો મળી આવે! સાથે સાથે કાઠિઆવાડ એ બહારવટીઆઓ–Robin Hood–ની ભૂમિ છે, એ પણ ભૂલી જવું જોઈએ નહિ.

કાઠિઆવાડ એ ભક્તોની ભૂમિ હતી, ઓલીઆ સંતોની ભૂમિ હતી. આજે પણ કાઠિઆવાડમાં જેટલા "ભગત" મળી આવે છે તેમાંનો સોમો ભાગ પણ ગુજરાતમાં મળી આવતો નથી. કાઠિઆવાડે નરસિંહ મહેતા ને બોજો ભગત ગુજરાતને આપ્યા છે, પણ એ તો અતિ ઘણી જાણીતી–

જગજાહેર, વ્યક્તિઓ. પરંતુ ત્યાર પછી પણ, આજની ઘડીએ પણ કાઠિઆવાડમાં કેટલા ભગતો છે તેની ગણત્રી કરવામાં આવે તો તે જરૂર ઘણી મોટી સંખ્યા મળી આવે; ગુજરાતમાં મળી આવે તેના કરતાં તો વિશેષ ખરી જ; અને તે કયા વર્ગમાંથી–મ્હોટે ભાગે જે ઉચ્ચ વર્ગ કહેવાય છે તેમાંથી નહિ, પરંતુ રબારી, ભરવાડ એવા પછાત ગણાતા વર્ગમાંથી; હરિજનોમાંથી પણ મળી આવે તો નવાઈ નહિ. જ્યાં ભગત હોય ત્યાં ભજનો, ભજનીઆં ખરાં. જેણે કાઠિઆવાડનાં ગામોમાં, અને વિશેષે કરી હરિજનોના વાસમાં એ ભજનો ગવાતા, એ ભજનીઆંઓ લલકારાતાં સાંભળ્યાં હશે, તેમણે જરૂર તેને ન ભૂલાય, ન ભૂંસાય, એવો પોતાના જીવનનો લ્હાવો માન્યો હશે. માત્ર એક એકતારો, તેની તુનતુનીનો અવાજ, અને બીજા બધાઓ એ અવાજ જોડે એકતાન થઈ જઈ, ભજનના વસ્તુમાં ઓતપ્રોત થઈ જઈ, બીજા વિષયોનું તર્ત પૂરતું ભાન ભૂલી જઈ, જે ધૂન મચાવી રહે છે, તેનો ચિતાર આપવો મુશ્કેલ છે; જે જુએ ને સાંભળે તેને તેનો ખ્યાલ આવી શકે. એકતારો–તંબૂરો એવાં ભજનોમાં કાંઇક અનોખીજ ચેતના અને આર્દ્રતા રેડે છે. તંબૂરો–ન હોય તો એની મઝાજ આવતી નથી; તેથીજ મહાત્મા ગાંધીજીનાં પ્રિય ભજનોમાંના એકમાં ગવાયું છે કે,

"તૂટયો મારો તંબૂરાનો તાર, ભજન અધૂરૂં રહ્યું રે."

કાઠિઆવાડ, એ ભાટચારણોની ભૂમિ છે. ગુજરાતમાં એટલા રાજા, મહારાજા, ઠાકોરો, જાગીરદારો, જમીનદારો કે ઈજારદારો રહ્યા નથી કે જે ભાટચારણોને પોષી શકે. એ વર્ગના પોશીંદા તો રજવાડી વર્ગમાંથી મળે, એટલે એમનો વાસ પણ જ્યાં રજવાડું હોય ત્યાંજ હોય, અને જ્યાં ભાટચારણોનો વાસ ત્યાં લોકસાહિત્ય ને લોકવાર્તાનો વાસ. આપણું એ વિશાળ કંઠસ્થ સાહિત્ય હજુ સુધી જળવાઈ રહ્યું હોય તો મુખ્યત્વે એ વર્ગને લીધે અને પછી રા. મેઘાણી, અને રા. રાયચૂરા જેવા સંગ્રહકારોને લીધે.

કાઠિઆવાડ એટલે દૂહા–લોકદૂહા પ્રેમશૌર્યની વાણીપ્રચૂર દૂહાની ભૂમિ. દૂહાની કોટીનું કોઈપણ પ્રકારનું સાહિત્ય ભાગ્યેજ ગુજરાતમાં મળી આવે. વર્ષા ઋતુમાં, ઝીણો ઝીણો, ઝરમર ઝરમર વરસાદ વરસતો હોય, વચ્ચે નદી યા નાળું હોય અને દૂહા લલકારનારા એ નદી યા નાળાને સામસામે કિનારે ઉભા રહી, ડાંગપર શરીર ટેકવી જ્યારે એક બીજા જોડે વાદમાં–હરિફાઈમાં ઉતરે છે ત્યારે એ દશ્ય, એ દૂહા ગાનારની તન્મયતા જોઈ આપણે તળ ગુજરાતવાસીઓ હેરત પામી જઈએ છીએ.

કાઠિઆવાડ, એ કચ્છની માફક, (હિંદુસ્તાનના ઇતિહાસના એક અમુક કાળમાં કચ્છ એ કાઠીઆવાડનો ભાગ ગણાતો) સાહસની ભૂમિ. હિન્દુસ્તાનનો કોઈ પણ પ્રદેશ લ્યો. બ્રહ્મદેશ, બંગાળા કે મદ્રાસ, પંજાબ કે મધ્ય પ્રાંત, કરાચી કે દક્ષિણ હૈદ્રાબાદ, તે કાઠિઆવાડી વગરનો નહીં હોય; એટલે કાઠિઆવાડી વેપારી, કાઠિઆવાડી હુન્નરી માણસ, કારીગર-સુથાર, મોચી, કડીઓ, છેવટ કાઠિઆવાડી મજૂર (દાડીઆ) તો ત્યાં જડશે જ જડશે. કાઠિઆવાડી વેપારી, તેમાં વિશેષે કરીને મેમણ કોમ, ક્યાં નહીં જડે ? કાઠિઆવાડી મેમણ, વહોરા અને હિન્દુઓ, ઠેઠ લંકામાં જઈ વસ્યા છે. 'લંકાની લાડી અને ઘોઘાનો વર' એ જૂની લોકોક્તિ પ્રસિદ્ધ છે. જાવા આદિ દૂર દૂરના બેટો જૂના કાળથી કાઠિઆવાડીઓથી વસ્યા હતાં. મદૂરામાં તો એક આખી વણકર કોમ સૌરાષ્ટ્રી કહેવાય છે. કોઈ જૂના વખતમાં કાળનાં-વખાના માર્યા ઘણાં કુટુંબો ત્યાં જઈ વસ્યાં, તે પાછાં કાઠિઆવાડ આવ્યાં જ નથી. કાઠિઆવાડ દ્વીપકલ્પના કિનારાનો વતની, વહાણવટી, ખારવો કે વેપારી, જુના વખતથી સાહસ ખેડી ક્યાં નથી ગયો ? ને આજે પણ ક્યાં નથી જતો ? પોરબંદર કે વેરાવળથી એડન જિદ્દા જવું તે એને મન ખાડી ઓળંગવા જેવું છે. કાલીકટ, કોચીનની સફર આજે પણ ખૂશખૂશાલ રીતે કાઠિઆવાડનો ખારવો કરે છે. ઘોઘાનો લાસ્કર ચીન, જાપાન ને વિલાયતની સ્ટીમરપર હિન્દુ અને હિન્દી ઉતારૂઓનો મ્હોટો મદદગાર થઈ પડે છે. જંગબાર જવું ને આવવું તે તેને મન રમત છે. પૂર્વ આફ્રિકાનાં જંગલોમા કાઠિઆવાડીઓ મંગળ કરે છે. દક્ષિણ આફ્રિકાને સત્યાગ્રહ ને સાહસના પાઠ એક કાઠિઆવાડીએ જ ભણાવ્યા. એ સાહસિક નરોની ભૂમિમાં શૌર્ય, પરાક્રમ વીરતા, નિડરતાનાં ન દર્શન થાય તો બીજે ક્યાં થાય ?

**કાઠિઆવાડમાં ઇતિહાસનાં ભરચક સાધનો**

ગુજરાતમાં મરાઠાઓનાં આક્રમણ પૂર્વે પણ મોગલ શહેનશાહત તરફથી નિમાઈ આવતા સૂબાઓની હકૂમતના સમયમાં જે અંધાધુંધી ચાલતી તેનો પડઘો કાઠિઆવાડમાં પણ પડતો. મોગલ શહેનશાહતની પડતી અને મરાઠાઓની ચડતીને પરિણામે એ અંધાધુંધીમાં ઓર વધારો થયો. સાર્વભૌમિક સત્તા ઢીલી પડતાં ઠેકઠેકાણે બળવા, બંડ અને કાઠિઆવાડમાં જેને ધિંગાણા કહે છે તે ફાટી નીકળ્યાં અને રાજા, મહારાજા અને ઠાકોરો તો શું પણ જમીનદારો ને ઇનામદારો પણ સ્વતંત્ર થવા મથ્યા. એ સ્વતંત્રતા મેળવવા તેમને લડવું પડ્યું અને માંહોમાંહેના ન્હાના ન્હાના ગામ-

હાવાસી ક્ષત્રી રાજપૂતોને પણ કાંતો સ્વરક્ષણ માટે અથવા આક્રમણ અંગે હિમ્મત ને બહાદૂરી, શૌર્ય અને વીરતા, દાખવવાં પડ્યાં. એ હિમ્મત ને બહાદૂરીના ઇતિહાસનું ચિત્ર જો કોઈ કાબેલ ઇતિહાસલેખક નીકળી આવે તો તેની પીંછી તેને શોભતા રંગમાં ચીતરી શકે. ગામડાનાં પાળીઆં ને દેરડીઓ ગામમાં યા આસપાસ રહેતા ચારણ અને ભાટો, શૂરવીર લડવૈયાના કુટુંબીજનો તે લેખકના હાથમાં તે ઇતિહાસ માટેનાં સાધનો મૂકી શકે.

## ફારસીના જ્ઞાનની જરૂરત

કાઠિઆવાડનાં ગામે ગામનો ઇતિહાસ લખવો શક્ય છે. એ વિષયનો વિચાર કરતાં આપણા સાહિત્યમાં જેની મ્હોટામાં મ્હોટી ખોટ છે તે વિષય પર આવું છું. પુરાણા ગુજરાતનો, મધ્યકાલીન ગુજરાતનો એટલે ચાવડા, સોલંકી, વાઘેલા વંશનો અને ત્યારબાદ મુસલમાની હકૂમત નીચે રહેલા ગુજરાતનો જેવો જોઈએ તેવો ઇતિહાસ હજુ લખાવાનો છે. એ લખવાના માર્ગમાં ઘણી મુશ્કેલીઓ છે, પરંતુ તે ઉકેલાય તેવી નથી. ખરચની બાબત દૂર રાખીએ તો પણ એને માટે લાયક કાર્યકર્તાઓની ખામી છે. એ કાર્ય એક માણસનું નથી, તેને માટે લેખકોના એક આખા જુમખાની જરૂર છે. શિલાલેખ, તામ્રપત્ર, દાનપત્ર, તખ્તીઓ, સિક્કા, સનદો, પરવાના, ફરમાનો વગેરે લેખો જે જે ભાષામા લખાયા હોય તે તે ભાષા ઇતિહાસના લેખકે જાણવાની જરૂર છે, કારણ કાંઈ દરેક લેખ, પત્ર, સિક્કો કે સનદ વંચાઈ તેનાં ભાષાંતર બહાર પડ્યાં નથી. મુખ્યત્વે જે એ ત્રણ ભાષાની માહિતીની જરૂર છે તે સંસ્કૃત, ફારસી અને મરાઠી. આપણા અત્યાર સુધીના ઇતિહાસના લેખકોમાં મ્હોટે ભાગે ફારસી પ્રત્યે ઉદાસીનતા જોવામાં આવે છે. ફારસી ભાષાએ ગુજરાત-કાઠિઆવાડના રાજકીય વ્યવહારમાં કેટલો મ્હોટો ભાગ ભજવ્યો છે, તે આ સંમેલન સમક્ષ કહેવાનું હોય નહિ. ફારસી ભાષા તે વખતના રાજકર્તાઓ—મુસલમાનો—ની દરબારી-રાજ્યભાષા હતી, એટલે બધો રાજકીય પત્રવ્યવહાર અને અન્ય વ્યવહાર એજ ભાષામાં થતો. ફરમાનો ને પરવાના, હુકમો ને સનદો, એજ ભાષામાં લખાતાં અને છેવટે શિષ્ટ વર્ગમાં પરસ્પર વ્યવહારમાં પણ એજ ભાષા વપરાવા લાગી, અને તે એટલે સુધી કે ખુદ ગુજરાતમાં વેચાણ-સાટાણ ને ગીરોનાં ખતપત્રો, માંહોમાંહેના કબાલા અને ભાઈચિઠ્ઠીઓ પણ ફારસીમાંજ લખાતી. ટુંકામાં હાલ અંગ્રેજી ભાષા આપણા જીવનવ્યવહારમાં જે સ્થાન લઈ બેઠી છે તે સ્થાન તે વખતે ફારસી ભાષા

ભોગવતી હતી; એટલે કાંઈ નહિ તો મુસલમાની હકૂમતના સમયનો સાચો ઇતિહાસ જાણવા માટે ફારસી જાણ્યા વગર આપણો છૂટકો નથી.

**ફારસી ભાષામાં ગુજરાતના ઇતિહાસો**

ફારસી ભાષામાં લખાએલા ગુજરાતના ઇતિહાસોની ઉપયોગતા વિષે હું હમણાંજ કાંઈક કહીશ. પરંતુ તે પૂર્વે ગુજરાતના મુખ્ય મુખ્ય શહેરોની તવારીખ સંબંધી ફારસી ભાષામાં લખાએલા લેખ કેવી રીતે મદદરૂપ થઈ પડે તે જણાવીશ. સુરત, ભરુચ, અમદાવાદ, ખંભાત, વડોદરામાંની જુની મસ્જિદો ને મકબરામા મળી આવતા શિલાલેખો પરથી અગત્યની ઘણીએક હકીકત મળી આવે. છતાં તે સંબંધમાં આપણે બેદરકાર રહીએ છીએ.

ઉદાહરણ માટે હું મ્હારોજ દાખલો આપીશ. ભરુચમાં જુના બજારને છેડે એક ન્હાની સરખી મસ્જિદ છે. હું ન્હાનો હતો અને જ્યારે ગુજરાતી નિશાળમાં જતો ત્યારે આવતાં ને જતાં બન્ને વખત એ મસ્જિદ પાસે થઈને જતો. ત્યારબાદ મોટી ઉમ્મરે પણ કાંઈ સેંકડો વખત એ રસ્તેથી હું ગયો આવ્યો હોઇશ, પણ એ મસ્જિદ વિષે કાંઈ પણ હકીકત જાણવા મને કુતૂહલ થયેલું નહિ. છેવટે ગયે વરસે ભરૂચની આસપાસના એટલે ઇદગાહ, બાવા રેહનની ટેકરી, વગેરે પર કોતરેલા ફારસી શિલાલેખ જોવા ભરુચના કાજીસાહેબ જોડે જતાં તેમણે એ મસ્જિદ પણ મને દેખાડી, અને ત્યાંનો લેખ વાંચતાં મહમદ તઘલખના વખતની, તેની બંધાવેલી એટલે ૬૦૦ વરસની જુની મસ્જિદ નીકળી. એને વિષે ભરુચના કોઈ અહેવાલમા ઈસારો છે કે નહિ તેની મને ખબર નથી, પરંતુ મહમદ તઘલખ ભરુચમાં આવેલો, દક્ષિણમાં જતાં કે કોઈ બીજી વખત, એટલું તો તેના પરથી સમજાય છે.

શ્રી ફાર્બસ ગુજરાતી સભામાં સાચવી રાખેલાં કેટલાંક જહાંગીર, શાહજહાન બાદશાહનાં ફરમાનો છે. તેમાંથી ઘણી અગત્યની બાબતો મળી આવે છે. શાન્તિદાસ ઝવેરીનું મુગલાઈ દરબારમાં કેટલું ચલણ હતું, શત્રુંજયની જાત્રા ચાલે તેટલો વખત જીવહિંસા થતી તેણે કેવી રીતે બંધ કરાવેલી, એક જૈન ધર્મશાળા ફેરવી ઔરંગઝેબે મસ્જિદ બનાવેલી તેને ફેરવી પાછી ધર્મશાળા કેવી રીતે બનાવરાવી, વગેરે મહત્વની ઘણીએક બાબતોપર તેથી પ્રકાશ પડે છે. સ્થાનિક ઇતિહાસને તો એ લેખો જરૂર ઉપયોગી થઈ પડેજ; પરંતુ વધારામાં તે ઉપરથી તે મોગલ શહેનશાહો પણ હિન્દુધર્મ પ્રત્યે કેટલી લાગણી ને સહિષ્ણુતા બતાવતા તેનો આપણને તવારીખી પુરાવો મળે છે.

એવીજ રીતે બીજી કેટલીક અકબર, જહાંગીર ને શાહજહાનની આપેલી ફારસી સનદો સ્વર્ગસ્થ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ-"ગુજરાતી"ના મહૂમ અધિપતિ-ના ચિરંજીવી ભાઇ નટવરલાલ તરફથી મને બતાવવામાં આવી હતી. એઓ મૂળ સુરતના દેસાઈ છે. તે દેસાઈગીરીને અંગે એમના વડવા ઓને હાંસોટ બાજુનાં અને ભરુચ, સુરતનાં બીજાં ગામડાંઓના મીઠાના અગરોનો ઇજારો મળ્યો હતો. એ "નમકસાર" એટલે મીઠાના ઇજારાનો કારભાર એ વખતે કેમ ચાલતો હતો, ઇજારદારને મહેનતાણું શું આપવું અને વેપારીને વટાવ કેટલો આપવો ને વણજારાની મજુરી કેટલી, તેની વિગત તેમાં જણાવાઈ છે અને તેથી જળવાઈ રહી છે.

આવી જાતના થોકબંધ ફરમાનો, સંખ્યાબંધ સનદો, અને પરિવાર પરવાના, ગુજરાત ને કાઠિઆવાડના સેંકડો જાગીરદાર, મજમૂદાર, દેસાઈ અને જમીનદાર કુટુંબો પાસે આજે પણ મોજુદ હશે. એ સનદો રૂમાલે વીંટાળેલી પડી રહે તેના કરતાં તેનો આવા તવારીખી અભ્યાસમાં ઉપયોગ થાય તો તેમાંથી કાંઈ નહિ તો કેટલીક સ્થાનિક બાબતો તો ઇતિહાસના ચોકઠામાં ગોઠવી શકાય.

## ગુજરાતી સાહિત્યની સ્થિતિ

હાલને સમે—આજે—ગુજરાતી સાહિત્યની સ્થિતિ કેવી છે, એ પ્રશ્ન ગુજરાતના સાહિત્યમાં રસ લેતા દરેક જણને મ્હોડે નીકળે તો તે સ્વાભાવિક છે. એ પ્રશ્નનો હું એક જ ઉત્તર આપી શકું અને તે એ છે કે *સ્થિતિ સારી છે. આશા પડતી છે. આપણે આગળ વધતા જઈએ છીએ.* જે દિશામાં નજર નાંખીએ તે તે દિશામાં ગતિપ્રગતિ જોવામાં આવે છે; સાહિત્યની એકેએક શાખા ખેડાતી જાય છે.

બાળસાહિત્ય કે જેને અત્યાર સુધી કોઈ લેખવતું ન હતું તેના પ્રત્યે લોકોની મમતા વધતી જાય છે. ગુજરાતી ભાષાના એક અર્વાચીન પ્રતિના કોશની ખામી એક સાહિત્યપ્રિય કાઠિઆવાડી રાજવીની અપ્રતિમ સહાયથી પુરાવાનો સમય હાથવહેંતમાં છે. જે પુસ્તકો દિનપ્રતિદિન પ્રસિદ્ધ થતાં જાય છે તેમાં અલબત્ત નવલકથા અને નવલકથા કરતાં પણ ટુંકી વાર્તાઓની સંખ્યા મ્હોટી જોવામાં આવે છે. દાખલા તરીકે સને ૧૯૩૨ માં લગભગ સો પુસ્તકો વાર્તાનાં પ્રસિદ્ધ થયાં હતાં. દૈનિક અને સાપ્તાહિક સમાચાર પત્રો તેમજ માસિકોમાં જો ટુંકી વાર્તા ન હોય તો તેની કિંમત નહિ, તેને ઘરાકી નહિ. સાહિત્યનું એ અંગ આપણું મુખ્ય ધ્યાન ખેંચે છે. તેમ થવાનું કારણ કે અંગ્રેજી સાહિત્યે હાલ એ દિશામાં

જોર વધારે પકડયું છે, એટલે આપણે તેની નકલ કરીએ છીએ. વળી ટુંકી વાર્તા લખવી તે માટે ઝાઝો જ્ઞાનભંડોળ જોઈતો નથી. ખાસ કોઈ વિષયનો અભ્યાસ કરવાની તસ્દી લેવી પડતી નથી. હાલના વાતાવરણથી લેખક પરિચિત હોય એટલે બસ; એટલે ઉગતા લેખકોને એ માર્ગ ઘણો સ્હેલો થઈ પડે છે. તેથી તેઓ તે તરફ આકર્ષાય છે.

સાહિત્ય આ રીતે વિકાસ પામતું જાય છે, તેનાં બે કારણો છે; (૧) પરિપાક પામેલા, કસાએલા, અનુભવી, વૃદ્ધ અને ઠરેલ લેખકો, ઈશ્વરકૃપાથી આરોગ્યવાન રહી પોતાનું કર્તવ્ય કર્યા જ જાય છે : અને (૨) કોલેજ, વિદ્યાપીઠ વગેરે સંસ્થાઓમાંથી કેળવણી લઈ બહાર પડતો યુવકવર્ગ પણ આગળના કરતાં સાહિત્યમા વધારે રસ લેતો હોવાથી તે વર્ગમાંથી પુષ્કળ લેખકો પોતાની માતૃભાષાની સેવા કરી રહ્યા છે.

એ સખ્યાબંધ લેખકોમાંથી દીવાળીમા ફૂટતી ફૂલઝરણીના કણ માફક કેટલાએક નીચે પડતાં જરા પ્રકાશ આપી ભોંયે પડી જાય છે, કેટલાએક એજ પ્રસંગે ફૂટતી કોઠીમાથી ઉંચે ઊડતી તારાકણી માફક ઝગઝગાટ બતાવી ઉંચે ઊડી પછી ભોંય પડે છે, ત્યારે થોડા માત્ર આકાશે ચઢી ત્યાં ઝગઝગાટ આપતા તારાનું અચળ સ્થાન પ્રાપ્ત કરે છે; એ વર્ગ હાલ કરે છે તેનાથી વિશેષ સુંદર કામ કરી શકે, પરંતુ સરસ્વતી ને લક્ષ્મીના જુનો ઝગડો તેમને નડે છે. પહેલાં ઉદરનિર્વાહના સાધનો મેળવવા અને પછી સાહિત્યસેવા કરવી એ સર્જનજુની મુશ્કેલી માર્ગમા આડે ઉભેલી જ હોય છે. કવિ નર્મદાશંકરે માત્ર સરસ્વતીને જ પોતાનું જીવન અર્પણ કર્યું. તેને કેવા આર્થિક સંકટના સમયમાંથી પસાર થવુ પડયુ તે આપ સૌને વિદિત છે. ભાઈ વિજયરાય વૈદ્યે સાહિત્યભેખ લીધો છે; તેમનો અનુભવ જાણવો હોય તો તેઓ હાલ મોજુદ છે. તેઓ તમને જરૂર કહેશે કે એ સાહિત્ય ભેખ તે 'અસિધાર નૃત્ય. અસિધાર નૃત્ય એટલે તરવારની ધાર પર નાચવું, ચાલવું નહિ.

## પોર્ટુગીઝોનું દમણ

ઇ. સ. ના પંદરમા સૈકામાં યુરોપના વહાણવટીઓએ જળમાર્ગોની શોધ કરવા માંડી ત્યારથી યુરોપમાં વેપાર માટેના વિસ્તૃત પ્રયાસો શરૂ કરવામાં આવ્યા.

ઇ. સ. ૧૪૯૨ માં કોલમ્બસે વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓમાં સ્પેનિશ ધ્વજ ફરકાવ્યો ત્યારે સ્પેન યુરોપમા એક મહારાજ્ય ગણાતું હતું. કોલમ્બસના પ્રયાસના પરિણામે સ્પેનના રાજ્યે ઉત્તર અને દક્ષિણ અમેરિકાના

પૂર્વ પશ્ચિમ બન્ને કિનારાઓપર સ્પેનિશ થાણાઓ નાખ્યાં.

આ વખતે પોર્ટુગલ દેશ પણ સાહસિકતા અને વહાણવટાની કળામાં યુરોપમાં સ્પેનના જેવોજ પહેલા નંબરનો દેશ ગણાતો. સ્પેન અને પોર્ટુગલે અંદર અંદર એવી ગોઠવણ કરી લીધી હતી કે પૂર્વ તરફના દરિયાઓમાં સ્પેન સર્વોપરિપણું ભોગવે અને પશ્ચિમ તરફના દરિયાઓમાં પોર્ટુગલ સર્વોપરિપણું ભોગવે.

ઇ. સ. ૧૪૮૬-૮૭ માં પોર્ટુગીઝ વહાણવટી બાર્થોલોમ્યુ ડાએઝ આફ્રિકાની દક્ષિણ ભૂશિર સુધી આવ્યો અને દરીઆના તોફાનને લીધે અને બીજાં કારણો સર ડેલાગોઆ અખાત આગળથી તે પાછો ગયો, પણ તેને આશા બંધાઈ કે એજ રસ્તે હિંદ પહોંચી શકાય તેથી તે ભૂશિરને તેણે કેપ-ઓફ-ગુડ હોપનું નામ આપ્યું. ઇ. સ. ૧૪૯૮ માં વાસ્કોડા ગામા એજ રસ્તે થઈને હિંદુસ્તાનના પૂર્વ કિનારાપર મલબારમાં કાલીકટ બંદરે આવ્યો અને ઝામોરીનને મળ્યો. આ વખતે હિંદુસ્તાન સાથેનો વેપાર આરબ અને મૂર લોકોના હાથમાં હતો એટલે પોર્ટુગીઝોને પોતાનું સ્થાન પ્રાપ્ત કરતાં ઘણી મુસ્કેલીઓ પડી, પણ લશ્કરી બળથી તેમણે કાલીકટ, કોચીન, ગોવા વગેરે સ્થળોએ પોતાની કોઠીઓ નાખી. ઇ.સ. ૧૫૦૫ માં પોર્ટુગીઝ રાજ્યના પહેલા ગવરનર આલ્મેદાએ દીવમાં પોર્ટુગીઝ સત્તા સ્થાપી. ત્યાર પછીના ગવરનર આલ્ફોન્ઝો આલ્બુકર્કે ઇ. સ. ૧૪૦૯માં ગોવામાં પોર્ટુગીઝ સત્તા જમાવી. તેની દીર્ઘદૃષ્ટિ અને કાર્યકુશળતાથી દીવ, ખંભાત, સુરત, વસઈ અને મુંબઈ બંદરો પોર્ટુગીઝ સત્તા નીચે આવ્યાં. ઇ. સ. ૧૫૧૫માં આલ્બુકર્ક ગોવામાં મરણ પામ્યો. તેની લોકપ્રિયતા અને મીઠાં કાર્યોની યાદગીરી તરીકે હાફુસ કેરીને આલ્ફોન્ઝો નામ આપવામાં આવ્યું કારણ કે કલમી આંબા બનાવવાની રીત પોર્ટુગીઝ લોકોએ બતાવી હતી.

પોર્ટુગીઝોનો હિંદમાં આવવાનો મુખ્ય ઉદ્દેશ વેપાર[*] અને ધર્મપ્રચાર હતો. તેમની સંસ્કૃતિ અને ધર્મભાવના હિંદની સંસ્કૃતિ અને ધર્મભાવનાથી જુદા પ્રકારની હોવાથી તેમને સ્થિર થવા ન દેવાને હિંદની અનેક સત્તાઓ પ્રયાસ કરતી હતી. ગુજરાતના બાદશાહ બહાદૂરશાહે તેમને ગુજરાતમાંથી નસાડી મૂકવા પ્રયાસ કર્યો, પણ ઇ. સ. ૧૫૩૬માં પોર્ટુગીઝોની જાળમાં સપડાઈ જઈ તે દીવ મુકામે મરણ પામ્યો.

[*]પોર્ટુગીઝોની સત્તા દરીઆ ઉપર અજેય હતી. હિંદમાં આ વખતે દરિઆઈ લશ્કર નહતું. મોગલ સત્તા અસ્ત પામવાની સમયે આવી લાગી હતી અને મરાઠી સત્તાનો ઉદય કાળ શરૂ થનો હતો. શિવાજી મહારાજ સુરત લુંટીને રૂ. ૩૦ કરોડ લઈ ગયા તેમાંથી નૌકા સૈન્ય સ્થાપવાના

પ્રયાસો શરૂ થયા, પણ ઇ. સ. ૧૬૮૦ ની સાલમાં તેઓ કાલધર્મને પામ્યા. તેમની પછી સંભાજી મહારાજ ગાદીએ આવ્યા. તેમને મોગલ સત્તાની સામે લડવાનું હતું, પણ તેમણે વિચાર કર્યો કે મોગલ સત્તાની સામે ગમે ત્યારે લડી લેવાશે, પણ પોર્ટુગીઝોની સત્તા જે વિશાળ પ્રમાણમાં આગળ વધે છે તેને પ્રથમ અટકાવવી જોઈએ; તેથી તેમણે તેમનું સઘળું ધ્યાન સૌથી પહેલાં પોર્ટુગીઝોને હરાવી નસાડી મૂકવા તરફ રોક્યું અને ગોવાં તથા વસઈ વચ્ચેનો તેમનો સઘળો મુલક લઈ લીધો.

ધીમે ધીમે પોર્ટુગીઝોએ તેમનો મુલક અનેક કારણોસર ખોયો. હાલમાં હિંદુસ્તાનમાં તેમની પાસે ફક્ત દીવ, દમણ અને ગોવા છે.

પોર્ટુગીઝોએ દમણ પ્રથમ ઇ. સ. ૧૫૧૫માં લીધું અને ખોયું. ઇ. સ. ૧૫૩૦માં ફરીથી તેમણે દમણ લીધું પણ લાંબો વખત તેમનાથી તે સચવાયું નહિ, ઇ. સ. ૧૫૫૯ની તા. ૨ જી ફેબ્રુઆરીને દિવસે કોન્સ્તાન્તિન-દ-બ્રાગાન્ઝ નામના પોર્ટુગીઝ સરદારે, સીધી **બોફેતા** નામના હબસી સરદારને હરાવી દમણનો કબજો ફરીવાર મેળવ્યો અને **ડાન ડીયેલા-દે-નોરોહીઆ** નામના માણસને પહેલા ગવરનર તરીકે નિમવામાં આવ્યો. ત્યારથી અત્યાર સુધી દમણ પોર્ટુગીઝોના કબજામાં છે.

જે સ્થળે દમણગંગા નદી સમુદ્રને મળે છે તે જગ્યાએ દમણ શહેર આવેલું છે. નદીના ઉત્તર કિનારાના ભાગને નાનું દમણ કહેવામાં આવે છે અને દક્ષિણ કિનારાના ભાગને મોટું દમણ કહેવામાં આવે છે. બન્ને કિનારાઓ પર પોર્ટુગીઝોએ મજબુત કિલ્લાઓ બંધાવેલા છે. સમુદ્ર માર્ગે આવતા ગમે તેટલા મોટા કાફલાને થોડા સૈન્યે હરાવી શકાય એવી કુદરતી અનુકૂળતા દમણના કિલ્લાઓને મળી શકે છે. બન્ને કિનારાઓ પર શહેર વસેલું છે. સરકારી ઓફીસો દક્ષિણ કિનારે એટલે મોટા દમણમાં આવેલી છે. સમુદ્રના કિનારા પરજ ગામ આવેલું હોવાથી ત્યાંનું કુદરતી સૌંદર્ય અદ્ભુત લાગે છે. સમુદ્રમાં ૨૪ કલાક અને ૫૪ મિનિટમાં બે વખત ભરતી ઓટ થાય છે. ભરતી આવતાં નદીમાં પાણી ચઢવા માંડે છે અને થોડા વખતમાંજ નદીના બન્ને કાંઠાઓ પાણીથી છલોછલ ભરાઈ જાય છે.

સમુદ્ર કાંઠાના લોકો સાદા હિસાબે ગણે છે કે માસની જે તિથિ હોય તે આંકડાનો પોણો ભાગ લેતાં જે સંખ્યા આવે તેટલા કલાકે, દિવસે અને રાત્રે બે વખત ભરતી થાય. સમુદ્રમાં ભરતીનાં પાણી ૬ કલાક સુધી ચડયા કરે છે અને પછી લગભગ ૧૨ મિનિટ સુધી પાણી સ્થિર રહે છે. આ સ્થિતિને **સભર** કહેવામાં આવે છે. ત્યારપછી પાણી ઓસરવા માંડે છે અને ૬ કલાકમાં ઓટ થઈ જાય છે. ત્યારે પણ લગભગ ૧૨

મિનિટ સુધી પાણી સ્થિર રહે છે અને આ સ્થિતિને **નિખાર** કહેવામાં આવે છે. સમુદ્રમાં ભરતી થવા માંડે ત્યારે શરૂઆતમાં નદીમાં વીર આવે છે, એટલે સીધી લીટીમાં નદીના મધ્યભાગમાં ધસારાબંધ પાણીની રેલ દોડવા માંડે છે અને પછી ધીમે ધીમે પાણી ચડવા માંડે છે. સમુદ્રની ભરતીથી નદીઓની અંદર માઇલો સુધી ભરતી આવે છે. દમણ આગળ આ દેખાવ ઘણો સુંદર જણાય છે.

હાલમાં દમણનો વહીવટ દમણનો પોર્ટુગીઝ ગવરનર કરે છે. તેને માસિક રૂ. ૧૨૦૦ નો પગાર મળે છે. હિંદુસ્તાનનાં સઘળાં પોર્ટુગીઝ સંસ્થાનોનો વડો અમલદાર ગોવાનો ગવરનર જનરલ ગણાય છે. તેને માસિક રૂ. ૬,૦૦૦ આપવામાં આવે છે.

દમણ પરગણાને તાબે ૨૬ ગામો આવેલા છે. આખા પરગણાનું ક્ષેત્રફળ ૩૬ ચોરસ માઈલ છે અને કુલ વસ્તી ૧૮,૩૦૦ માણસની છે. દમણના ગવરનરને તાબે નગરહવેલીનું એક બીજું પરગણું પણ મૂકવામાં આવેલું છે. નગરહવેલીના તાબે ૭૨ ગામો આવેલાં છે. તેનું ક્ષેત્રફળ ૧૧૨ ચોરસ માઇલ અને કુલ વસ્તી ૨૯,૦૨૦ માણસની છે. આ પરગણું પોર્ટુગીઝોએ ઈ. સ. ૧૭૭૯માં પેશવા પાનેથી મેળવ્યુ હતું. તેનો વહીવટ હાલમાં દમણના ગવર્નરના તાબાનો એક વહીવટદાર કરે છે.

દમણમાં પોર્ટુગીઝ હદ ઉત્તરમાં કોલક નદી સુધી અને દક્ષિણમાં થાણા જિલ્લાના કલઈ બંદર સુધી આવેલી છે. નગર હવેલીના મુલકની પૂર્વે ધરમપુરનું રાજ્ય અને બીજી ત્રણ બાજુએ સુરત અને થાણા જિલ્લાઓનો મુલક આવેલો છે. દમણ બંદર આગળથી ખંભાતનો અખાત શરૂ થાય છે. દમણની બરાબર સામા કિનારે દીવ બંદર આવેલું છે.

દમણ પરગણાનાં જે ગામો છે તેમાના ઘણા ખરાં લોકોની ખાનગી મિલ્કતનાં હોઈ રાજ્યને રેવન્યુની મહેસુલમા લગભગ કાંઈ મળતું નથી. જકાત, જંગલ, આબકારી, ન્યાય અને પોલીસ ખાતાંઓ દ્વારા અન્યને જરૂરી આવક મળે છે.

શહેરની સુધરાઈનો વહીવટ દમણની મ્યુનિસિપાલીટી કરે છે. અત્રે કહેવું જરૂરનું છે કે દમણ ગામમાં જે સ્વચ્છતા અને સુઘડતા જણાય છે તેવી સ્વચ્છતા ગુજરાતના કોઈપણ ગામમાં જોવામાં આવતી નથી. આદર્શ સ્વચ્છતાના નમુના રૂપે કોઈ પણ ગામો હોય તો તેમાં દમણ આવી શકે છે. ગામની કોઈ પણ ગલીમાં કચરો, નકામા કાગળના ટુકડાઓ અથવા બીજી કોઈ પણ જાતની ગંદકી જણાતાં નથી. લોકોને સ્વચ્છતા જાળવવાની ટેવજ પડી ગએલી છે.

સરકારી ઓફીસો, મકાનોની સ્વચ્છતા, યુનિફોર્મમાં સજ્જ થએલા પોલીસો અને સરકારી પટાવાળાઓની ડિસિપ્લિન અને અમલદારોની સભ્યતા માન ઉપજાવે તેવાં હોય છે. નાની અને મોટી દમણ જોડી દેવાને નદી ઉપર પોર્ટુગીઝ સરકારે ઈ. સ. ૧૯૩૩ના ફેબ્રુઆરિમાં રૂ. ૩ લાખને ખરચે એક પૂલ બંધાવી ગોવાના ગવરનર જનરલને હાથે તે ખુલ્લો મૂકાવ્યો હતો; પણ તેજ વરસના જુન માસમાં આવેલી નદીની રેલથી મધ્યમાંથી તેનો કેટલોક ભાગ તણાઈ ગયો અને પૂલ નકામો બન્યો. આથી બન્ને ગામમાં જવા આવવાને પહેલાંની માફક હોડીઓનો ઉપયોગ કરવો પડે છે.

નાની દમણમાં બજારને માટે એક મકાન બાંધવામાં આવ્યું છે. ત્યાં શાક તરકારીથી માંડીને કાપડ અને પરચુરણ સર્વ વસ્તુઓને માટે દુકાનો બાંધવામા આવી છે. દમણમા જકાતનો દર ઓછો હોવાથી પરદેશી વસ્તુઓ ઘણી સસ્તી મળે છે. પોસ્ટકાર્ડ એક પૈસામાં અને કવર બે પૈસામા હજી પણ ત્યાં મળે છે અને દમણની પોસ્ટ ઓફીસેથી તેને રવાના કરવામાં આવેતો હિંદુસ્તાનના કોઈપણ ભાગમાં જઈ શકે છે. આખા પરગણામાં પોર્ટુગીઝ કાયદાઓનો અમલ થાય છે. સરકારી નોકરોની ફેરબદલીઓ હિંદુસ્તાન, આફ્રિકા અને બીજાં પોર્ટુગીઝ સંસ્થાનોમાં ગમે ત્યાં થઈ શકે છે અને વર્ણના ભેદભાવ વિના પગારના દર સર્વને એક સરખી રીતે લાગુ પાડવામા આવે છે. પોર્ટુગીઝ આફ્રિકા ખાસ કરીને ગોવાના હિંદીઓએ છીતેલું હોવાથી ત્યાં હિંદુસ્તાનની પોર્ટુગીઝ પ્રજા ઘણા સારા પ્રમાણમાં રહે છે.

જુના વખતમાં દમણ વેપારનું મોટું મથક ગણાતું. ઉત્તર હિંદ અને માળવાથી ચીન મોકલવામાં આવતું ઘણું ખરું અફીણ દમણના બંદરેથી ચઢતું. વહાણો પણ પુષ્કળ પ્રમાણમા બનાવવામાં આવતાં હતાં. હાલમાં વેપાર ઓછો છે. બ્રિટિશ હદમાંથી પોર્ટુગીઝ હદમાં આવતા માલ માટે નાકાંઓ પર દાણ લેવાની ઓફીસો રાખવામાં આવેલી છે અને જનાર આવનાર માણસોની માલ મીલકતની બારીક તપાસ કરવામાં આવે છે. એજ પ્રમાણે બ્રિટિશ હદમાં પણ આવી ઓફિસો દ્વારા તપાસ કરવામાં આવે છે. વસ્તીનો મોટો ભાગ માછી લોકોનો છે અને તેઓ દરરોજ હજારો મણ માંછલાં પકડી લાવી તેમની સુકવણી કરી પરદેશ ચઢાવે છે. વનસ્પતિમાં ખજૂરાઓ પુષ્કળ પ્રમાણમાં નજરે પડે છે અને તેમના પર રાજ્યની હકસાઈનો દર ઓછો હોવાથી ત્યાં સસ્તા દરે મળે છે.

ગામના હવા પાણી ઘણાં સારાં ગણાય છે. ગુજરાતીઓની વસતી સારા પ્રમાણમાં છે. રાજભાષા તરીકે પોર્ટુગીઝ ભાષા વપરાય છે. ગુજરાતી ભાષા બોલાય છે પણ તેમાં વ્યાકરણના ઘણા દોષો તરી આવે છે.

"તું ક્યાંથી આવ્યું", "તું શું લાવ્યું, ક્યાં જવાનું" વગેરે વાક્યો બહુ સંભળાય છે. ગામમાં સરકારી નિશાળોમાં પોર્ટુગીઝ ભાષાદ્વારા શિક્ષણ અપાય છે. ગુજરાતી બોલનાર છોકરાઓ માટે અનેક ખાનગી શાળાઓ ચલાવવામાં આવે છે. પોર્ટુગીઝ અને ગુજરાતી જાણનાર શિક્ષકોને સરકાર તરફથી ઘણો સારો પગાર અને પેન્શન મળે છે.

દમણથી વાપી (દમણરોડ સ્ટેશન) સુધી પાકી સડક બનાવવામાં આવી છે. આ સાત માઈલનો રસ્તો ગુજરાતમાં સારામાં સારો રસ્તો ગણી શકાય તેવો છે. રસ્તામાં કોઈ જગ્યાએ ખાડા, ટેકરા કે કાંકરાઓ મુદ્દલ જણાતા નથી અને બન્ને બાજુએ વૃક્ષોની ઘટાથી આચ્છાદિત થએલો આ આખો રસ્તો મુસાફરોને ઘણો આનંદદાયક લાગે છે.

દમણથી વાપી જતાં રસ્તામાં, કવિ નર્મદાશંકરે વર્ણવેલું કુન્તેશ્વર મહાદેવનું દહેરૂં આવે છે. ગુજરાતની દક્ષિણ દિશાની મર્યાદા બતાવનારૂં આ નાનું દહેરૂં પહેલાંના વખતમાં ઘણું પ્રખ્યાત હતું. મહા વદમાં આ સ્થળે મોટો મેળો ભરાતો અને આસપાસથી હજારો માણસો આ સ્થળે આવતાં. એમ કહેવાય છે કે કુન્તાજીના નામ ઉપરથી આ મહાદેવનું નામ **કુંતેશ્વર** આપવામાં આવેલું છે. નજીકમાં કુન્તા નામનું નાનું ગામડું આવેલું છે. અહીંથી બે માઇલ દૂર બગવાડા નામનું ગામ આવેલું છે. પેશવાઓના વખતમાં બગવાડા તેમનું પરગણું ગણાતું હતું. પેશવાઓ પોતાના થાણા માટે ત્યાં મકાન બંધાવેલું. હાલમાં આ મકાનમા લોકલ બોર્ડની ગુજરાતી નિશાળ બેસે છે. બગવાડાના ડુંગરા પર પેશવાએ એક કિલ્લો બાંધ્યો હતો. હાલમાં તે ખંડેર સ્થિતિમાં નજરે પડે છે. કહેવાય છે કે પ્રાચીન કાળમાં ભીમક નગર નામે અત્રે એક મોટું નગર આવેલું હતું. સુભદ્રાનું હરણ કરવામાં આવેલું તે પણ આજ સ્થળે થયું હતું એમ દંતકથા કહે છે.

પેશવા સરકારનો મુલક અંગ્રેજોને મળ્યો ત્યારથી બગવાડા અંગ્રેજોનું તાલુકા થાણું બન્યું હતું. જ્યારે અંગ્રેજોને માંડવીના રજિસ તરફથી પારડીનો કિલ્લો મળ્યો, ત્યારથી અંગ્રેજોની તાલુકા કચેરી પારડીમાં ખસેડવામાં આવી. હાલમાં તે વલસાડ લઇ જવામાં આવી છે.

આ આખો પ્રદેશ કુદરતી સૌંદર્યથી ભરપૂર છે. અહીંના જેવી હાફૂસ કેરી હિંદુસ્તાનમાં બીજે કોઈ ઠેકાણે થતી નથી. પારસી લોકોનું તીર્થક્ષેત્ર ઉદવાડા પણ નજીકમાંજ છે. આ આખી ભૂમિપર આનંદ પર્યટને આવનાર કોઈને આનંદ થયા વિના રહે તેમ નથી અને માનસિક શ્રમથી થાકેલાને કુદરત આનંદ, ઉલ્લાસ અને નવીન શક્તિ આપ્યા વિના રહે તેમ નથી.

**મનસુખરામ મણિશંકર દ્વિવેદી**

સીનીઅર એસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, **સુરત.**

વિષયઃ—ઇતિહાસ
સામાન્ય હેતુઃ—ઐતિહાસિક પ્રસંગો ઉપરથી ચારિત્ર્ય ઘડવાનો.
વિશેષ હેતુઃ—ગુજરાતમાં સ્વતંત્ર સલ્તનતની સ્થાપના: ૧. મુજફ્ફરશાહ, ૨. મહંમદશાહ અને ૩. અહંમદશાહ સંબંધી ઐતિહાસિક પ્રસંગોની સંકલના શીખવવાનો: "ઝેરનો પ્યાલો."

શિક્ષક. દલસુખરામ ચુનીલાલ ત્રિવેદી.
આસિ. માસ્તર, પ્રે. સ્કૂલ, પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ.
તા. ૨-૧-૩૪. વખત ૪૦ મિનિટ
સાહિત્યઃ—નકશો, ચિત્રોઃ (૧) માંડુગઢનો કિલ્લો. (૨) અહમદશાહ મુજફ્ફરશાહને ઝેરનો પ્યાલો પાય છે, વગેરે.

| વિભાગ | રાજ્યકર્તા | પ્રસંગ | શિક્ષણશૈલી. | ટો. પા. ની નોંધ. |
|---|---|---|---|---|
| ૧. આરંભ | | अ. વર્ગવ્યવસ્થા | કાર્યારંભે ડ્રિલ: સાધનોની વ્યવસ્થિત ગોઠવણ. ગુજરાતની રાજધાનીનાં નગરો યાદ કરાવવાં. પ્ર. નામ આપો. | આ સ્થળો નકશામાં મૂકવાં. દિલ્હી, નાગોર, દેલવાડા, ઝાલાવાડ, પાટણ, આશાવળી, જુવાનપુર, ધાર, માંડુ. |
| | | ब. પૂર્વજ્ઞાનની કસોટી અને પૂર્વાપર સંબંધ | ગુજરાતના છેલ્લા રજપુત રાજાનું સ્મરણ કરાવવું. પ્ર. પાટણનો છેલ્લો રજપુત રાજા કોણ હતો ? દિલ્હીના પાદશાહના તાબામાં ગુજરાત: પાટણમાં શાહી સુબાનો અમલ. | |
| | | क. રજુઆત. | પ્ર. આપણે કયા શહેરમાં રહીએ છીએ ? અમદાવાદ વસાવનાર અહંમદશાહ, તેના પિતા મહંમદશાહ અને દાદા મુજફ્ફરશાહની વાતો કરીએ. | |

| | | | |
|---|---|---|---|
| અ. ઝફરો સુબો ઝફરખાન | ૧. સમય અને પરિસ્થિતિ. | તૈમુરની ચઢાઈથી દિલ્હીની શાહી સત્તાનો નાશ: સુબાઓનું સ્વતંત્ર થવું. | ઇ. સ. ૧૪૦૩ [આજથી પાંચસો વર્ષ ઉપર.] |
| | ૨. આશાવાળની છૂત. | આશાવાળની છૂતથી ઝફરખાનની અભિલાષા: ગુજરાતમાં સ્વતંત્ર સલ્તનત. કહે છે કે, | |
| | ૩. સ્વતંત્ર સલ્તનત. | અ. "પુત્ર 'તાતાર'ને 'મહંમદશાહ' નામથી સુલતાન બનાવ્યો.<br>બ. "આશાવળના કિલ્લામાં પિતાને કેદ અને પુત્રનું ગાદીએ બેસવું." | ગુજરાતમાં સ્વતંત્ર સલ્તનત. |
| બ. મહંમદશાહ | | પ્ર. ગુજરાતના છેલ્લા સુબાનું નામ આપો. પ્ર. દિલ્હીના પાદશાહો કેવા હતા? પ્ર. પાદશાહ નબળો હોવાથી સુબાએ શું કર્યું? પ્ર. પાટણનો પહેલો સુલતાન કોણ? | પહેલો સુલતાન, મહંમદશાહ. [૧૪૦૩-૪] |
| | ૧. આશાવળમાં ગાદી. | આશાવળ અને આશા ભીલ વિષે કંઇક. | આશાવળમાં ગાદી. |
| | ૨. દિલ્હી તરફ ચઢાઈ. | મહંમદશાહની દિલ્હી પર ચઢાઈ માટે તૈયારી-કૂચ. | દિલ્હી તરફ કૂચ. |
| | ૩. માર્ગમાં મરણ: અ. માંદગી- બ. ઝેરનો પ્યાલો | તેના મોત સંબંધી બે ઉલ્લેખ. રસિક વિવરણ અને પ્રશ્નો. | માર્ગમાં મરણ. |
| ક. મુઝફ્ફરશાહ | ૧. પહેલાં ૩ વર્ષ. | પુત્રમરણનો શોક, ગાદીની વ્યવસ્થા: નાના ભાઈને નાગોરનો સુબો. | સગીર અહંમદનો દાદો મુઝફ્ફરશાહ. ૧૪૦૪-૭ |

| | | |
|---|---|---|
| ૨. બાકીનાં ૪ વર્ષ. | ગીઅ અહમદ ગાદીનો વારસઃ દાદો વાલી. દરબારીઓની વિનતિઃ મુજફ્ફરશાહ સુલતાનપદે.<br>**ગીઅ અહમદનાં પરાક્રમ:—**<br>૧. માળવાના સુલતાન હુસંગ પર ચઢાઈઃ ધારનો ઘેરો. લશ્કરની નાસભાગઃ હુસંગ કારાવાસમાં.<br>૨. હુસંગનો છૂટકારો, અહમદની મદદ, માંડુગઢની જીત.<br>૩. જુવાનપુરના સુલતાન ઇબ્રાહીમની કનોજમાં છાવણી. મુજફ્ફરની રાજ્યભક્તિ. શાહી મદદ માટે વિદાય.<br>૪. કંથકોટ જીતવાનો નિષ્ફળ પ્રયત્ન.<br>5. મુજફ્ફરશાહનું કરુણ મરણ. | ધારનો ઘેરોઃ હુસંગ કારાવાસમાં. હુસંગનો છૂટકારોઃ મદદઃ મિત્ર. માંડુગઢની જીત. ઇબ્રાહીમને શેહ આપી નસાડ્યો. કંથકોટ જીતાયો નહિ. ખાન સરોવરની સભા.<br>अ. <u>વેરની વસુલાત.</u><br>ब. <u>ઝેરનો પ્યાલો.</u><br>क. પરિણામ. |
| ૩. "ઝેરનો પ્યાલો" | મુજફ્ફરશાહના કરુણ મરણના પ્રસંગનું દૃશ્ય વૃદ્ધ મુજફ્ફરશાહના કરુણ મરણના પ્રસંગનું દૃશ્ય ખડું કરાવવું. | |

પુનરાવર્તન

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ના જાન્યુઆરીથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૮૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| છ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. 7 |

# ઇનામપત્રક

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| અવાણીયા | ઉપાધ્યાય ભાઈશંકર કાળીદાસે | ૧—૮—૦ | સાકર વહેંચી. |
| | દરજી ટપુ હરખાએ | ૧—૦—૦ | ,, |
| | કુંભાર રણછોડ પીતાંબરે | ૧—૦—૦ | ,, |
| | તાલુકદાર કસળસિંહ રાસાભાઈએ | ૨—૦—૦ | ,, |
| ભોયણી | પા. અંબારામ રામદાસે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સ્ટેશન માસ્તર કેશવલાલ વિદ્યારામે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મોદી મણીલાલ મગનલાલે | ૧—૦—૦ | ,, |
| | ગામના દરબાર તરફથી | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| કુબડથલ | પંડયા મણિલાલ મગનલાલે | ૪—૦—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| પરબડી | તગડીના શેઠ કરસનદાસ વૃંદાવનદાસે પોતાના ભાઈની પાછળ | ૧૫—૦—૦<br>૧—૪—૦ | સ્કૂલને ઘડિયાળ ભેટ આપ્યું તથા સાકર વહેંચી. |
| શિલજ | મિ. ગણપતરામ જેશંકર | ૨૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મહેતાજીએ સ્કૂલ કમિટીના મેમ્બર મૂળચંદભાઇ દાનસંગે | ૨૧—૦—૦ | ,, |
| વિરમગામ | પત્થર ગરજીની જમાત તરફથી | ૫૦—૮—૦ | ઉર્દુ સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઝુંડાલ | પા. જીવાભાઈ વહાલદાસ તથા પા. થનાભાઈ ગોકળદાસ તથા પા. હરિભાઇ ભુલદાસે | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| કોઠ | મિ. મોહનભાઇ ખોડાભાઇએ | ૧૫—૦—૦ | ત્રણે સ્કૂલોમાં રેવડી તથા કેરી વહેંચી. |
| | મિ. દાળજી જોરાભાઇએ | ૫—૦—૦ | ત્રણે સ્કૂલોમાં સાકર વહેંચી. |
| | મિ. મોહન વશરામે | ૪—૦—૦ | સ્કૂલોમાં છોકરાઓને દૂધ પાયું. |
| | સાણંદ અને કોઠ સ્ટેટના મે. ઠાકોર સાહેબોએ | ૧૫—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને ૧૩ છત્રીઓ આપી. |
| કુબડથલ | મિ. મોતીભાઇ દેસાઇભાઇ પટેલે તથા મિ. કાળીદાસ ગોવિંદભાઇ પટેલ | ૪૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| આદરાજ | તાલુકદાર પથુભા ધીરસંગજીએ | ૪—૦—૦<br>૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં તથા વિદ્યોત્તેજક ફંડમાં આપ્યા. |
| વિરમગામ | દેસાઈ ઈસ્માઇલ દાદાભાઈએ | ૨—૬—૦ | ઉર્દુ સ્કૂલમાં મિઠાઇ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| બગોદરા | ગટરી સવાભાઈ વાઘાભાઈએ | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયાં. |
| | પા. ગાંડાભાઈ રામાભાઈ મેમ્બરે | ૫—૦—૦ | ગોળ તથા સાકર વહેંચી. |
| | મુખી ગગાભાઈ ઠકીભાઈએ | ૨—૦—૦ | દૂધપેંડા વહેંચ્યા. |
| | " | ૬—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| હીરાપુર | હાથીજણના શેઠ સુંદરદાસ રણછોડે | ૬—૦—૦ | બંને સ્કૂલોમાં લાકડશી લાડુ વહેંચ્યા. |
| કુણપુર | મુખી મોતીદાસ મનોરદાસે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ચોકીયાત ભેમા દેસજે | ૧૫—૦—૦ | " |
| છદ્રોડા | શાહ ગીરધરલાલ હાથીભાઈએ | ૨-૧૨-૦ | લાકડશી લાડુ વહેંચ્યા. |
| | " | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. ઇશ્વરલાલ દેવચંદ તથા મંગળદાસ શાલાભાઈએ | ૧૨—૦—૦ | " |
| | મિ. જગનલાલ વીરચંદે | ૧૨—૦—૦ | " |
| વાસુકડ | શેઠ પ્રેમચંદ રતનજીએ | — | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વણાદ | વૈષ્ણવજનોએ પોતાના સાધુ મોરલીધરના મરણ નિમિત્તે | ૫૦—૦—૦ | " |

## ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| આમોદ | પા. સોમાભાઈ કાળીદાસે | ૨૫—૦—૦ | છોકરા તથા છોકરીઓને જમાડયાં. |
| કનીજ | દહેગામના મિ. લાલદાસ મોરારદાસ ઠક્કરે | ૧૦—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| આંત્રોલી | આટેરાના નાથાભાઈ મથુરભાઈ પટેલે | ૧૦—૦—૦ | બાળાઓને " |
| | " | ૧—૦—૦ | ભરતગુંથણ માટે આપ્યો. |
| | આટેરાના મુખી નાથાભાઈ સોમાભાઈ પટેલે | ૧—૦—૦ | કન્યાકેળવણીમાં આપ્યો. |
| છીપડી | મુખી અમરસીંગ ભુપતસીંગે સ્વ. શાહ અંબાલાલ નાથાજીની ઉત્તરક્રિયા નિમિત્તે | ૭૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| પીપળાવ | અડાલાયાના પટેલ સોમાભાઈ અંબાઈદાસે પોતાના ભાઈના લગ્ન પ્રસંગ નિમિત્તે | ૧૨—૦—૦ | સ્કાઉટફંડ, પરબ, ગરીબ છોકરાને ચોપડીઓ, પતાસાં, બાળાઓને રકાબી પ્યાલા વહેંચ્યા. |
| વણસોલી | અડાલાયાના પા. અંબાલાલ બેચરભાઈએ | ૧૧—૦—૦ | વિદ્યાર્થીઓને જર્મનના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | જોષી પ્રાણલાલ હીરાલાલે પોતાના પિતાશ્રીના મરણ નિમિત્તે | ૧૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| સવાલ | બાઈ દિવાળી પા. જીવા ક- લાણની વિધવાએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. શંકરભાઇ રણછોડભાઇએ | ૦—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| વાજ | મિ. અંબાલાલ લક્ષ્મીદાસ પટેલે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. મોતીભાઇ દેશાઇભાઇ પટેલે | ૩૦—૦—૦ | ,, |
| | મિ. મણીલાલ નરસીભાઇ પટેલે | ૩૦—૮—૦ | ,, |
| | મિ ચતુરભાઇ ગીરધરભાઇ પટેલે | ૨૫—૦—૦ | ,, |
| | મિ. હાથીભાઈ વાઘજીભાઈ પટેલે | ૨૫—૦—૦ | ,, |
| | મિ. બહેચરભાઈ વાઘજીભાઈ પટેલે | ૨૫—૦—૦ | ,, |
| | અમદાવાદના મૂળશંકર ચુનીલાલ જોષીએ પોતાના લગ્નપ્રસંગે | ૧૫—૦—૦ | પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| વાંટવાળી | ડૉ. સાહેબ છોટાભાઇ ખુશાલભાઈ પટેલે પોતાના પત્નિ ગુજરી ગર્યા તેમના સ્મરણાર્થે | ૧૭—૦—૦ | કન્યાશાળામાં ઘડિઆળ ભેટ આપ્યું. |
| રૂદણ | પીજના પા. મોતીભાઈ દેશાઇભાઇએ પોતાના પુત્રના લગ્ન પ્રસંગે | ૭—૦—૦ | પરબમા તથા બાળાઓને જર્મનના પ્યાલા તથા |
| | ,, | ૩—૦—૦ | છોકરાઓને પતાસાંવહેંચ્યાં. |
| ઉત્તરસંડા | જોષી મગનલાલ જેઠારામે પોતાની પુત્રીના લગ્ન પ્રસંગે | ૧૭—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વહેંચી. |
| સણાલી | મિ. ખોડાભાઇ રણછોડભાઈ પરમારે | ૨૦—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા તથા પતાસાંવહેંચ્યાં. |
| | મિ. ભુલાભાઇ જગાભાઇ વાળંદે | ૨૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. અમૃતલાલ કાળીદાસ શાહે | ૨૨—૦—૦ | ,, તથા પતાસાં વહેંચ્યાં. |
| સુરકુવા | બારૈયા શીવાભાઇ જેરાભાઇએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| હમીદપુરા | બારૈયા જીઆભાઇ છગાભાઇએ | ૨૨—૦—૦ | ,, |
| | ખેચરીના પટેલ વૃજભાઇ જેરાભાઇએ | ૧૫—૦—૦ | ,, |
| નાપાડ | બાઇ દિવાળી પા. આશાભાઇ રણછોડભાઇની વિધવાએ | ૧૫૦—૦—૦ | ,, |
| | પા. શંકરભાઇ વાઘજીભાઇતથા પા. છીભાઇ વાઘજીભાઇએ મળી | ૧૫૦—૦—૦ | ,, |
| | પા. ઉમેદભાઇ કાળીદાસે | ૪—૧૪—૦ | એશિઆખંડનો નકશો લાવી આપ્યો. |
| | પા. ઉમેદભાઇ કાળિદાસે ચી. કાન્તિલાલના સ્મરણાર્થે | ૪—૧૨—૦ | અમેરિકાખંડનો નકશો લાવી આપ્યો. |

| | | | |
|---|---|---|---|
| નાપાડ | પા. મોતીભાઇ હાજીભાઇના સ્મરણાર્થે પા. વાઘજીભાઇએ | ૫—૮—૦ | આફ્રિકાખંડનો નકશો લાવી આપ્યો. |
| | ગામલોકો તરફથી | ૫—૦—૦ | પૃથ્વીનો નકશો ,, |
| | અગરસ્ટેટના ઠા. ચાવર બા નાજીએ | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ચીખલોડ | પટેલ શનાભાઇ મથુરભાઇએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પતાસાં વહેંચ્યાં. |
| | પટેલ શંકરભાઇ ભૂલાભાઇએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| આંતોલી | ભાટેરાના પટેલ નાથાભાઇ મથુરભાઇએ | ૫—૦—૦ | મિઠાઇ તથા પતાસાં વહેંચ્યાં તથા ફંડમાં આપ્યા. |
| સુરકુવા | મિ. અંબાલાલ બાબરભાઇ પટેલે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. કાળીદાસ મહીજીભાઇ પટેલે | ૨૧—૦—૦ | છોકરીઓને પ્યાલા રકાબી તથા બાળાઓને ઓઢણીઓ વહેંચી. |
| દેવકી-વણસોલ | બારૈયા બાવાજી બનાજીએ | ૬—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ભાટ બાબરજી રણછોડજીએ | ૧૦—૦—૦ | ,, |
| નાપાડ | ઠાકોર સાહેબ બળવંતસિંહજી ઉદેસિંહજીની પુત્રીના લગ્ન પ્રસંગે અગરના ઠાકોર સાહેબે | ૧૮—૦—૦ | કન્યાશાળામાં ઘડિઆળ ભેટ આપ્યું તથા મિઠાઈ વહેંચી. |
| આભલજ | રટુના ઠક્કર મોતીલાલ ગીરધરદાસે | ૭—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | ,, | ૪—૦—૦ | ઘડિઆળ લાવવા સારૂ ફંડમાં આપ્યા. |
| | ,, | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

ખાતા તરફથી મંજુર થએલાં

મેસર્સ ભટ્ટ અને પંચોલી કૃત

# પ્રાથમિક શાળાનાં અંકગણિત

ભાગ ૧ લો : પદ્ધતિવિભાગ અને અભ્યાસવિભાગ [ શિક્ષકો માટે ]
બાળવર્ગ અને પહેલા ધોરણ માટે. ૦-૭-૦

ભાગ ૨ જો : પદ્ધતિવિભાગ. [ ધોરણ બીજા, ત્રીજા, ચોથાના શિક્ષકો માટે ] ૦-૮-૦

ભાગ ૩ જો : અભ્યાસવિભાગ : [ માત્ર વિદ્યાર્થીઓ માટે ]
ધોરણ ૨ જું : કિ. ૦-૨-૬
ધોરણ ૩ જું : કિ. ૦-૩-૦
ધોરણ ૪ થું : કિ. ૦-૩-૦

મફતઃ ધોરણવાર સામટી પચીસ પ્રત ઉપર પદ્ધતિવિભાગનું પુસ્તક

| | | |
|---|---|---|
| ગુજરાતની ભૂગોળ | કર્તા—રંગભાઈ લલ્લુભાઈ પટેલ | ૦—૪—૦ |
| મુંબઈ ઇલાકાની ભૂગોળ | કર્તા પ્રીતમરાય વ્રજરાય દેસાઈ | ૦—૫—૦ |
| હિંદુસ્તાનની ભૂગોળ | કર્તા પ્રીતમરાય વ્રજરાય દેસાઈ | ૦—૫—૦ |
| વાર્તારૂપે ગુજરાતનો ઇતિહાસ. | હસમુખરામ ચુનીલાલ ત્રિવેદી | ૦—૮—૦ |
| હિંદના ઇતિહાસનું પ્રથમ દર્શન | બાપુભાઈ લલ્લુભાઈ કાજી | ૦-૧૨-૦ |
| શાળોપયોગી હિંદુસ્તાનનો ઇતિહાસ ( રાજ્યબંધારણ સાથે ) | | ૦—૮-૦ |

કર્તા—મગનલાલ માણેકલાલ ધોળકીઆ.

| | |
|---|---|
| વેપારજ્ઞાન અને દેશીનામું કર્તા—દુર્ગાશંકર શિવશંકર યાજ્ઞિક. | ૦—૬—૦ |
| ગુજરાતી કૉપિબુક નંબર ૧ થી ૫ દરેકની કિંમત | ૦—૧—૬ |
| [illegible] કૉપિબુક નંબર ૧ થી ૨ દરેકની કિંમત . | ૦—૧—૬ |

નમુનાની પત્રિકા મંગાવો.

લખો—મેનેજર, ધી ગુજરાત ઓરિએન્ટલ બુકડીપો,
રતનપોળને નાકે, ગાંધીરોડ, અમદાવાદ.

પુસ્તક ૭૩]                                                    [ અંક ૪

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## એપ્રિલ સને ૧૯૩૪

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરૂપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.

હેડમાસ્તર ત્રે. શા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

સલાપોસ રોડ—અમદાવાદ

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૩ ] એપ્રિલ ૧૯૩૪ [ અંક ૪

## ગણિતની તાલીમ

દરેક ઠેકાણે શાળાના અભ્યાસક્રમમાં વાચન, લેખન અને અંકગણિત એ ઘણા અગત્યના વિષયો ગણાય છે, અને તેથી તેનું જ્ઞાન ફરજિઆત રાખવામાં આવ્યું છે. સંસારવહેવારના દરેક પ્રસંગે તેની જરૂર પડે છે. મનુષ્યજાતિને વિચાર કે લાગણીના જે જુદા જુદા અનુભવ થાય છે તે અમુક લેખી ચિહ્નોદ્વારા દર્શાવ્યાં હોય છે. તેને **સાહિત્ય** કહેવામાં આવે છે. આ સાહિત્યના ભંડારની કુંચી વાચન છે. આપણા વિચારને લેખનદ્વારા સ્થાયી સ્વરૂપ મળે છે. મોઢેથી બોલીને, કે વાતચીતદ્વારા આપણે આપણા મનના વિચાર બીજાને જાહેર કરી શકીએ છીએ, પણ જ્યારે તે અમુક લેખી ચિહ્નોદ્વારા દર્શાવવામાં આવે છે ત્યારે તેને કાયમનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે, તેથી મનુષ્ય તેની ઇચ્છા મુજબ ગમે તે વખતે તેનો ઉપભોગ કરી શકે છે. સંસારનું કોઈ પણ કાર્ય સંખ્યાજ્ઞાન સિવાય થઈ શકતું નથી. સાદામાં સાદી ક્રિયા પણ સંખ્યાના જ્ઞાન વગર હોતી નથી. બજારમાં કોઈ ચીજ લેવા જઈએ કે ઘર બંધાવતા હોઈએ કે વેપારની લેવડદેવડ કરીએ તોપણ તેમાં અંકગણિતના જ્ઞાનની અવશ્ય જરૂર પડે છે. આ કારણને લીધે વાચન, લેખન તથા અંકગણિત એ બાળકના અભ્યાસક્રમમાં અગ્રસ્થાન ભોગવે છે.

અંકગણિત વગર દુનિયાનો કોઈપણ વહેવાર થઈ શકતો નથી અને તેથી તે વિષયનું જ્ઞાન બાળકને જરૂરનું છે એ બાબત સ્પષ્ટ છે; પણ તે ઉપરાંત ગણિતના વિષયનો એક મોટો ફાયદો તો એ છે કે તેને લીધે વિદ્યાર્થીની બુદ્ધિને યોગ્ય તાલીમ મળે છે. તાલીમનો અર્થ સારી ટેવ થાય છે. દરેક વિષયના જ્ઞાનના લીધે વિદ્યાર્થીની અમુક શક્તિ કસવામાં આવે છે અને તેથી તે નવું કામ કરવાને સશક્ત થાય છે. જ્યારે કોઈપણ જાતનું કામ ચોકસાઈથી સરળ રીતે થાય છે ત્યારે તેની તાલીમ મળી છે એમ કહેવામાં આવે છે. દરેક ધંધાદારી મનુષ્યમાં વારંવાર કામના મહાવરાને લીધે આવી યોગ્યતા આવે છે. એકજ કામ ઘણી વખત કરવાથી મગજમાં તેનો એક પ્રકારનો ચીલો બંધાય છે, એટલે બીજા શબ્દમાં કહીએ તો તેની ટેવ પડે છે. આ કારણને લીધે દરેક કારીગર પોતાનું કામ સરળતાથી ટુંકી મુદતમાં બરાબર રીતે કરી શકે છે. વિદ્યાર્થીની બુદ્ધિને આવી જાતની તાલીમ ગણિતના જ્ઞાનથી મળે છે. બુદ્ધિનું કર્તવ્ય મુખ્યત્વે વિચાર કરવાનું છે. કાર્યકારણની સંકલનાનો તર્ક એ વિચારની ક્રિયા છે. અમુક જાતના સંજોગો ઉપરથી તેનું કાર્ય શું ઉપજશે એ ધારવું તે વિચારની ક્રિયા છે. વળી અમુક કાર્ય ઉપરથી તેનાં શાં કારણ હોવાં જોઈએ એવી જાતની બુદ્ધિની ક્રિયાને વિચાર કે અનુમાન કહેવામાં આવે છે. જેમ જેમ મનુષ્યની બુદ્ધિ તીવ્ર બને છે તેમ તેમ તે સૂક્ષ્મ કારણો શોધી શકે છે. ગણિતના વિષયમાં બુદ્ધિને જે તાલીમ મળે છે તેવી ભાગ્યેજ બીજા કોઈ વિષયમા મળતી હશે. પદાર્થવિજ્ઞાન, જીવનશાસ્ત્ર વગેરે વિષયોમાં બુદ્ધિની સારી કસોટી થાય છે. કુદરતના બનાવો ઉપરથી તેમના નિયમો શોધવા માટે કુશાગ્ર બુદ્ધિની જરૂર પડે છે, પણ તેવા વિષયોમાં પણ ગણિતશાસ્ત્રની વિશેષ જરૂર પડે છે, તેથી એકંદર એમ કહી શકાય કે ગણિતશાસ્ત્રના અભ્યાસથી જે તાલીમ મળે તે અનન્ય છે અને તે વડે બુદ્ધિનો સારો વિકાસ થાય છે.

ગણિતનાં સત્ય **સનાતન** અને **વિશ્વવ્યાપી** છે. ૨+૨=૪ એ બાબત દુનિયાના કોઈપણ સ્થળે તેમજ કોઈપણ જમાનામાં સ્વીકાર્યા સિવાય છુટકો નથી. કોઈપણ મનુષ્યની બુદ્ધિ તેનો ઇન્કાર કરી શકે એમ નથી. સત્ય તરીકે તે સ્વીકારવામાં કોઈપણ મનુષ્યની શરમ કે મર્યાદા આડે આવતી નથી. જે વિદ્યાર્થી ગણિતની આવી બાબતનો અભ્યાસ કરે છે તેને નિરપેક્ષ સત્ય ઉપર પ્રીતિ થાય છે; તેમાં કોઈપણ પ્રકારના રાગદ્વેષને અવકાશ રહેતો નથી. વળી ગણિતના અભ્યાસથી ચોકસાઈ, ક્રમ

અને વ્યવસ્થાના ગુણ વિદ્યાર્થીનામાં ખીલે છે. તેને આ ગુણની જરૂર ડગલે ને ડગલે પડે છે. ગણિતશાસ્ત્રનું બંધારણજ તે ઉપર રચાયું છે. આની સાથે વિદ્યાર્થીની ધ્યાનશક્તિ કેળવાય છે. બેકને એક પ્રસંગે કહ્યું છે કે જે મનુષ્યનું મન ભટકતું હોય તેણે ગણિત વિશેષ શીખવું જોઈએ. તેનું આ કહેવું યથાર્થ છે, કારણ કે ચિત્તની એકાગ્ર સ્થિતિ સિવાય ગણિતની કોઈપણ ક્રિયા થઈ શકતી નથી. હિસાબ ગણતી વખતે બાળકને વિશેષ ધ્યાન આપવું પડે છે. તેનું ચિત્ત જરા પણ આઘુંપાછું થાય છે તો તેમાં તે ભૂલ કરે છે અને તેથી તેની ગણતરી ખોટી પડે છે. વિશેષમાં ગણિતનો વિષય અમૂર્ત બાબતનો હોવાથી તે સમજવાને માટે ઘણો પ્રયાસ કરવો પડે છે. જે વિદ્યાર્થીઓ ગમે તેમ અદ્ધર બાબતો સ્વીકારી લઈ તર્ક કે વિચાર કરે છે તેમની ગણતરી ખરી પડતી નથી. અમુક ચોક્કસ ખરી બાબત સ્વીકાર્યા પછીજ તેના ઉપર તર્કની ઇમારત ચણી શકાય છે. આ બધાં કારણોને લીધે જે વિદ્યાર્થીને ગણિતની યોગ્ય તાલીમ મળતી નથી તેની બુદ્ધિનો સારો વિકાસ થઈ શકતો નથી એ નિઃસંશય છે.

આપણે પળે પળે કાર્યકારણનો વિચાર કરીએ છીએ; એટલે તેમાં બુદ્ધિની ક્રિયા જોવામાં આવે છે. કોઈપણ સૂક્ષ્મ બાબતની વિચારણા માટે કસાએલી બુદ્ધિની જરૂર પડે છે. વળી કુદરતના ગૂઢ નિયમો શોધવા માટે બુદ્ધિને સારી તાલીમ મળેલી હોવી જોઈએ. જે વ્યક્તિનું ચિત્ત એકાગ્ર થઈ શકતું નથી, તે કોઈપણ કામ સારી રીતે કરી શકતો નથી. આ કારણને લીધે ગ્રીક ફીલસૂફ પ્લેટોએ તેની શાળાના પ્રવેશદ્વાર ઉપર લખ્યું હતું કે જેણે ગણિતની તાલીમ મેળવી નથી તેણે અંદર દાખલ થવું નહિ. આધ્યાત્મિક વિદ્યાના સત્યો સમજવા માટે તીવ્ર બુદ્ધિની ખાસ જરૂર પડે છે; તેથી તે જમાનામાં ગણિતશાસ્ત્રનું જ્ઞાન તત્ત્વજ્ઞાનના અભ્યાસ માટે ઉપોદ્‌ઘાતરૂપ ગણવામાં આવ્યું હતું. આ વસ્તુસ્થિતિ કરતાં હાલમાં કંઈ જુદા પ્રકારની માન્યતા પ્રચલિત થતી જાય છે. આધુનિક સમયમાં 'ઉપયોગિતા'ની દૃષ્ટિ સર્વમાન્ય થતી જોવામાં આવે છે; દરેક બાબતનો શો પ્રત્યક્ષ ફાયદો છે એ મુદ્દો પ્રથમ તપાસવામાં આવે છે અને સંસ્કારિતા કે તાલીમને ગૌણ સ્થાન મળતું જાય છે. ગણિતના અભ્યાસમાં પણ તે દૃષ્ટિ મુજબ હાલમાં ઘણી ટીકા કરવામાં આવે છે અને તેથી જેમ બને તેમ ગણિતનો વિષય પદાર્થજ્ઞાનથી સરળ કરવામાં આવે છે. કોઈ અમુક હિસાબ છોકરાં કરે તો તરત સવાલ કરવામાં આવે છે કે તેની તેમને શી જરૂર છે. સંસારવહેવારમાં એવા હિસાબ કરવાનો

હોતા નથી. વળી આ ઉપરાંત કેટલીક નિરુપયોગી બાબતના હિસાબનો પણ તેજ દૃષ્ટિથી અનાદર થાય છે. વિદ્યાર્થીને ભવિષ્યમાં તે બાબત કામમાં આવશે કે કેમ તે વિચાર મુજબ અભ્યાસક્રમમાં પણ ફેરફાર થાય છે. ટુંકામાં ગણિતનો વિષય હાલ વધારે સરળ કરવાને માટે બહુ પ્રયત્ન કરવામાં આવ્યો છે. ભૂમિતિના સિદ્ધાંતો પણ વધારે સરળ રીતે રજુ કરવામાં આવે છે. યુક્લિડના પહેલા પુસ્તકનો પાંચમો સિદ્ધાંત જેને અંગ્રેજીમાં 'Asso's bridge' કહે છે તે તો આરંભમાં ઘણોજ કઠણ લાગતો હતો. વિદ્યાર્થીનું મગજ ફરી જાય તેવી તર્કની પરંપરા તેમાં જોવામાં આવે છે; પણ હાલમાં તે વસ્તુસ્થિતિ રહી નથી. હવે તો શિક્ષણ સરળ અને સુખમય કરવાનો વિશેષ ઝોક નજરે પડે છે. અલબત્ત બાળકનું શિક્ષણ આકર્ષક અને રસમય હોવું જોઈએ, પણ તેની સાથે બુદ્ધિ સુસ્ત થઈ જાય એવો પ્રબંધ ઇચ્છવા જોગ નથી. વિદ્યાર્થીના અભ્યાસમાં ઘણી બાબતો કઠણ પણ હોવી જોઈએ કે તેવા પ્રસંગે જાતે વિચાર કરી ખંતથી તે તેનો નિર્ણય કરી શકે. જેમ એક મનુષ્ય લાંબા વખત સુધી ભાત જેવો હલકો ખોરાક ખાયા કરે, તો છેવટે તેની જઠર ભારે ખોરાક પચાવી શકતી નથી; તેમ જો વિદ્યાર્થીની બુદ્ધિને સખત રીતે કસવાના પ્રસંગો મળે નહિ, તો તેઓ આગળ ઉપર કોઈ કઠણ કે સૂક્ષ્મ બાબત ઉપર વિચાર કરતાં પાછા પડે છે અને પછી તેમને તેવું કામ કરવાનો કંટાળો આવે છે. ખરી રીતે તો વિદ્યાર્થીની બુદ્ધિને સારી પેઠે કસવાની જરૂર છે કે જેથી તેને યોગ્ય તાલીમ મળે અને તે વડે તે સૂક્ષ્મ બાબતનો વિચાર કરી શકે. જે મનુષ્યની બુદ્ધિ તીવ્ર હોય છે તેજ કુદરતના નિયમો સમજી શકે છે. જેમનું ધ્યાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભટકતું હોય તેમનાથી કોઈ પણ સત્યની શોધ થઈ શકતી નથી, તેમજ સત્યનું ગ્રહણ પણ થઈ શકતું નથી. હવે આ ઉપરથી સહજ જણાશે કે ગણિતશાસ્ત્રના સારા અભ્યાસથી વિદ્યાર્થીની બુદ્ધિને યોગ્ય તાલીમ આપવી જોઈએ કે જેથી તેના મગજનો સારો વિકાસ થાય અને તેથી તેનું કર્તવ્ય તે બરાબર રીતે બજાવી શકે.

---

## પરીક્ષા કેવી હોવી જોઈએ.

મારા મિત્રમંડળમાં કેટલાક શિક્ષકો છે, તેમને કેળવણીને લગતા પ્રશ્નોમાં સારો રસ પડે છે, આ કારણને લીધે પ્રસંગોપાત તેમની સાથે મારે

શિક્ષણની અગત્યની બાબત ઉપર ચર્ચા થાય છે. એક સમીસાંજે હું ફરવા જતો હતો, ત્યારે નરભેરામ મને રસ્તામાં મળ્યા. મેં તેમને પૂછ્યું કે હાલમાં નવાજુની શી છે? તેમણે કહ્યું કે થોડા વખત ઉપર યુરોપમાં શિક્ષકોની જે પરિષદ ભરાઈ હતી તેમાં પરીક્ષાની પદ્ધતિ સંબંધી જે રસભરી ચર્ચા થઈ હતી તેનો રિપોર્ટ મારા વાંચવામાં આવ્યો છે અને તેથી આપણે ત્યાં તેનો કેવી રીતે અમલ થાય તે સંબંધી હું મનન કરૂં છું.

શિક્ષકઃ—આપણે ત્યાં તો જુની રીતે પરીક્ષા થાય છે તે તમે જાણો છો.

નરભેરામઃ—હા, એ બાબત મારી નજર બહાર નથી, પણ જમાનાની સાથે આપણે પ્રગતિ કરવી જોઈએ.

શિક્ષકઃ—હાલમાં દુનિયાના દરેક દેશમાં કેળવણીના પ્રશ્ને અગત્યનું સ્થાન લીધું છે, કારણ કે સમાજની ઉન્નતિનો આધાર કેળવણીના સ્વરૂપ ઉપર છે એમ ત્યાંના વિદ્વાનો માને છે. આપણે ત્યાં કેટલીક બાબતમાં તો ઠીક ફેરફાર થયા છે.

નરભેરામઃ—તમારૂં કહેવું ખરૂં છે, પણ મારૂં તો દૃઢ માનવું છે, કે **પરીક્ષક શિક્ષકને શિક્ષણનો નમુનો રજુ કરે છે.** જેવી રીતે પરીક્ષા થાય છે તેવી રીતે બીજે વરસે શિક્ષકો સારા પરિણામ માટે વિદ્યાર્થીઓને શીખવે છે. તેથી શિક્ષણના બધા પ્રશ્નોમાં પરીક્ષાની બાબત ઘણી અગત્યની ગણવામાં આવે છે.

શિક્ષકઃ—અલબત્ત, પરીક્ષાની શૈલીમાં સુધારો કરવાની ઘણી જરૂર છે; કારણ કે હાલની રીત મુજબ તો વિદ્યાર્થીની યાદશક્તિની મુખ્યત્વે કસોટી થાય છે. કોઈ કોઈ બુદ્ધિની કસોટીના પ્રશ્નો પૂછવામાં આવે છે, પણ એકંદરે જોતાં હાલમાં બુદ્ધિ કે હૃદયના વિકાસ ઉપર ધ્યાન આપવાને બદલે વિદ્યાર્થીઓને કેટલું યાદ રહ્યું હોય છે તે બાબત આગળ પડતી જણાય છે.

નરભેરામઃ—પ્રથમ જણાવ્યા મુજબ પરીક્ષાની પદ્ધતિને લગતા રિપોર્ટમાં પણ આ મુદ્દો સારી રીતે છણવામાં આવ્યો છે અને ત્યાંના કેળવણીકારોનો સમગ્ર મત એવો છે કે ખરી કેળવણી માટે તો હાલની પરીક્ષાની પદ્ધતિમાં ખાસ ફેરફાર કરવાની જરૂર છે.

શિક્ષકઃ—પરીક્ષાની રીતમાં ફેરફાર કરવો જોઈએ એ બાબત હું પણ સ્વીકારૂં છું, પણ તે કેવી રીતે થઈ શકે એ પ્રશ્ન મને મુંઝવી રહ્યો છે; કારણ કે કોઈ કોઈ વખત જુની રીતમાં સુધારો થવાને બદલે નવા ફેરફારથી હાનિ થાય છે.

નરભેરામઃ—શિક્ષણની રીતમાં ધીમે ધીમે ફેરફાર કરવો એવો તમારો મત છે એમ હું ધારૂં છું; પણ પરીક્ષાની હાલની રીત તો ઘણી જુની છે અને તેથી આપણે ત્યાં બુદ્ધિના વિકાસની દૃષ્ટિએ જોતાં ઘણું નુકસાન થયું છે.

શિક્ષકઃ—બાળકને અમુક વિષયમાંની કેટલી બાબતો યાદ રહી છે એ જો પરીક્ષાનું ધ્યેય હોય તો અલબત્ત તેમાં ખાસ ફેરફાર કરવાની જરૂર છે, કારણકે તેને લીધે વિષય બરાબર સમજીને તેના અગત્યના મુદ્દા પચાવવામાં આવતા નથી, પણ સમજ્યા વગર અમુક વખત માટે તે ગોખી યાદ રાખવામાં આવે છે; તેથી વિશેષ હાનિ થાય છે. તેને લીધે વિદ્યાર્થીઓના મગજ ઉપર ભારે બોજો રહે છે અને વિષયને સાંગોપાંગ સમજવાને બદલે તેમાંની અમુક અમુક બાબતો પરાણે ગોખી તે યાદ રાખવી પડે છે.

નરભેરામઃ—આપણે ત્યાં આ વસ્તુસ્થિતિ હજુ એમની એમ છે, પણ પાશ્ચાત્ય દેશોમાં તો ઘણા અગત્યના ફેરફાર કરેલા છે.

શિક્ષકઃ—તેમાના કયા કયાનો અમલ આપણે ત્યાં થઈ શકે એમ છે તે જરા કહેશો?

નરભેરામઃ—પ્રથમ તો તેમણે સારી લાયકાતવાળા શિક્ષકોને પસંદ કરી તેમને ઉંચા પ્રકારની તાલીમ આપી તેમનું કામ તેઓ સારામાં સારી રીતે એટલે શાસ્ત્રીય રીતે કરી શકે એવી તાલીમની યોજના પ્રથમ ઘડવામાં આવી હતી.

શિક્ષકઃ—પછી બીજું શું શું કર્યું?

નરભેરામઃ—ઉંચા ચારિત્ર્યવાળા અને શાસ્ત્રીય તાલીમવાળા શિક્ષકોની નિમણુક કરીને તેઓ સંતોષ પામ્યા નથી. તેની સાથે તેમના ઉપર દેખરખ રાખનારા પરીક્ષકને પણ તેમના કામની સારી તાલીમ આપવામાં આવે છે.

શિક્ષકઃ—તમારૂં કહેવું વ્યાજબી છે. જ્યાંસુધી કર્તવ્યનિષ્ઠ અને સારી તાલીમ પામેલા શિક્ષકો મળી આવે નહિ ત્યાંસુધી શિક્ષણમાં કદી સુધારો થઈ શકે એમ નથી; માટે શાળામાં દરરોજ નિયમિત રીતે શિક્ષણ આપવામાં આવે તેને માટે શિક્ષકવર્ગમાં તેમની ફરજની ઉંચા પ્રકારની લાગણી હોવી જોઈએ. જ્યારે શિક્ષક ખરા જિગરથી શીખવે છે ત્યારે પદ્ધતિ પણ આપોઆપ નીકળી આવે છે અને વિદ્યાર્થી તેની કદર કરી શકે છે.

નરભેરામઃ—શાળામાં નિયમિત રીતે અને શાસ્ત્રીય રીતે શિક્ષણ આપવામાં આવે તો જ પરીક્ષાની શૈલીમાં ફેરફાર થઈ શકે, નહિતો હાલની રીત કાયમની થઇ જવાનો ભય રહે છે.

શિક્ષકઃ—આ ઉપરથી એક બાબત એ સ્પષ્ટ જણાય છે કે શિક્ષકોની લાયકાત ઉંચા પ્રકારની હોવી જોઈએ.

નરભેરામઃ—તેની સાથે પરીક્ષકની દૃષ્ટિમાં સમભાવ હોવો જોઈએ અને તેનું માનસ ઉંચા પ્રકારનું વૈજ્ઞાનિક હોવું જોઈએ કે જેથી શિક્ષકનું કામ યોગ્ય રીતે જાણવામાં આવે. વળી શિક્ષકની પરિસ્થિતિનો વિચાર કરી તેના કામની તુલના થવી જોઈએ. ખરી રીતે તો પરીક્ષક એક ભોમીઓ અને મિત્ર હોય તેવી રીતે તેનું વર્તન હોવું જોઈએ.

શિક્ષકઃ—મને કેટલાક તેવા પરીક્ષકનો અનુભવ છે. શાળામાં મુખ્ય મુદ્દાની બાબત કઈ છે તે ઉપર તેઓ ખાસ લક્ષ આપે છે અને નજીવી બાબતો તેઓ ચુંથતા નથી; વળી તેઓ રચનાત્મક સૂચના આપી બને તેમ વધારે માર્ગદર્શક થવા પ્રયત્ન કરે છે.

નરભેરામઃ—ઉપર જણાવેલી વસ્તુસ્થિતિ આપણે ત્યાં કોઈ કોઈ ઠેકાણે જોવામાં આવે છે, પણ યુરોપમાં તો તે સાધારણ સ્થિતિ છે. ત્યાંના શિક્ષકમાં આત્મગૌરવ તથા અભ્યાસની તેમજ કર્તવ્યની લાગણી ઉંચી હોવાથી તેમના કામની પરીક્ષા પણ તેવીજ દૃષ્ટિથી કરવામાં આવે છે. પરીક્ષક અમલદાર જ્ઞાનની વૃદ્ધિ કેટલી થઈ છે તેના કરતાંએ તે જ્ઞાન **કેવી રીતે** આપવામાં આવ્યું છે તેની વધારે દરકાર રાખે છે. વળી ફક્ત બુદ્ધિના વિકાસ ઉપર લક્ષ આપવાને બદલે શાળાની ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિઓ કેવી જાતની છે તે માટે બહુ ઈંતેજાર હોય છે. તેને લીધે વિદ્યાર્થીના શરીરના અને નીતિના વિકાસ ઉપર કેવી અસર થાય છે તેની ખાસ નોંધ લે છે. વળી તે જાતે વર્ગમાં અમુક અમુક બાબત શીખવી બતાવે છે અને તેવો આદર્શ તેના આગળ રજુ કરે છે.

શિક્ષકઃ—આપણે ત્યાં પણ આ પ્રમાણે ઉંચા પ્રકારનું શિક્ષણ આપવામાં આવે એને માટે ખાસ પ્રયત્ન થવો જોઈએ. મારા ધારવા મુજબ હાલની સ્થિતિમાં પણ કેટલાક સારા ફેરફાર થઈ શકે એમ છે.

નરભેરામઃ—તે કયા કયા છે તે મને જણાવશો ?

શિક્ષકઃ—હાલમાં પરીક્ષાના સવાલમાં કેટલાક પ્રશ્નો બુદ્ધિની કસોટીના મૂકવા જોઈએ. અમુક બાબત કેવી છે તેનું વર્ણન માગવાને બદલે તે બાબત શા કારણથી તેવા સ્વરૂપની છે તેવા પ્રશ્નો પૂછવા જોઈએ. વિદ્યાર્થી પોતે વિચાર કરે અને તેનો જાતે નિર્ણય કરે એવા પ્રશ્નો પૂછી શકાય એમ છે. અમુક સ્થિતિમાં અમુક જાતનો ફેરફાર થાય તો તેનું શું પરિ-

નરભેરામઃ—શિક્ષણની રીતમાં ધીમે ધીમે ફેરફાર કરવો એવો તમારો મત છે એમ હું ધારું છું; પણ પરીક્ષાની હાલની રીત તો ઘણી જુની છે અને તેથી આપણે ત્યાં બુદ્ધિના વિકાસની દષ્ટિએ જોતાં ઘણું નુકસાન થયું છે.

શિક્ષકઃ—બાળકને અમુક વિષયમાંની કેટલી બાબતો યાદ રહી છે એ જો પરીક્ષાનું ધ્યેય હોય તો અલબત્ત તેમાં ખાસ ફેરફાર કરવાની જરૂર છે, કારણકે તેને લીધે વિષય બરાબર સમજીને તેના અગત્યના મુદ્દા પચાવવામાં આવતા નથી, પણ સમજ્યા વગર અમુક વખત માટે તે ગોખી યાદ રાખવામાં આવે છે; તેથી વિશેષ હાનિ થાય છે. તેને લીધે વિદ્યાર્થીઓના મગજ ઉપર ભારે બોજો રહે છે અને વિષયને સાંગોપાંગ સમજવાને બદલે તેમાંની અમુક અમુક બાબતો પરાણે ગોખી તે યાદ રાખવી પડે છે.

નરભેરામઃ—આપણે ત્યાં આ વસ્તુસ્થિતિ હજુ એમની એમ છે, પણ પાશ્ચાત્ય દેશોમાં તો ઘણા અગત્યના ફેરફાર કરેલા છે.

શિક્ષકઃ—તેમાંના કયા કયાનો અમલ આપણે ત્યાં થઈ શકે એમ છે તે જરા કહેશો?

નરભેરામઃ—પ્રથમ તો તેમણે સારી લાયકાતવાળા શિક્ષકોને પસંદ કરી તેમને ઉંચા પ્રકારની તાલીમ આપી તેમનું કામ તેઓ સારામાં સારી રીતે એટલે શાસ્ત્રીય રીતે કરી શકે એવી તાલીમની યોજના પ્રથમ ઘડવામાં આવી હતી.

શિક્ષકઃ—પછી બીજું શું શું કર્યું?

નરભેરામઃ—ઉંચા ચારિત્રવાળા અને શાસ્ત્રીય તાલીમવાળા શિક્ષકોની નિમણુક કરીને તેઓ સંતોષ પામ્યા નથી. તેની સાથે તેમના ઉપર દેખરેખ રાખનારા પરીક્ષકને પણ તેમના કામની સારી તાલીમ આપવામાં આવે છે.

શિક્ષકઃ—તમારૂં કહેવું વ્યાજબી છે. જ્યાંસુધી કર્તવ્યનિષ્ઠ અને સારી તાલીમ પામેલા શિક્ષકો મળી આવે નહિ ત્યાંસુધી શિક્ષણમાં કદી સુધારો થઈ શકે એમ નથી; માટે શાળામાં દરરોજ નિયમિત રીતે શિક્ષણ આપવામાં આવે તેને માટે શિક્ષકવર્ગમાં તેમની ફરજની ઉંચા પ્રકારની લાગણી હોવી જોઈએ. જ્યારે શિક્ષક ખરા જિગરથી શીખવે છે ત્યારે પદ્ધતિ પણ આપોઆપ નીકળી આવે છે અને વિદ્યાર્થી તેની કદર કરી શકે છે.

નરભેરામઃ—શાળામાં નિયમિત રીતે અને શાસ્ત્રીય રીતે શિક્ષણ આપવામાં આવે તો જ પરીક્ષાની શૈલીમાં ફેરફાર થઈ શકે, નહિતો હાલની રીત કાયમની થઈ જવાનો ભય રહે છે.

શિક્ષકઃ—આ ઉપરથી એક બાબત એ સ્પષ્ટ જણાય છે કે શિક્ષકોની લાયકાત ઉંચા પ્રકારની હોવી જોઈએ.

નરભેરામઃ—તેની સાથે પરીક્ષકની દષ્ટિમાં સમભાવ હોવો જોઈએ અને તેનું માનસ ઉંચા પ્રકારનું વૈજ્ઞાનિક હોવું જોઈએ કે જેથી શિક્ષકનું કામ યોગ્ય રીતે જાણવામાં આવે. વળી શિક્ષકની પરિસ્થિતિનો વિચાર કરી તેના કામની તુલના થવી જોઈએ. ખરી રીતે તો પરીક્ષક એક ભોમીઓ અને મિત્ર હોય તેવી રીતે તેનું વર્તન હોવું જોઈએ.

શિક્ષકઃ—મને કેટલાક તેવા પરીક્ષકનો અનુભવ છે. શાળામાં મુખ્ય મુદ્દાની બાબત કઈ છે તે ઉપર તેઓ ખાસ લક્ષ આપે છે અને નજીવી બાબતો તેઓ સુંથતા નથી; વળી તેઓ રચનાત્મક સૂચના આપી બને તેમ વધારે માર્ગદર્શક થવા પ્રયત્ન કરે છે.

નરભેરામઃ—ઉપર જણાવેલી વસ્તુસ્થિતિ આપણે ત્યાં કોઈ કોઈ ઠેકાણે જોવામાં આવે છે, પણ યુરોપમાં તો તે સાધારણ સ્થિતિ છે. ત્યાંના શિક્ષકમાં આત્મગૌરવ તથા અભ્યાસની તેમજ કર્તવ્યની લાગણી ઉંચી હોવાથી તેમના કામની પરીક્ષા પણ તેવીજ દષ્ટિથી કરવામાં આવે છે. પરીક્ષક અમલદાર જ્ઞાનની વૃદ્ધિ કેટલી થઈ છે તેના કરતાંએ તે જ્ઞાન **કેવી રીતે** આપવામાં આવ્યું છે તેની વધારે દરકાર રાખે છે. વળી ફક્ત બુદ્ધિના વિકાસ ઉપર લક્ષ આપવાને બદલે શાળાની ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિઓ કેવી જાતની છે તે માટે બહુ ઈંતેજાર હોય છે. તેને લીધે વિદ્યાર્થીના શરીરના અને નીતિના વિકાસ ઉપર કેવી અસર થાય છે તેની ખાસ નોંધ લે છે. વળી તે જાતે વર્ગમાં અમુક અમુક બાબત શીખવી બતાવે છે અને તેવો આદર્શ તેના આગળ રજુ કરે છે.

શિક્ષકઃ—આપણે ત્યાં પણ આ પ્રમાણે ઉંચા પ્રકારનું શિક્ષણ આપવામાં આવે એને માટે ખાસ પ્રયત્ન થવો જોઈએ. મારા ધારવા મુજબ હાલની સ્થિતિમાં પણ કેટલાક સારા ફેરફાર થઈ શકે એમ છે.

નરભેરામઃ—તે કયા કયા છે તે મને જણાવશો ?

શિક્ષકઃ—હાલમાં પરીક્ષાના સવાલમાં કેટલાક પ્રશ્નો બુદ્ધિની કસોટીના મૂકવા જોઈએ. અમુક બાબત કેવી છે તેનું વર્ણન માગવાને બદલે તે બાબત શા કારણથી તેવા સ્વરૂપની છે તેવા પ્રશ્નો પૂછવા જોઈએ. વિદ્યાર્થી પોતે વિચાર કરે અને તેનો જાતે નિર્ણય કરે એવા પ્રશ્નો પૂછી શકાય એમ છે. અમુક સ્થિતિમાં અમુક જાતનો ફેરફાર થાય તો તેનું શું પરિ-

ણામ નીપજે તથા અમુક બાબત પરત્વે તેનો પોતાનો શો મત છે તેવી બાબતો પણ પૂછી શકાય છે. પ્રશ્નોના જુના સ્વરૂપમાં ફેરફાર કરવાથી વિદ્યાર્થીને વિચાર કરવાની જરૂર પડે છે અને ત્યારપછી શિક્ષક પણ તે મુજબ શીખવવા માંડે છે.

નરભેરામઃ—વિદ્યાર્થીનું અમુક વિષયનું જ્ઞાન કેવા પ્રકારનું છે તે જાણવા માટે કંઈ પણ ખર્ચ આપ્યા સિવાય ટુંકા પ્રશ્નો પૂછી પરીક્ષા લઇ શકાય છે. શિક્ષક પોતાના વર્ગમાં આ પ્રમાણે પરીક્ષા લઈ શકે એમ છે. તેમા ગોખણપટ્ટીને કંઈ અવકાશ રહેતો નથી.

શિક્ષકઃ—ખરેખર ઘણી રીતે પરીક્ષાની રીતમાં ફેરફાર થઈ શકે એમ છે. પરીક્ષકે વિદ્યાર્થીની તંદુરસ્તી તેનો ચહેરો આંખ, દાંત, ચામડીનો રંગ વગેરે બાબતોની પૂછપરછ કરવી જોઈએ. આ ઉપરાંત તેની કલ્પના કે ધ્યાનશક્તિ તથા સદ્વૃત્તિની તપાસ કરવી જોઈએ. ફક્ત લેખી પરીક્ષામાં સારા માર્ક મળે એ વિદ્યાર્થીના શરીર, બુદ્ધિ તથા હૃદયના વિકાસની ખરી કસોટી હોતી નથી. તેને લગતી શિક્ષકની નોંધપોથીની તપાસ પરીક્ષકે કરવી જોઈએ અને તે બાબતો ધ્યાનમા રાખી તેના કામની તુલના કરવાની જરૂર છે.

નરભેરામઃ—આ પ્રમાણે પરીક્ષાની શૈલી દાખલ કરવામાં આવે તો આપણી સમાજની બુદ્ધિસંપત્તિમાં સારો વધારો થાય એમ મારૂં માનવું છે.

શિક્ષક

# હિંદુ વિજ્ઞાનશાસ્ત્રીઓ અને ભૂકંપ

આર્યોનું વૈજ્ઞાનિક સાહિત્ય ખાસ કરીને ભૂકંપના વિષય ઉપર ઘણો પ્રકાશ પાડે છે. આર્ય વૈજ્ઞાનિક શાસ્ત્રકારોએ ભૂકંપના બનાવ ઉપર પોતાનં મન્તવ્યો દોરેલાં છે. ઇ. સ.ના ૬૦૦ ના સૈકાની પહેલાં થઈ ગએલા ગણિતશાસ્ત્રીઓ અને ખગોળવેત્તાઓના લખાણમાંથી આ વિષય ઉપર સારો પ્રકાશ મળે છે. ઇ. સ. ૫૮૭ પહેલાં વરાહમિહિરે પોતાનો 'બૃહદ્-સંહિતા' નામનો ગ્રંથ લખ્યો છે. વરાહમિહિરે જે પ્રથમના ગ્રંથોમાંથી પોતાની 'એનસાયક્લોપીડીઆ' માટે જે લેખોનો આધાર લીધેલો છે, તેમાંથી તેના ટીકાકાર ભટોત્પલે તેનાં અવતરણો અક્ષરેઅક્ષર લખેલાં છે. વરાહ-

મિહિર તેના જ્ઞાનકોષના ૩૨ મા પ્રકરણમાં ભૂકંપના વિષય ઉપર ખાસ સ્વતંત્ર વિષય તરીકે વર્ણન કરે છે. વળી તે વિષયને માટે તેના ગ્રંથમાંથી બીજે ઠેકાણે પણ તેનાં વર્ણન મળી આવે છે.

ભૂકંપનાં કારણો:—ભૂકંપનાં કારણો માટે પૌરાણિક બે માન્યતાઓ છે, છતાં તદુપરાંત વિજ્ઞાનશાસ્ત્રીઓની પણ આવી જાતની માન્યતાઓ ને અનુમાનો છેઃ

(૧) વાયુના દબાણથી થતો ધરતીકંપ:—ઉપરનું વાતાવરણ પૃથ્વીના નીચલા વાતાવરણની સાથે ઘર્ષણમાં આવે છે, ત્યારે ભૂકંપ ગર્જના સાથે પરિણમે છે.

"अनिलोऽनिलेन निहतः क्षितौ पतन् सस्वनं करोत्यन्ये"
[ ३२. २. ]

આ મતનો પિતા વસિષ્ઠ છે. તેનો પ્રથમનો શ્લોક નીચે પ્રમાણે છે.

"यदा तु बलवानवायुरन्तरिक्षोऽनिलाहतः ।
पतत्याशु सनिर्घातो भवेदनिलसम्भवः ॥
तस्य योगाग्निपतितंश्चलंत्यन्याहताक्षितिः ।
सोऽभिघातसमुत्यः स्यात् स निर्घात महीचलः" ॥

ભટોત્પલ, પા. ૪૪૨, શુદ્ધકર દ્વીવેદન આવૃત્તિ.

(૨) જ્યારે ગ્રહોના નિયમિત માર્ગમાં અડચણ ઉપસ્થિત થાય છે ત્યારે તેમના ગુરુત્વાકર્ષણને લીધે ભૂકંપ થાય છે. આવી જાતનો મત પારાસરનો છે અને તે તદ્દન ભિન્ન છે.

"अर्क-चन्द्र-ग्रहण-ग्रह-विकृतचारजांश्च कम्पानाहुः"

(૩) મહાભૂત તત્ત્વ અગ્નિથી ભૂકંપ થાય છે. ઉપર કહી તે બે બાબત સિવાયની આ બાબતમાં બધા વૈજ્ઞાનિકો એકમત થાય છે અને કબૂલ કરે છે.

(૪) અતિશય વરસાદના પરિણામે કરીને ભૂકંપ થાય છે, એમાં પણ સર્વે પોતાનો મત આપે છે.

(૫) છેલ્લો વર્ગ "આન્તરિક રહેલા પાણીને લીધે ધરતીકંપ થાય છે" એમ માને છે.

આ પ્રમાણે હિંદુ વૈજ્ઞાનિકોએ ભૂકંપને ચાર વિભાગમાં વહેંચી દીધેલો છે.

(अ) વાયવ્યઃ—પારાસરના મત પ્રમાણે માનનારાઓના મુજબ આવી જાતનો ધરતીકંપ ગ્રહોના ગુરુત્વાકર્ષણને લીધે થાય છે; જ્યારે બીજાઓના મત પ્રમાણે ઉપરની હવાનું અને નીચલી હવાનું સંઘર્ષણ થાય છે ત્યારે ભૂકંપ થાય છે. આવી જાતનો ભૂકંપ સૌથી ભયાનક છે અને તે તેના સમય અને વિસ્તાર અથવા તેણે કરેલી હાનારત અને ખાનાખરાબી, ઉપરથી આપણને સમજાય છે.

(ब) હૌતાશ અથવા આગ્નેયઃ—આ જાતનો ભૂકંપ અંદરના અગ્નિથી થાય છે. આ બીજા પ્રકારનો ભયાનક ગજ્જ્યનાક ધરતીકંપ છે.

(क) અને (ह)—ઐન્દ્ર અને વારુણ, કે જે અતિશય વરસાદથી અને પુર, રેલને લીધે થાય છે. છેલ્લો ભૂકંપ કેટલીક વખતે શુભ મનાય છે, જ્યારે બાકીના બીજા બધા નુકસાન અને સત્યાનાશ વાળનારા હોવાથી અશુભ મનાય છે.

પ્રથમ જાતઃ—વાયવ્ય નામનો ભૂકંપ સાત નક્ષત્રોમાં થાય છે.

**चत्वार्यर्यम्णाद्यान्यादित्यं मृगशिरोऽश्वयुक् चेति**
**मण्डलमेतद्वायव्यमस्य रूपाणि सप्ताहात्**

[ ૩૨. ૮. ]

તેનાં ચિહ્નો આસરે એક અઠવાડીઆ અગાઉથી માલમ પડે છે. આકાશ ધુમસવાળું દેખાય છે. ધૂળ પૃથ્વી પરથી આકાશમાં ચઢે છે, અને ઝંઝાવાતો વૃક્ષોને ભાગી નાખતા વહે છે. સૂર્યનાં કિરણો ઝાંખા અને નિર્બળ જણાય છે (**रविरपटु कराचभासो च**).

આવી જાતના ભૂકંપને લીધે પાકનો, જલાશયોનો, જંગલોનો અને ઉદ્યાનોનો નાશ થાય છે. તેને લીધે નીચેના જણાવેલા રોગો ફાટી નીકળે છે. સોજાના રોગો, શ્વાસોચ્છ્વાસના રોગો, ગાંડપણ, અનેક પ્રકારના તાવ, દમના રોગો. તેના પરિણામે આર્થિક મંદી આવે છે. (**वणिक्–पीडा–वणिजां क्रमविक्रम जीविनां च व्यथा–पीडा**) સુન્દર કલા, ઓને, ધંધા, હુન્નરઉદ્યોગને ઘણું નુકસાન થાય છે. તે સામાન્યપણે નીચે જણાવેલા દેશોમાં થાય છે. કાઠિઆવાડ, (સૌરાષ્ટ્ર), દિલ્હી (કુરુ) દક્ષિણ બિહાર, (મગધ) બુંદેલખંડ (દશાર્ણ) આગ્રા અને પાસે આવેલા મત્સ્ય પ્રદેશમાં. કેટલાક વિજ્ઞાન વિશારદોના પ્રમાણો વડે સિદ્ધ થાય છે, કે આવાં ભયાનક અને નાશકારક પરિણામો કેટલેક અંશે સૂર્યની આસપાસ થતાં (**परिवेष**) વર્તુલોને લીધે, ઉલ્કાપાતના જેવા તેની સાથે થતા બનાવને.

લીધે ભૂકંપ વધારે ઉગ્ર સ્વરૂપ લેતાં અટકે છે. આવાં દશ્યો કેટલીક વખતે આન્તરરાષ્ટ્રીય અને રાજ્યનૈતિક ગુંચવણોના પ્રતીકરૂપ છે.

દુષ્ટ પ્રકારના ભૂકંપની પૂર્ણ અસરોને નાબુદ થતાં છ માસ લાગે છે. વાયવ્ય પ્રકારના ભૂકંપને ચાર પખવાડીઆં લાગે છે. વાયવ્ય જાતના ભૂકંપના ધ્વંસના કાર્યનો વિસ્તાર ૨૦૦ યોજન અથવા ૧૬૦૦ માઇલનો છે.

જ્વાળામુખી અથવા આગ્નેય પ્રકાર:—આ પ્રકારના ભૂકંપની સાથે સંબંધ ધરાવનારાં નક્ષત્રોનાં નામ નીચે પ્રમાણે છે:—

पुष्याग्नेयविशाखाभरणीपित्र्याजभाग्यसञ्ज्ञानि ।
वर्गो हौतभुजोऽयं करोति रूपाण्यथैतानि ॥

[ ૩૨. ૧૨. ]

ભૂકંપ થતાં પહેલાંના ચિહ્નો નીચે પ્રમાણે છે. ઉલ્કાપાતનું થવું, દિશાઓમાં આગ્નેય દશ્યો દેખાવાં, (दिग्दाह) અને ઝંઝાવાતોનું અગ્નિ સાથેનું ઉદ્દભવ થવું. તેના પછીનાં પરિણામો જેવાં કે વાદળાઓનું અદશ્ય અથવા નાશ થવું, જલાશયોનું અદશ્ય થવું, આન્તરરાષ્ટ્રીય દુશ્મનાવટ અથવા વૈમનસ્યમાં વધારો થવો, ચામડીના રોગોનું ઉત્પન્ન થવું, કમળાનું ફાટી નીકળવું વગેરે.

ભાગલપુર, મોંઘીર (અંગ), બાકટ્રીઆ, બદ્રીનાથ જિલ્લો (તંગણ) ઓરિસ્સા (કલિંગ), બંગાળા (વંગ), તામીલ પ્રદેશ (દ્રાવિડ) ઓરીસા એજન્સિ (સાવર) અને અસમાસમાં (પશ્ચિમ માળવા)માં તે ઘણું કરીને થાય છે. આમાં પારાસર નીચેના દેશોનો ઉમેરો કરે છે. અયોધ્યા (ઈક્ષ્વાકુ) કુલુ (કુલુત) પામીર (ત્રગર્ત) ઉત્તર બિહાર (વિદેહ) વગેરે.

તેની હોનારતનો વિસ્તાર ૧૧૦ યોજન અથવા ૮૮૦ માઇલનો છે.

ઐન્દ્ર (ઘણા વરસાદથી થતો ભૂકંપ) અને વારણ (આન્તરિક જલને લીધે થતો ભૂકંપ) ની અસરોનું પણ વર્ણન બૃહદ્સંહિતામાં આપેલું છે. આનો ભોગ પણ ઉત્તર બિહાર (વિદેહ) થઈ પડે છે. ( ૩૨. ૧૬–૨૨ ).

મિશ્ર જાતો:—ગુરુ ગાર્ગ અને બીજા વિજ્ઞાનવિશારદોનાં પ્રમાણો વડે સાબીત થાય છે કે કંપના કેટલાક મિશ્ર પ્રકાર છે, અને આવા પ્રકારના ભૂકંપો દિવસ અને રાત્રીના અમુક ચોક્કસ વખતેજ થાય છે, એટલે કે વાયવ્ય ભૂકંપ દિવસ અથવા રાત્રિના પ્રથમ ભાગમાં થાય છે, દિવસ અને રાત્રિના મધ્ય વખતે જ્વાળામુખી અથવા આગ્નેય ભૂકંપ થાય છે, અને ત્રીજા ભાગમાં ઐન્દ્ર અને ચોથા પહોરમાં વારણ ભૂકંપ

ખાનગી અગરો આવેલા છે. આ અગરોમાં ખપ પ્રમાણે મીઠું પકવવાની પરવાનગી આપવામાં આવે છે અને અગરના માલિકો સરકારની ડયુટી ભરીને મીઠું વેચી શકે છે.

અગરના આખા વિસ્તારમાં સરકારી પોલીસની રાતદિવસ સખત ચોકી રહે છે અને રાત્રે અડધા અડધા કલાકે પોલીસ ઉત્તરોત્તર આલ-બેલના અવાજો આપે છે.

ધરાસણાનું મીઠું વડાગરા મીઠાના જેવું કદમાં મોટું અને સફાઈદાર હોતું નથી. આ મીઠાના ભારે અને હલકું એવા બે પ્રકાર પાડવામાં આવે છે. હલકું મીઠું બનાવતી વખત પાટમાં પાણીના વધારે પુટ આપવામાં આવતા નથી એટલે વજનમાં તે હલકું હોય છે. હલકું મીઠું ખાતર બનાવવાના કામમાં પુષ્કળ વપરાય છે અને તેની કિંમત પણ ભારે મીઠાના કરતાં ઓછી હોય છે.

આખા ભાગમાં લાખો મણ મીઠું પકવવાની શક્તિ હોય છે, પણ તેટલા મીઠાનો ઉઠાવ ન હોવાથી જરૂર પ્રમાણે બન્ને અગરમાંથી એક વરસમાં ચારથી પાંચ લાખ મણ મીઠું પકવવા દેવામાં આવે છે.

અંબિકા અને ઔરંગા વચ્ચેના દરીઆ કિનારા આગળનો આખો પ્રદેશ ભરતીના પાણીથી સમુદ્ર જેવો થઈ જાય છે અને મોટા જુવાળ વખતે આ પ્રદેશમા આવેલા ગામડાંઓ એકબીજાના સંબંધથી છૂટાં પડી જાય છે.

નદીઓદ્વારા આવતા પાણીને અટકાવી આ ભૂમિને ખેતી માટે ઉપયોગમાં લેવા ગ્લાસગોના વતની **મિ. ડૉનાલ્ડ ગ્રેહામે** રૂ. ૬ લાખના ખરચે મોટા બંધો બંધાવેલા અને **દાંતી** આગળ નાળિએરીની એક મોટી વાડી બનાવેલી તથા આસપાસની જમીન ખેતીના ઉપયોગમાં લેવાએલી. તેમની પાસેથી સુરતના સાલેભાઈ તૈઅબજી નામના વહોરા ગૃહસ્થે એ જમીન હાલમાં લીધેલી છે, પણ અસલના બંધો તુટી જવાથી આ પ્રદેશની ઉપયોગિતા ઘટી ગઈ છે. મોટા જુવાળો વખતે ખાજણના નામે ઓળખાતો હજારો એકરોવાળો આ આખો પ્રદેશ જળજળાકાર થઈ જાય છે.

કોળી લોકોથી વસાએલા આ ભાગમાં આવેલાં ગામડાંઓમાં જવા-આવવાનો વહેવાર મહીનાના ઘણા દિવસો સુધી લગભગ બંધ રહે છે. આ ભાગમાં વસનારા કોળી લોકો મીઠાના અગરમાં અગરીઆઓ તરીકે અથવા ખારવાઓ તરીકે ધંધો કરે છે અને માછી લોકો આસપાસથી દરીઆમાંથી હજારો ખાંટી માછલાંઓ પકડી લાવી દેશપરદેશ મોકલી આપે છે.

દરીઆકાંઠાના આ પ્રદેશનો વહેવાર દરીઆની ભરતી અને ઓટ ઉપર ખાસ આધાર રાખે છે. ભરતી ઓટનો ખ્યાલ દરીઆથી દૂર રહેનારા માણસોને બરાબર આવી શકતો નથી. કુદરતની આ લીલા ખાસ અનુભવવા જેવી છે.

ગુરુત્વાકર્ષણનો નિયમ છે કે દરેક વસ્તુ તેના કદ અને અંતરના પ્રમાણમાં એક બીજાને પોતાની તરફ ખેંચે છે. આ નિયમના આધારે ચંદ્ર અને સૂર્ય પૃથ્વી અને તે પર રહેલા પદાર્થોને ખેંચે છે. ચંદ્ર સૂર્યના કરતાં પૃથ્વીની વધારે નજીક હોવાથી તેની અસર પૃથ્વી ઉપર વધારે પ્રમાણમાં થાય છે, અને તેથી ભરતી તથા ઓટ થાય છે.

સૂર્ય, ચંદ્ર અને પૃથ્વી એક લીટીમાં હોય ત્યારે ભરતી મોટા પ્રમાણમાં થાય અને તેમનું અંતર જેમ જેમ વધે તેમ તેમ ભરતી નાના પ્રમાણમાં થાય.

પૃથ્વી પોતાની ધરીની આસપાસ ૨૪ કલાકમાં ફરી વળે છે, તેથી દિવસ અને રાત્રી થાય છે અને સૂર્ય ફરતી ૩૬૫ દિવસમાં ફરી વળે છે તેથી ઋતુઓ થાય છે.

પૃથ્વીની જેમ ચંદ્ર પણ પશ્ચિમથી પૂર્વમાં પોતાની ધરીની આસપાસ અને પૃથ્વીની ફરતો લગભગ ૨૭ દિવસ અને ૮ કલાકમાં ફરે છે. આ પ્રમાણે ધરીની ફરતાં અને પૃથ્વીની ફરતા ફરવાનો વખત એક સરખો જ હોવાથી આપણે ચંદ્રની એકજ બાજુ જોઈ શકીએ છીએ.

પૃથ્વી પોતાની ધરીની ફરતો એક ચક્રાવો પુરો કરે ત્યારે ચંદ્રની પોતાની કક્ષાનો ૧/૨૭ ભાગ આગળ વધે છે, પણ તે દરમિઆન પૃથ્વી સૂર્યની ફરતી પોતાની કક્ષામાં આગળ વધેલી હોવાથી ચંદ્રને આકાશમાં તેજ જગ્યાએ આવતાં ૫૦ મિનિટની વાર લાગે છે. આખી પૃથ્વીની ફરતો ફેરો પુરો કરતાં ચંદ્રને ૨૭ દિવસ અને ૮ કલાકને બદલે લગભગ ૨૯ દિવસ અને ૧૩ કલાક લાગે છે. આ મુદતને ચાંદ્ર માસ કહેવામાં આવે છે.

સૌર દિવસ ૨૪ કલાકનો અને ચાંદ્ર દિવસ ૨૦ કલાક અને ૫૦ મિનિટનો હોવાથી ચંદ્ર દરરોજ ૫૦ મિનિટ મોડો દેખાય છે.

અમાસને દિવસ ચંદ્ર અને સૂર્ય સાથે ઉગે અને સાથે આથમે, ત્યારપછી ચંદ્ર દરરોજ પચાસ પચાસ મિનિટ મોડો ઉગે અને મોડો આથમે. આથી ભરતીનો વખત તિથિના હિસાબે દરરોજ પચાસ મિનિટ મોડો આવે છે.

ચંદ્ર ઉગવા માંડે ત્યારે દરીઆમાં ભરતી શરૂ થાય અને ચંદ્ર માથે આવે ત્યારે દરીઆમાં પાણી વધારેમાં વધારે ખેંચાય અને ચંદ્ર માથે રહે તેટલો વખત એટલે લગભગ ૧૨ મિનિટ પાણી સ્થિર અને શાંત રહે. આ સ્થિતિને સબર સ્થિતિ કહેવામાં આવે છે.

ચંદ્ર પૃથ્વીના નક્કર ભાગને પણ ખેંચે છે તેથી ચંદ્રની સામેની બાજુના ભાગમાં પણ પાણી ચડવા માંડે છે. આ પ્રમાણે એક દિવસમાં બે વખત ભરતી અને ઓટની ક્રિયાઓ થાય છે. ૭ કલાક સુધી ભરતીની અને ૭ કલાક સુધી ઓટની ક્રિયા ચાલ્યા કરે છે.

દરીઆના પાણી ઉપર ચંદ્ર અને સૂર્ય સિવાય બીજા પદાર્થોની પણ અસર થાય છે. હિમાલય અને તિબેટનો ઉચ્ચ પ્રદેશ હિંદી મહાસાગરના જળને લગભગ ૩૦૦ ફુટ ખેંચે છે અને અમેરિકાના ઍન્ડીઝ પર્વતો પાસિફિક મહાસાગરના જળ ઉપર એનાથી પણ વધારે ખેંચાણ કરે છે. આમ થવાથી દરીઆનું પાણી પર્વતો તરફ ધસી જાય અને શહેરોનો નાશ કરે, પણ પૃથ્વીની દૈનિક ગતિની અસરથી આ પાણી એક તરફ જમા ન થતાં ચોતરફ ફેલાઈ જાય છે.

હિંદી મહાસાગરના જળનો પ્રવાહ દક્ષિણથી ઉત્તર તરફ વહે છે, તેથી ભરતી વખતે હિંદના કિનારા પર દક્ષિણથી ઉત્તર તરફ પાણી આવવા માંડે છે, તેથી દક્ષિણ તરફના ભાગમાં ભરતી વહેલી શરૂ થતી અને ઉત્તર તરફ મોડી શરૂ થતી જણાય છે.

મધ્ય દરીએ ભરતી વખત પાણી ફક્ત પાંચથી દશ ફુટ ઉંચાં ચડતાં જણાય છે. ખાસ કરીને અખાત આગળ ખાંચાવાળી જમીન હોવાથી અને પાણીનો વિશાળ જથ્થો થોડી જગ્યામાં ઘેરાઈ જવાથી પાણીની સપાટી ઘણી ઉંચે જતી જણાય છે. નોવાસ્કોશિઆ આગળ ફંડીના અખાતમાં ભરતીનાં પાણી ૭૦ ફુટની ઉંચાઈએ જતાં માલમ પડે છે.

ભરતીનો વખત અને તે વખત ટકવાનો સમય સ્થળ ઉપર ખાસ આધાર રાખે છે. ગુજરાતના દરિયાકિનારાના લોકો તિથિનો પોણો ભાગ આવે તેટલા કલાકે ભરતી થાય એમ સાદો હિસાબ ગણે છે. નદીકિનારા પરનાં શહેરોમાં જમીનની ઉંચાઈ અને દરીઆના અંતરના પ્રમાણમાં ભરતી વહેલી યાં મોડી જણાય છે.

પૃથ્વી સૂર્યથી દૂર હોય તો ભરતી ઓછા પ્રમાણમાં હોય અને પૃથ્વી સૂર્યની નજીક હોય તો ભરતી મોટા પ્રમાણમાં હોય. બે માસમાં

પૃથ્વી અને સૂર્ય વચ્ચેનું અંતર ઓછામાં ઓછું હોય છે તેથી અક્ષય તૃતીયાની ભરતી સૌથી મોટી થાય છે.

આ પ્રમાણે દરીઆનું પાણી રાત્રિ અને દિવસ ચોવીસે કલાક ગતિમાન રહે છે. ૭ કલાક ભરતી અને ૭ કલાક ઓટ એમ દિવસમાં બે વખત ચાલ્યા કરે છે. આમ પાણીના હલનચલનથી ઘણા ફાયદાઓ થાય છે.

મહાસાગરોમાં પાણીનો જથ્થો વધારે હોવાથી ભરતી ઓટ મોટા પ્રમાણમાં જણાય છે. નાના સમુદ્રોમાં પાણીનો જથ્થો ઓછો હોવાથી ભરતી ઓટ ઓછા પ્રમાણમાં જણાય છે.

ભરતી અને ઓટથી દરીઆનું પાણી નિરંતર ફર્યા કરે છે તેથી તે તળાવના પાણીની જેમ ગંદુ થતું નથી.

નદીના મુખ આગળ લાખો મણ એકઠો થએલો કચરો ઓટ વખતે દરીઆમાં ઘસડાઈ જાય છે અને નદીના પ્રવાહને તે અડચણ કરતા થવા પામતો નથી.

ભરતીનાં પાણી નદીઓમાં આવે તેથી નાનાં મોટાં વહાણો નદીકિનારાં પર ગામોના વેપાર રોજગારને મદદ કરે છે.

ભરતીનાં પાણી મીઠું પકવવામાં પણ આપણને ઘણાં ઉપયોગી થાય છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી.
શીનીઅર આસી. ડે. એ. ઇ. સુરત.



## અમારૂં દક્ષિણનું પર્યટન

અમે મુંબઈથી નાગપુર એક્સપ્રેસમા બેસી ઔરંગાબાદ આવ્યા. તે જુનું શહેર છે. તે ઔરંગઝેબે વસાવેલું મનાય છે. લગભગ તે અમદાવાદ શહેરને મળતું આવે છે. શહેર સ્ટેશનથી ત્રણેક માઈલ દૂર છે અને તે બે ભાગમાં વહેંચાએલું છે. કેમ્પનો ભાગ બ્રિટિશ સરકારને તાબે છે અને બાકીનો ભાગ નિઝામ સરકારને તાબે છે. શહેર સુખી ને સંતોષી જણાયું. ખાવાપીવા અને રહેવાની સોંઘવારી પણ સારી છે. વળી કુદરતની મહેર હોવાથી હવાપાણી પણ ઉત્તમ છે. ઔરંગાબાદમાં તેને ફરતો કોટ છે. તેને બાર દરવાજા અને બાર બારી છે. ઈલોરાની ગુફાઓ અને અજંટાની ગુફાઓ જોવા જનારને માટે તે મધ્ય સ્થળ છે. આ ઉપરાંત નાની મોટી ઘણી તોપો આ કિલ્લામાં પડેલી છે. કિલ્લામાંનો બોયરો,

પાણી પડવાથી પવન ચક્રી ફરે છે. આગળ જતાં ઔરંગઝેબની દીકરીની કબર આવે છે. તે તાજમહાલની નકલ જેવી લાગે છે. ત્યાંથી આગળ આવતાં દેવગિરિના રાજા રામદેવનો બંધાવેલો દેવગઢ નામે કિલ્લો ખાસ જોવા જેવો છે. તેના દરવાજા ઉપર હજી પણ પહેરો રહે છે. દેવગઢ કિલ્લો લગભગ ૨।।-૩ માઇલની ઉંચાઈના ડુંગર ઉપર બાંધેલો છે. તળેટીથી લગભગ કિલ્લાની શરૂઆત થાય છે. કિલ્લામાં પ્રવેશ કરતાંજ હાથીખાનું આવે છે. વળી ચાંદમિનાર અને ચીનીમહાલ નામના બે મહેલો ભાંગી-તુટી હાલતમાં છે. કોટની અંદરખાને કોટ, વળી તેમાં પાછો કોટ, એમ ત્રણ કોટ તે કિલ્લામાં આવે છે, અને તે કોટને નાના મોટા ૧૦ દરવાજા ઉપર ચઢતાં આવે છે. વળી કિલ્લાને શિખરે પહોંચતાં ભોંયરાનું ચઢાણ આવે છે. તે મસાલ સળગાવીને બતાવવામાં આવે છે. ચાંદમિનાર, ચીનીમહાલ અને બાલાઇન્નિર હોલ એ ત્રણનો મુસલમાનોના વખતમાં વધારો થએલો છે. ચાંદમિનાર તે મહમદ તઘલખે બંધાવેલો કહેવાય છે. ઉપર જતાં પત્થરથી ચણેલા એકંદરે ૫૭૨ પગથીઆં આવે છે. એકદમ શિખરે પહોંચતાં ત્યાં એક તોપ મૂકેલી છે. તેને દુર્ગા તોપ કહે છે. તે એક ઓટલાના પત્થર પર સજ્જડ બેસાડેલી છે. સૂર્યનાં કિરણની જરા પણ અસર એ પર થવા પામી નથી. તોપ ૧૫ ફુટ લાંબી ને ૭।। ફુટ ઘેરાવાવાળી છે. જેના ઉપર ઉર્દુમાં બે લેખ કોતરેલા છે અને એક લેખ મરાઠી ભાષામાં લખેલો છે. વળી તોપ ઉપરજ "દુર્ગા" શબ્દ પણ કોતરેલો છે. લોક તેને જોઈને તેના ઉપરના વાવટાને ફૂલ ચઢાવી પાછા વળે છે. ઇલોરાની ગુફાઓ જોઈ આવ્યા બાદ ઔરંગાબાદ શહેરનો દેખાવ જોવાને અમે ગયા. સ્ટેશનથી શહેર લગભગ ત્રણેક માઇલને અંતરે છે. ઔરંગાબાદ એ નિઝામને તાબે છે. તે ઓળખાવવાને માટે પીળા રંગનો ઉપયોગ કર્યો છે; જેટલા જેટલા તેમની હદ બતાવનાર પત્થરો હતા તે તમામ પીળા, તેમજ ટપાલની પેટી પણ પીળી, એમ પીળા રંગનો ઉપયોગ ત્યાં વધુ દેખાયો. રસ્તામાં એક મેદાનમાં બે તોપ ગોઠવેલી હતી. પૂછતાં જણાયું કે એક તોપ બપોરે બારનો અમલ જાહેર કરવા ફોડવામાં આવે છે. જ્યારે બીજી રમજાન માસ હોય ત્યારે સાંજે રોજા ખોલવાનો વખત સૂચવવા માટે ફોડવામાં આવે છે.

શહેરમાં સ્વચ્છતા સારી દેખાય છે. ગુજરાતના પાટનગર અમદાવાદને કંઈક તે મળતું આવે છે. વસ્તીમાં મુસલમાનો વધુ પ્રમાણમાં છે. થોડા પ્રમાણમાં બીજી વર્ણની પણ વસ્તી છે. લોકો બહુ સરળ, નમ્ર અને

પ્રમાણિક માલમ પડયા. શહેરમાં બુધવાર ને રવિવારનાં બે મોટાં બજાર ભરાય છે. ત્યાં શેરડીનો પાક ઘણો થતો લાગે છે. તે શહેર જોઈ અમે અજંટાની ગુફાઓ જોવા ગયા. રસ્તામાં કેટલાંક ગામો ઉપરાંત ૨૯ નદીઓ ઓળંગવી પડી. પાંચ સાત નદીઓ સિવાય બધીજ પાણીવાળી હતી. ઔરંગાબાદથી અજંટા લગભગ ૬૫ માઇલ જેટલું દૂર છે. અમો આસરે ૧૨॥ વાગે અજંટા પહોંચી ગયા. બે પર્વતના જોડાણ-થી થતા ખુણામાં એક રમણીય ધોધ પડે છે અને નદીરૂપે તે પોતાનો માર્ગ કરી લે છે. તેને કિનારે ઉભો રહેલો પર્વત ગુફાથી ભરાઈ રહેલો છે. ઉપર જવાને માટે એકંદર ૧૦૧ પગથીઆં બનાવેલાં છે. જે ચડયા પછી ગુફાની શરૂઆત થાય છે. આ ગુફાઓ ઇલોરાની ગુફા કરતાં મોટી હતી. મોટા મોટા હોલ અને ત્યાં નગી મોટી પ્રતિમાઓ છે. ગોળ ભવ્ય ઘુમટમાં પડતા રણકાર દેતા પડઘા શાંતિમાં ભંગ પાડતા, જળતરંગ ને તેવીજ વાદ્યુ વાતો હતો. ગુફામાં અંધારૂ ઘણું હતું. દરેક ગુફામાં રંગ પુરેલા હતા. તેમાંની એક તરતની બનાવેલી જેવી લાગે છે, બાકીની કાળી પડી ગઈ છે. ગુફા જોવા વીજળીની બત્તીની ગોઠવણ કરેલી છે. અમારા દરેક પાસે ટોર્ચ લાઇટ હતી. તે વડે અમે ગુફાઓ જોઈ શકયા. અજંટાની એકંદરે ૨૬ ગુફાઓ છે. તેમાંથી નં. ૧. ૩, ૪, ૧૦, ૨૬ જોવા જેવી છે. કેટલીક અપૂર્ણ છે. નં. ૪ની ગુફાના રંગો તરતના પુરેલા જેવા લાગે છે. ચિત્રોના દેખાવો રામાયણ ઉપરાંત બૌધ સમયનું ભાન કરાવે છે. પ્રતિમાઓ, જૈન અને બૌધ ધર્મનીજ છે. ઘણી ખરી પ્રતિમાઓ ૨૫ ફુટ જેટલી લંબાઇની છે. તે ઉપરથી ગુફાની ઉંચાઈનો ખ્યાલ આવશે. નં. ૨૬ની ગુફા છેલ્લી છે અને તેમા એક શિલાલેખ પણ છે. એ લેખનો તરજુમો હીંદી ભાષામાં ત્યાં નીકળતા લખનૌથી મધુરી નામના માસિકમાં પ્રગટ થયો છે. ગુફાવાળા ડુંગરમાં વાદળી, લીલો, સફેદ, પીળો, અને રાતા રંગનાં મિશ્ર પથ્થર અને માટી જણાય છે. આ ગુફાઓ આસરે ચાર હજાર વર્ષો ઉપરની છે. બે પર્વતના જોડાણથી પડતો ખુણો અને તેમાં આસરે ૪૦ ફુટની ઉંચાઈથી પડતો ધોધ, પથરોને ગબડાવતી અને ખળ-ખળ વહેતી નદીનો પ્રવાહ જોઈ ને સર્વેને શક્તિમાન પ્રભુની અગાધ શક્તિનું ભાન થાય છે.

બેનબાઈ ભીખાભાઈ પટેલ
હેડમિસ્ટ્રેસ, પેરાજ પદમસી લોહાણા
મ્યુ. ગુ. કન્યાશાળા, મુંબઈ.

# ગ્રામ્યસુધારણા

## સ્વચ્છ ગામ એટલે વધારે સારો પાક.

પ્રાણીઓ પણ પોતાનાં બચ્ચાંઓને સાફ રાખે છે, અને પોતાના માળાઓ (ઘર) ગંદા થવા દેતાં નથી, તો પછી માણસો કે જેમને પ્રભુએ બુદ્ધિ આપેલી છે તેઓ તો પોતાનાં ઘર, આંગણા કે ગામને ગંદા રાખીજ શી રીતે શકે ?

તમારાં શરીર તેમજ કપડાં અને તમારાં ઘર, આંગણાં અને ગામ સાફ રાખી બાળકોનો બાંધાપો, કદરૂપાપણું અને કમતાકાત તથા તરેહવાર રોગો અટકાવો અને સ્ત્રી તથા પુરુષોને સશક્ત અને તંદુરસ્ત બનાવો.

તમારા ઘરનું વાસીદું, કચરોપુંજો, છાણ, રખ્યા વગેરે ગમે ત્યાં નહિ નાખતાં ગામના ગોંદરે નાનકડા ખાડાઓ ખોદી દરરોજ તે ખાડામાંજ નાખો.

ગમે ત્યાં પીશાબ કરી અથવા ઝાડે બેસીને ગંદકી કરશો નહિ, પરંતુ બીજા ખાડાઓનો જાજરૂ તરીકે ઉપયોગ કરો અને તેમાં દર વખતે થોડી માટી ભભરાવો. આમ કરવાથી ગંદકી થતી અટકશે. ખાડાઓનું નરક ખાતર તરીકે કામ લાગશે. તમારી તંદુરસ્તી સુધરશે અને તમે સુખી થશો. તંદુરસ્ત શરીર હશે તો કામ સારી રીતે કરી શકશો અને તેથી પાક વધારે સારો બનાવશો.

## ઢોર ક્યાં રાખવાં ?

કેટલાક લોકો પોતાનાં ગાય, બળદ, ભેંસ, બકરી, પાડા વગેરે જાનવર પોતાના રહેવાના મકાનમાંજ રાખે છે. આવી રીતે પોતાના રહેવાના મકાનમાં ઢોર બાંધવા એ તંદુરસ્તીને હાનિકારક છે.

દરેક માણસે પોતાનું ઘર તથા આંગણા સાફ અને સ્વચ્છ રાખવાં જોઈએ. જ્યાં ચોકખાઈ છે ત્યાં રોગ હોતા નથી અને ત્યાંજ લક્ષ્મીનો વાસ હોય છે. ઢોરને પોતાના રહેવાના મકાનમાં બાંધવામાં આવે તો ગમે તેટલી મહેનત લઈ સફાઈ રાખવામાં આવે, છતાં ઘર બરાબર સાફ રાખી શકાય નહિ, માટે ઢોરને રહેવાના મકાનમાં બાંધવાં જોઈએ નહિ, પરંતુ બનેતો ઢોરને ઘર બહાર બાંધવાં જોઈએ અને બને તો જુદી પડાળી કે એક વાડીઆમાં બાંધવાં જોઈએ.

જેવી રીતે માણસનું મળમૂત્ર આજુબાજુની હવા બગાડે છે, ગંદકી વધારે છે અને રોગ ફેલાવે છે તેવીજ રીતે ઢોરનું છાણ અને મુતર પણ હવા બગાડે છે અને ઢોરને રહેવાના ઘરમાં રાખવાથી હવા બગડે છે.

તમારાં ઢોરને દરરોજ ધોઈ સાફ રાખો અને દરરોજ છાણમુતર ઉપાડી ઢોર બાંધવાની જગા પણ સાફ રાખો. ચોકખી અને સ્વચ્છ જગામાં રહેતાં ઢોર તથા શરીર સાફ હોય તેવાં ઢોર લાંબુ આયુષ્ય ભોગવે છે. વધારે ફોવતમાં હોય તો સારૂં કામ આપે છે અને દુધાળાં ઢોર વધારે પ્રમાણમાં દૂધ પણ આપે છે. જેમ માણસને સ્વચ્છ મકાન, ચોકખું શરીર, ચોકખી હવા, અને સારા ખોરાકની ખાસ જરૂર છે તેમ ઢોરને પણ સ્વચ્છ હવા, ચોકખું રહેઠાણ, સારો પુષ્ટિકારક ખોરાક અને સ્વચ્છ શરીરની તેટલીજ જરૂર છે.

ઢોરના માલિકો ઢોર બાંધવાની જગાએ અને ઘરની ભીંતો ઉપર છાણાં થાપે છે, પણ આવી રીતે છાણમાંથી છાણાં બનાવવાથી ગંદકી વધે છે. દૂધ દૂષિત થાય છે અને ખાતરને મોટો ધોકો પહોંચે છે. છાણનું ખાતર બનાવનાર સુખી થાય છે અને છાણાં બનાવનાર દિનપ્રતિદિન ગરીબ થતો જાય છે. જો તમારે સુખી થવું હોય તો છાણાં બનાવવાનું બંધ કરો.

**ગામડાઓમાં ખાતરના ઢગલા કરવા બાબત સમજુતી. —**

ખાતરના ઢગલા ગામ બહાર પાણીના સાધનથી દૂર ૩૦૦ વાર છેટે થાય એ ઇચ્છવાજોગ છે.

ખાતરના ઢગલા પર તાજું ખાતર નાખવું નહિ પણ થોડું સુકું ખાતર ખસેડીને જે ખાડો પડે તેમાં તાજું ખાતર નાખી દેવું ને પછી ખસેડી દીધેલું સુકું ખાતર તાજા ખાતરની ઉપર પાછું દાબવું.

અઠવાડીઆમાં એક વખત આવા ખાતરના ઢગલા ઉપર ને આસપાસ પેરેટરીન છાંટવું, જેથી માખીનો ઉપદ્રવ થાય નહિ.

**સુખી અને તંદુરસ્ત ગામ. —**

જો તમારા ગામને સુખી બનાવવું હોય તો

(૧) સ્ત્રીઓને સ્વચ્છ, આનંદી અને તંદુરસ્ત રાખો અને તેમને કેળવણી આપો.
(૨) છોકરાંઓને ચોકખાં, આનંદી અને તંદુરસ્ત રાખો.
(૩) ઘર બરાબર સાફ રાખો.

(૪) ગામને બરાબર ચોકખું રાખો.

અને

(૫) ગામનાં માણસોમાં સંપૂર્ણ સલાહસંપ જાળવો.

આ સ્થિતિ લાવવા માટે સ્ત્રીઓને કેળવો. તેમનામાં ખરું સ્ત્રીત્વ લાવો અને તેમને ઘરમાં તમારાં સરખા ભાગીદાર (ખરી અર્ધાંગનાઓ) બનાવો અને બાળલગ્ન તથા કજોડાં થતાં અટકાવો.

ખેતી ઉપર બરાબર લક્ષ આપો. જમીનમાં જોઈતું ખાતર મળે તેટલા માટે છાણાં બનાવવાનું બંધ કરો. છાણવાસીદાના ઉકરડાઓ ન બનાવતાં તેને નાના ખાડાઓ કરી તેમાં નાખો અને ખેડ કરતી વખતે તે ખાડાઓમાંથી જોઈતું જોઈતું લઈ જાઓ.

ચેપી રોગો અટકાવવા આપતા ઇલાજો લો.

ઘરમાં પુરતું હવાઅજવાળું આવે તેવો બંદોબસ્ત કરો.

પૈસાનો દુરુપયોગ કરતાં અટકો. ઉડાઉ ખર્ચો બંધ કરો.

સુવાવડ દરમિઆન વપરાતાં મેલા ફાટાંતુટાં ગોદડાં અને કપડાં, અંધિયાર અંધારા ઓરડા તથા કુવડ દાયણને બદલે ચોકખાં ધોએલાં અને બરાબર સાંધેલાં કપડાં અને ગોદડાં વાપરો તથા જ્યાં સુવાવડ થવાની હોય તે જગા વાળીઝુડી સાફ કરો અને પુરતું હવાઅજવાળું આવવા દો. દાયણને તેનાં હાથ સાબુથી ધોવરાવો. નખ વધેલા હોય તો કપાવી નખાવો અને નખમાં ભરાઈ રહેલો મેલ એક લુગડાના કકડાથી ઘસીને સાફ કરાવો. જો તેની આંગળીઓ ઉપર વીંટીઓ કે દોરાની બેડીઓ હોય તો તે કઢાવી નખાવો અને હાથ પગના અલંકારો પણ સુવાવડ કરતી વખતે કઢાવી નંખાવો. સુવાવડ દરમિઆન વપરાતાં તમામ સાધનો જેવાં કે છરી, દોરો, (નાડાછડી) વગેરે ગરમ પાણીમાં ઉકાળી સાફ કરીને વાપરો. વળી સુવાવડ દરમિઆન તીખો તમતમતો અને પચી ન શકે તેવો ખોરાક ન આપતાં સારો, પૌષ્ટિક અને સહેલાઈથી પચે તેવો ખોરાક આપો.

જે કુવામાંથી પાણી પીતા હો તે કુવાની આજુબાજુ સ્વચ્છ રાખો, કુવાને થાળું અને કોરો બનાવો અને પાણી કાઢવા માટે અલાયદું વાસણ રાખો.

### સામાન્ય સફાઈ અને તહેવારો.

દર મહીનાની પૂર્ણિમા અને અમાવાસ્યા અથવા દરેક એકાદશીએ રજા પાળો. તે દિવસે કામ બંધ રાખો. તમારાં ગાય, ભેંસ, બળદ વગેરે

જાનવરોને નવરાવો અને બળદને વિશ્રાંતિ આપો. બને તો મહીનામાં ચાર રજા રાખો; ન બને તો મહીનામાં બે રજા તો પાળોજ.

રજાને દિવસે તમારાં લુગડાંલત્તાં, ઘર અને આખું ગામ સાફ કરો. આપણાએ ગામના લોકો સાથે પાણી પાળે એટલે આખું ગામ સહેલાઈથી સાફ કરી શકાશે. ગામ અને ઘર સાફ કર્યા ઉપરાંત ગામનાં બધાં માણસો ઉજાણી રાખો. બધાં એકઠાં થઈ આનંદ કરો. રમતગમત રાખો, હસો, મઝા કરો, ભજન કીર્તન કરો અને પાછા પખવાડીઉં કામ કરવા માટે સતેજ થઈ જાઓ.

કસરત, સફાઈ અને આનંદ એ ત્રણ વસ્તુઓ મેળવવાથી માણસ લાંબું આયુષ્ય ભોગવે છે.

### છાણાં બનાવવાનું બંધ કરો.

હાલમાં છાણનો ઉપયોગ મોટે ભાગે છાણા બનાવી બળતણ તરીકે થાય છે; પરંતુ તેથી આપણને ઘણું મોટું નુકસાન થાય છે. કહેવત છે કે "ખેડ, ખાતર અને પાણી, કર્મને આણે તાણી." આપણે રોજ આમ બોલીએ છીએ પણ તે પ્રમાણે કરતા નથી.

જેમ ખોરાક વિના બળદ કામ ન આપે તેમ ખાતર વિના જમીન પણ પાક ન જ આપે. ખાતર, છાણ અને કચરા (પુંજા)નું બને છે, માટે **છાણાં બનાવવાનું બંધ કરો.** છાણને બદલે લાકડાં બાળો. છાણાં બાળીને જે પૈસા બચાવો છો તેના કરતા છાણનું ખાતર બનાવશો તો તમને ઘણો વધારે–ચાર ગણો–લાભ થશે.

### ઉકરડાઓ કહાડી નાંખો.

હાલમાં ગામને ગોદરે ઉકરડાઓ બનાવો છો તેને બદલે ત્યાં નાનકડા ખાડા–ખાઈઓ. કરી તમારાં છાણ તથા કચરાપુંજાને તેમાં નાંખો, અને દરેક વખતે છાણ, કચરોપુંજો ખાડામાં નાખીને તેના ઉપર થોડી માટી નાખો. આમ કરવાથી ખાતર સારૂં થશે, (રસકસ ઉડી નહિં જાય,) અને ગંદકી થશે નહીં. માખોનો ઉપદ્રવ ઓછો થશે અને પરિણામે રોગ પણ ઓછા થશે.

### બારીબારણાં ખુલ્લાં રાખો.

માણસોને સશક્ત અને તંદુરસ્ત રહેવા માટે ચાર વસ્તુઓની ખાસ

જરૂર:—

૧ હવા; ૨ અજવાળું; ૩ ખોરાક અને ૪ પાણી. મચ્છર (જે તાવ લાવે છે), ચાંચડ અને ઉંદર (જે પ્લેગ લાવે છે), ચોર તથા રોગ એ અંધારાના મિત્રો છે.

જ્યાંસુધી તમારા ઘરમાં હવાઅજવાળું નથી ત્યાંસુધી તમારા ઘરમાંથી મંદવાડ જવાનો નથી.

આપણે માંદા થઈએ છીએ તો સાજા થતાં ઘણા દિવસ કેમ લાગે છે? આપણા દેશમાં આટલાં બધાં માણસો કેમ મરે છે તે તમે જાણો છો? કારણ એ છે કે આપણે હવાઅજવાળા વિનાના ઘરમાં રહીએ છીએ; ગામમાં પાર વિનાની ગંદકી હોય છે અને તેથી દૂષિત થએલી (બગડેલી) હવા આપણે શ્વાસોચ્છ્વાસમાં લઈએ છીએ; ગામના કચરા અને ગંદકીથી દૂષિત થએલો (બગડેલો) ખોરાક ખાઈએ છીએ, અને ગંદુ પાણી પીએ છીએ.

જો તમારે સાજા રહેવું હોય અને મરણપ્રમાણ ઘટાડવું હોય તો

૧ ઘરનાં બારીબારણાં ખુલ્લાં રાખો. જો બારીઓ કે જાળીઓ ન હોય તો મૂકાવો. આખા ઘરમાં અજવાળું આવે તેવી ગોઠવણ કરો.

૨ તમારાં ઘર, આંગણાં અને ગામ સાફ રાખો.

જો આ પ્રમાણે કરશો તો પોણા ભાગનાં દરદો અટકાવી શકશો.

## સ્વચ્છ કુવો

કુવાની દિવાલો પાકી ઈંટોથી ચણેલી હોવી જોઈએ અને તેને ચુના અને સિમેન્ટથી બરાબર છોએલી હોવી જોઈએ. આવા કુવામાં ફક્ત તળીએથીજ પાતાળ પાણી આવે છે. આજુબાજુની ભીંતમા થઈને પાણી આવતું નથી.

કુવાની આજુબાજુ પાણી ભરાઈ રહેવું જોઈએ નહિ તેમજ આજુબાજુ કોઈપણ જાતની ગંદકી થવા દેવી જોઈએ નહિ. કચરાના ઢગલા કરવા દેવા જોઈએ નહિ. કોઈએ ઝાડે ફરવા કે પેસાબ કરવા બેસવું જોઈએ નહિ તેમજ આજુબાજુ પણ કપડાં કે વાસણ ધોવાં જોઈએ નહિ.

કુવાની ચારે બાજુ ફરતું ૭ ફુટ પહોળું છોબંધ થાળું હોવું જોઈએ અને તેનો ઢોળાવ એવો હોવો જોઈએ કે થાળા પર ઢળેલું પાણી તરતજ નીચે વહી જાય. જરા પણ પાણી થાળાપર ભરાઈ રહે નહિ, તેમજ જરા પણ પાણી પાછું કુવામાં જાય નહિ.

(૨) કુવાની આજુબાજુ ફરતો કઠેરો હોવો જોઈએ, કે જેથી કોઈ માણસ ભૂલેચૂકે પણ કુવામાં પડે નહિ.

કુવાને ઢાંકણું હોવું જોઈએ, અને જ્યારે તેમાંથી પાણી કાઢવામાં આવે ત્યારે ઉઘાડવામાં આવે; બાકી બંધ હોય.

કુવામાંથી પાણી કહાડવા માટે એક ગરગડી સાથે અલાયદું દોરડું અને ડોલ રાખવાં જોઈએ અને તેનાથીજ બધા પાણી કાઢે. આ ડોલ સિવાય બીજાં વાસણો વાપરવા દેવામાં આવે નહિ.

કોઈ પણ માણસ કુવા પર બેસી ન્હાય નહિ તેમજ થાળા પર કે આજુબાજુ કપડાં કે વાસણ ધુવે નહિ.

કુવાની આજુબાજુ પાણી ભરાઈ રહે નહિ તેટલા માટે આજુબાજુ નીક કરી પાણીનો નિકાલ કરેલો હોવો જોઈએ.

જે કુવાનો ઉપર પ્રમાણે ઉપયોગ થતો હોય અથવા તો તેની આજુબાજુ સંપૂર્ણ સ્વચ્છતા હોય તે સ્વચ્છ કુવો ગણાય.

આથી પણ સારો કુવો તો તેને કહેવાય કે જેના પર પમ્પ ગોઠવી ટોં ચણી લીધેલું હોય.

તમારા દરેક કુવા ઉપર વર્ણવેલા સ્વચ્છ કુવા જેવા બનાવો.

× × × ×

ભરુચ સેનિટરી એસોસિએશન.

---

## વાકયની રાજસભામાં નામ વગેરે અધિકારીનાં કામ

### કવિત

**નામ (રાજા)**

આકાશમાં ભાનુ સમ, સ્વર્ગ માંહી ઇંદ્ર સમ,
પાતાળમાં નારાયણ, ભૂમિ માંહિ ભૂપ છે;
વાકયના વિભાગે એમ, નામ તણું નામ તેમ,
રાજન બનીઓ મોટો, પ્રત્યક્ષ સ્વરૂપ છે.

સર્વનામ ( પ્રધાન )

પ્રધાનના પદ તણું, શોભાવે છે સ્થાન ઘણું,
નામ ને વિરામ આપે, પોતે વપરાય છે;
એવું એ છે સર્વનામ, પંડિતો કહે તમામ,
સાથે નામ બેસે ત્યારે, ગુણો તેના ગવાય છે.

વિશેષણ ( રાજકવિ )

રાય તણા ગુણ ગાય, જાણે મોટો કવિરાય,
સહકાર સાથે પુરો, ગુણોને ગજાવે છે;
છતાં નહિ ડરે દિલ, સત્યમાં રહે સામેલ,
એવું એ છે વિશેષણ, સંખ્યા એ બતાવે છે.

ક્રિયાપદ ( હજુરીઓ )

કહ્યાગરૂં ડાહ્યું અને, નામ નામે ચાલનારૂં,
હજુરી સમાણું બની, પ્રેમને બતાવે છે;
ડાહ્યું માટે નામ રાખી, નામ પૂછી કરે કામ,
ક્રિયાપદ કહે તેને, કોઈ મોટું લેખે છે.

અવ્યય ( વકીલ )

અડગ ને અવિકારી, સ્વતંત્ર ને મનસ્વી તે,
વાક્યો શબ્દો તણા યોગ, ખુબીથી જણાવે છે;
સુખ દુઃખ સમજાવે, ક્રિયામાં વધારો કરે,
અવ્યયના ભારે શબ્દો, બાળોને મુઝાવે છે.

( હરિગીતની ચાલમાં )

વિશ્વેશ વિણ ક્યાં વિશ્વ છે, ક્યા સૂર્ય વિણ છે ચાંદલા,
પદાર્થ વિણ ક્યાં છાંયડા, ક્યા અભ્ર વિણ છે મેઉલા;
દુગ્ધ વિણ દધિ ક્યાં દીઠું. છે દૂધ કર્તા રહી ક્રિયા.
વાણી તણા સુરાજ્યમાં, કર્તા પ્રથમ પાછળ ક્રિયા.

લી૦ દેવશંકર કેશવરામ ભટ્ટ
મહેતાજી, વઘાસી (આણંદ)

# આરોગ્યને લગતો સંવાદ

## સ્થળ:—રાજમાર્ગ

### પાત્રો.—

મકન—વાળનાર.
મુકાદમ—વાળનારાઓ પર દેખરેખ રાખનાર.
ડૉક્ટર—મ્યુ. કાઉન્સિલર ને ડૉક્ટર.
હેલ્થ ઑફિસર—સુધરાઇખાતા પર દેખરેખ રાખનાર
કમ્પાઉન્ડર, ચાર દુકાનદાર ને એક ધરધણી.

( મકન પુંજો વાળતો વાળતો આવે છે. )

મકન— ઝટ કરો, ભાઈ, ઝટ કરો;
સા'બ આવવાના, ઝટ કરો.
ચોકખું હોય તો સારૂં દેખાય,
સા'બ રીઝે ને વાહ વાહ થાય.

( પહેલો દુકાનદાર વાળેલા રસ્તામાં કચરો નાખી બોલે છે. )

(૧) દુકાનદાર:—એ મકન, આ જરા વાળી લેજે. (બોલીને જાય છે.)

મકન:—વાળી લઉં, સાહેબ; વાળેલામાં પુંજો નાંખ્યો ? મને કે'તાને ટાપલી ધરત.

( પડેલો પુંજો મકન વાળી લે છે. )

( બીજો દુકાનદાર કચરો નાખી બોલે છે. )

(૨) દુકાનદાર:—મકન, અહીં પણ સાફ કરજે. (બોલીને જાય છે.)

મકન:—બૈસા'બ, તમે પાછો કચરો નાખ્યો ? મારે સા'બ આવવાના છે, ને આમ પજવો છો, માબાપ.

( મકન વાળી લે છે. એવામાં ત્રીજો દુકાનદાર રસ્તા પર કાગળીઆં વેરી મૂકે છે તે જોઈ મકન બોલે છે. )

આ કોણે કાગળીઆં નાખ્યાં ? વાળેલો બધો રસ્તો બગડશે. આમ શું અંધારાં આવી ગયાં છે !

(૩) દુકાનદાર:—અલ્યા, મોં સમાલીને બોલ. વાળવું પડે તેનો બડબડાટ શાનો કરે છે? હરામનો પગાર લેતો હશે ? ( જાય છે. )

મકન:—(સ્વાગત) પોતે પગાર આપતા હોત તો કોણ જાણે શુંએ કરત!

( એમ બડબડતો રસ્તો ફરીથી વાળવા માંડે છે. મુકાદમ આવે છે.

મુકાદમઃ—મકન, હજુ તારે વાળવાનું બાકી છે ?

હેલ્થ ઑફિસર સાહેબ, અને ડૉક્ટર સાહેબ હમણાં આવી પહોંચશે. તમે લોકો વખતનો પણ વિચાર કરતા નથી ! એક દિવસ પણ તમારાથી ન સચવાય !

મકનઃ—ભાઈસા'બ, મારો વાંક નથી. આ ત્રીજી વાર વાળું છું. લોકો પજવે છે.

મુકાદમઃ—ઝટ કર, ઝટ કર. (બાજુએ ઉભો રહે છે.)
(એટલામાં એક બારીમાંથી કોઈ રાખ નાખે છે.)

મકનઃ—જુઓ સાહેબ, બારીમાંથી રાખોડી પડી.

મુકાદમઃ—(બારી તરફ જોઈ) કોણ છે એ ? જરા ડોકું તો બારીમાંથી બહાર કાઢો ? બીક લાગે છે ? (ઘરધણી આવે છે.)

ઘરધણીઃ—શું છે ? તડુકા શાના કરો છો ?

મુકાદમઃ—વાળેલા રસ્તામાં કચરો કેમ નાખો છો ?

ઘરધણીઃ—કચરો રસ્તામાં ન નાખે ત્યારે શું ઘરમાં રાખે ? કચરો તો બહારજ નંખાયને ?

મુકાદમઃ—વાળનાર આવે તે પહેલાં નાખો ! એમ ન બને તો ટોપલીમાં ભરી રાખી વાળનારને બોલાવી તેની ટોપલીમાં આપી દો.

ઘરધણીઃ—એટલે વાળનારની પાછળ અમારે ક્યાં ક્યાં મારવાં. વાહ ! મુકાદમ, એ તો જેમ થતું હશે તેમ થશે. વાળનાર રોજ વાળી જ જાય છે ને ! પણ ઘડી પછી વાળ્યું ન વાળ્યું થઈજ જાય છે. આજે કંઈ નવાઈ છે ? અંહ. (જાય છે.)

મકનઃ—મુકાદમ સા'બ, એ તો મોટા લોક કહેવાય. તેમને આપણાથી કંઈજ ન કહેવાય. (હેલ્થ ઑફિસર ને ડૉક્ટર સાહેબ આવે છે.)

હેલ્થ ઑફિસરઃ—કેમ ? મુકાદમ, શી ભાંજગડ છે ?

મુકાદમઃ—જુઓને સાહેબ, વાળનાર વાળે છે ત્યારે લોકો રસ્તો બગાડી મૂકે છે.

ડૉક્ટરઃ—હેલ્થ ઑફિસર સાહેબ, વાળનારાઓના દોષ જોવામાં આમ

વખત બગાડવો તેના કરતાં શહેરીઓને ખરા નગરસુધારક બનાવવામાં વખત ગાળવો એ બહેતર છે.

હેલ્થ ઓફિસરઃ—ખરૂં છે, ડોક્ટર સાહેબ, લોકોની કાળજી વગર શહેર સુધારવાની આશા રાખવી એ મૃગજળથી તૃષા છીપાવવા બરોબર છે.

( ચોથો દુકાનદાર કચરો નાખે છે તેને જોઈને )

મકનઃ—જુઓ સાહેબ, પેલા દુકાનદારે કચરો નાખ્યો.

હેલ્થ ઓફિસરઃ—મિસ્ટર, વાળેલા રસ્તામાં કચરો નાખવો એ આપને અયોગ્ય નથી લાગતું ?

(૪) દુકાનદારઃ—લાગે છે, સાહેબ. પણ મારે આજે મોડું થયું છે, મારે માફ કરશો.

મકનઃ—મકાદમ સા'બ, કેવો એ એ કરે છે ! આપણે કહીએ તો ચીઢીઆં કરે પણ સાહેબ આગળ તો બકરી બે.

મુકાદમઃ—છાનો મરને. સાંભળ.

હેલ્થ ઓફિસરઃ—(ચોથા દુકાનદારને) મોડું થયું તો કંઈ હરકત નહિ. વાળનાર વાળી જાય એ પછી કચરો નીકળે તે એક ખોખામાં ભરી રાખો ને પછી વાળનાર આવે ત્યારે તેની ટોપલીમાં આપો તો શો વાંધો ?

બધા દુકાનદારઃ—આપણે બધા એક ખોખું રાખો. તેમાં કચરો ભરી રાખવો ને વાળનાર આવે ત્યારે તેની ટોપલીમાં આપી દેવો. હવેથી સાહેબ એમ કરીશું.

ડોક્ટરઃ—બોલ્યા છો, તો એ પ્રમાણે પાળજો. એમાં તમારૂં ને અમારૂં બંનેનું ભલું છે.

(દુકાનદારો, મકન, ને મુકાદમ જાય છે. હેલ્થ ઓફિસર અને ડૉક્ટર વાતો કરતા આગળ જાય છે.)

ડોક્ટરઃ—મિ. દવે. ( હેલ્થ ઓફિસર ) સ્વચ્છતા અને વ્યવસ્થાનો આવો ઝગડો દરેક ઘરમાં પણ છે. નાની બેન ઓફિસ વાળી સાફ કરે તો મોટા ભાઈ તેમાં કાગળના કકડા વેરી મૂકે. રામો ટેબલ પરની ચીજો ગોઠવીને મૂકે ત્યાં શેઠ સાહેબ બધું રમણભમણ કરી નાખે. ચંદન વહુ

સાફસૂફ કરી બધું વ્યવસ્થિત ગોઠવે-વાળીઝાડી ઘર ચોકખું ચંદન જેવું રાખવા પ્રયત્ન કરે, ત્યાં મોટી બેન વાસણનો પથારો પાથરી મૂકે; ગંગા ડોસી ઠામ ઠામ થૂંકી બગાડે, મરઘા કાકા આમ તેમ લબાચા પાથરી મૂકે ને છોકરાંનું તો પૂછવું જ નહિ! શહેર સુધારવાને ઘર સુધારવાની જરૂર છે. દરેક ઘરની વ્યક્તિઓ સ્વચ્છતા અને વ્યવસ્થાથી ટેવાઈ જાય તો બધું આપોઆપ સુધરી જાય. આહારે સુધરે ને વ્યવહારે સુધરે; આચારે સુધરે ને વિચારે સુધરે; ઘર સુધરે તો બધું સુધરે.

( ડૉક્ટરનો કમ્પાઉન્ડર આવે છે. )

કમ્પાઉન્ડરઃ—સાહેબ, દવાખાનામાં એક ગંભીર કેસ આવ્યો છે; કોઈ શેઠનો છોકરો બેભાન થઈ ગયો છે.

ડૉક્ટરઃ—જાઓ, આવું છું. (કમ્પાઉન્ડર જાય છે.) લો, સાહેબ, હું જાઉં છું. બધું પતવી લેજો અને આ ચિઠ્ઠી સંબંધી વિચાર કરી મૂકજો.

(ચિઠ્ઠી આપી ડૉક્ટર જાય છે. ચિઠ્ઠી હેલ્થ ઓફિસર વાંચે છે.)

હેલ્થ ઓફિસરઃ—( ચિઠ્ઠી વાંચે છે. )

૧. બજારમાં સસ્તાં પણ બગડેલાં શાકભાજી કે ફળફળાદિ વેચાય નહિ તેને માટે ચાંપતાં પગલાં ભરવાં.
૨. સ્વચ્છતા અને વ્યવસ્થાની કેળવણી માટે જુદા જુદા લત્તાઓમાં ભાષણો અપાવવાં.
૩. નિશાળોમાં તેને માટે છોકરાઓને ખાસ તાલીમ આપવાની ગોઠવણ કરવી.
૪. આરોગ્યને લગતા સંવાદો તૈયાર કરાવી ઠામ ઠામ ભજવાવવાની ગોઠવણ કરવી.

આ બાબતો બોર્ડમાં મૂકવાનો મારો વિચાર છે.

(સ્વગત) બની શકે એવું છે. જોઈશું.* ( જાય છે. )

---

* તા. ૨૪-૨-૩૪ ને રોજ બાળસંવાદના પ્રસંગે ભજવાએલો સંવાદ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮ | ઘરનું નાણું. (પહેલી આવૃત્તિ) | મિ. કે. પી. મહેતા અને મિ. એસ. ડી. દવે. | મિ. આઇ. એમ. શાહ બુકસેલર, શાહપોર, સુરત. | ૦—૪—૬ | ,, | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૯ | નવીન આંળનામું. (સને ૧૯૩૩ ની પહેલી આવૃત્તિ) | મિ. કે. પી. મહેતા | ,, | ૦—૨—૬ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૦ | સરળ ભૂગોળમાળા મણકો ૧ ગુજરાતી (સને ૧૯૩૩ ની આવૃત્તિ) | મિ. ડી. એમ. દોશી | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત. | ૦—૪—૦ | ,, | ,, |
| ૧૧ | ,, મણકો ૨. મુંબઈ-ઇલાકો (સને ૧૯૩૩ની આવૃત્તિ) | ,, | ,, | ૦—૫—૦ | ,, | ,, |
| ૧૨ | સંગીત વિનોદ (સને ૧૯૩૩ ની પહેલી આવૃત્તિ). | મિ. બી. એ. દવે | મિ. બી. એ. દવે. મ્યુઝીક ટીચર, પી. આર. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ. | ૦—૧૦—૦ | ,, | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૧૩ | સંગીત માર્ગદર્શિકા પ્રથમ ભાગ (સને ૧૯૩૨ની બીજી આવૃત્તિ) | ,, | ,, | ૦—૬—૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૧૪ | પતંગીઆં | મિ. જમુ દાણી | મિ. આર. એમ. આલ્પાઇવાળા, ધી ન્યુ ઇરા સ્કૂલ, ગોવાલીઆ ટેન્ક મુંબઈ ૭ | ૦—૫—૦ | વધારાના વાચન તરીકે | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૫ | નારીહૃદય. (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. કલાપી | મિ. રમણિક કે મહેતા ઇમ્પીરીયલ બેંક ઓફ ઇન્ડિઆ અમદાવાદ | ૧—૪—૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૧૬ | શૂરવીરની વાતો ,, | મિ. એમ. બી. બ્રહ્મભટ્ટ. | મિ. એમ. બી. બ્રહ્મભટ્ટ, એ. પી. સ્કૂલ, દેહગામ. | ૧—૮—૦ | લાયબ્રેરી બુક | ,, |
| ૧૭ | ગામડાનું ગૌરવ | મિ. મનુભાઈ જોધાણી | ચરોતર એજ્યુકેશન સોસાઇટી, આણંદ. | ૦—૬—૦ | ઇનામ અને લાયબ્રેરી | પ્રાથમિક સ્કૂલો માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૦ | શ્રી હોર્સ્ટોલ પોઇશકળા ઉપોદ્ધાત. (સને ૧૯૩૦ ની પહેલી આવૃત્તિ) | મિ. એ. બી. જાની | ધી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, અમદાવાદ. | ૦—૮—૦ | સ્કોલર્સ લાયબ્રેરી | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૩૧ | આપણી કવિતા સમૃદ્ધિ (સને ૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | મિ. બી. કે. ઠાકોર | ,, | ૧—૦—૦ | ,, | ,, |
| ૩૨ | ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો (સને ૧૯૩૦ પહેલી આવૃત્તિ) | મિ. કે. એમ. ઝવેરી | ,, | ૧—૦—૦ | ,, | ,, |
| ૩૩ | આરોગ્યના પ્રદેશ (સને ૧૯૩૧ ની પહેલી આવૃત્તિ) | મિ. આર. એ. સોમપુરા | ,, | ૦—૮—૦ | ,, | ,, |
| ૩૪ | હિંદી સાહિત્યનો ઇતિહાસ (સને ૧૯૩૦ ની પહેલી આવૃત્તિ) | મિ. કે. જી. ચાવડા | ,, | ૧—૦—૦ | ,, | ,, |
| ૩૫ | રંગવાની કળા (સને ૧૯૩૧ની પહેલી આવૃત્તિ) | મિ. એમ. એસ. નારીગરા | ,, | ૦—૧૨—૦ | ,, | ,, |
| ૩૬ | ગઝલમાં ગીતા (પહેલી આવૃત્તિ) | મિ. એસ. એમ. ભટ્ટ | મિ. એસ. એમ. ભટ્ટ, ગુજરાત કોલેજ અમદાવાદ | ૦—૬—૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે. |
| ૩૭ | રસમય વાનીઓ (પહેલી આવૃત્તિ) | મિસિસ તારાગૌરી જે. અરંઝા. | મિસિસ તારાગૌરી જે. અરંઝા, આનંદ વિહાર, મુક્તાબાગ, મલાડ. | ૧—૦—૦ | ઇનામ અને સ્કોલર્સ લાયબ્રેરી | છોકરીઓની પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે અને સ્ત્રીઓની ટ્રેનિંગ કોલેજો માટે. |

ટીકાઃ—(૧) "કસરત અને ડ્રિલ" કર્તા મિ. એચ. એ દેસાઈ એ ચોપડી જે લાઇબ્રેરી બુક તરીકે મંજુર કરી હતી તે પ્રાથમિક સ્કૂલો માટે પણ ઇનામ તરીકે મંજુર કરવામાં આવી છે અને તેની કિંમત ઘટાડીને રૂ ૦—૧૦—૦ રાખવામાં આવી છે.

(૨) "નવીન વ્યાકરણ ભાગ ૧" કર્તા મિ એમ. એચ. ચોકસી એ ચોપડીની કિં. ૦—૨—૦ થી વધારીને રૂ ૦ ૨—૬ રાખવાની મંજુરી આપવામાં આવી છે.

(સહી) એન. એ. કાદરી

(ઉ. ભ. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૫—૩—૧૯૩૪ના પત્ર નં. ૧૪૩૫૫માં કરેલી સૂચનાનુસાર) ફોર. એજ્યુ. ઇન્સ. એન. ડી.

# ઇનામપત્રક

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| સૈજપુર | ઠક્કર દલસુખભાઈ બાપુલાલ તથા ઠક્કર પ્રભુલાલ ભગવાનદાસ તથા પા. હાથીભાઇ લલ્લુભાઇએ | ૩૫—૦—૦<br>૩૫—૦—૦<br>૩૫—૦—૦ | છોકરા તથા છોકરીઓને ત્રણે દિવસ સુધી જમાડયાં. |
| વાસણા | પા. કાશીભાઇ મથુરભાઈએ | ૧૦—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| આમોદ | પા. રામાભાઈ રણછોડભાઇએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| રનેરા | પથાપરાના પગી કાળાજી પથાજીએ | ૪—૪—૦ | પવાલાં તથા પતાસ વહેંચ્યાં. |
| | અસીંદ્રાના બારૈયા ચતુરજી ધેમાજીએ | ૩—૮—૦ | ,, |
| અસીંદ્રા | પા. શીવાભાઇ હાથીભાઇએ<br>મિ. મુળજીભાઇ દલાભાઇએ<br>મિ. જીભાઇ મથુરભાઇએ | ૪૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યા શાળાની બાળાઓ તથ બાળકોને જમાડયાં. |
| દેવકીવણસોલ | બારૈયા ઇચ્છાજી ધનાજીએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગોલેલ | પા. ગરધાભાઇ બહેચરભાઇએ | ૧૦—૦—૦ | ,, |
| ઉત્તરસંડ | શિક્ષક પુરુષોત્તમ મુળજીભાઇ પટેલે | ... | ,, |
| ડુંડેલ | પા. શનાભાઈ મોતીભાઇએ | ૨૭—૮—૦ | ,, |
| | ગોહેલ મોહનજી શંકરજીએ | ૩૭—૦—૦ | ,, |
| વણસોલ | શાહ હરિવલ્લભ બહેચરદાસે | ૧૫—૦—૦ | ,, |
| | મિ. ગેમાજી સરદારજી બારૈયાએ | ૧૦—૦—૦ | ,, |
| | મિ. ચતુરભાઇ તળશીભાઇ પટેલે | ૧૫—૦—૦ | ,, |
| | મિ. પંડયા મુલજી ગોપાળજીએ | ૩—૦—૦ | ત્રણ માસ માટે પરબ બેસાડી. |
| વધાસી | મિ. ખુશાલભાઈ મથુરભાઇએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| શીંગળાવ | મિ. છગનભાઈ દાદાભાઇએ | ૧—૦—૦ | ,, |
| | મેગવાના બહેચરજી રણછોડજી બારૈયાએ | ૧—૦—૦ | ,, |
| | ,, ગોતાજી શંકરજી બારૈયાએ | ૧—૦—૦ | ,, |
| | મિ. રણછોડદાસ મોતીલાલ શાહે | ૨૦—૦—૦ | બે દિવસ સુધી સ્કૂલ જમાડી. |
| | મિ. જેઠાભાઇ ગોવિંદભાઇ પટેલે | ૧૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | મિ. બાબરભાઇ મથુરભાઇ પટેલે | ૩—૦—૦ | ત્રણ માસ સુધી પરબ બેસાડી. |

| | | | |
|---|---|---|---|
| મરીડા | પા. મનોરભાઇ બકોરભાઇને ત્યાં હેરંજની જાન આવેલી તે પ્રસંગે | ૫—૦—૦ | પરજમાં આપ્યા. |
| | પા. મંગળભાઇ મૂળજીભાઇએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વાસણા | કઠલાલના શાહ મણીલાલ ભુલાભાઇએ | ૫—૦—૦ | ચોપડીઓ, કપડાં તથા મિઠાઈ વહેંચી. |
| વરસોળા | ગઢવી સુરજબેન હરિભાઇ ગજાભાઇની દીકરીએ | ૧૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઓરીઆવી | વાંટવાળીના પા. ચતુરભાઇ ઝવેરભાઇના દીકરાના લગ્ન પ્રસંગે | ૪૦—૦—૦ | બાળાઓને ખાદીના કકડા તથા પતાસાં વહેંચ્યાં. |
| | ,, પા. સોમાભાઇ નાથાભાઇના દીકરાના લગ્ન પ્રસંગે | ૧૧—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | પીજના પા. ડાહ્યાભાઇ મોતીભાઇના દીકરાના લગ્ન પ્રસંગે | ૧૧—૦—૦ | ,, ,, |
| | ચકલાશીના પા. લલ્લુભાઇ કાશીભાઇના દીકરાના લગ્ન પ્રસંગે | ૧૨—૦—૦ | ,, |
| | ,, પા. મોતીભાઇ મથુરભાઇના લગ્ન પ્રસંગે | ૧૧—૦—૦ | કન્યાશાળામાં સીવવાનો સંચો લાવવા સારૂ ફંડમાં આપ્યા. |
| | નારના વાળંદ વલ્લભભાઇ કાશીભાઇના છોકરાના લગ્ન પ્રસંગે | ૮—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |

## ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ખોરીઆવી | પીંપળીના વાળંદ મગનભાઇ વિઠ્ઠલભાઇની દીકરીના લગ્ન પ્રસંગે | ૮—૦—૦ | બાળાઓને પિત્તળની રકાબીઓ તથા પતાસાં વહેંચ્યાં. |
| લાંભવેલ | કુંજવાવના મિ. મોતીભાઈ પ્રાગજીભાઈ પટેલે | ૭—૦—૦ | બાળાઓને જર્મનસિલ્વરના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | મિ. અંબાલાલ બાપુજી સુથારે | ૧—૦—૦ | ,, પતાસાં વહેંચ્યાં. |
| સામરખા | પ્રજાપતિ ગોવિંદભાઇ દામોદરભાઇએ | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | બાઇ કંકુ પા. રણછોડભાઇ ભવાનભાઇની વિધવાએ | ૧૦૦—૦—૦ | સ્કૂલ તથા કન્યાવર્ગની બાળાઓને જમાડયાં. |
| | પા. પરસોતમ નાથાભાઇએ | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. લલ્લુભાઈ બાપુજીએ | ૪—૦—૦ | ,, ,, |

| | | | |
|---|---|---|---|
| સામરખા | સુરાસામળના પા. રણછોડભાઇ ભુલાભાઇએ | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પંડ્યા અંબાલાલ શંકરલાલે | ૫—૦—૦ | ,, |
| કરમસદ | પટેલ ભાઇલાલભાઈ દેશાઈ-ભાઇએ તેમના પિતાશ્રી ગુજરી ગયા તેમની પાછળ | ૨૫૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યા-શાળાની બાળાઓને જમાડયાં. |
| | શાહ કેવળદાસ રણછોડદાસે | ૨૫૦—૦—૦ | ,, |
| ગામડી | પા. હરિભાઇ કલ્યાણભાઇએ | ૨૯—૦—૦ | છોકરા તથા છોડીઓને જમાડી. |
| વાંસખેલ | મિ. ડાહ્યાભાઈ મરઘાભાઇ પટેલે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ખેડા | મુખ્ય બ્રાંચ સ્કૂલના હેડ માસ્તર જેશંગભાઇ દામોદર ગુજરી ગએલા તેમની પાછળ તેમની દીકરીઓએ | ... | બ્રાંચ સ્કૂલના તમામ વિદ્યાર્થીઓને જમાડયા. |
| અરેરા | ફીણાવના પટેલ ભીખાભાઇ રણછોડભાઇએ પોતાના દીકરાના લગ્ન પ્રસંગે | ૮—૦—૦<br>૧૫—૦—૦<br>૨—૦—૦ | છોકરાંને પિત્તળના પ્યાલા તથા બાળાઓને ઓઢણીઓ તથા દરેકને પતાસાં વહેંચ્યાં. |
| સિહુંજ | પા. વાઘજીભાઇ તળસીભાઇએ | ૪૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી. |
| સરીઠા | પા. ડાહ્યાભાઇ કીશોરભાઇએ | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | બારોટ કેસરીસંગ શામળ-ભાઇએ | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| | ઝાસટીઆ જેઠીસીંગ અભેસંગ | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | ,, માધવસંગ ગગાભાઇએ | ૨—૦—૦ | ,, |
| | ,, રાજાભાઇ અમરસંગ તરફથી બાઈ ફુલબાએ | ૩—૦—૦ | ,, |
| પામોલ | નારના મિ. ભલાભાઈ માધવદાસે | ૫૧—૦—૦<br>૨૫—૦—૦<br>૫—૦—૦ | સ્કૂલના ફંડમાં આપ્યા તથા જર્મન સિલ્વરના પ્યાલા તથા પતાસાં બંને સ્કૂલોમાં વહેંચ્યાં. |
| | સોજીત્રાના મિ. જેઠાભાઇ ગભરૂભાઇએ | ૨૦—૦—૦<br>૫—૦—૦ | સ્કૂલના ફંડમાં તથા પતાસાં બંને સ્કૂલોમાં વહેંચ્યાં. |
| | નીસરાયાના મિ. ગોવિંદભાઈ શીવાભાઈએ | ૨૪—૦—૦<br>૨૦—૦—૦<br>૫—૦—૦ | સ્કૂલના ફંડમાં આપ્યા તથા પિત્તળના પ્યાલા તથા પતાસાં બંને સ્કૂલોમાં વહેંચ્યાં. |
| ઘોઘાવાડા | પા. મુધાભાઈ છત્રાભાઈએ | ૯—૮—૦ | વર્ગના વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| | પા. આત્મારામ દાજીભાઈએ | ૮-૧૪-૦ | વર્ગના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| મરીડા | પટેલ છોટાભાઈ ઝવેરભાઈએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| વડથલ | માસ્તર પ્રેમાનંદ છગનલાલ રાવળે પોતાનાં માતુશ્રીનાં અવસાન નિમિત્તે | ૪૧—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડ્યાં. |
| આમરોલ | રાઠોડ હઠીભાઈ રાઘવભાઈએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | મિ. રતનસંગ ગમાનસંગે | ૧૫—૦—૦ | ,, |
| ગોજણા | મહીડા માધવસંગ કાળુભાઈએ | ૧૦—૦—૦ | ,, |
| | મકવાણા ભુપતસંગ જેઠીસંગે | ૧૦—૦—૦ | ,, |
| કલોલી | ઠક્કર શામજી ગીરધરભાઇ એ તથા વ્યાસ દાજીરામ નાથાભાઈએ | ૧૫—૦—૦ | ,, |
| દેવકી વણસોલ | મુખી સામતસંગ અમથાભાઈએ | ૧૫—૦—૦ | ,, |
| | બારૈયા જુગાજી રઈજીએ | ૧૦—૦—૦ | ,, |
| | પગી રઈજી દાંનાજીએ | ૮—૦ ૦ | ,, |
| રસુલપુર | મહેતાજી જેશંકર ગોવિંદરામે | ૧૦—૦—૦ | ,, |
| શીખલોડ | પોલિસ પટેલ રામભાઈ બહેચરભાઈએ | ૧૪—૦—૦ | ,, |
| ડભાણ | મિ. દ્વારકાંદાસ હાથીભાઈ પટેલે | ૨૧—૦—૦<br>૨—૦—૦<br>૫—૦—૦ | પરચ ફંડમાં તથા પ્યાલા તથા મિઠાઈ વહેંચી. |
| | પા. બેચરભાઈ કુબેરભાઈએ | ૮—૦—૦ | કળીના લાડુ વહેંચ્યા. |
| | પા. ઇશ્વરભાઈ શ્રીધરભાઈએ | ૭—૦—૦ | ,, |
| | દરજી દુર્લભભાઈ અમીરભાઇએ | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ડભાસી | પા. ગીરધરલાલ કાળિદાસે પોતાનાં માતુશ્રીનાં સ્મર્ણાર્થે | ૩૦—૦—૦<br>૭—૦—૦<br>૨—૦—૦ | બાળાઓને ઓઢણીઓ તથા બાળકોને એક નોટ, તથા એક પેન્સિલ તથા પતાસાં વહેંચ્યાં. |
| મલીઆતજ | પા. દેશાઈભાઈ નાગરદાસ તથા પા. તળજાભાઈ ધનજીભાઇએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | ગોહેલ મંગળજી ભલાજીએ | ૧૫—૦—૦ | ,, |
| | ત્રાળંદ ફુલાભાઈ છગનભાઇએ | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| લાંભવેલ | પા. શંકરભાઈ રેવનદાસના વહીવટ કરનાર પા. રણછોડભાઈ ભાઈજીભાઈએ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| નવાગામ | શ્રીરણછોડજી મંદિરના મહારાજશ્રી રામસ્વરૂપદાસજી રામચરણદાસજીએ | ૨૫—૦—૦ | |

| | | | |
|---|---|---|---|
| સંતોકપુરા | પા. મહીજીભાઈ જીવાભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. ધુળાભાઈ રેવંદાસે | ૧૮-૧૪-૦ | ,, |
| | પા. પરસોતમ મહીજીભાઇએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. શીવાભાઈ મથુરભાઈએ | ૨—૦—૦ | ,, |
| | પા. હાથીભાઈ ભાઈજીભાઇએ, | ૨—૦—૦ | ,, |
| | પા. શીવાભાઈ મહીજીભાઇએ | ૨—૦—૦ | ,, |
| | પા. મોતીભાઈ મથુરભાઈએ | ... | સાકર વહેંચી. |
| | પા. તળસીસાઈ નરસીંહભાઇએ | ... | ,, |
| | પા. મુળજીભાઈ જીવાભાઈએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ભરોડા | પા. ભાઈલાલભાઈ નાથાભાઈએ | ૫૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ભાઈ જીવાએ | ૫૫—૦—૦ | ,, |
| | મિ. મંગળભાઈ ભગવાનભાઈ પટેલે | ૫૫—૦—૦ | ,, |
| | મિ. શનાભાઈ બાબરભાઈ પટેલે | ૫૫—૦—૦ | ,, |
| | મિ. શનાભાઈ કાળીદાસ પટેલે | ૫૫—૦—૦ | ,, |
| | મિ. ગોવિંદભાઈ લલ્લુભાઈ પટેલે | ૫૫—૦—૦ | ,, |
| | મિ. જીવાભાઈ દેસાઇભાઈ પટેલે | ૫૫—૦—૦ | ,, |
| | મિ. શનાભાઈ તળસીભાઈ પટેલે | ૧૧૦—૦—૦ | બે દિવસ વિદ્યાર્થી જમાડયા. |
| | મિ. સોમાભાઈ કુબેરભાઈ પટેલ | ૫૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. અવચલભાઈ કુબેરભાઈ પટેલે | ૫૫—૦—૦ | ,, |
| | મિ. મથુરભાઈ ભીખાભાઈ પટેલે | ૫૫—૦—૦ | ,, |
| | બાજીપુરાના મુની મહારાજે | ૫૫—૦—૦ | ,, |
| વાણા કલાસ | મિ. ચતુરભાઈ ભુલાભાઈ પટેલે | ૧૨—૦—૦ | ,, |
| ઉતરસંડા | પા. ઇશ્વરભાઈ ભલાભાઇએ | ૮—૦—૦ | બાળાઓના સીવણ ગુંથણ માટે આપ્યા. |
| ભાનેર | અમદાવાદના આસિ. ડે. એ. ઇ. સાહેબ સી. એમ. શાહનાં ધર્મપત્ની શ્રીમતિ જડાવના અવસાન નિમિત્તે તેમણે | ૫૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| દહેમી. | પાદરાના રાઠોડ અનુભા તખતસીંગ | ૨૦—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| | સીંગળાવના પા. ઝવેરભાઈ મહીજીભાઇએ | ૨૫—૦—૦ | પિત્તળના પ્યાલા તથા રકાબી બાળાઓને વહેંચ્યાં |
| સુરકુવા | ખેડાસાના મિ. ભીખાભાઈ બાજીભાઇએ | ૧૨—૬—૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| ત્રાણજા | વસોના પા. ધુળાભાઈ શીવાભાઇએ | ૨૦—૦—૦ | બાળાઓને ઓઢણીઓ તથા છોકરાંને પતાસાં વહેંચ્યાં. |
| હેરંજ | પા. શનાભાઈ શંકરભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| નવાગામ | ગં. સ્વ. ડહીબેન ભટ્ટ મણિલાલ જમનાશંકરની વિધવાએ | ૨૫—૦—૦ | ” |
| સોડપુર | પા. ડાહ્યાભાઈ શંકરભાઇએ | ૩૫—૦—૦ | ” |
| | પા. દેસાઈભાઈ બકોરભાઇએ | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| મોકવા | શાહ રણછોડલાલ મગનલાલે | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગાજણા | કુમારશ્રી મોતીસિંહજી મેરામણસિંહજીએ | ૨—૦—૦ | ફળીના લાડુ વહેંચ્યા. |
| | મકવાણા ભુપતસંગ જેઠીસંગે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પુરોહિત બેચરભાઈ જીવાભાઇએ | ૧૦—૦—૦ | ” |
| | વાળંદ ગાંડારાત હીરારોતે | ૧૦—૦—૦ | ” |
| | મહીડા ફૂલસિંહજી જેઠીસિંહજીએ | ૧૦—૦—૦ | ” |
| વરસોળા | પા. મહીજીભાઈ જેસંગભાઇએ | ૨૧—૦—૦ | ” |
| | શા. મોતીલાલ અમૃતલાલે | ૧—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | વહોરા અભરામ રહેમભાઇએ | ૧—૮—૦ | ” |
| | પી. વરસોડીઆ એન્ડ કંપની તરફથી પા. છોટાભાઈ કાશીભાઇએ | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| અહીમા | સ્કૂલ કમિટીના મેમ્બર ચોહાણ નાથાભાઈ વીરાભાઈ તથા પગી રણછોડ કાળુભાઈ તથા કુંભાર મંગળ પસ્તાભાઇએ મળી | ૭૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પિહાઇ | પા. મોતીભાઈ દેસાઇભાઇએ | ૩૦—૦—૦ | ” |
| | દરજી જીવરામ ચકુભાઇએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ” | ૧—૮—૦ | પરબમાં આપ્યા. |
| | અકલાચાના પટેલ ડાહ્યાભાઈ નાથાભાઇએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ” | ૭—૦—૦ | બાળાઓને પ્યાલા વહેંચ્યા. |
| | ” | ૨—૦—૦ | સ્કાઉટ ફંડમાં આપ્યા. |
| | ” | ૨—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ વહેંચી. |
| | | ૨—૦—૦ | પરબમાં આપ્યા. |
| ખેડા | મોટર એસોસિએશનના હસ્તે રસુલમીઆં જીવામીઆંએ | ૨—૮—૦ | હિંદુ વિદ્યાર્થીને તથા બાળાઓને ફળીના લાડુ વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| સુરકવા | પા. ડાહ્યાભાઈ દેસાઈભાઈએ | ૨૫—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| નવાગામ | શા. કેશવલાલ જેઠાભાઈએ પોતાની પત્ની અ. સૌ. બાલુનો મરણ નિમિત્તે | ૨૫—૦—૦ | ,, |
| હેરંજ | પાઠક છોટાલાલ રણછોડલાલે પોતાના પિતાશ્રીના અવસાન નિમિત્તે | ૧૫—૦—૦ | ,, |
| ઉતરસંડા | વહોરા હસનભાઈ યાકુબભાઈએ | ૧૫—૦—૦ | સ્કૂલને ઘડિઆળ ભેટ આપ્યું. |
| આંત્રોલી | શાહ આશારામ ભાઈચંદે | ૨૦—૦—૦ | ,, |
| | ,, | ૭—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | શાહ નાથાલાલ વખતચંદે | ૩—૦—૦ | ,, |
| | ,, | ૪—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળામાં |
| | ,, | ૨—૦—૦ | ગરીબ વિદ્યાર્થીને ચોપડીઓ તથા પેનો વહેંચી. |
| | શાહ વાડીલાલ અમુલખભાઈએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ,, | ૪—૦—૦ | બંને સ્કૂલોમાં ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ તથા પેનો વહેંચી. |
| ણુ | શાહ દ્વારકાદાસ મોરારજીએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | બાઈહેતા પા. ઓત્તમ મકનદાસની વિધવાએ જન્માષ્ટમીના પારણાંના દિવસે | ૩૫—૦—૦ | ,, |
| | પટેલ ભુલાભાઈ વહાલદાસે | ૩૫—૦—૦ | ,, |

## પંચમહાલ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| છોટાઉદેપુર | ડભોઈના પંચાલ પુંજાલાલ ઈશ્વરભાઈ તથા ઉમરવાના પંચાલ ગીરધરભાઈ ગોપાળભાઈએ | ૨૨—૦—૦ | ઉમરાવ સ્કૂલમાં કાળીપરજનાં બાળકોને સ્લેટો તથા કપડાં વહેંચ્યાં. |
| કણજરી | મિ. મોતીલાલભાઈ મગનભાઇ તલાટીએ | ૩—૦—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| તરખંડા | ચાવડા બાઈજી રહજીભાઈએ | ... | ઇંટવાડી સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વલવપુર | મે. ઠાકોર સાહેબોએ | ૧૭—૦—૦ | સ્કૂલને ઘડિઆળ ભેટ આપ્યું. |
| છટવાડ | ડેસરના મિ. માણેકલાલ મથુરભાઈ ત્રિવેદીની વિધવા સવિતાગૌરીએ | ૧૫—૦—૦ | પુસ્તકો વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| | મહારાજ રતનગર જાલાગરે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પલાસણા | મે. ઠાકોર સાહેબશ્રી ચંદ્રસિંહજી જીતસિંહજીએ | ૧૨—૦—૦ | પરીક્ષામાં પાસ થએલા વિદ્યાર્થીઓને ચોપડીઓ આપી તથા મિઠાઈ વહેંચી. |
| ઝાલોદ | ડૉ. વી. કે ફાટકે | ૫—૦—૦ | બાળાઓ માટે વાચરીઓ નં. ૬ તથા કબજા નંગ ૧૨ આપ્યા. |
| કાંકણપુર | કપડવણજના વૈષ્ણવ મંદિર-ઉપદેશક સદ્‌ગૃહસ્થ નરોતમ મોતીરામ પુરાણરત્ને | ૭—૦—૦<br>૧—૦—૦ | બાળાઓને પિત્તળના વાટકા તથા મિઠાઈ વહેંચી. |
| | મોટી કાંટડીના મિ. મુળજીભાઈ નારણજીએ | ૬—૦—૦<br>૧—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વહેંચી. |
| શહેરા | શાહ છોટાલાલ લક્ષ્મીચંદે | ૧૫—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| વાડી | કોલના ઠાકોરશ્રી મોહનસિંહજી લાલભાઈ ગોહિલે | ૫—૪—૦<br>૩—૦—૦<br>૧—૦—૦ | બાળાઓને રેશમી કકડા તથા સાકર તથા વિદ્યાર્થી મંડળના ફંડમાં આપ્યો. |
| દેરોલ | દેસાઈ કેસરલાલ ગીરધરલાલે | ૫—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ તથા સ્લેટો આપી. |
| ટીંબા | બાઈ સદુબા ઠાકોર નાથુસિંહ રામસિંહનાં વિધવાએ | ૪૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડયાં. |
| પિસાઈ | હડમતીઆના પગી નાથાભાઈ રતનાભાઈએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

---

પુસ્તક ૭૩ ] [ અંક ૫-૬

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

## મે—જુન સને ૧૯૩૪

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણુસની જરૂર પડે છે, દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દ્દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. શ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા



## શાળાપત્ર સંબંધી સૂચના

૧ પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જો છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે.

૨ વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂા. ૧) આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૩ લવાજમ—વરસ એકનો રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી લેવામાં આવે છે. છુટક અંકના રૂ. ૦-૨-૬; પોસ્ટેજ રૂ. ૦-૦-૩ જુદું.

૪ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી. માટે દરેકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૫ આ પત્ર સાથે કોઈપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

તંત્રી.

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૩ ]　　મે-જુન ૧૯૩૪　　[ અંક ૫-૬

## વિજ્ઞાનની તાલીમ

આપણી સમક્ષ જે વસ્તુ હોય નહિ તેનો ખ્યાલ કરવો એને **કલ્પના** કહે છે. મનુષ્ય એ વિચારવંત પ્રાણી છે, એટલે તે ભૂત અને ભવિષ્યનો વિચાર કરે છે. જ્યારે કોઈ અસાધારણ બનાવ બને છે, ત્યારે તે તેનાં કારણ શોધવાને કુદરતી રીતે પ્રેરાય છે. અલબત્ત આપણે દર વખત કંઈને કંઈ તર્ક તો કરીએ છીએ, પણ જ્યારે કોઈ એક અદ્ભુત બનાવ જોવામાં આવે છે, ત્યારે આપણું મન સહજ રીતે તેનાં કારણ શોધી કાઢવા અનેક તર્ક કરે છે, અને પછી જે ખરું કારણ માલમ પડે છે તે તેનો તર્ક કે **અનુમાન** કહેવાય છે. અમુક સંજોગો હોય તો તેમાંથી શું કાર્ય થશે તેવું અનુમાન કરવું અથવા અમુક કાર્ય ઉપરથી તેનું શું કારણ હોવું જોઈએ એવા તર્કની સરણીને **વિચાર** કહેવામાં આવે છે. આજ કારણને લીધે એક વિદ્વાને કહ્યું છે કે મનુષ્ય એ કાર્યકારણ શોધનાર પ્રાણી છે. જો કે મનુષ્ય કાર્યકારણ શોધનાર એટલે વિચાર કરનાર પ્રાણી છે, તોપણ આ જગતમાં અઘરામાં અઘરી વસ્તુ એ 'વિચાર' કરવો તે છે. સાધારણ રીતે આપણે શ્રદ્ધાથી પ્રેરાઈ જુની પરંપરા તથા રીત-રિવાજને માન આપી ચાલીએ છીએ. અમુક બાબત કેટલે દરજ્જે ખરી છે તે બાબતનો વિચાર કરવાનું આપણને મન થતું નથી, કારણકે વિચાર કરતી વખતે મનને ઘણી તસ્દી પડે છે. આ કારણને લીધે જે જુનાં રીત-

રિવાજ કે પ્રણાલિકા હોય તેને અનુસરી આપણે કામ કરીએ છીએ. ખરી રીતે જોઈએ તો આ મનુષ્યત્વ નથી, કારણ કે ઉપર જણાવેલી રહેણી-કહેણીમાં ટેવ અને રિવાજની સત્તા મુખ્યત્વે જણાઇ આવે છે. પ્રાણીઓનું જીવન પ્રેરણાને વશ હોવાથી તેમને અમુક પ્રસંગે ખરાખોટા સંજોગોનો વિચાર કરવાનો અવકાશ મળતો નથી. તેઓ તેમનું જીવન યંત્રરૂપ ગાળે છે, પણ મનુષ્યમાં તો વિચાર કરવાની શક્તિ હોવાથી તેણે ગતાનુગતિક રીત મુજબ કામ કરવું જોઈએ નહિ. વળી તેની આસપાસના સંજોગો એટલા બધા સંકીર્ણ અને વારંઘડીએ બદલતા હોય છે કે તે સંબંધી તેને વિચાર કરવાની જરૂર પડે છે; નહિ તો તે જોઈએ તેવી રીતે કામ કરી શકતો નથી.

કલ્પના એ અનિયંત્રિત મનોવ્યાપાર છે. જ્યારે તેને કાબુમાં રાખી કુદરતમાં તેનું અસ્તિત્વ છે કે કેમ તેની ખાતરી કરવામાં આવે છે ત્યારે તે જ્ઞાન સિદ્ધ થાય છે. તેનો આધાર અનુભવ એટલે પ્રત્યક્ષ જ્ઞાન ઉપર હોય છે. કલ્પનાના હવાઈ કિલ્લા એ સિદ્ધ જ્ઞાન નથી. સિદ્ધ જ્ઞાન એ પ્રત્યક્ષ અનુભવ હોવાથી **વિજ્ઞાન** કહેવાય છે.

કલ્પનાનું ફળ મનસ્વી તરંગ કે વહેમ છે, પણ વિજ્ઞાન તો કુદરતમાં નિયમની અચળ સત્તા જુએ છે. જ્યારે આકાશમાં વીજળી થાય છે ત્યારે તે દેવનું હસવું છે એવું માનવું એ કલ્પના છે; કારણ કે તે વસ્તુતઃ કુદરતમાં નથી.

જનસમાજની પ્રથમ અવસ્થામાં જ્યારે મનુષ્યની કલ્પના પ્રબળ હતી, ત્યારે તેણે કુદરતના જુદા જુદા બનાવને લગતાં અનેક પ્રિય ચિત્રો યોજેલાં છે. તે બાબત કુદરતમાં ખરી રીતે છે કે કેમ તેનો વિચાર થોડો કરવામાં આવ્યો છે. આ કારણને લીધે પ્રાચીન સાહિત્ય કલ્પનાથી ભરપૂર છે.

હાલમાં આપણું માનસ વૈજ્ઞાનિક થયું છે. અમુક બનાવ શાથી થાય છે તેનો ગમે તેમ કલ્પના કરવાને બદલે તેને લગતું વાસ્તવિક કારણ શોધવામાં આવે છે. જ્યાંસુધી તેને લગતો તર્ક સિદ્ધ કરવામાં આવતો નથી, ત્યાંસુધી તે વિજ્ઞાનની કોટિમાં આવી શકતું નથી. આકાશમાં થતો વીજળીનો ચમકારો એ વાદળાંના ઘર્ષણનું પરિણામ છે એ જ્ઞાન ઘણા વખત સુધી અવલોકન અને અનુભવ કર્યા પછી પ્રાપ્ત થયું છે.

કોઈપણ બનાવનાં અનેક કારણો હોય છે, પણ તેમાંથી ખરું કારણ શું છે તેની પરીક્ષા કરવી એ બુદ્ધિનો પ્રભાવ છે. કોઈ એક માણસને

તાવ આવતો હોય તો તેનાં અનેક કારણ હોઈ શકે. તે તાવ ટાઢીઓ હોય, કે થાક કે શરીરની અસ્વસ્થ સ્થિતિને લીધે હોય. ક્ષયનો આરંભ પણ તેનું કારણ હોઈ શકે. જો ટાઇફોડ તાવ હોય તો તેની ચિકિત્સા જુદી રીતે થાય છે. આ બધાં કારણમાંથી તાવનું ખરૂં કારણ શોધી તેને અનુકૂળ ઉપચાર કરવો એ વિચારનું ફળ છે. વિજ્ઞાનની જ્ઞાન મેળવવાની શૈલી સાધારણ જ્ઞાન મેળવવાની પદ્ધતિ કરતાં ઘણી જુદી પડે છે. કોઈ-પણ બાબતનું સિદ્ધાન્ત મેળવવું એ વિજ્ઞાનનો ઉદ્દેશ છે. જેટલા પ્રમાણ-માં વિજ્ઞાનનો વિસ્તાર થાય છે તેટલા પ્રમાણમાં કલ્પનાનો કાર્યપ્રદેશ ટુંકો થાય છે. કુદરત તેનાં સત્યો આપણને એકદમ બતાવી દેતી નથી. તેને માટે ઘણું તપ કરવું પડે છે. વિજ્ઞાનવેત્તાઓ કુદરતના સત્યશોધન માટે અવલોકન અને પ્રયોગ ઉપર આધાર રાખે છે. જે કંઈ બનાવ બન્યો હોય તેનું પ્રથમ અવલોકન કરવું પડે છે. તેને લગતા બધા સંજોગો નિહાળ્યા પછી તેનું કારણ શું હોવું જોઈએ એવી પ્રથમ કલ્પના કરવી પડે છે, પણ એ કલ્પના ખરી છે કે ફક્ત તરંગજ છે તે માટે પ્રયોગ કરવાની જરૂર પડે છે. જો દરદીને ક્ષયને લીધે તાવ આવતો હોય તો તે બપોર પછી આવવો જોઈએ. તેમજ ક્ષયને લગતું ઇન્જેકશન મૂક્યા (પ્રયોગ) પછી તેની તબીયતમાં યોગ્ય ફેરફારનાં ચિહ્નો જોવામાં આવે તો તેનું દરદ ક્ષય છે એમ દાક્તરને ખાતરી થાય છે; નહિ તો ટાઈફોડ વગેરે રોગનાં ચિહ્નો ઉપરથી તેને લગતો ઉપચાર કરે છે. ટુંકામાં વિજ્ઞાનની પદ્ધતિ મુજબ કુદરતના નિયમ શોધવા માટે ઘણી ધીરજ રાખવી પડે છે. આપણને જોઈતા ફેરફાર કુદરતમાં થતા નથી. ધીરજની સાથે આપણું મન રાગદ્વેષ વગરનું હોવું જોઈએ. અમુક મનસ્વી બાબત એકદમ ખરી ધારી લેવી એ વિજ્ઞાનની તાલીમથી વિરુદ્ધ છે. ઘણી વખતે અમુક સંજોગો ઉપરથી આપણને અનુકૂળ કે પ્રિય બાબત હોય તેને લગતું અનુમાન તારવીએ છીએ. આ સિદ્ધાન્ત નથી. મનસ્વી કલ્પના એ વાસ્તવિક વિજ્ઞાન હોઈ શકે નહિ. કુદરતમાં જે ક્રિયા થતી હોય તેજ જો આપણે ઉપજાવી શકીએ તોજ તે સત્ય છે એમ આપણને માનવું પડે છે. આ ઉપરાંત શોધકનામાં ખંતનો ગુણ હોવો જોઈએ. કેટલીક શોધો તો અનેક વરસના પ્રયોગોનું ફળ છે. છેવટે તેણે ધારેલું અનુમાન પ્રત્યક્ષ જ્ઞાનથી સિદ્ધ કરવું જોઈએ. જો તે નિયમ મુજબ ધારેલું પરિણામ ઉપજાવી શકાય તો તે સિદ્ધાન્ત કે વિજ્ઞાન કહેવાય છે.

શાળામાં વિદ્યાર્થીને ઘણી બાબતો કહી દેવામાં આવે છે તેથી તેમને

જાતે વિચાર કરવાનું મન થતું નથી. તેમને અમુક સંજોગોમાં મૂકીને તે ઉપરથી તેનું શું પરિણામ આવશે એવી રીતે તેમને વિચાર કરવાની ટેવ પાડવી જોઈએ. ચોપડીમાંથી આપેલી બાબતો ગોખાવવાથી તેમજ તે બાબત કહી દેવાને લીધે વિચારની તાલીમ મળતી નથી. વિચારની સારી ટેવ પડે તેને માટે વિજ્ઞાન જેવું બીજું એકે સાધન નથી; પણ આપણે ત્યાં તેનો યોગ્ય ઉપયોગ થતો નથી, તેથી વિદ્યાર્થીને વિજ્ઞાનની તાલીમ મળતી નથી. વિજ્ઞાનની તાલીમથી આપણું મન વહેવારૂ બને છે. સૃષ્ટિનું તંત્ર અટળ નિયમથી ચાલે છે એવી દૃઢ શ્રદ્ધા આપણા મનમાં ઉત્પન્ન થાય છે. તેને લીધે અનેક જાતના વહેમ નષ્ટ થાય છે. વહેમ એ એક જાતની કલ્પના છે. અમુક બાબત થઈ તો તેના પરિણામરૂપ અમુક બાબત થશે એવી જાતની સંકલના કેટલે દરજ્જે ખરી છે તેની ખાતરી થવી જોઈએ. ગામ જતાં કોઈ માણસ છીંક ખાય તો તેથી અનિષ્ટ બનશે એવી જાતની ધારણા એ વહેમ છે, કારણ કે છીંક ખાવી અને ખોટું થવું એ બંનેનો કાર્યકારણનો કેવી રીતે સંબંધ હોઈ શકે તે સમજાતું નથી, પણ ઘણા વખતથી તેમનો સંબંધ કલ્પેલો હોવાથી તે પ્રમાણે કામ કરવામાં આવે છે. અમુક સત્ય બતાવી દેવાને બદલે તે શોધવાને માટે વિદ્યાર્થીને જે અનેક તર્ક કરવા પડે અને તે ઉપરથી તે ખરૂં અનુમાન સિદ્ધ કરી શકે એવી વિજ્ઞાનની તાલીમ તેને મળવી જોઈએ.

---

## શિસ્ત

જેમ જગતભરમાં વ્યવસ્થા માટે અમુક પ્રકારના નિયમનની જરૂર રહે છે, તેમ શાળામાં પણ બાળ નિયમનની પણ તેટલીજ આવશ્યકતા છે. સમાજનું નિયમન એ તેના ઉત્કર્ષ અથવા અભ્યુદયના કારણરૂપ છે. જ્ઞાતિવ્યવસ્થા કે રાજકીય વ્યવસ્થા, એમાં પણ નિયમનની જરૂર છે અને જ્યાંસુધી યોગ્ય નિયમન પ્રવર્તી રહે છે ત્યાંસુધી વ્યવસ્થાનો નાશ થતો નથી. કુટુંબનો એક દાખલો લઈએ: કુટુંબનો જે વડીલ હોય તેનો પ્રભાવ જો બરાબર કુટુંબમાં પડતો હોય તો તે કુટુંબમાં એક જાતની શિસ્ત જળવાઈ રહે છે, પણ જો તેની આજ્ઞાનું વારંવાર ઉલ્લંઘન થતું હોય, અથવા તો તેની ઉપેક્ષા કુટુંબની દરેક વ્યક્તિ કરતી હોય તો કુટુંબમાં છિન્નભિન્નતાનાં બીજ રોપાઈ જાય છે અને આખરે

તે કુટુંબ વિનાશને પંથે ઘસડાય છે. રાજકીય અથવા ઐતિહાસિક દાખલાઓ રાજ્યપ્રકરણની બાબતમાં આવા ઘણા માલમ પડી આવે છે. કોઈપણ રાજ્યની પાયમાલી ઇતિહાસમાં જો આપણે તપાસીએ છીએ તો લડાઈ વગેરેનાં ઉપલક કારણો બાજુએ મૂકી દઈ ઊંડો અભ્યાસ કરવાથી આપણને માલમ પડશે કે રાજ્યમાં સડો–અવ્યવસ્થા ઉદ્ભવી હતી અને તેને લીધે તેની પડતી થઈ હતી. કહેવત છે કે 'ભય વિના પ્રીતિ નહિ'–આ સૂત્રમાં કંઈક સત્ય રહેલું છે. વ્યક્તિ કે સમૂહને દાબની જરૂર છે, અને દાબ એ વ્યવસ્થાનું કારણ છે. આથી ઉલટું બીજું સૂત્ર 'પ્રેમ એ વશીકરણ મંત્ર છે,' એ છે. આમ પરસ્પર વિરોધી સૂત્રો દેખીતી રીતે ઉલટા અર્થ સૂચવે છે, પણ બંનેમાં 'વ્યવસ્થા' નો હેતુ સ્પષ્ટ છે.

આ બેમાંથી કયું સૂત્ર શાળામાં અવલંબવા યોગ્ય છે એ અત્યારે પણ વિચારવા જેવો પ્રશ્ન છે, કારણકે શાળાની પ્રતિષ્ઠા એકલી ભણતર ઉપર નહિ પણ તેની સાથે શાળામાં બાળકોની સાર્વત્રિક તાલીમ ઉપર બંધાય છે. આથી જ્ઞાન અને શિસ્ત એ શાળાનો મોભો અથવા પ્રતિષ્ઠા બાંધવામાં જરૂરી છે. જે શાળામાં એકલા જ્ઞાન ઉપર વિશેષ ભાર મૂકવામાં આવે છે અને બાળકોના નિયમનની ઉપેક્ષા અથવા અવગણના કરવામાં આવે છે તે શાળાની પ્રતિષ્ઠાને હાનિ પહોંચ્યા વિના રહેતી નથી. નિયમનનો સિદ્ધાંત અનાદિ કાળથી સ્વીકારવામાં આવ્યો છે. પ્રાચીન ઋષિમુનિઓનાં આશ્રમમાં પ્રેમથી શિસ્ત સાધવામાં આવતી, તેમજ ગુરુનો પ્રતાપ પણ શિષ્યોના ચારિત્ર્યનો તેટલોજ સર્જક હતો.

આધુનિક જમાનામાં 'બાળક' ને જુદી દૃષ્ટિથી જોવામાં આવે છે, એટલે હવે શારીરિક શિક્ષાને શાળામાં અવકાશ આપવાનો નથીએ સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે. હવે શાળામાં એકજ પ્રકૃતિનાં બાળકો ભણવા આવતાં નથી એટલે કેળવણીકારોને એવાં જુદી જુદી પ્રકૃતિ–સ્વભાવનાં બાળકોને કેમ કેળવવાં એ ગુંચવણભરેલો પ્રશ્ન થઈ પડે છે. બાળકો સ્વભાવે રમતિઆળ, મસ્તીખોર, અતિશય ચપળ, અને જિજ્ઞાસાવૃત્તિવાળાં હોય છે. આ તેના ગુણોને લીધે તે સ્વાભાવિક રીતે શાળાના નિયમો તોડે છે. તેની સાહજિક પ્રકૃતિને લઈને તે મંદ, અનિયમિત અને આળસુ પણ હોય છે, અને એવા દુર્ગુણો શાળાના નિયમનને બાધક થઈ પડે છે. કેટલાંક છોકરાં તોફાની એટલે જાણી જોઈને શાળાના સરસામાનને નુકસાન કરે છે. બાળકોના આવા દોષો

જો ટાળવામાં ન આવે તો શિસ્તમાં તેટલી ખામીજ ગણાય એ નિર્વિવાદ બાબત છે.

હવે આ ઉપર જણાવેલા દોષો ટાળવા માટે શાળાના અધિકારીને પગલાં લેવાં જરૂરી છે અને પ્રસંગ પ્રમાણે પગલાં લેવાય પણ છે. શાળામાં સોટી, તમાચા વગેરેનો પ્રયોગ શિક્ષા રૂપે થાય છે. એમાં ભય ઉત્પન્ન કરવાનો હેતુ છે. જે શાળાના શિક્ષક કે અધિકારીને વારંવાર આવાં પગલાં લેવાં પડે છે તે શાળામાં શિસ્ત ઉત્તમ પ્રકારની કદાપિ ગણી શકાય નહિ, કારણકે ભયના ઉપચારથી વૃત્તિને આપણે થોડો વખત દાબી શકીએ છીએ. શિક્ષક તરીકે બાળક પ્રત્યે આપણે બીજો ગુન્હો એ કરીએ છીએ કે તેનામાં બીકનો દુર્ગુણ પેસાડી દઈએ છીએ, જે તેના ભવિષ્યના જીવનમાં ઘણો હાનિકારક નીવડે છે, અને આથી આપણે તેની નાગરિકતામા મોટી ખોડ લાવીએ છીએ. ભયથી દુર્ગુણ દબાય છે, પણ તેનો નાશ થતો નથી. શાળાનું ધ્યેય બાળકમાં સદ્‌ગુણો ઉત્પન્ન કરવાનું છે. આ ધ્યેય કોઈ પણ ભયંકર ઉપચારથી સાધી શકાય નહિ. બાળકોનાં મન સરળ અને હૃદય કોમળ હોય છે એટલું જો શિક્ષકના ધ્યાન પર રહેતું હોય તો ભય-અથવા માર કે બીજી એવી કોઈ શિક્ષા શિક્ષક બાળકને કરે નહિ; અત્યારે શિક્ષકનામાં મોટામાં મોટી ખામી જો જોવામા આવતી હોય તો તે તેનું બાળસ્વભાવનું અજ્ઞાન છે; અને એટલા માટેજ આધુનિક નમુનેદાર શાળામાં બાળમાનસથી પરિચિત, અનુભવી, અને સહૃદયતાવાળા શિક્ષકો રાખવા જોઈએ. આવા શિક્ષકોને હાથે ચાલતી શાળામાં ભય ઉત્પન્ન કરવાના હેતુથી શિક્ષાનો પ્રયોગ થવાનો સંભવ ઘણો ઓછો રહે છે.

બાળકોમાં નિયમન લાવવાનો બીજો ઉપાય પ્રેમ છે. ઘણી વખત જે ભયથી સાધ્ય થતું નથી એ પ્રેમથી સાધ્ય થાય છે એ બાબત હરકોઈ વહેવારૂ માણસથી અજાણી નહિ હોય. વહેવારમાં જેટલાં કામ પ્રેમથી સરળતાથી સાધી શકાય છે તેટલાં ભયથી સાધી શકાતાં નથી. જ્યારે દુનિયાના વહેવારનો આવો અનુભવ છે તો શાળામાં જ્યાં કોમળ સ્વભાવના ઉગતાં બાળકો ભણવા આવે છે, ત્યાં આ ઉપાય કેમ કામે લગાડી ન શકાય એ સમજાતું નથી. બાળક કદાપિ અંતઃકરણનો પ્રેમ સ્વીકાર્યો વિના રહેતું નથી. શિક્ષકના હૃદયમાંથી બાળક પ્રત્યે જો આપોઆપ પ્રેમ પ્રગટતો હોય તો બાળક તેનો સ્વીકાર કર્યા વિના રહેતું નથી. એતો એનો સહજ સ્વભાવ છે, પણ મોટી ખોટ કઈ છે!. શિક્ષક

અને બાળક વચ્ચે જે ભેદભાવનો જાડો પડદો છે તે તોડાતો નથી. શિક્ષકનામાં મોટાઈનો અને જ્ઞાનનો આડંબર હોય છે. તેને લીધે બાળકથી દૂરને દૂર નાસે છે. તેનું હૃદય શુષ્ક હોય છે અને બાળકની લાગણીઓને તેનાથી તેમાં સ્થાન આપી શકાતું નથી. મોટાઈ, જ્ઞાન, શ્રેષ્ઠતાનું અભિમાન એ શિક્ષકના દુર્ગુણ સમજવા. આનાથી બાળક અને શિક્ષક વચ્ચે કાયમનું અંતર રહ્યા કરે છે. એથી સહૃદયતા ઉદ્‌ભવતી નથી. પરિણામ એ આવે છે કે બાળક શિક્ષકને મનથી ધિક્કારે છે એટલે 'પ્રીતિ' નો અવકાશ રહેતો નથી. આનાં માઠાં પરિણામ એ આવે છે કે શાળાનું વાતાવરણ આનંદ–ઉત્સાહજનક થવાને બદલે ભયવાળું રહ્યા કરે છે. શિક્ષકને શાળાની વ્યવસ્થા જાળવવા માટે વારંવાર આકરા ઉપાય લેવા પડે છે. આ આદર્શ વ્યવસ્થા કહેવાય નહિ.

શિક્ષકનામાં પ્રેમ ઉત્પન્ન થવો, એ પણ નાની સૂની બાબત નથી. માનસશાસ્ત્રના મહાન અભ્યાસીઓના હૃદય પણ કેટલીક વખત પ્રેમના અંકુર વિનાના હોય છે. આ તેમનો સાહજિક દોષ છે. આવા શિક્ષકે જેમ બાળકને કેળવવાનું માથે લીધું હોય છે તેમ તેની જાતને પણ કેળવવાનું માથે લેવું જોઈએ. હાલની શિક્ષકો પસંદ કરવાની પ્રથા આ દૃષ્ટિએ ઉણપવાળી લાગે છે. ઘણા શિક્ષકોના મ્હોંને જોતાંજ આપણને માલમ પડી આવે છે કે એ ચીડીઆ સ્વભાવના છે. તો પછી તેવા શિક્ષકો અને બાળકો વચ્ચે પ્રેમનો સંભવજ કયાં રહે! ઉત્તમ પ્રકારની શિસ્ત તો તેજ કહેવાય કે જ્યાં પ્રેમથી નિયમન પ્રવર્તતું હોય. તોફાની, ચોરી કરનાર, જુઠું બોલનાર અને એવા બીજા ગુન્હા કરનારાં બાળકો પ્રેમથી સરળતાથી સુધારી શકાય છે. બાળકની આ સંસ્કૃતિ તેના ભવિષ્યની જીવન સુધી ટકી રહે છે.

બાળકો પ્રત્યેનો પ્રેમ એટલે બાળકોનું અયોગ્ય લાલનપાલન કરવું એવું નથી. લાલનપાલનથી અથવા લાડ લડાવવાથી બાળકો બગડે છે એ પણ સ્પષ્ટ છે. શાળાના અધિકારીના આવા ખોટા પ્રેમથી બાળકો શાળાની વ્યવસ્થા બગાડે છે. બાળકો પ્રત્યેના ખરા પ્રેમમાં સહૃદયતા, સહાનુભૂતિ, અનુકંપા વગેરે મંત્રોમાં તેના કલ્યાણનો અંશ પણ સમાએલો છે એ ભૂલવાનું નથી. શિક્ષકો કેટલીક વખત બાળકો પ્રત્યે પ્રેમથી પક્ષપાત કરે છે. જે જરૂરનું છે તે સર્વવ્યાપક પ્રેમ છે. એકજ વર્ગમાં જ્યારે જુદા જુદા સ્વભાવનાં બાળકો હોય છે ત્યારે સારાં–સુંદર ચારિત્ર્યવાળાં બાળકો પ્રત્યે પ્રેમ તો કઠણ કાળજાના શિક્ષકોમાં પણ આવે, પણ જ્યારે કઠોર કે દુષ્ટ વૃત્તિવાળાં

બાળકો પ્રત્યે જ્યારે પ્રેમ અંતઃકરણમાં ઉભરાય, ત્યારે શિક્ષક તે ખરો શિક્ષક કહી શકાય; કારણ તેના આવા અમોઘ પ્રેમથી તેવાં બાળકો સુધારણાને પંથે ચડે છે. મતલબ કે સાચા શિક્ષકમાં સમદષ્ટિ કેળવાએલી હોવી જોઈએ અને એ સમદષ્ટિની સાથે તેનામાં પ્રેમમય સમભાવના હોવી જોઈએ.

આદર્શ શાળામાં આદર્શ શિસ્ત હરપ્રસંગે માલમ પડી આવવી જોઈએ. સામાન્ય રીતે પરીક્ષા વખતે શાળાના અધિકારીઓ તરફથી કડક નિરીક્ષકો મૂકવામાં આવે છે. ખરી રીતે જોતાં એવી વ્યવસ્થામાં બાળકો નીતિની પૂર્ણ દશાએ પહોંચ્યા નથી એમ સ્પષ્ટ જણાઈ આવે છે.

બાળકોને જો આપણે ખરા અંતઃકરણથી ચાહતા હોઈએ તો પ્રત્યુત્તર રૂપે બાળકો આપણા તરફ તેવું વર્તન દાખવે છે અને એ ચારિત્ર દૃઢ થયા પછી ગમે તેવા બારીક પ્રસંગોએ પણ દાબ કે શિક્ષાને અવકાશ રહેતો નથી. શાળાનું ગૌરવ, બાળકોનું ચારિત્ર્ય અને શિક્ષકોનો મોભો આથી ઝળકી ઉઠે છે અને સમાજ અને જગતને તેવી શાળા, તેવાં બાળકો અને તેવા શિક્ષકો આદર્શ દાખલો બેસાડે છે અને જનસમાજની ઉન્નતિમાં પોતાનો હિસ્સો આપી શાળાનું અસ્તિત્વ સાર્થક કરે છે.

---

## શિક્ષક અને શિષ્ય

આ જગતમાં દરેક ઠેકાણે દ્વંદ્વ માલમ પડે છે. અંધકાર અને પ્રકાશ, લંબાઈ અને પહોળાઈ, સુખ અને દુઃખ, સ્ત્રી અને પુરુષ—આવી જાતનાં યુગલ સર્વત્ર જણાય છે. કુદરતની એવી ઇચ્છા છે કે કોઈ પણ ક્રિયા ફકત એક વ્યક્તિથી થવી જોઈએ નહિ. કુદરતની સમૃદ્ધિને અર્થે બે વ્યક્તિઓની જરૂર પડે છે. તેવીજ રીતે જ્ઞાનની પ્રક્રિયામાં શિક્ષક અને શિષ્યના સહવાસની એટલે એક બીજા ઉપર ક્રિયાપ્રતિક્રિયા કરવાની જરૂર જણાય છે. કોઈપણ જાતનું જ્ઞાન ફકત જોવા કે સાંભળવાથી મળતું નથી. બાહ્ય જગતના જુદા જુદા પદાર્થ અને બનાવની જે અસર મગજ ઉપર થાય છે તેને બુદ્ધિની ક્રિયાવડે એકત્ર કરવાની જરૂર છે, નહિ તો આપણને વ્યસ્થિત જ્ઞાન પ્રાપ્ત થતું નથી. શિક્ષક જ્ઞાન આપનાર વ્યક્તિ છે અને શિષ્ય તેના ગ્રાહક તરીકે છે. આવી વસ્તુસ્થિતિને લીધે શિષ્યનું હૃદય નિખાલસ અને શ્રદ્ધાળુ હોવું જોઈએ. શિક્ષકની યોગ્યતા સંબંધી તેનામાં દૃઢ નિશ્ચય હોવો જોઈએ. જો તે એમ ધારી લે કે શિક્ષક પાસેથી તેને કંઈ શીખવાનું નથી તો તેનાં હૃદયનાં દ્વાર બંધ થઈ જાય છે અને તેથી તેના મગજ ઉપર

શિક્ષણની કંઈ અસર થતી નથી. જેમ પથ્થર ઉપર પાણીની અસર થતી નથી તેમ જેનામાં સંશય તથા અશ્રદ્ધા હોય છે તેના હૃદયમાં જ્ઞાન પ્રવેશ કરી શકતું નથી. આ ઉપરથી એક બાબત એ સ્પષ્ટ થાય છે કે સારા જ્ઞાનની પ્રાપ્તિ માટે શિક્ષક અને શિષ્યનો સંબંધ સારો હોવો જોઈએ, એટલે તેમની વચ્ચે હૃદયનો મીઠો સંબંધ હોવાની જરૂર છે. જો વિદ્યાર્થીનામાં ગુરુભાવ હોય છે તોજ તે કંઈ શીખી શકે છે. અશ્રદ્ધાની સાથે તેનું હૃદય કઠણ થઈ જાય છે. તે જે કંઈ સાંભળે છે તેની અસર તેના મન ઉપર થતી નથી; કારણ કે તેનામાં ગ્રાહક શક્તિ નથી. શિષ્યની ગ્રાહક શક્તિની તીવ્રતા માટે તેનામાં ખૂબ ઊંડી શ્રદ્ધા હોવી જોઈએ. શિક્ષક જે કંઈ કહે તે તેણે કાળજીથી સાંભળવું જોઈએ અને તે ગ્રહણ કરવું જોઈએ. તેની આવી મનોવૃત્તિ હોય નહિ ત્યાંસુધી જ્ઞાનની કંઈ પણ અસર તેના ઉપર થઈ શકતી નથી. વિદ્યાર્થીની ગ્રાહકતા વધારવા માટે શિક્ષક પ્રત્યે તેને સારો ભાવ હોવો જોઈએ. શ્રદ્ધા અને સદ્‌ભાવથી તેનું હૃદય કોમળ થાય છે, તેથી જે કંઈ તેને શીખવવામાં આવે છે તે તરત તેના હૃદયમાં પ્રવેશ કરે છે, નહિ તો અહંતાને લીધે તેના મન ઉપર કંઈ અસર થઈ શકતી નથી. જેને જ્ઞાન મેળવવું છે તેણે તો તેનું માનસ કોમળ-ગ્રહણશીલ રાખવું જોઈએ. જો શિષ્યમાં શિક્ષકના જ્ઞાન સંબંધી ઉંચો અભિપ્રાય હોય છે તો તેની આવી શ્રદ્ધાને લીધે તે બાબત તે ઝટ ગ્રહણ કરી શકે છે.

આપણો જમાનો વ્યક્તિસ્વતંત્રતાનો છે. હરકોઇને સત્તાનું દબાણ ગમતું નથી. દરેક વ્યક્તિને તેની ઇચ્છા મુજબ કામ કરવાનું મન થાય છે, તો શિષ્યે શા માટે શ્રદ્ધા રાખી શાંત બેસી રહેવું જોઈએ ? અલબત્ત કોઈએ પણ અંધ શ્રદ્ધા રાખવાની નથી. શ્રદ્ધાની સાથે સંશય હોય તોજ જ્ઞાન મળી શકે છે. કોઈ પણ માણસનું કહેવું અક્ષરશઃ માનવું એ ખોટી શ્રદ્ધા છે, પણ તે જે કંઈ શીખવે તે શીખવા જેવું છે એટલી શ્રદ્ધા તો હોવી જોઈએ. જ્યાંસુધી વિદ્યાર્થીનામાં ઉપર જણાવેલી શ્રદ્ધાની વૃત્તિ હશે નહિ, ત્યાંસુધી તેને કંઈ જ્ઞાન મેળવવાનો સંભવ રહેતો નથી. અંધ શ્રદ્ધા રાખવાને બદલે દરેક શિષ્યે શિક્ષક જે કંઈ શીખવે તે ઉપર જાતે વિચાર કરવો જોઈએ. જે જ્ઞાન જાતમહેનત વગર મળે છે તે ફળદાયી નીવડતું નથી. જેમ દરેક માણસે પોતાની ભૂખ શાંત કરવાને પોતે ખાવું જોઈએ, તેમ દરેક વ્યક્તિએ પોતે વિચાર કરીને જ્ઞાન મેળવવું જોઇએ. ખરી રીતે જોઈએ તો હાલમાં સંશયવૃત્તિને અગ્રસ્થાન મળતું જાય છે અને શ્રદ્ધાનો અનર્થ થવાથી દૃઢ-નિશ્ચયાત્મક જ્ઞાન મળતું નથી, તેથી જીવનમાં શિથિલતા જોવામાં

આવે છે. શિક્ષક જે કંઈ કહે તે વિદ્યાર્થીએ ગળી જવાનું નથી, પણ તેની સારાસારતાનો વિવેક તેણે જાતે કરવાની જરૂર છે. ટૂંકામાં શ્રદ્ધા અને શંકા આ બંને વૃત્તિઓને જ્ઞાનની પ્રક્રિયામાં યોગ્ય સ્થાન મળવું જોઈએ, કારણ કે જે બાળક કેવળ શ્રદ્ધા ઉપર જ આધાર રાખે છે તેનું માનસ ગુલામના જેવું બને છે. જે બાળક ફક્ત હરઘડીએ શંકાજ ઉઠાવે છે તેનું માનસ રાક્ષસ જેવું છે. આ વચન એક ડાહ્યા અનુભવી સાક્ષરે ઉચ્ચારેલું છે.

જો શિષ્યને સારૂં જ્ઞાન આપવું હોય તો શિક્ષકે પ્રથમ તો તેનું માનસ સમજવું જોઈએ. શિક્ષકનામાં જ્ઞાન વિશેષ હોય છે, તેમજ તે તેના કરતાં અનુભવમાં આગળ વધેલો હોવાથી બાળકનું માનસ કેવું છે તે સમજતાં તેને વાર લાગે છે. આ કારણને લીધે બાળકની મનોવૃત્તિ સમજવાને માટે શિક્ષકે બરાબર પ્રયત્ન કરવો જોઈએ. જ્યાંસુધી શિક્ષક તેની ભૂમિકાઉપર આવી શિક્ષણ આપતો નથી, ત્યાંસુધી તે જ્ઞાન ગ્રહણ કરી શકતું નથી, જોકે બાળમાનસ સમજવું એ એક મુશ્કેલ બાબત છે, તોપણ તેની ખાસ જરૂર છે; કારણ કે શિક્ષકને બાળકના મન ઉપર અસર ઉપજાવવાની છે. વળી શિક્ષકનામાં બાળક પ્રત્યે પ્રેમ હોવો જોઈએ. બાળક એ પ્રભુનો અંશ છે એવી ભાવના તેના હૃદયમાં હોવી જોઈએ. બાળક એ અનંત શક્તિનો ભંડાર છે એવો દૃઢ વિચાર દરેક શિક્ષકનામાં હોવો જોઈએ. જ્યારે શિક્ષક આવી ઉચી ભાવનાથી પ્રેરાઈ કામ કરે છે, ત્યારે તેના જીવનમાં આશા, આનંદ અને ઉલ્લાસ જોવામાં આવે છે. ધંધામાં અનુભવાતી શુષ્કતા અટકાવવા માટે શિક્ષકનું હૃદય વિશાળ અને ઉચ્ચગામી હોવાની જરૂર છે. દરેક બાળકના સુખદુઃખમાં તેણે ભાગ લેવો જોઇએ અને તેમની સાથે તેણે હૃદયનો સંબંધ બાંધવો જોઈએ. આ પ્રમાણે શિક્ષક અને શિષ્યના સારા સંબંધ માટે સમભાવ હોવાની જરૂર છે. તેવી રીતે શિષ્યના હૃદયમાં તેને માટે ગુરુભાવ હોવો જોઈએ, તેમ શિક્ષકનામાં તેને માટે પ્રેમ તથા દિલસોજી હોવાં જોઈએ.

હાલના જમાનામાં શિષ્યને શિક્ષક પ્રત્યે સારો ભાવ હોતો નથી. તેનું મુખ્ય કારણ સ્વતંત્રતાનો આભાસ છે. જ્યારે અહંવૃત્તિ પોષાય છે ત્યારે તેના આવરણથી સામા માણસનામાં કંઈપણ સારૂં છે એમ જોવામાં આવતું નથી અને પોતાની દરેક બાબત સારી છે એવું તે ધારી લે છે. જ્ઞાન એ પવિત્ર ચીજ છે અને તે શિક્ષકનું હૃદય જીત્યા સિવાય પ્રાપ્ત થઈ શકે નહિ, એવી ભાવના વિદ્યાર્થીમાં હોય તોજ તેને લાભ થાય છે.

જેવી રીતે શિક્ષક તેના વિદ્યાર્થી તરફથી માનની આશા રાખે છે તેવી રીતે તેણે તેવી યોગ્યતા મેળવવા માટે ખરા દિલથી વિદ્યાર્થીને શીખવવું જોઈએ. પરંપરાથી ચાલી આવતા પોતાના અધિકારનો દુરુપયોગ કરવાને બદલે વિદ્યાર્થીની તંદુરસ્તી, તેની રીતભાત અને તેનું ચારિત્ર સુધારવાને માટે તેણે ઉમંગથી પ્રયત્ન કરવો જોઈએ. જે શિક્ષક તેના વિદ્યાર્થીને ચાહે છે અને તેના તરફ સમભાવ બતાવી સારી રીતે શીખવે છે તેની કદર તેઓ કરે છે અને તેના પ્રત્યે તેમને માનની લાગણી ઉત્પન્ન થાય છે. જેમ એક બાજુથી વિદ્યાર્થીવર્ગમાં અહંતાને લીધે પૂજ્યભાવ કે માનની વૃત્તિ ઘણી ઓછી થઈ ગઈ છે, તેવી રીતે શિક્ષક વર્ગમાં ગુરુભાવ પ્રાપ્ત કરવાની જે લાયકાત જોઈએ તે પણ ઓછી થતી જોવામાં આવે છે.

---

## પાઠમાં રસ

---

પુસ્તક ૭૩ ના અંક ૩જાના પૃષ્ઠ ૧૩૭ થી ચાલુ.

ઇતિહાસના પાઠ રસિક કરવા માટે કેવી જાતની તૈયારી કરવી જોઈએ તેના નમુના આપવામાં આવ્યા. હવે વાચનના પાઠમાં કેવી રીતે રસ ઉત્પન્ન કરી શકાય તે વિષે વિચાર કરીએ છીએ.

**વાચન**—વાચનના પાઠ માટે જે પદ્ધતિ નક્કી કરવામાં આવી છે, તે પદ્ધતિ પ્રમાણે દરેકે દરેક મુદ્દો ક્રમસર લઈને વાચનનો પાઠ આપવામાં આવે છે, છતાં કેટલાક શિક્ષકો વાચનના પાઠમાં રસ ઉત્પન્ન કરી શકતા નથી. આમ થવાનું કારણ માત્ર એટલુંજ છે કે તેઓ નિયત પદ્ધતિના મુદ્દાઓને માત્ર યાંત્રિક રીતે અમલમા મૂકે છે. આરંભપ્રશ્નો, રજુઆત, શાન્તવાચન, શબ્દાર્થશિક્ષણ, નમુનાનું વાચન, વ્યક્તિગત વાચન, ભાવાર્થના પ્રશ્નો વગેરે વાચનપાઠના મુદ્દા છે, અને તે દરેક મુદ્દા ઉપર શિક્ષકે ખાસ લક્ષ આપવું જોઈએ એ વાત ખરી છે, પરંતુ તે ઉપરાંત પાઠનો ભાવાર્થ વિદ્યાર્થીઓ યથાર્થ સમજી શકે અને તેમાં તેમને નવું નવું રસભર્યું જાણવાનું મળે એટલા માટે શિક્ષકે વિશેષ તૈયારી કરવાની આવશ્યકતા છે. અઘરા શબ્દોના અર્થ તે શબ્દોને વાક્યમાં વાપરીને કે બીજી રીતે શીખવીને અને બે ચાર ભાવાર્થના પ્રશ્નો પૂછી તેના જવાબ કઢાવીને સંતોષ માનનાર શિક્ષક પદ્ધતિને અનુસરે છે એ વાત ખરી, પરંતુ તે વાચનપાઠને ભાગ્યેજ રસિક કરી શકે છે. શબ્દનો

અર્થ કે તેનો પર્યાય શીખવ્યા છતાં વિદ્યાર્થીઓ તે શબ્દનું રહસ્ય બરાબર સમજી શકતા નથી, એવું ઘણી વખત બને છે. શબ્દનું રહસ્ય બરાબર સમજાવવાને માટે કેવી જાતના પ્રશ્નો યોજવા જોઈએ અને કેવી જાતની તૈયારી કરવી જોઈએ તે શાળાપત્રના માહે ફેબ્રુઆરિ સને ૧૯૩૨ ના અંકમાં 'પાઠની તૈયારી' ના લેખમાં ઉદાહરણ સાથે સવિસ્તર જણાવવામાં આવ્યું છે. વળી પાઠમાંનાં અગત્યનાં વાક્યોનો ભાવાર્થ સંપૂર્ણ રીતે રસપૂર્વક કેવી રીતે સમજાવી શકાય તે પણ તેમાં ઉદાહરણ લઈને બરાબર સમજાવવામાં આવ્યું છે. કહેવાની મતલબ એ છે કે વાચનના પાઠને રસિક કરવામાં શિક્ષકને ઘણી તૈયારી કરવાની જરૂર છે. તે તૈયારી કેવી રીતે કરવી તેના થોડા નમુના અત્રે આપીશું.

**(૧) મહાકવિ પ્રેમાનંદ**—ગુજરાતી વાચનમાળાની પાંચમી ચોપડીનો ૩૯ મો પાઠ 'પ્રેમાનંદ' વિષે છે. તે પાઠ શીખવતાં પહેલાં શિક્ષકે બહુ સારી રીતે તૈયાર થવું જોઈએ. તે પાઠમાં જે જે હકીકત આપી છે, તે સ્પષ્ટ રીતે સમજાવી શકાય એટલા માટે તે સંબંધી જુદાં જુદાં પુસ્તકો વાચવાની જરૂર છે. મહાકવિ પ્રેમાનંદ સંબંધી જેટલી હકીકત તે પાઠમાં આપી છે તે ઉપરાંત વિશેષ હકીકત શિક્ષકે જાણવી જોઈએ. 'પ્રાચીન કાવ્યમાળા' નો ગ્રંથ પહેલો 'દ્રૌપદીહરણ' નામે છે. તેમાં મહાકવિ પ્રેમાનંદનું સવિસ્તર જીવનચરિત્ર આપવામાં આવ્યું છે તે શિક્ષકે કાળજીપૂર્વક વાંચી જવું જોઈએ. તેમાં તે મહાકવિએ રચેલા ગ્રંથો વગેરે ઘણી ઉપયોગી હકીકત આપેલી છે. તે ઉપરાંત તેમના મુખ્ય ચાર શિષ્યો સંબંધી પણ કેટલુંક જાણવાનું મળે છે.

મહાકવિ પ્રેમાનંદને ચાર મુખ્ય શિષ્યો હતા. ૧ વલ્લભ, ૨ રત્નેશ્વર, ૩ વીરજી, ૪ સુંદર. પાંચમી ચોપડીમા આપેલા પાઠમાં માત્ર એટલુંજ જણાવ્યું છે કે "પ્રેમાનંદે પોતાના દીકરા વલ્લભને તથા બીજા કેટલાક શિષ્યોને કવિતા રચવાનો શોખ ઉત્પન્ન કર્યો અને કવિતાની જુદી જુદી તરેહ બતાવી." આ સંબંધમાં શિક્ષકે જાણવું જોઈએ કે મહાકવિ પ્રેમાનંદે ગુજરાતી ભાષાની સેવા સ્વીકારી પોતે સંસ્કૃત અને બધી પ્રાકૃત ભાષાઓની તમામ ખૂબી આવે એવી ગુજરાતી ભાષામાં કવિતા કરવાનો નિશ્ચય કર્યો, અને પોતાના ચાર મુખ્ય શિષ્યો પૈકી વલ્લભને હિંદીની ઢબ જેવી, રત્નેશ્વરને મરાઠીની ઢબ જેવી, વીરજીને ઉર્દુ, ફારસી વગેરે ભાષામાં લખાતી જોડી કાઢેલી ઉટંગ વાતો જેવી એટલે શામળ કવિની કવિતાની ધાટી જેવી, તથા સુંદરને સંસ્કૃતની પૌરાણિક ધાટી જેવી

ગુજરાતીમાં કવિતા કરવાનું કામ વહેંચી આપ્યું હતું. મહાકવિ પ્રેમાનંદની આ કાર્યવ્યવસ્થા તે પાઠ શીખવતી વખતે સમજાવવી જોઈએ.

મહાકવિ પ્રેમાનંદે પ્રતિજ્ઞા લીધી હતી કે "જ્યાંસુધી બીજી ભાષાઓ જેવી ગુજરાતી ભાષામાં કવિતા ન થાય ત્યાંસુધી મારે પાઘડી પહેરવી નહિ." આ હકીકત પાઠમાં આપેલી છે. આ પ્રતિજ્ઞા સાથે સંબંધ ધરાવતી ઘણી રસમય બીના જાણવા જેવી છે. મહાભારતના યુદ્ધમાં પાંડવ-પક્ષી શ્રીકૃષ્ણે હથિયાર નહિ પકડવાની પ્રતિજ્ઞા લીધી હતી અને કૌરવ-પક્ષી મહા પ્રતાપી ભીષ્મે શ્રીકૃષ્ણને યુદ્ધમા હથિયાર પકડાવવાની પ્રતિજ્ઞા લીધી હતી. પરિણામે ભીષ્મે શ્રીકૃષ્ણને તે યુદ્ધમાં બીજું હથિયાર તો નહિ પરંતુ રથનું ચક્ર પણ લઈને અર્જુનના બચાવ માટે પોતાની સામે દોડાવ્યા હતા. પ્રેમાનંદની પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞાના સંબંધમાં પણ લગભગ આવી જ જાતની ઘટના બની હતી. એક પ્રભાવશાળી વ્યક્તિએ તેમને પણ થોડો વખત માથા ઉપર પાઘડી પહેરાવી હતી. આ રસિક ઘટના નીચે પ્રમાણે છેઃ—

મહાકવિ પ્રેમાનંદને પાઘડી પહેરાવનાર પ્રતાપી પુરુષ બીજો કોઈ નહિ પણ તેમનો પુત્ર અને શિષ્ય વલ્લભ હતો. પોતાના પિતા પાઘડી વિના ઉઘાડે માથે ફરતા તે આ પિતૃભક્ત પુત્રથી જોયું જતું નહિ. આ કારણથી તેણે પણ પોતાના પિતાને પાઘડી પહેરાવવાની પોતાના મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી. પ્રેમાનંદ જેવા મહા પુરુષનો નિશ્ચય ફેરવીને તેમને પાઘડી પહેરાવવી એ કંઈ નાનાં છોકરાંનો ખેલ ન હતો. ગુજરાતી ભાષા બીજી ભાષાઓને મુકાબલે સુધરી છે એવી તેમની પ્રત્યક્ષ પ્રમાણથી ખાત્રી થાય તોજ તેમને કદાચ પાઘડી પહેરાવી શકાય. તે સિવાય બીજી કોઈ પણ રીતે એમ બની શકે એવું ન હતું. આ વસ્તુસ્થિતિ ટેકીલો વલ્લભ સારી રીતે જાણતો હતો, તેથી તેણે ગુજરાતી ભાષાને સમૃદ્ધિવાળી કરવા માટે ભગીરથ પ્રયત્ન શરૂ કર્યો. પિતાને પ્રસન્ન કરવા માટે તેણે ગુજરાતી ભાષામાં ઉત્તમ પ્રકારના કાવ્યગ્રંથો લખવા માંડ્યા.

મહાકવિ પ્રેમાનંદ અને કવિ શામળભટ્ટ સમકાલિન કવિ હતા. શામળ કવિ જેવી કવિતા કરવાનું કામ વીરજીને સોંપવામાં આવ્યું હતું, તેથી તે એવી જાતની કવિતા બનાવતો હતો. શામળ કવિએ 'અંગદવિષ્ટિ' નામનો કાવ્યગ્રંથ લખ્યો તેની સ્પર્ધામાં વીરજીએ 'સુરેખાહરણ' લખ્યું; પરંતુ તે અંગદવિષ્ટિ જેવું ઉત્તમ થયું નહિ એટલું જ નહિ પણ તેની

બરાબરી પણ કરી શકયું નહિ. આ પ્રમાણે શામળ ભટ્ટથી હારેલા પોતાના ગુરુભાઈ વીરજીની વહારે ચઢી વલ્લભે અંગદવિષ્ટિને પાણી ભરાવે એવું 'કૃષ્ણવિષ્ટિ' નામે પુસ્તક લખ્યું. વલ્લભ આ કાવ્યગ્રંથ લઈને પિતા પાસે ગયો. પ્રેમાનંદે પોતાના પુત્ર વલ્લભનો આ ગ્રંથ સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસ્યો. પ્રેમાનંદ જેવા ઝવેરીની કસોટીમાં આ ગ્રંથરત્ન પાસ થયું. વલ્લભના આ ગ્રંથથી પ્રેમાનંદ અતિ પ્રસન્ન થયા અને બોલ્યા કે વલ્લભ, તારી આ કૃષ્ણવિષ્ટિની કૃતિથી હું અતિશય ખુશ થયો છું; માટે તું મારી પાસે તારી મરજી હોય તે માગી લે. વલ્લભે પૂછયું કે હું માગીશ તે તમારાથી અપાશે ? પ્રેમાનંદે તરતજ જવાબ આપ્યો કે તું જે માગીશ તે હું અવશ્ય આપીશ. તેજ ક્ષણે વલ્લભે માગ્યું કે પિતાજી મારે બીજું કંઈ જોઈતું નથી, હું તો માત્ર એટલું જ માગું છું કે તમે આ પાઘડી પહેરો, એમ કહીને વલ્લભે પોતાની પાઘડી પિતાના હાથમાં આપી. પ્રેમાનંદે હસતે મોંએ તે પાઘડી પોતાને માથે થોડી વાર પહેરી. આ પ્રમાણે પ્રેમાનંદના પ્રતાપી પુત્ર વલ્લભે 'કૃષ્ણવિષ્ટિ' લખીને એક કાંકરે બે પક્ષી માર્યાં; એક તો શામળ કવિનો પરાજય કર્યો અને બીજું પોતાના પિતાને પ્રસન્ન કરી તેમને પાઘડી પહેરાવી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી.

પ્રેમાનંદના પુત્ર વલ્લભકવિનું જીવનચરિત્ર ખાસ જાણવા જેવું છે. તે કવિનું જીવનચરિત્ર પ્રાચીન કાવ્યમાળા ગ્રંથ ચોથો ' દુઃશાસન રુધિરપાનાખ્યાન'માં આપેલું છે. આ વલ્લભ કવિ ફક્કડ કવિ વલ્લભને નામે પ્રસિદ્ધ છે. તે કવિ નીડર હતો. પોતાને જે સત્ય લાગે તે સ્પષ્ટ રીતે ખુલ્લે ખુલ્લું જણાવી દેવામાં તે કોઈના બાપની તો શું, પણ પોતાના બાપની પણ પરવા રાખતો નહિ. તેના રચેલા ગ્રંથો તેના ફક્કડપણાની પુરેપુરી ઝાંખી કરાવે છે. આ ફક્કડ કવિ જબરો મશ્કરો હતો. શામળ કવિ સાથેના યુદ્ધમાં વીરજીની હાર થઈ, તેથી વલ્લભ તેની ભારે મશ્કરી કરતો, તે 'વીરજી' શબ્દની હાસ્યજનક મનસ્વી વ્યુત્પત્તિ કરીને તેને ચીડવતો. તે કહેતો કે વીરજીભાઈ તમે તો (વીર=બહાદુર+જી=મા) બહાદુર પુરુષનાં મા છો, એટલે તમારા જેવાં બાથી તે શી ધાડ મારી શકાય ! આમ મશ્કરીમાં વલ્લભનું ગર્વિષ્ઠપણું તરવરી રહેલું જણાઈ આવે છે. કોઈની મશ્કરી કરવી અને તેમાં ગર્વિષ્ઠપણે આપવડાઈ કરવી એ ઇચ્છવા યોગ્ય નથી, છતાં વલ્લભે વીરજીને બાયલો કહીને બેસી નહિ રહેતાં તરતજ 'અંગદવિષ્ટિ' ને ઝાંખી ખવડાવે એવી 'કૃષ્ણવિષ્ટિ' લખીને શામળ કવિનો પરાજય કરી પોતાની વીરતા સાબીત કરી આપી, તેથી તે વીર

પુરુષને તેના દોષ બદલ ઠપકો આપવાને બદલે ધન્યવાદ આપવાનું મન થઈ જાય છે.

ફક્કડ કવિ વલ્લભે પિતાને પાઘડી પહેરાવવાની પ્રતિજ્ઞા લીધી હતી, તેવી રીતે તેણે ગુજરાતી ભાષામાં નવ રસના નવ કાવ્યગ્રંથ લખવાની પ્રતિજ્ઞા લીધી હતી. આ પ્રતિજ્ઞા પણ તેણે અતિશય શ્રમ લઈ દઢતાથી પાર પાડી હતી. તેણે વીરરસનું 'દુ:શાસન રુધિરપાનાખ્યાન', રૌદ્ર રસનું 'યુધિષ્ઠિર વૃકોદર સંવાદાખ્યાન,' અદ્ભુત રસનું 'કુંતિપ્રસન્નાખ્યાન' વગેરે ભિન્ન ભિન્ન રસના કાવ્યગ્રંથો લખ્યા છે. વલ્લભ ફક્કડ કવિ હોવાથી તેને કરુણ રસ તરફ અણગમો હતો, છતાં તેણે તે રસનો 'યક્ષ પ્રશ્નોત્તર' નામે કાવ્યગ્રંથ લખ્યો છે. વલ્લભ આ પુસ્તકના મંગલાચરણમાં લખે છે કે 'નવરસ નક્કી કરનારે આ કરુણ રસને તે શું જોઈને રસમાં ગણ્યો હશે! રાંડ જેવાં રોદણાં રડવાં એના કરતા તો મારા જેવાને મરવું સારું! છતાં લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા ખાતર આ કરુણ રસ લખવાનું અણગમતું કાર્ય પણ હું જરૂર કરીશ. વળી લોક કહે કે 'વલ્લભને રાંડ જેવાં રોદણાં રડતાં ન આવડયાં' એ આક્ષેપમાંથી બચવાની ખાતર પણ હું કરુણ રસ વર્ણવીશ. આવી રીતે તેને કરુણ રસ તરફ અભાવ છતાં પણ તેણે 'યક્ષ પ્રશ્નોત્તર' માં તે રસ સારી રીતે જમાવ્યો છે.

વલ્લભ કવિના સંબંધમાં વિદ્યાર્થીઓને કહેવા જેવી જરૂર જેટલી હકીકત રસિક રીતે કહેવાથી તેમના જ્ઞાનમાં વૃદ્ધિ થવા ઉપરાંત તેમને પાઠમાં ઘણો રસ પડશે.

પ્રેમાનંદના પાઠમાં જણાવ્યું છે કે મહાકવિ પ્રેમાનંદે 'શામળનો વિવાહ' બે દિવસમાં અને 'લક્ષ્મણા હરણ' એક દિવસમાં લખ્યું હતું, છતાં તેમને શીઘ્ર કવિતા કરવી ગમતી ન હતી; કારણ કે 'લક્ષ્મણાહરણ' લખ્યા પછી તેમને પસ્તાવો થયો હતો અને તેને બાળી મૂકવા પણ તૈયાર થયા હતા. આ 'લક્ષ્મણાહરણ' શી રીતે રચાયું તે અહેવાલ રમુજ આપે એવો છે. એક વખત પ્રેમાનંદ કવિ પોતાના મિત્રો સાથે વાર્તાલાપ કરતા હતા. તે વખતે તે મંડળમાંથી એક મિત્રે પ્રેમાનંદને કહ્યું કે "હું બરાબર અઢી ઘડીમાં વાંચી રહું એવું એક કવિતાનું પુસ્તક તમે એક દિવસમાં રચી આપો તો તમે કવિ ખરા!" પ્રેમાનંદે તરતજ કહ્યું કે તમે કહો છો તેવુંજ પુસ્તક હું રચી આપું તો તમે મીયાં મહમદની વાડીની ચોરાસી જમાડશો? પેલા મિત્રે હા કહી. આ ઉપરથી પ્રેમાનંદે એકજ દિવસમાં 'લક્ષ્મણાહરણ' લખી નાખ્યું. પેલા મિત્રે ઘડી મૂકીને તે વાંચી

જોયું તો બરાબર અઢી ઘડી એટલે એક કલાકમાં વંચાઈ રહ્યું. મિત્રમંડળે કવિને ધન્યવાદ આપ્યો, અને વાડીની ચોરાસી જમી. આ વખતે કવિ માંદા હતા, તેથી અશક્તિને લીધે અને ઉતાવળને લીધે 'લક્ષ્મણાહરણ' માં તેમના ધારવા પ્રમાણે ખૂબી આવી શકી નહિ. આ કારણથી તે પુસ્તક તેમણે બાળી મૂકવાનો વિચાર કર્યો, પણ મિત્રોના આગ્રહને લીધે તે ગ્રંથ અગ્નિના મુખમાં જતાં બચી ગયો. 'લક્ષ્મણાહરણ'ને અંતે કવિ પોતાના હૃદયની વ્યથા નીચે પ્રમાણે જણાવે છેઃ—

મિત્ર રીઝાવા કારણે, વળી વાડવ મોદક સારૂ રે !
આખ્યાન લખી ઉદાસ થયો, તન તૃપ્ત થયું નહિ મારૂં રે.
અઢી ઘડીમાં વાંચે એટલું, એક દિવસમાં કરવું રે;
આવો મમત કરતા રખે, એથી રૂડું મરવું રે !
મન ધાર્યું ગ્રંથ નાશ કરવા, ત્યારે મિત્રે વાર્યો રે,
રસ અલંકાર કંઈ ન જાણે, તેણે ગ્રંથ ઉત્તમ ધાર્યો રે.
મન મનાવા તેહનું, હાથ લજામણ રાખ્યો રે,
કરગરી કવિઓને કહું છું, દોષ રખે કોઈ ભાખોરે.

મહાકવિ પ્રેમાનંદ આત્મશ્લાઘાને ધિક્કારતા. તેમણે પોતાના કોઈપણ ગ્રંથમાં કોઈ પણ ઠેકાણે પોતાના નામની પહેલાં 'કવિ' શબ્દ મૂક્યો નથી. પ્રેમાનંદે છેલ્લી અવસ્થામાં 'દશમસ્કંધ' લખવા માંડયો હતો, તે પૂર્ણ થતાં પહેલાં તેમનો અંતકાળ પાસે આવી પહોંચ્યો. મરણ સમયે તેમણે પોતાના ચારે શિષ્યોને બોલાવીને દશમસ્કંધ જ્યાંથી અધુરો હતો ત્યાંથી આગળ નમુના દાખલ થોડી કવિતા કરી લાવવાની આજ્ઞા કરી. ચારે શિષ્યોએ તેમની આજ્ઞા પ્રમાણે નમુનાની કવિતા બનાવી રજુ કરી. આ ચાર શિષ્યોમાં સુંદરદાસની કવિતા ચોથા નંબરની હતી, છતાં મહા કવિ પ્રેમાનંદે તેને દશમસ્કંધ પુરો કરવાનું કામ સોંપ્યું. આમ કરવાનું કારણ આશ્ચર્યકારક હતું. વલ્લભ વગેરે ત્રણ શિષ્યોની કવિતા સારી હતી છતાં તેમણે કવિતાને અંતે પોતાના નામની પહેલાં કવિ, કવીશ્વર, કવિ રાજરાજેશ્વર વગેરે શબ્દો મૂક્યા. માત્ર સુંદરે તેની કવિતામાં એ પ્રમાણે કર્યું નહતું. ત્રણ શિષ્યોની કવિતા સુંદર કરતાં સારી છતાં, પ્રેમાનંદને તેમની આપવડાઈ પસંદ પડી નહિ, તેથી તે કામ તેમને નહિ સોંપતાં પોતાના ઉતરતી પંક્તિના પણ નિરભિમાની શિષ્ય સુંદરદાસને તે કામ સોંપ્યું. મહાકવિ પ્રેમાનંદને નિરભિમાનીપણું કેટલું પ્રિય હતું, તે આ ઘટના ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે.

પ્રેમાનંદનો વાચન પાઠ શીખવતાં પહેલાં શિક્ષકે શું શું જાણવાની જરૂર છે તે ઉપર જણાવ્યું છે. આ પ્રમાણે પાઠને માટે જેટલી જોઈએ તેટલી સંપૂર્ણ તૈયારી કર્યા પછી પાઠ શીખવતી વખતે જે પ્રસંગે જે હકીકતની જરૂર હોય તે વિદ્યાર્થી બરાબર ગ્રહણ કરી શકે એવી સાદી અને રસિક ભાષામાં રજુ કરવાથી પાઠમાં ખરેખરો રસ જમાવી શકાશે.

**(૨) ચાણુક્યનો પ્રપંચ**—ગુજરાતી વાચનમાળાની છઠ્ઠી ચોપડીનો ૪૯ મો પાઠ 'ચાણુક્યનો પ્રપંચ' શીખવતા પહેલાં શિક્ષકે 'મુદ્રારાક્ષસ' નાટકનો સારો અભ્યાસ કરવો જોઈએ. એવા અભ્યાસ વિના આ પાઠનો આગળપાછળનો સંબંધ સમજી શકાય નહિ અને વિદ્યાર્થીઓને સમજાવી પણ શકાય નહિ. નંદવંશનો છેલ્લો રાજા લક્ષ્મીના મદથી છકી ગયો હતો. તેણે ચાણુક્ય નામે બ્રાહ્મણનું અપમાન કર્યું તેથી ચાણુક્યે નંદવંશનું નિકંદન કાઢીને છેલ્લા નંદ રાજાના અનૌરસ પુત્ર ચંદ્રગુપ્તને ગાદીએ બેસાડ્યો. નંદ રાજાના 'રાક્ષસ' નામે નીમકહલાલ પ્રધાને સ્વામીના મરણ પછી પણ અદ્વિતીય સ્વામીભક્તિ બતાવી. તેણે મૌર્યવંશી ચંદ્રગુપ્તને પદભ્રષ્ટ કરી નંદવંશની પુનઃસ્થાપના કરવા માટે ભારે પ્રયત્ન કર્યો; પરંતુ તેની દરેક યોજના રાજનીતિમાં કુશળ ચાણુક્યે ધૂળધાણી કરી નાખી.' રાક્ષસ' જેવો સ્વામીભક્ત અમાત્ય ચંદ્રગુપ્તનું પ્રધાનપણું સ્વીકારે તોજ તેનું રાજ્ય સ્થિર થાય અને પોતે રાજ્યકારભારની ખટપટમાંથી મુક્ત થઈ નિવૃત્તિ મેળવી શકે એવી દૃઢ માન્યતાવાળા ચતુર ચાણુક્યે કોઈ પણ રીતે 'રાક્ષસ'ને ચંદ્રગુપ્તનો પ્રધાન બનાવવાનો નિશ્ચય કર્યો. અમાત્ય રાક્ષસ લાચાર બની પોતાની મેળેજ પોતાની પાસે આવીને હાજર થાય એવી આબાદ યુક્તિ રાજકાજના પ્રપંચમાં કુશળ ચાણુક્યે અજમાવી.

અમાત્ય રાક્ષસે રાજધાનીનો ત્યાગ કરતી વખતે પોતાનો કુટુંબકબીલો પોતાના જીવજાન મિત્ર ચંદનદાસને ત્યાં મૂક્યો હતો. ચાણુક્યે ચંદનદાસને બોલાવી તેની સાથે યુક્તિપ્રયુક્તિથી કેવી રીતે વાત કરી તે 'ચાણુક્યનો પ્રપંચ' એ પાઠમાં આવેલું છે. વળી એ પાઠના અંતભાગમાં ચાણુક્યે ચંદનદાસને અમાત્ય રાક્ષસનાં ઘરનાંને પોતાને હવાલે સોંપી દઈને નિર્દોષ બનવા કેવી રીતે સમજાવ્યો તે હકીકત છે. છેવટે ચાણુક્યે ચંદનદાસ ઉપર ભમી રહેલા ભયનું સૂચન પણ કર્યું, છતાં મિત્રધર્મ માટે પોતાના પ્રાણની પણ પરવા નહિ કરનાર ચંદનદાસે અમાત્ય રાક્ષસનાં ઘરનાંને ચાણુક્યને સ્વાધીન કર્યાં નહિ.

આ પ્રમાણે બન્યા પછી દીર્ઘદૃષ્ટિવાળા ચાણક્યે ચંદનદાસને રાજદ્રોહી ઠરાવી શૂળીની શિક્ષા ફરમાવી. તેની ધારણા એવી હતી કે ચંદનદાસને શૂળીએ ચઢાવવાના સમાચાર અમાત્ય રાક્ષસને તેના જાસુસદ્વારા મળશે કે તરતજ તે પોતાના પ્રાણાધિક મિત્રના પ્રાણ બચાવવા માટે જ્યાં હશે ત્યાંથી આવીને હાજર થશે. ચાણક્યની આ ધારણા ખરી પડી. નક્કી કરેલે દિવસે બંધીવાન ચંદનદાસને શૂળીએ ચઢાવવા લઈ જવામાં આવ્યો. પોતાના મિત્રને માટે પ્રાણ આપવાનો અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થયો તેથી પોતાના જીવનને ધન્ય માનનાર ચંદનદાસ અતિ આનંદથી શૂળી ઉપર ચઢી જવા માટે હોંસભર્યાં ડગલાં ભરે છે, એટલામાં અમાત્ય રાક્ષસ શ્વાસભર્યો 'સબુર', 'સબુર' ના પોકાર કરતો આવી પહોંચે છે. 'અપરાધી હું છું, માટે ચંદનદાસને મુક્ત કરો અને મને શિક્ષા કરો', એવી માગણી કરનાર રાક્ષસને ચતુર ચાણક્યે શાન્ત પાડીને કહ્યું, કે જો ચંદનદાસને બચાવવો હોય તો તમે ચંદ્રગુપ્તનું અમાત્યપણું સ્વીકારો. છેવટે, મિત્રના પ્રાણ બચાવવા માટે રાક્ષસ ચંદ્રગુપ્તનો પ્રધાન બને છે. આ પ્રમાણે ચંદ્રગુપ્તને નિર્ભય કરી ચાણક્યે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, અને પોતે રાજ્યખટપટમાંથી નિવૃત્ત થયો.

મિત્રતાનું મહત્ત્વ આ પાઠમાંથી બહુ સારી રીતે સમજાવી શકાય. મિત્રધર્મ સારી રીતે સમજનાર ચંદનદાસ અને રાક્ષસ એ બન્નેની મિત્રતાનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. ચંદનદાસે મિત્રને માટે પ્રાણની કુરબાની હસતે મોંએ સ્વીકારી અને રાક્ષસે અણીને સમયે આવી પહોંચીને મિત્રના બચાવ માટે પોતાના હૃદયને વીંધી નાખે એવું ચંદ્રગુપ્તનું પ્રધાનપણું સ્વીકારવાનું અણગમતું કાર્ય સ્વીકાર્યું. આવા મિત્રોને ધન્ય છે!

મિત્રપ્રેમનું મહત્ત્વ કાલિદાસ કવિએ "કુમારસંભવ" માં બહુ સારી રીતે રજુ કર્યું છે. શંકર ભગવાનના ત્રીજા નયનની જ્વાળાથી કામદેવ બળીને ભસ્મ થઈ જાય છે. કામદેવની સ્ત્રી રતિ પોતાના પતિના મરણથી હૃદયભેદક વિલાપ કરે છે. આ રતિવિલાપમાં મહાકવિ કાલિદાસ મિત્રપ્રેમનું મહત્ત્વ અતિશય ખૂબીથી રતિ પાસે કહેવડાવે છે. પોતાના મૃત્યુથી ભાનભૂલેલી રતિ રાખની ઢગલી રૂપે પડેલા કામદેવને દર્શન દેવા માટે બહુ બહુ વિનવે છે. છેવટે તે બિચારી થાકીને કહે છે કે× હે! સ્મર! (કામદેવ)! (દર્શનને માટે મારા આટલા બધા કાલાવાલા

---

× अपि संप्रति देहि दर्शनम्
स्मर ! पर्युत्सुक एप माधवः

તમે ન સ્વીકાર્યો પણ) આ તમારો મિત્ર માધવ (વસંત) તમારા દર્શનને માટે બહુ ઉત્સુક છે, માટે હવે તેને તો દર્શન આપો; કારણ કે પુરુષોનો પ્રેમ સ્ત્રીને વિષે ચલિત હોય છે, પરંતુ ખરેખર મિત્ર વિષે તેમનો પ્રેમ ચલિત હોતો નથી. ચંદનદાસ અને રાક્ષસની મૈત્રીની વિશિષ્ટતા સમજાવતી વખતે મિત્રના મહત્ત્વ ઉપર પ્રકાશ પાડનારૂં આ દૃષ્ટાંત રસ ભર્યું સહાયક થઈ પડે એવું છે.

**(૩) સરસ્વતીચંદ્ર**—ગુજરાતી વાચનમાળાની સાતમી ચોપડીનો ૧૫ મો પાઠ 'સરસ્વતીચંદ્ર' નો છે. આ પાઠમાં સરસ્વતીચંદ્રની પંદર સોળ વરસ સુધીની બાલ્યાવસ્થાની હકીકત આપેલી છે. ડોસીના દબાણથી લક્ષ્મીનંદને સરસ્વતીચંદ્ર માટે કન્યા શોધવાનું સ્વીકાર્યું, એટલેથી આ પાઠ પૂર્ણ થાય છે. તે પછીની સંક્ષિપ્ત હકીકતથી વિદ્યાર્થીઓને વાકેફ કર્યા વિના તેમની જિજ્ઞાસા તૃપ્ત થાય નહિ. સરસ્વતીચંદ્ર સંબંધી ટુંકમાં બધી વાત કહેવાને માટે શિક્ષકે સરસ્વતીચંદ્ર પુસ્તકના ચારે ભાગ બરાબર વાંચેલા હોવા જોઈએ. જેણે આ પુસ્તકો સારી રીતે વાંચ્યાં હશે તે સરસ્વતીચંદ્રનો રસિક હેવાલ ટુંકામાં વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરી શકશે.

વળી પાઠમાં આવેલાં અન્ય પાત્રો વિષે પણ જરૂર જેટલી હકીકત કહેવાથી પાઠ રસિક થશે. સરસ્વતીચંદ્રને ચંદ્રકાન્ત સાથે લઘુ વયમાં મિત્રતા બંધાઈ અને શાળામાં સહાધ્યાયી હોવાથી પરસ્પરને લાભ આપતી મિત્રની વય વધતાં વધારે ગાઢ થઈ. ઘણા વિદ્યાર્થીઓની મિત્રતા બંધાઈને સરી પડી, પણ આ મિત્રતા દિને દિને વજ્રલેપ બનવા લાગી. આ હકીકત પાઠમાં આપેલી છે. હવે ચંદ્રકાન્ત સરસ્વતીચંદ્રનો સાચો મિત્ર હતો તેની સાબીતી માટે ચંદ્રકાન્તનો કંઈક વિશેષ પરિચય કરાવવો પડશે. જ્યારે સરસ્વનીચંદ્ર પિતાના વૈભવને લાત મારીને મુંબઈનો ત્યાગ કરી ચાલ્યો ગયો, ત્યારે ચંદ્રકાન્તને થએલો આઘાત, લક્ષ્મીનંદનની લક્ષ્મીની શેહમાં દબાયા વિના તેને માથામાં વાગે એવું સંભળાવેલું સત્ય, અને સરસ્વતીચંદ્રને શોધી કાઢવાના તેના ભગીરથ પ્રયત્નો વગેરે ટુંકમાં રસભરી વાણીમાં જણાવવાથી તેનો બરાબર પરિચય આપી શકાશે.

એવીજ રીતે ગુમાન, તેનો ભાઈ ધૂર્તલાલ વગેરેના પ્રપંચ, શેઠના સાચા સેવક હરિદાસની નીમકહલાલી વગેરેનું જરૂરજોગું રસભર્યું ચિત્ર

---

दयितास्वनवस्थितं नृणाम्
न खलु प्रेमचलं सुहृज्जने.
જુઓ કુમારસંભવમાં રતિવિલાપ.

રજુ કરવું જોઈએ. રત્નપુરીના પ્રધાન વિદ્યાચતુરનો પરિચય ખાસ આપવો જોઈએ. તેની પુત્રી કુમુદસુંદરીનો વિવાહ સરસ્વતીચંદ્ર સાથે કર્યો હતો, પણ લગ્ન પહેલાં જ સરસ્વતીચંદ્ર ગુમ થવાથી કુમુદસુંદરીને સુવર્ણપુરના પ્રધાન બુદ્ધિધનના પુત્ર પ્રમાદધન સાથે પરણાવવામાં આવી હતી. વિદ્યાચતુરની બીજી પુત્રી કુસુમસુંદરી હતી, તેને સરસ્વતીચંદ્ર સાથે પરણાવી હતી, વગેરે હકીકત કહેવાથી આ પાઠ રસિક થઈ શકશે.

આ સિવાય વાચનમાળામાં આવા બીજા ઘણા પાઠો છે કે તેનો આગળપાછળનો સંબંધ જોડવા માટે શિક્ષકે બીજું ઘણું વાંચવું જોઈએ. તે દરેક પાઠ વિષે ખાસ વિવેચન કરીએ તો બહુ લંબાણ થઈ જાય, માટે ઉપર આપેલા ત્રણ નમુના માર્ગદર્શક તરીકે બસ છે.

**કવિતા**—કવિતાના પાઠમાં ભાવાર્થ સમજાવતી વખતે વિદ્યાર્થીઓને રસભર્યું સચોટ જ્ઞાન મળે એટલા માટે વાચનના પાઠ જેવીજ તૈયારી કરવાની જરૂર છે. પાંચમી ચોપડીમાં "નિર્દોષ પંખીડાં" ની કવિતાનો પાઠ શીખવતાં પહેલાં 'કલાપિનો કેકારવ' એ પુસ્તકમાંથી તે આખી કવિતા વાંચવી જોઈએ અને તે કવિતા લખવાનો કવિનો હેતુ વગેરે બરાબર સમજી લેવું જોઈએ.

સાતમી ચોપડીમા 'હિમાલયનું વર્ણન' એ કવિતાના પાઠમાં રસ ઉત્પન્ન કરવા માટે 'મેઘદૂત' કાવ્યનો સારો અભ્યાસ કરવો જોઈએ. તે કવિતાનો પાઠ શરૂ કરતાં પહેલાં કુબેરના ગણની વાત રસભરી વાણીમાં કહીને તેનો આગળપાછળનો સંબંધ જોડવો જોઈએ. આ પ્રમાણે વાચન-
મધાનંપેણું સ્વીકારિતામુઅણગમતું પણ રસ ઉત્પન્ન કરી શકાય.

મિત્રપ્રેમનું મહત્ત્વ કાલિદવી રીતે જમાવી શકાય તેને માટે દરેક
સારી રીતે રજુ કર્યું છે. શંકર કેટલાક માર્ગદર્શક નમુના આપીને શિક્ષણ-
કામદેવ બળીને ભસ્મ થઈ જાય ચર્ચા કરવામાં આવી છે, એટલે 'પાઠમાં
મરણથી હૃદયભેદક વિલાપ ાક થાય છે. આ લેખમાળા શિક્ષક ભાઈ-
કાલિદાસ મિત્રપ્રેમનું મહત્ત્વ અઉપયોગી થઈ પડશે તો લેખકનો શ્રમ સફળ
પોતાના મૃત્યુથી ભાનભૂલેલી ર
દર્શન દેવા માટે બહુ બહુ વિનવે
કે× હે! સ્મર! (કામદેવ)! (દશ લેજ,

સાકરલાલ પુરુષોત્તમ શુક્લ
હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ

× अयि संप्रति देहि द
स्मर ! पर्युत्सुक पथ

# આરોગ્યને લગતો સંવાદ

## સ્થળ—દવાખાનું

### પાત્રો.

રવીંદ્ર—એક છોકરો.
રામરાય—રવીંદ્રનો મોટો ભાઈ
મનુભાઈ—રવીંદ્રનો બીજો ભાઈ
નરેંદ્ર—એક સદ્ગૃહસ્થ (દરદી)
અરવિંદ—એક યુવક (અરવીંદ્રનો સગો)
મોહનલાલ—એક ગૃહસ્થ (દરદી)
કમ્પાઉન્ડર, દરદીની સારવાર કરનાર વગેરે.

રવીંદ્ર બેભાન થઈ ગયો છે. તેને પડદા પાછળ ટેબલ પર સુવાડ્યો છે. તેને જાગ્રતિમાં લાવવાના ઇલાજ કરી ડોક્ટર દવાખાનાના મુખ્ય ભાગમાં આવી પોતાની ખુરસીમાં બેસે છે.

ડોક્ટરઃ—મિ. રામરાય, કંઈ ગભરાવા જેવું નથી. રવીંદ્ર થોડા વખતમાં શુદ્ધિમાં આવી જશે. વારૂ, તમે એ ભોંયરૂં રોજ ખુલ્લું રાખો છો?

રામરાયઃ—ના, સાહેબ, ભોંયરૂં તો બંધ રાખીએ છીએ, પણ એ કોણ જાણે ક્યાંથીએ ત્યાં ગયો. ભોંયરૂં ઉઘાડ્યું ને અંદર ઉતર્યો. સારૂં થયું કે નોકર પાછળ હતો.

ડોક્ટરઃ—બરાબર છે. ઘણા દિવસનું બંધ રહેલું ભોંયરૂં એટલે રવીંદ્રને અંદરની ઝેરી હવાની એકદમ અસર થઈ ગઈ. આથીજ ઘણા દિવસથી બંધ રહેલા અવડ ઘરમાં પણ એકદમ ન પેસવું. એવાં સ્થળ થોડો વખત ઉઘાડાં રહેવા દઈ પછી અંદર જવું.

મનુભાઈઃ—સાહેબ, અમારા બાપુજીએ અમને ઝેરી હવાનાં નુકસાન અને સ્વચ્છ હવાના લાભ સમજાવ્યા છે એટલુંજ નહિ, પણ રાત્રે બારી-બારણાં બંધ રાખીને સુવાની મના કરી છે, તેમજ મોઢે ઓઢીને પણ સુવા દેતા નથી. આ તો અચાનકજ બની ગયું.

ડોક્ટરઃ—હશે. એતો સુધરી જશે. હું એકાદ બે કેસ તપાસી લઉં. (કાગળો ફેરવીને) નરેંદ્રભાઈ,

નરેંદ્રઃ—જી, સાહેબ,

# પાટણનું સહસ્રલિંગ

ગૌરવઘણું ગુજરાતનું, છે સત્ય સાથી નામના,
આખર સુધી અંકિત છે, યશગાન સહસ્રલિંગનાં. ૧
પાટણતણી શુભ દિવ્યતા, ઇતિહાસકારો આપતા,
જ્યાં ભાટ પણ ભારે કથે, યશગાન સહસ્રલિંગનાં. ૨
હજાર ના'તાં મંદિરો, મહાદેવનાં શોભી રહ્યાં,
તેથી સહસ્રલિંગ છે, યશગાન સહસ્રલિંગનાં. ૩
ગુજરાતમાં ગૌરવ ઘણાં અખૂટ ને અણમૂલનાં,
ઝળકી રહ્યાં તે જગમહીં, યશગાન સહસ્રલિંગનાં. ૪
શોભી રહ્યું'તું શાંત થઈ, પરોપકારે પ્રેમમાં,
ઉપકાર ત્યાં અપકાર છે, યશગાન સહસ્રલિંગનાં. ૫
શાન્તિ વડે સ્થાયી નહીં, જ્યાં હૃદય તો સિદ્ધરાજના,
ગૌરવ મટીને રાખ છે, યશગાન સહસ્રલિંગનાં. ૬
જ્યાં લોકની પ્રિયતામહીં, પણ નામ છે પ્રખ્યાતમાં,
ચડતી અને પડતી ફરે, યશગાન સહસ્રલિંગનાં. ૭
જેણે ઘડયું'તું ઘાટથી, પાણી માણા બલિદાનમાં,
જસમા વડે શોભી રહ્યાં, યશગાન સહસ્રલિંગનાં. ૮
રાણી બનાવા રાજની, સત્તા વધી સિદ્ધરાજમાં,
સત્તામહીં નિષ્ફળ ગયાં, યશગાન સહસ્રલિંગનાં. ૯
જસમા જીવન તણખો થયું શુભ પતિવ્રતા ટેકમાં;
ત્યાં શાપની સત્તા કથી, યશગાન સહસ્રલિંગના. ૧૦
જા, નીરનો છાંટો નહિ રહેશે સહસ્રલિંગમાં,
સિદ્ધરાજ ત્યાં ઝાંખો થયો, યશગાન સહસ્રલિંગનાં. ૧૧
કરવા જતાં પરમાર્થતા, જ્યાં ટેકને તરછોડીઆં,
તેથી હૃદય બળતું રહ્યું, યશગાન સહસ્રલિંગનાં. ૧૨
જસમા સતીત્વ સાચવી, જીવન સમર્પ્યાં આગમાં,
અંકિત સુવર્ણાક્ષરે, યશગાન સહસ્રલિંગનાં. ૧૩

યોજકઃ—હરિશંકર કહાનજી પુરાણી
આ૦ શિ૦ સરી સ્ટેશન—અમલસાડ

# શિક્ષણ સુધારણા*

આપણા દેશની કેળવણીને આધુનિક શાસ્ત્રીય પાયા ઉપર મૂકવાની ઘણી આવશ્યકતા છે. દરેક શાળામાં જોઈએ તેવા ટ્રેન્ડ થએલા શિક્ષકો હોતા નથી અને શાળાનું શિક્ષણકાર્ય ઘણી વખત બીન કેળવાએલા અને બીનઅનુભવી શિક્ષકોને સોંપવામાં આવ્યું હોય છે. ભલે શાળાનું મકાન ગમે તેવું ભવ્ય હોય, શિક્ષણ પાછળ ગમે તેટલું ખરચ કરવામાં આવતું હોય, તોપણ જ્યાંસુધી શિક્ષકો કે જેમને માથે શિક્ષણની ધુંસરી નાખવામાં આવી છે તેઓ શિક્ષણકાર્યની શાસ્ત્રીય તાલીમ પામેલા હોતા નથી, અથવા જેમને પોતાના ધંધાનું ગૌરવ અને અભિમાન હોતું નથી; જેમનામાં સ્વાભાવિક પ્રેરક ઉત્સાહ હોતો નથી, જેમને પોતાને શીખવવાના વિષયોનું સંપૂર્ણ જ્ઞાન હોતું નથી, અને જેમને મનુષ્યજીવનનો યથાયોગ્ય ખ્યાલ હોતો નથી; ત્યાંસુધી ગમે તેવી શિક્ષણની વિચારપૂર્વક યોજના ઘડાએલી હોય છતાં કેળવણીનો ઉદ્દેશ બર આવતો નથી. કરકસર કરવાના હેતુથી શાળામાં કેટલીક વખત શિક્ષણનો વધારે બોજો શિક્ષકને માથે નાખવામાં આવે છે અને પરિણામ એ આવે છે કે શિક્ષક તેવા બોજાને લઈને પોતાનું કાર્ય યોગ્ય રીતે બજાવી શકતો નથી; એટલા માટે શિક્ષણ સફળ કરવા સારૂ પ્રથમ તો સારામાં સારી રીતે શાસ્ત્રીય તાલીમ પામેલા શિક્ષકો જોઈએ; કારણકે શિક્ષણની સફળતાનો સઘળો આધાર શિક્ષકોની પદ્ધતિની તાલીમ, તેમનું જ્ઞાન અને વર્તન ઉપર રહેલો છે.

કેળવણી આપવી એટલે બાળકનું મનુષ્યત્વ ખીલવવું. કેળવણીનું ટુંકામાં ટુંકું રહસ્ય એ છે. કુદરતી રીતે બાળક એક વ્યક્તિ છે અને કુદરતનું અંગ છે. અને તે સંપૂર્ણ અંગ છે; એટલે કાળે કરી તે તેનો સ્વતંત્ર વિકાસ કરવાને સરજાએલું છે. આ માનસશાસ્ત્રના તેમજ કુદરતના સિદ્ધાંતની અવગણના કરી એક વર્ગમાં ભિન્ન ભિન્ન પ્રકારની કુદરતી શારીરિક અને માનસિક શક્તિઓ ધરાવતાં બાળકોને એકી વખતે એક જ વિષયનું એકજ પદ્ધતિએ બાળમનોવિકાસનું સ્વરૂપ બાજુએ મૂકીને શિક્ષણ આપવામાં આવે છે. ખરી રીતે જોતાં સમૂહશિક્ષણ શાસ્ત્રીય છે નહિ. અલબત્ત તેમાં હરિફાઈ, ઉત્તેજન વગેરે કેટલાક ગુણો કેળવવાનો પ્રસંગ આવે છે, પણ

* રા. રા. કૃષ્ણલાલ સુરજરામ વકીલે તા. ૧૦-૨-૩૪ ના રોજ મુંબઈ ઇલાકાની આઠમી માધ્યમિક શાળાઓના શિક્ષકોની પરિષદમાં આપેલા ભાષણ ઉપરથી સુચિત.

તેવાજ ગુણો વ્યક્તિગત તાલીમ વધારે સારી રીતે અને ઉંચો ઉદ્દેશ રાખી કેળવી શકાય છે. આ જમાનો વ્યક્તિત્વનો છે; એટલે કે બાળકને સ્વતંત્ર રીતે કામ કરવા દેવાનો છે. સ્વતંત્ર કામની યોજનાથી બાળકનામાં રહેલા ગુણો બહાર દીપી આવે છે અને બાળક સ્વાશ્રયી બની; કર્તવ્યપરાયણ રહે છે. ટુંકામાં કહીએ તો હાલના પ્રગતિમય જમાનામાં જુની શિક્ષણ પ્રણાલિકામાં તદ્દન નવા ફેરફાર કરવાની જરૂર છે; અને કેળવણીમાં બાળકના સ્વાતંત્ર્યને અગ્રેસર કરી સ્વશિક્ષણની યોજના અમલમાં મૂકવાની જરૂર છે.

શાળાના વિષયનું શિક્ષણ જુની પ્રણાલિકા પ્રમાણે ચલાવવાનો હવે સમય રહ્યો નથી. આપણા દેશમાં બાળમંદિરો, મોન્ટેસોરિ શિક્ષણશાળાઓ વગેરે સંસ્થાઓ નવા જમાનાની નવી શિક્ષણપદ્ધતિનાં શુભ ચિહ્નો છે; પણ આપણા દેશનાં બાળકોનાં માનસ આપણી દૃષ્ટિથી એટલે આપણા જીવનની દૃષ્ટિએ તપાસવાં જોઈએ, અને પ્રાશ્ચાત્ય પદ્ધતિમાં જે ફેરફાર આવશ્યક લાગે તે ફેરફારથી આપણી પોતાની પદ્ધતિમાં તે નવાં તત્ત્વો વાવવાં જોઈએ. આવો યોગ્ય ફેરફાર કરવા માટે આપણાં બાળકોનું માનસશાસ્ત્રનું પુસ્તક રચાવું જોઈએ અને તેને આધારે પદ્ધતિ યોજવી જોઈએ. સાહિત્યો અને અન્ય સાધનો આપણા જીવનને અનુકૂળ હોય તેવાં તૈયાર કરવાં જોઈએ. આવી શાળાઓમા શિક્ષણ લીધા પછી બહાર નીકળતાં બાળકોને માટે તેવીજ યોજનાવાળી શાળાઓમાં દાખલ કરવાં જોઈએ; પણ તેવી શાળાઓના અભાવે બાળમંદિરનું શિક્ષણકાર્ય એળે જાય છે. તેવીજ રીતે શાસ્ત્રીય શિક્ષણ આપવાની પ્રાથમિક શાળાઓમાં ભણેલાં બાળકોનું શિક્ષણ ચોથા ધોરણ પછી ઉપલા ધોરણો શીખવતી શાળામા દાખલ થતાં એળે જાય છે. પ્રાથમિક શાળાઓમાં આવી જાતની યોજના ઘડવાની ખાસ જરૂર છે. વળી અત્યારે અભ્યાસક્રમ જે ઘડાએલો છે તેમાં પણ મહત્વના ફેરફાર કરવાની જરૂર છે. આપણું જીવન દિનપ્રતિદિન ઝડપથી બદલાતું જાય છે અને નવા જમાનાના સંસ્કાર જીવનમાં તેટલીજ ઝડપથી ઉતરતા જાય છે એટલા માટે શિક્ષણમાં તેટલોજ ઝડપી સુધારો થવો જોઈએ. દેશની ઉન્નતિનો આધાર પ્રાથમિક શિક્ષણ ઉપર છે, કારણકે બાળકમાં નવા સંસ્કાર પ્રાથમિક શાળાઓમાંજ પડે છે.

માધ્યમિક શાળાઓનું શિક્ષણ સુધારવાની પણ તેટલીજ જરૂર છે. તેવી શાળાઓમાં દાખલ કરતી વખતે પરીક્ષા પાસ કર્યા બાબતના પ્રમાણપત્ર ઉપર આધાર રાખવાને બદલે પ્રાવેશિક યોગ્ય કસોટીનું ધોરણ અખત્યાર કરવું જોઈએ. વર્ષનું કામકાજ શરૂ થયા પછી બાળકને શાળામાં દાખલ

ન કરવું. સંજોગો અનુકૂળ હોય અને બની શકે તો વર્ગ શિક્ષણ–સમૂહ શિક્ષણ કાઢી નાખી તેને બદલે શિક્ષણની એવી યોજના દાખલ કરવી જોઈએ કે જેમાં જેમ બને તેમ બાળકોને પોતાની મેળે અભ્યાસ કરવાની છૂટ મળે અને અભ્યાસમાં પોતાની સ્વાભાવિક ઝડપે આગળ વધી શકે. વળી તેઓ પોતાની ભૂલો સુધારી શકે અને આત્મનિયમન સાધી શકે તેવા પ્રસંગો તેમની સમક્ષ ઉભા કરવા જોઈએ. જો સ્થાનિક સંજોગો અનુકૂળ હોય તો દિવસના કાર્યક્રમના બે વિભાગ પાડી અભ્યાસક્રમની યોજના ઘડવી જોઈએ. શાળાનાં સવાર અને સાંજનાં એમ બે અધિવેશન રાખવાં. સવારના વર્ગના સામાન્ય સમક્ષ વિષયોનું શિક્ષણ આપવું અને બપોરના સમયમાં ભૂગોળ, ગણિત, વિજ્ઞાન સૃષ્ટિનિરીક્ષણ, શાળાનું બાળકામ, રમતો અને કવાયત જેવા પ્રાયોગિક કામનું શિક્ષણ આપવું શાળાના સામાન્ય વિષયો શીખવવાનો સમય ૩૫ થી ૪૦ મિનિટ સુધીનો રાખવો, પણ ગણિત, વિજ્ઞાન, ચિત્રકામ જેવા વિષયો જેમાં વધારે વખત જોઈએ તેને માટે વધારે લાંબો સમય રાખવો. દરેક અઠવાડીઆમાં દરેક વિષયનો છેલ્લો પિરિઅડ તે અઠવાડીઆમાં તે વિષયના થયેલા કામના પુનરાવર્તન માટે નક્કી કરી રાખવો, ને વિષયમાં નિરીક્ષણ, કલ્પના અથવા તો તર્ક–કે વિચાર કરવાની બાળકને જરૂર પડતી હોય તેવા વિષયો સિવાયના અન્ય વિષયોનું ઘરકામ આપવું નહિ. બાળકોએ કેટલી પ્રગતિ કરી છે તે જોવા માટે અમુક અમુક વખતે થોડી થોડી યોગ્ય કસોટી કરવી અને તેની વ્યક્તિવાર નોંધ રાખવી જોઈએ. શાળામાં થતી પરીક્ષાઓ બંધ કરી વિદ્યાર્થીઓની પ્રગતિની જે નોંધ કરવામાં આવી હોય તે ઉપરથી તેમને ઉપલા વર્ગમાં ચડાવવા જોઈએ. (આ કામ વાર્ષિક કરવાને બદલે ૭ ૭ માસે થવું જોઈએ) અને જે વિદ્યાર્થીઓએ શાળાના કામકાજના દિવસોમાં નિયમિત હાજરી આપી હોય અને હાજરી ૮૦ ટકા હોય તેજ વિદ્યાર્થીઓ ઉપલા વર્ગમાં ચડાવવાને માટે લાયક છે એવું ખાસ ધોરણ બાંધવું જોઈએ. શાળાના કામકાજને લગતી બીજી પ્રવૃત્તિઓની યોજનાઓ ઘડી તે અમલમાં મૂકવી જોઈએ, જેવી કે પર્યટન, ટુંકી સહેલો અને ભ્રમણો, પ્રાવેશિક માપણી, શાળાની ઝાવણી–પડાવ, સ્કાઉટિંગ, અને ગાઇડિંગ, વાચન, સુર્પપાઠો, ચર્ચાઓ, નાટયપ્રયોગો અને શાળાઓની એકલી રમતગમતમાં નહિ પણ વર્ગના કામકાજમાં પણ પરસ્પર સ્પર્ધા, શાળાના બાળકના કામ પરત્વે માતપિતાનું સામાજિક મેળાવડા; બાળકોના કામનાં પ્રદર્શનો, શાળાના પર્યન્તના દિવસો, માબાપ વાલીના દિવસો વગેરે ઉજવી સક્રીય ધ્યાન ખેંચવું.

સામાન્ય રીતે શાળાનું શિક્ષણ પરીક્ષાને અવલંબી આપવામાં આવે છે. શિક્ષક, વિદ્યાર્થી અથવા તો મુખ્ય શિક્ષક એ દરેકને પરીક્ષાનો હાઉ આખા ભણતર દરમિઆન નજરે તર્યા કરે છે. માનસશાસ્ત્ર અથવા વહેવારૂ બુદ્ધિથી જોતાં પરીક્ષા એ જ્ઞાનની ખરી કસોટીનું સાધન નથી. બાળકનો વિકાસ શારીરિક કે માનસિક કેવો થયો છે તે પરીક્ષાદ્વારા જોઈ શકાતો નથી. તે જ્ઞાનનું માપ કાઢે છે અને તેમાં પણ અમુક પ્રશ્નોના જવાબ સંતોષકારક હોય તો બાળક ધોરણ અને ઉંમરને લગતો વિકાસ થયો છે એમ માની પરિણામ ઉપરથી ચઢાવવામાં આવે છે. ખરી રીતે જોતાં પરીક્ષાની પદ્ધતિ બદલવી જોઈએ; પણ વધારે સારૂં તો પરીક્ષા કાઢી નાખી યોગ્ય અધિકારીની દેખરેખ નીચે બાળક અમુક અમુક કસોટીમાંથી પસાર થાય તો તે આગળ ધપવાને લાયક છે એમ ગણી ઉપર ચડાવવો જોઈએ.

ટુંકામાં, હવે વખત એવો આવ્યો છે કે આપણે શિક્ષણની પ્રગતિ સંબંધી જાગ્રત થઈ જવું જોઈએ અને તેને ઘટતા સ્વરૂપમાં મૂકીશું તોજ આ નવા જમાનામા અન્ય પ્રજાઓની સાથે હરોળમાં ઉભા રહી શકીશું.

---

## છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા,
### નડિઆદ સેન્ટર, ઉત્તર ભાગ.
નં. ૧૦૩૪

આથી જાહેર કરવામાં આવે છે કે નડિઆદ સેન્ટરે છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા જે તા. ૩ જી એપ્રિલ ૧૯૩૪ અને તે પછીના દિવસોએ લેવામાં આવશે એવી આ ઑફિસના નં. ૧૨૨૧૩ તા. ૧૨-૧-૩૪ થી અને મુંબાઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૨ તા. ૧૮-૧-૩૪ ના પૃષ્ઠ ૯૦ થી ખબર આપી હતી; પરંતુ નડિઆદમાં સેરીબ્રો સ્પાઈનલ ફીવર એ રોગ ફાટી નીકળવાથી પરીક્ષા મુલત્વી રાખવામાં આવી હતી. આ ઑફિસની ઉપર જણાવેલી જાહેરખબર મુજબનાં કારણોને લીધે તે પરીક્ષા તા. ૫ થી જુન ૧૯૩૪ ને મંગળવારે અને તે પછીના દિવસોએ નડિઆદ સેન્ટરે લેવામાં આવશે.

૨. ઉર્દુ—ગુજરાતી અને ગુજરાતી-ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમાં લેવાતી ઉર્દુ ઉમેદવારોની, તેમજ ખેતી કામના ઐચ્છિક અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા આપનાર ઉમેદવારો માટેની, વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પણ તેજ વખતે નડિઆદ સેન્ટરે લેવામાં આવશે.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ તા. ૩૦-૪-૩૪ } (સહી) બી. જે. જી. શાસ્ત્રી એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૩૦-૪-૩૪ના પત્ર નં. ૧૦૩૫ માં કરેલી સૂચનાનુસાર.)

# ધોરણ છઠ્ઠું

વિષય …… ઇતિહાસ
સા. હેતુ …… કલ્પનાશક્તિ અને તુલના શક્તિ કેળવવાનો.
વિ. હેતુ …… શિવાજી સાથે સંબંધ ધરાવતી મહાન વ્યક્તિઓ સંબંધી શીખવવાનો.
સાધન …… શિવાજીનું અને બાજીપ્રભુ દેશપાંડેનું ચિત્ર; પન્હાળગઢ, વિશાળગઢ વગેરે ચિત્રો.

શિક્ષક સાકરલાલ પુરુષોત્તમ શુક્લ
તારીખ ૩–૨–૧૯૩૪
સમય ૪૦ મિનિટ

| પાઠના વિભાગ અને મુદ્દા | શિક્ષણશૈલી | કાળા પાટીઆની નોંધ |
|---|---|---|
| (૧) આરંભ<br>अ વર્ગવ્યવસ્થા | કાર્યારંભે ડ્રિલ કરાવી વર્ગ વ્યવસ્થિત કરવો. | |
| ब પૂર્વજ્ઞાનની કસોટી<br>क રજુઆત | મરેઠી રાજ્ય કોણે સ્થાપ્યું ? શિવાજીનો જન્મ ક્યારે થયો હતો ? તેનું મરણ ક્યારે થયું ? શિવાજીની લડાયક પદ્ધતિ કેવી હતી ? તેની રાજ્યવ્યવસ્થા વિષે શું જાણો છો ? શિવાજી વિષે તમે શીખી ગયા છો. હવે આજે શિવાજી સાથે સંબંધ ધરાવનાર કેટલાક મહાપુરુષો સંબંધી હું તમને શીખવવાનો છું. | |
| (૨) મુખ્ય વિષય<br>अ શિવાજીના ગુરુ શ્રીરામદાસ સ્વામી | શિવાજીના ગુરુનું નામ તમે જાણો છો ? રામદાસ સ્વામીનું પૂર્વાશ્રમનું નામ 'નારાયણ' હતું. તેમનો જન્મ મહારાષ્ટ્રના એક નાના ગામમાં થયો હતો. (ઇ. સ. ૧૬૦૮) પિતાનું નામ–સૂર્યાજીપંત. માતાનું નામ રાણુબાઈ. માતાપિતા એકનાથ સ્વામીનાં પરમભક્ત. શ્રી એકનાથ સ્વામીએ ભાખેલું ભવિષ્ય. રામદાસ સ્વામીનો નાનપણમાં તીવ્ર | (૧) શ્રી રામદાસ સ્વામી<br>૧ મૂળ નામ નારાયણ<br>૨ જન્મ ઇ. સ. ૧૬૦૮<br>૩ બાળપણ વૈરાગ્યવૃત્તિ<br>૪ લગ્નમંડપમાંથી નાસવું<br>૫ ઉગ્ર તપશ્ચર્યા |

વૈરાગ્ય. લગ્નમંડપમાંથી નાસ ... ૨ વરસનું મહાન તપ. (પંચ-
વટી પાસે). હિંદુસ્તાનની તીર્થયાત્રા (બાર વરસ). મઠોની સ્થાપના.
હિંદુધર્મનો ઉદ્ધાર. ૨૮ વર્ષ પછી માતુશ્રીનાં દર્શન. શિવાજી શિષ્ય
તરીકે. રામદાસસ્વામીની દિક્ષા. શિવાજીનું સર્વસ્વ અર્પણ કરવું.
ભગવો ઝુંડો. ગુરુશ્રીની વતી રાજ્ય ચલાવવું વગેરે.

૬ તીર્થયાત્રા, મઠોની સ્થાપના
૭ માતાનાં દર્શન
૮ શિવાજી શિષ્ય
૯ ભિક્ષા માગવી
૧૦ શિવાજીનો અનન્ય ભાવ

ચ શિવાજીના મહાન સરદાર બાજીપ્રભુ–દેશપાંડે

બાજીપ્રભુ દેશપાંડે—તેમના પિતા બિજાપુર રાજ્યના જાગીર-
દાર. પિતાના મરણ પછી બાજીપ્રભુ જાગીરદાર. રોહીડાગઢની અગત્ય.
શિવાજીની ચડાઈ. બાજીપ્રભુ સાથે યુદ્ધ. શિવાજીની હાર. ચતુર
શિવાજીની યુક્તિ. બાજીપ્રભુને પોતાનો કરી લેવાનો નિશ્ચય. સફળતા.
બિજાપુરના સુલતાનને ભય. અફઝલખાનને મોકલવો. તેનું મરણ.
તે પછી મોટી સેના સાથે શિવાજી ઉપર ચડાઈ. પન્હાળગઢને ઘેરી
લેવો. શિવાજીનું બાજીપ્રભુ સાથે વિશાળગઢ તરફ જવું. રસ્તામાં
સંકટામણ. બાજીપ્રભુનું પ્રાણાર્પણ વગેરે.

(૨) બાજીપ્રભુ દેશપાંડે
૧ જાગીરદાર (બિજાપુર)
૨ શિવાજી સાથે યુદ્ધ
૩ શિવાજી મેમાન તરીકે
૪ બાજીપ્રભુ મિત્ર તરીકે
૫ બિજાપુરનાસુલતાનનીધમાલ
૬ બાજીપ્રભુએ શિવાજીને બદલે સ્વીકારેલું મૃત્યુ

છ શિવાજીનો સરદાર માલોજીરાવ

ચાકણનો કિલ્લો શિવાજીએ સર કર્યો. કિલ્લાના હારેલા સુબે-
દારનો પ્રપંચ. શિવાજીનું ખૂન કરાવવાની ગોઠવણ. મધ્ય રાત્રિ પછી
કિલ્લામાં શિવાજીના આરામગૃહમાં ખૂનીનું આવવું. ખૂનનો પ્રયત્ન.
નિષ્ફળતા. ખૂન કરવા આવનાર મરેઠા યુવાનની નિડરતા. પ્રતિજ્ઞા-
પાલન માટે પ્રાણત્યાગ કરવાની ઉત્કંઠા. હંસવૃત્તિવાળા શિવાજી
તેના ગુણથી ખુશ થાય છે. ભારે કસોટી. પરીક્ષામાં પસાર. શિવાજી
તેને ક્ષમા આપી પોતાનો સરદાર બનાવે છે. તેજ સરદાર માલોજીરાવ.

(૩) સરદાર માલોજીરાવ
૧ ચાકણનો કિલ્લો જીતવો
૨ યુવાન મરેઠાનું સાહસ
૩ શિવાજીનો બચાવ
૪ ખૂન કરવા આવેલા યુવાન મરેઠાના સદ્દગુણો
૫ શિવાજી ગુણગ્રાહી, આપેલી ક્ષમા, સરદાર બનાવવો.

(૩) પુનરાવર્તન શિક્ષણસાફલ્ય

શિવાજીની અનન્ય ગુરુભક્તિ દૃષ્ટાંતથી સમજાવો. બાજીપ્રભુ
દેશપાંડેનું સ્વાર્પણ સમજાવો. શિવાજી હંસવૃત્તિવાળા હતા તે શા
ઉપરથી કહો છો ? તેમના ક્ષમાના ગુણ વિષે શું જાણો છો ?

## મુંબઇ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે |
|---|---|---|---|---|---|
| ૧ | ઉર્દુ કા નયા કાએદા, હિસ્સએ અવ્વલ, સને ૧૯૩૧ની પાંચમી આવૃત્તિ | મિ. મૌલ્વી અબ્દુલ સત્તારખાન | લેખક | ૦—૦—૯ | પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨ | ,, ,, હિસ્સએ દુવ્યુમ, સને ૧૯૨૭ની ચોથી આવૃત્તિ | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૩ | જરીદ તરઝકા કાએદા | મિ. અબ્દુર રઉફ 'અખતર' | અહમદ હુસેઇન એન્ડ કો., કતરા બઝાર, સગાર. | ૦—૨—૦ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૪ | ,, કી પહલી કીતાબ | ,, | ,, | ૦—૨—૬ | ,, |
| ૫ | ,, ,, દુસરી ,, | ,, | ,, | ૦—૬—૬ | ,, |
| ૬ | ,, ,, તીસરી ,, | ,, | ,, | ૦—૯—૬ | ,, |
| ૭ | ,, ,, ચૌથી ,, | ,, | ,, | ૦—૧૦—૬ | ,, |
| ૮ | આફતા બે અદબ, ભાગ ૧, સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ | ,, | ભારત હાઉસ, બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ, લાહોર. | ૦—૮—૬ | એવી. સ્કૂલોના પહેલા ચાર ધોરણો માટે પાઠ્યપુસ્તક તરીકે. |
| ૯ | ,, ,, ભાગ ૨ સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ | ,, | ,, | ૦—૯—૩ | ,, |
| ૧૦ | ,, ,, ભાગ ૩ સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ | ,, | ,, | ૦—૧૦—૯ | ,, |
| ૧૧ | ,, ,, ભાગ ૪ સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ | ,, | ,, | ૦-૧૧—૩ | ,, |

## બાળવર્ગથી ચોથા ધોરણ સુધીનું એક શિક્ષક માટેનું

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| વાર | બાળવર્ગ ૧ | વાચન | બાળવર્ગ ૧ | સંખ્યાલેખન, ગણતરી, આંકની તૈયારી | બાળવર્ગ ૧ | હસ્ત-કામ | બાળવર્ગ ૧ | વાર્તા |
| | ૨ ૩ ૪ | ગણિત | ૨ ૩ ૪ | વાચન | ૨ ૩ | કવિતા | ૨ ૩ | કૉપિ |
| | | | | | ૪ | વ્યાકરણ | ૪ | મુખગણિ |
| ળવાર | બાળવર્ગ ૧ | વાચન ગુ.વા. | બાળવર્ગ ૧ | સંખ્યાલેખન, ગણતરી, આંકની તૈયારી | બાળવર્ગ ૧ | ભૂમિ. | બાળવર્ગ ૧ | ગીત |
| | ૨ ૩ ૪ | ગણિત | ૨ ૩ | વાચન | ૨ ૩ | પદાર્થ-પાઠ | ૨ ૩ | નિબંધ |
| | | | ૪ | ગુ. વાચન | ૪ | હસ્તકામ | ૪ | ગુ. કૉ |
| બુધવાર | બાળવર્ગ ૧ | વાચન | બાળવર્ગ ૧ | સંખ્યાલેખન, ગણતરી, આંકની તૈયારી | બાળવર્ગ ૧ | ચિત્ર-કામ | બાળવર્ગ ૧ | વાર્તા |
| | ૨ ૩ ૪ | ગણિત | ૨ ૩ ૪ | વાચન | ૨ ૩ | કવિતા | ૨ | કૉપિ |
| | | | | | | | ૩ | ગુ. |
| | | | | | ૪ | વ્યાકરણ | ૪ | ભૂમિતિ |
| વાર | બાળવર્ગ ૧ | વાચન | બાળવર્ગ ૧ | સંખ્યાલેખન, ગણતરી, આંકની તૈયારી | બાળવર્ગ ૧ | ભૂમિ- | બાળવર્ગ ૧ | ગી |
| | ૨ ૩ ૪ | ગણિત | ૨ ૩ ૪ | વાચન | ૨ ૩ | પદાર્થપાઠ | ૨ | મુખગ |
| | | | | | | | ૩ | નિબં |
| | | | | | ૪ | હસ્તકામ | ૪ | કૉપિ |
| શુક્રવાર | બાળવર્ગ ૧ | વાચન ગુ.વા. | બાળવર્ગ ૧ | સંખ્યાલેખન, ગણતરી, આંકની તૈયારી | બાળવર્ગ ૧ | રમત | બાળવર્ગ ૧ | |
| | ૨ ૨ ૪ | ગણિત | ૨ ૩ | વાચન | ૨ ૩ | ભૂમિતિ | ૨ ૩ ૪ | |
| | | | ૪ | ગુ. વાચન | ૪ | નિબંધ | | |
| શનિવાર | બાળવર્ગ ૧ | વાચન | બાળવર્ગ ૧ | ચિત્રકામ | બાળવર્ગ ૧ | હસ્ત-કામ | બાળવર્ગ ૧ | |
| | ૨ ૩ ૪ | ગણિત | ૨ ૩ ૪ | વાચન | ૨ ૩ ૪ | પદાર્થપાઠ | ૨ ૩ ૪ | |

## સંયુક્ત વખતપત્રક ઉર્દુ ગુજરાતી સ્કૂલો માટે

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગ, ૧ સંખ્યા અને ગણિતશિક્ષણ<br>૨ ચિત્રકામ<br>૩ ભૂગોળ<br>૪ ભૂગોળના પ્રશ્નો | બાળવર્ગ, ૧ શબ્દ-લેખન<br>૨, ૩ ભૂમિતિ<br>૪ ચિત્રકામ | બાળવર્ગ, ૧ પદાર્થ-પાઠ<br>૨, ૩ અનુલેખન<br>૪ શ્રુતલેખન | બાળવર્ગ, ૧ રમત<br>૨, ૩, ૪ ડ્રિલ |
| બાળવર્ગ, ૧ સંખ્યા અને ગણિતશિક્ષણ<br>૨, ૩ હસ્તકામ<br>૪ ઇતિહાસ | બાળવર્ગ, ૧ ચિત્ર-કામ<br>૨, ૩ ગુ. વાચન<br>૪ નિબંધ | બાળવર્ગ, ૧ મુખ-નિબંધ<br>૨, ૩, ૪ મુખગણિત | બાળવર્ગ, ૧ સૃષ્ટિ-જ્ઞાન<br>૨, ૩, ૪ બાગકામ |
| બાળવર્ગ, ૧ સંખ્યા અને ગણિતશિક્ષણ<br>૨, ૩ ચિત્રકામ<br>૪ ભૂગોળ | બાળવર્ગ, ૧ ગુ.શબ્દ-લેખન<br>૨, ૩ ભૂગોળ<br>૪ કવિતા | બાળવર્ગ, ૧ પદાર્થ-પાઠ<br>૨, ૩ શ્રુતલેખન<br>૪ ગુ. શ્રુતલેખન | બાળવર્ગ, ૧ રમત ડ્રિલ<br>૨, ૩, ૪ રમત ડ્રિલ |
| બાળવર્ગ, ૧ સંખ્યા અને ગણિતશિક્ષણ<br>૨, ૩ હસ્તકામ<br>૪ ઇતિહાસ | બાળવર્ગ, ૧ શબ્દ-લેખન<br>૨, ૩ ગુ. વાચન<br>૪ પદાર્થપાઠ | બાળવર્ગ, ૧ મુખ-નિબંધ<br>૨, ૩, ૪ મુખગણિત | બાળવર્ગ, ૧ સૃષ્ટિ-જ્ઞાન<br>૨, ૩, ૪ બાગકામ |
| — | — | — | — |
| બાળવર્ગ, ૧ સંખ્યા અને ગણિતશિક્ષણ<br>૨, ૩ કવિતા<br>૪ ભૂગોળ | બાળવર્ગ, ૧ શબ્દ-લેખન<br>૨, ૩ ભૂગોળ<br>૪ કવિતા | બાળવર્ગ, ૧ પદાર્થ-પાઠ<br>૨, ૩ ગુ. શ્રુતલેખન<br>૪ કવિતા | બાળવર્ગ, ૧ રમત<br>૨, ૩, ૪ ડ્રિલ |

| | | | |
|---|---|---|---|
| કણજરી | મે. ઠાકોરસાહેબ શ્રીચંદ્રસિંહજી સાહેબની વર્ષગાંઠ હોવાથી તે નિમિત્તે | ૪૦—૦—૦ | બંને નિશાળમાં મિઠાઈ તથા ચોપડીઓ તથા બાળાઓને ઓઢણીઓ વૉયલના કકડા વહેંચ્યા. |
| | ઠકરાણી અ. સૌ. ફુલજીબા સાહેબે | ૪—૦—૦ | બંને નિશાળમાં સાકર વહેંચી. |
| | મે. ઠાકોરસાહેબ શ્રીચંદ્રસિંહજીએ ગરબા ગવડાવી | ૧૫—૦—૦ | બાળાઓને વૉયલના કકડા તથા પતાસાં વહેંચ્યાં. |
| સણસોલી | મિ. અંબાલાલ દ્વારકાંદાસ શાહે તેમના પિતાનાસ્મરણાર્થે | ૧૦—૦—૦ | બાળાઓને કાપડ વહેંચ્યું. |
| ભલાવ | પટેલ અંબાલાલ ઇશ્વરદાસે | ૩૧—૮—૦ | બંને શાળાના વિદ્યાર્થીઓ-ઓને જમાડયા. |
| વસનપુરા | રાય પરશુદાસ નથુભાઇએ નવચંડી યજ્ઞના નિમિત્તે | ૧૦—૦—૦ | કન્યાવર્ગની બાળાઓને ઓઢણીઓ વહેંચી. |
| વસનપુરા | સ્ટેશનમાસ્તર અંબાલાલ મોરારજીએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| રતનપુર | સુથાર કુંવરજી પરસોતમ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ઠાકોર ફતેસિંહ ગભીરસિંહે | ૨૦—૦—૦ | ” |
| પુજરી | મે. ઠાકોરસાહેબ શ્રીચંદ્રસિંહજી સાહેબ | ૧૨—૦—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| ભાલુ-વીરપુર | ગામલોક તરફથી | ૫—૮—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| સહેરા | મિ. પ્રાણશંકર બાપાશંકર દવેએ પોતાના માતુશ્રીની સદ્દગતિ નિમિત્તે | ૧૫૦—૦—૦ | મુખ્ય સ્કૂલ, ઉર્દુ સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| ગરબાડા | પોલિસ સબ ઇન્સ્પેક્ટરસાહેબ દયાળજીભાઇ જેશંકરભાઇ તરફથી , | ૫—૦—૦<br>૨—૮—૦ | કન્યાવર્ગની બાળાઓને પિત્તળના વાડકા વહેંચ્યા તથા બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| જસોદરા | સ્કુલકમિટિના મેમ્બર જોષી રાજારામ ગંગારામે | ૫—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | વજીરીઆ સ્ટેટના નેકનામદાર શ્રીમાન શ્રી ઠાકોર સાહેબે પધારી | ૧૦—૭—૦<br>૨—૮—૦ | બાળાઓને પુસ્તકો વહેંચ્યાં તથા સાકર વહેંચી. |
| ગોધરા | મે. સુબેદાર સાહેબ મહેશ્વર-સીંગ ગોકુળસીંગજીએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મે. મામલતદાર ઇન્સ્પેક્ટરસાહેબ કેમસારૂ પેસ્તનજી સોલાપુર-વાળાએ | ૧—૦—૦ | ” |

| | | | |
|---|---|---|---|
| ગોધરા | પોલિસકૉન્સ્ટેબલ રીછીઆ કાળીઆએ | ૧—૦—૦ | પતાસા વહેંચ્યા. |
| | મે. પોલિસ ઇન્સ્પેક્ટર સાહેબ ખંડેરાવ વાય. પ્રધાને | ૨—૦—૦ | ,, |
| છોટાઉદેપુર | પુનીઆથાંટના પટેલ મોતીભાઇ નથુભાઇએ | ૮—૦—૦ | ધર્મેજ સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વઝીરીયા | શ્રીમાન શ્રીકેસર ખાનજી ઠાકોર સાહેબે પોતાના પૌત્ર ઠાકોર મહમદ ખાનજી સાહેબ ખાનજીને સ્કૂલે બેસાડયો તે પ્રસંગે | ૧૫—૦—૦ | સાકર તથા ગોળ વહેંચ્યો. |
| વેજલપુર | મિ. ધુળાજી કલાલની દીકરીના લગ્ન પ્રસંગે | ૮—૦—૦ | બાળાઓને પ્યાલા વહેંચ્યા. |
| | ,, | ૦—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| બાકોર | ઉપાધ્યા નાથુરામ કોદરભાઇએ | ૬—૮—૦ | વિદ્યાર્થીઓને રમત માટે ફુટબોલ ભેટ આપ્યો. |
| વસનપુરા | પાટીદાર છોટાભાઇ હીરાભાઇ રાયે નવચંડી યજ્ઞ નિમિત્તે | ૧૫—૦—૦ | કન્યાવર્ગની બાળાઓને ઓઢણીઓ વહેંચી. |
| | પાન્ડુ તાલુકાના ચાણુદાર સાહેબે વીઝીટ કરી તે વખતે અત્રેના ઇજારદાર તરફથી | ૨—૦—૦ | છોકરા છોકરીઓને પતાસાં વહેંચ્યાં. |
| દેવગઢ—બારીઆ | શેઠ વલભદાસ ચુનીલાલે પોતાના ચી.ને નિશાળે બેસાડયો તે પ્રસંગે | ૩૫—૦—૦<br>૧૫—૦—૦<br>૫—૦—૦ | પુસ્તકો વહેંચ્યો તથા બાળાઓને એક એક વારના રેશમી કકડા વહેંચ્ય, તથા પતાસાં વહેંચ્યાં. |

## ભરૂચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| કેલોદ | મા. ગોપાળભાઈ લક્ષ્મીદાસે | ૮—૦—૦ | બાળસાહિત્યનાં પુસ્તકો. તથા મિઠાઈ વહેંચી. |
| દાંદા | મા. અમીદાસ કુબેરભાઈએ | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| હાંસોટ | શ્રીમતિ કપિલાગૌરી ભગુભાઈ દેશાઈએ | ૪—૦—૦ | કન્યાશાળામાં ફ્લાવર પૉટ આપ્યું. |
| | શેઠ નટવરલાલ ઘેલાભાઈએ | ૧૫—૦—૦ | ,, થાળી તથા રકાબીઓ વગેરે વાસણ આપ્યાં. |
| | શેઠ શાંતિલાલ બીજલાલે | ૫—૦—૦ | ,, રકાબીઓ આપી. |
| | મિ. ભીખાભાઈ નાગેશ્વરે | ૨—૦—૦ | ,, વાડકા આપ્યા. |
| | સોની મગનલાલ હરિલાલે | ૩—૦—૦ | ,, વૉયલના કકડા વહેંચ્યા. |
| | શેઠ છગનલાલ લલ્લુભાઈએ | ૮—૦—૦ | ,, પિત્તળના જામ આપ્યા. |
| દીવ્યનગર | હેડ માસ્તર મગનભાઈ જેઠાભાઈ પટેલે | ૯—૦—૦ | બાર માસ પરબ બેસાડી. |

| | | | |
|---|---|---|---|
| | જુનેતના ગોવિંદ દાજીભાઈ કાછીઆએ | ૩—૦—૦ | શાળ લાયબ્રેરી તથા પરબમાં રોકડા આપ્યા. |
| | કાછીઆ પટેલ પંચ તરફથી | ૧૦—૦—૦ | સ્કાઉટોને બ્યુગલ લાવવા રોકડા આપ્યા. |
| | ભીલ તળસી નરોતમે | ૧૫—૦—૦ | વદ્યાર્થીઓને જમાડયા. |
| ઓભા | પા. છીતાભાઈ મકનજીએ | ૨૫—૦—૦ | ” |
| | પા. દુર્લભભાઈ નરોત્તમે | ૫—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં. |
| | પા. બહેચરભાઈ વલ્લભભાઈએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| આમોદ | દાંતના ડૉ. રાજેન્દ્રલાલ કૃષ્ણુલાલ દેશાઈએ | ૫—૦—૦ | ઘડિઆળનુ કવર કરાવી આપ્યું. |
| ખુવા | પા. ઝવેરભાઇ મોતીભાઈએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પોતાની દીકરી પાર્વતીબેનના મરણુ નિમિત્તે | ૬—૧૦—૦<br>૦—૫—૦ | પરબ માટે પિત્તળનું બેડું તથા રકાબી પ્યાલો આપ્યાં. |
| કહાનવા | મિ. ભવાનીશંકર ગીરજાશંકરે | ૨—૦—૦ | કેરી વહેંચી. |
| | મિ. જેઠારામ મોતીરામે | ૨—૦—૦ | ” |
| | મિ. વાઘજી ઝીણાએ | ૧—૦—૦ | ” |
| | મિ. જેઠારામ મોતીરામે | ૧—૦—૦ | ” |
| | મિ. ભોગીલાલ મૂળશંકરે | ૪—૦—૦ | ” |
| | મિ. જેઠાલાલ મહાદજી પટેલે | ૨—૦—૦ | ” |
| | મિ. સાઈદુ કાજુએ | ૧—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| માતર | લેઉઆ પાટીદાર પંચ તરફથી | ૫—૦—૦ | બાળાઓને ઘાઘરીના કકડા વહેંચ્યા. |
| આમોદ | મિ. કૃષ્ણુલાલ મોતીલાલ ઠાકોરે | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| સારંગપુર | ગામના સદ્ગૃહસ્થોએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સ્કૂલ કમિટીના મેમ્બર શાહ હીરાચંદ નાગરદાસે | ૨—૦—૦ | કેરી વહેંચી. |
| | મિ. મકનભાઈ ભગવાને | ૨—૦—૦ | ” |
| પખાજણ | મિ. ભાઈલાલભાઈ પુંજાભાઇ પટેલ તાલુકા વાઈસ પ્રેસિડન્ટ તથા ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડના મેમ્બરે | ૫—૦—૦ | ગરીબ છોકરાંને ચોપડીઓ તથા સ્લેટો વહેંચી. |
| | સુતાર નાથાભાઈ રઘનાથે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ધમણાદ | શા. બાળચંદ ભગવાનદાસે | ૩૫—૦—૦ | ” |
| કતપોર | સ્કૂલ કમિટીના સભ્ય મગનલાલ ગંગારામ મોદીએ | ૧—૪—૦ | ગરીબ વિદ્યાર્થીને ચોપડીઓ સારૂ આપ્યા. |
| ધંતુરીઆ | શેઠ નરીમાન દારાશા કેશવાલાએ પોતાના લગ્ન પ્રસંગે | ૧૬—૦—૦ | પુસ્તકો તથા મિઠાઈ વહેંચી. |
| ઈલાવ | કાછીઆ દુર્લભભાઈ ખુશાલભાઇએ | ૨૫—૦—૦ | ઇનામના મેળાવડા વખતે બાળલાયબ્રેરી કાઢવા માટે પુસ્તકો મંગાવી આપ્યાં. |

| | | | |
|---|---|---|---|
| અણીઆદ્રા | પા. કરસનભાઇ પરશુભાઇએ | ૫—૦—૦ | કલાસના વિદ્યાર્થીઓને જમાડયા. |
| છીદ્રા | સ્કુલ કમિટિના મેમ્બર રાજ દાભાઇ નાથાભાઇ ગુજરી ગયા તે નિમિત્તે તેમના દીકરા રાજ ભીખુભાઇ દાભાઇએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પીપલીઆ | ગોર હેતશંકર મહાશંકરે | ૩૨—૦—૦ | ,, તથા પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| હાંસોટ | હાજી શેકમહમદ ગુલામે | ૨—૫—૬ | એક વિદ્યાર્થી માટે સ્કાઉટ ડ્રેસ સીવડાવી આપ્યો. |
| આમોદ | મહેરબાન નવાબ સાહેબ નહારસિંહજી ઇશ્વરસિંહજી તરફથી | ૧૭૫—૦—૦ | કન્યાશાળામાં હારમોનિયમની પગપેટી ભેટ આપી. |
| | મિ. મણીશંકર ઉમીયાશંકરની પત્નિ બાઇ મહાકોરે | ૫—૦—૦ | કન્યાશાળામાં પાણી માટે પરબ ફંડમાં આપ્યા. |
| જંબુસર | રા. સા. પ્રાણવલ્લભદાસ બનાતવાળાએ | ૯—૦—૦ | બ્રાંચ સ્કૂલ નં. ૨માં બાળવર્ગના વિદ્યાર્થીઓને સ્લેટો તથા પેનો વહેંચી. |
| | ,, | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ઓરા | જાદવ અમરસંગ બાવાભાઇએ | ૧—૦—૦ | સ્કાઉટ ફંડ ખાતે રોકડા આપ્યા. |
| | સુત્રેલના મિ. અહમદ અલીભાઇ આદમે | ૧—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | મિ. ભગુભાઇ પી. દેશાઇએ | ૧—૨—૦ | કન્યાઓને રોકડા આપ્યા. |
| | ગામલોકો તરફથી | ૧૮—૦—૦ | વિદ્યાર્થીઓ ભરુચ કેળવણી પ્રદર્શન જોવા ગયા તે વખતનું રેલ્વે ખર્ચ તેમ જ બીજા ખર્ચ સારૂ આપ્યા. |
| | ,, | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | જાદવ પ્રભાતસંગ મોકમસંગે | ૨૦—૦—૦ | ,, |
| | વુઝનાદના ગામલોકો તરફથી | ૧—૦—૦ | સ્કાઉટ ફંડ ખાતે રોકડા આપ્યો. |
| | ભરુચ ડિસ્ટ્રિક્ટ સ્કૂલબોર્ડ તરફથી | ... | કેળવણી પ્રદર્શનમાં વિ. કાભાઇ ભાઇજીને પિત્તળનો પ્યાલો નં. ૧ આપ્યો. |
| | | ... | સ્કાઉટ રેલી વખતે પિત્તળનો પ્યાલો નં. ૧ તથા દેશી ચપ્પુ સ્કાઉટ ખાતે આપ્યું. |

| | | | |
|---|---|---|---|
| | વાગરાના ગામલોકો તરફથી | ... | તાલુકા પ્રદર્શન વખતે ચમચા નં. ૩ તથા સાબુ નં. ૨ પાંચ વિદ્યાર્થીઓને આપ્યા. |
| વિલાયત | પા. રણછોડભાઇ પરાગભાઇએ તેમનાં ધર્મપત્નિ ગુજરીગયાં તેના પુણ્યાર્થે તથા | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | પા. છોટાભાઇ કાશીભાઇએ તેમના દાદાશ્રી ગુજરીગયા તેમના પુણ્યાર્થે તથા | ૩૫—૦—૦ | ,, |
| | પા. પરભુદાસ ત્રીકમભાઇએ તેમના વડીલભાઈશ્રી ગુજરી ગયા તેમના પુણ્યાર્થે તથા | ૩૫—૦—૦ | ,, |
| | રા. રા. સદ્‌ગૃહસ્થ પા. મોતીભાઇ જેસંગભાઇએ પોતાના પિતાશ્રી ગુજરી ગયા તેમની વરસીના પ્રસંગે પુણ્યાર્થે | ૩૫—૦—૦ | ,, |
| ઓરેશ્વર | અમીન ઇશ્વરભાઇ મિઠાભાઇએ તેમના દીકરાને સ્કૂલે બે સાડ્યો તેની ખુશાલીમાં | ૧૧—૮—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| | ,, | ૭—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| દાંસોટ | શ્રીમતી કપિલાગૌરી ભગુભાઇ દેસાઇ વાઇસચેરમેન ડિ. સ્કુલબોર્ડ, ભરૂચનાએ | ૧૧—૦—૦ | કન્યાશાળામાં ડાંડીઆ ૧૮ જોડ આપ્યા. |
| | ,, | ૩-૧૨—૦ | ખંજરી ૧૪ નંગ આપી. |
| | શેઠ બાલુભાઇ પરસોત્તમદાસ ડૉકટરે | ૫—૮—૦ | ડાંડીઆ ૧૦ જોડ આપ્યા. |
| ભરૂચ | રા. રા. ચંદ્રશંકર જગન્નાથ જેટલીએ | ... | બાળપોથી નં. ૧૪૪ બધી સ્કૂલોમાં વહેંચી. |
| | રા. રા. દારાશા શીવજી હોમાવાલાએ | ૩૦—૦—૦ | લીમડી ચોક સ્કૂલમાં કાપડ વહેંચ્યું. |
| | ,, | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | સૈયદ મહમદ એહમદમીયાંએ | ૧૧—૦—૦ | શકર કુઇ કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| | રા. મણિલાલ ચુનીલાલ ગાંધીએ | ૧૨—૦—૦ | વેજલપુર સ્કૂલ ખાતે ગોદું, ઘડિયાળ ભેટ આપ્યું. |
| કેશોદ | રાજ નાથાલાલ સજનજીસંગે પોતાના પુત્રના લગ્ન પ્રસંગે | ૫—૦—૦ | ભેટ આપ્યા. |
| | પા. લલ્લુભાઈ મોસરે | ૧૭—૧૨—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |

| | | | |
|---|---|---|---|
| વેડચ | શેઠ મનસુખભાઈ પાનાચંદે | ૬—૮—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| નિશરા | શેઠ ખુબચંદ તલકચંદે | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| પીલુદરા | મિ. બાપુભાઈ જેઠાભાઇ પટેલે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. છગનલાલ મુગટરામ વ્યાસે | ૨૦—૦—૦ | ,, |
| દીવા | મુંબાઇના રા. કેશવલાલ કલ્યાણજી તરફથી તેમના નાના ભાઈ રા. નાનાલાલનાં લગ્નની ખુશાલીમાં | ૩૦—૦—૦ | કન્યાશાળામાં હારમોનિયમ પેટી હાથની ભેટ આપી છે. |
| કીમોજ | પા. મોતીભાઈ કાભાઇએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. ત્રિભોવન જેઠાભાઇએ | ૧૨—૦—૦ | ,, |
| | પા. કાભાઈ ઇશ્વરે | ૧૨—૦—૦ | ,, |
| | હેડમાસ્તર રણછોડલાલ નાથાલાલે | ૧૨—૦—૦ | ,, |
| | પાટણવાડીઆ ભગવાન ફુલાએ | ૧૨—૦—૦ | ,, |
| | શા. સોમચંદ હરગોવિંદની વિધવા બાઈ મણીએ | ૧૨—૦—૦ | ,, |
| | પા. દાજીભાઈ લાલદાસે | ૧—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | પા. ફુલાભાઈ આશાભાઈએ | ૨—૦—૦ | ,, |
| માતર | મહેરબાન ઠાકોર સાહેબના પાટવીકુંવર શ્રી અજીતસિંહજી ચંદ્રસિંહજીએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ,, | ૧—૮—૦ | કન્યાશાળામાં પતાસાં વહેંચ્યાં. |
| | ભટ્ટ જેશંકર રણછોડે | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| અણોર | મિ. ગેમલસિંહજી ખુમાનસિંહજીએ કોરોનેશન ડેની ખુશાલીમાં | ૧૨—૦—૦ | પુસ્તકો સ્લેટો વહેંચી. |
| | ,, | ૨—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | ,, | ... | નામદાર શહેનશાહ તથા શહેનશાહ બાનુનો એક ફોટો સ્કૂલને ભેટ આપ્યો. |
| | મે. ભીમસિંહજી ખુમાનસિંહજીએ | ૫—૦—૦ | ભીલ તથા અંત્યજ બાળકોને કપડાં આપ્યાં. |
| | સરદાર અદેસંગ નાગજી બાવાએ | ૧૦—૦—૦ | ક્લાસના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શા. સૌભાગચંદ હીમચંદે તેમના પુત્રને નિશાળે બેસાડયો તેની ખુશાલીમાં | ... | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને પિતળના પ્યાલા તથા મિઠાઇ વહેંચી. તથા પાંચ પ્યાલા પરબમાં આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| મેટબારા | નર્મદાકૂટી આશ્રમના મહારાજ હંસ દેવજીએ | ૨—૦—૦ | મિઠાઇ વહેંચવા સારુ આપ્યા. |
| | ભરુચ ડિ. લો. બો.ના મે. ચીફ ઓફિસર સાહેબે | ૫—૦—૦ | સ્કાઉટલી ઉજવી તે વખતે બાળવીરોને સ્કૂલ ખાતે ઇનામ આપ્યું. |
| હાંસોટ | મિ. અબ્દુલા રહેમતુલા કાનુગાએ | ૩—૦—૦ | ઉર્દુ શાળામાં ઇનામ માટે આપ્યા. |
| હાંસોટ | મિ. હીરાલાલ શેઠે પોતાના છોકરાને નિશાળે બેસાડતી વખતે | ૩—૦—૦ | પરબ ફંડ તથા સ્કાઉટ ફંડમાં આપ્યા. |

## સુરત જિલ્લો

| | | | |
|---|---|---|---|
| અદવા | દેશાઈ અંબેલાલ એન્ડ ગુલાબભાઈની કંપનિ તરફથી | ૩—૪—૦ | છોકરાઓને ટોપીઓ તથા પેન્સિલો વહેંચી. |
| ભાટપુર | તન્ના પ્રાઇઝ ફંડના | ૪–૮–૧૦ | પુસ્તકો વહેંચ્યાં. |
| | બાઈ ભાણી પ્રાઈઝ ફંડના | ૧૦—૭–૮ | ” |
| | ગ્રામ્ય સમાજ ફંડના | ૩૧—૧–૩ | ” |
| | મિ. છોટાલાલ કાળિદાસ તન્ના તરફથી | ... | પુસ્તકો નં. ૩૪ તથા લાલ દ્રાક્ષ વહેંચી. |
| | મિ. નાથુભાઈ ડાહ્યાભાઈ મોતીવાલા બ્રધર્સ તરફથી | ... | પતાસાં વહેંચ્યાં. |
| પારડી | મે. ડૉક્ટર સાહેબ વી. વી. શાહે | ૮—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો આપ્યાં. |
| મજીગામ | મિ. રતનજી ભગવાનજીએ | ... | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| ભગવા | મિ. રતનજી જીવણજીએ | ૨૫—૦—૦ | બાળ પુસ્તકાલય માટે મંજુર થએલી ચોપડીઓ લાવી આપી. |
| | મિ. રામચંદ્ર ગીરજાશંકર વ્યાસે | ૫—૦—૦ | દર શુક્રવારે ચણા વહેંચ્યા. |
| ઉગ્રાચલ ફ. | મિ. લલ્લુભાઈ હરિભાઈ પ્રેમાએ | ૭—૪—૦ | હલવો વહેંચ્યો. |
| ઉમરસાડી પરેલ ફળીઆ | મિ. ગુલાબભાઈ ભગવાનજી દેસાઈ એ | ૭—૪—૦ | સુરત જિલ્લાનો તથા ગુજરાત પ્રાંતનો એમ મળી બે નકશા ભેટ આપ્યા. |
| ઓટડી | ગજરાબેન સ્વ. મણિભાઈ દયાળજીનાં પત્નિએ પોતાના ધણીના પુણ્યાર્થે | ૯—૦—૦ | બાળાઓને પ્યાલા વહેંચ્યા |
| કરંજ | પારડીના પોલિસ પટેલ નારણભાઈ પરભુભાઈએ | ૨૫—૦—૦ | પેંડા વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| કમાલછોડ | સ્યાદલાના પોલિસ પટેલ પરસોતમભાઈ ભૂલાભાઈએ | ૫—૦—૦ | ઇનામ વહેંચ્યાં. |
| સુપા | સ્કૂલ કમિટીના મેમ્બર મિ. નિચ્છાભાઈ પરાગજીએ પોતાની માતુશ્રીના પુન્યાર્થે | ... | સ્કૂલના વિદ્યાર્થીઓ તથા સુપા પેરા સેન્ટ્રલ સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઉમરસાડી મુખ્ય | મિ. ભગવતરાય લલ્લુભાઈ એન્જિનીઅર | ૧—૮—૦ | ગરીબ છોકરાંઓને સ્લેટો વહેંચી. |
| | ડૉ. રણછોડજી દાજીભાઈ દેસાઇએ | ૨૫—૦—૦ | ઘડિઆળ મોટું કેસ સાથે ભેટ આપ્યું. |
| વેસુ | મુંબઇના શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકરે પપેટીની ખુશાલીમાં | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પોલિસ પટેલ રામજીભાઇ ભગાભાઇએ | ૫—૦—૦ | ,, |
| ઉમરસાડી બ્રાંચ | ગામ લોકો તરફથી | ૬—૮—૦ | ઘડિઆળ રીપેર કરાવવા માટે આપ્યા. |
| ભાઠા | વકીલ ડાહ્યાભાઇ ભગવાનદાસ મોદીએ ગરબા ગવડાવી | ૧૦—૦—૦ | પિત્તળની વાડકીઓ તથા પતાસાં વહેંચ્યાં. |
| સુપા | મિ. રણછોડજી ગોપાળજી નાયકે | ૨—૦—૦ | પુસ્તકો માટે આપ્યા અને અંત્યજ વિદ્યાર્થીઓને ખુટતી ચોપડી સ્વહસ્તે સુપ્રત કરી છે. |
| મુનસાડ | બાઇ રળીઆત ગોપાળભાઇ ગોસાંઇભાઇ પટેલની વિધવાએ પોતાના ધણીના સ્મરણાર્થે | ૨૫—૦—૦ | કબાટ ભેટ આપ્યું. |
| બારડોલી | ગામ લોકો તરફથી | ૧૫—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| ઓરપાડ | ચેરીટી ફંડમાંથી | ૧૫—૦—૦ | કન્યાશાળામાં તાંબાપિત્તળનાં વાસણો તથા ગરબાનાં સાધનો આપ્યાં. |
| રાનકુવા | મિ. મણિભાઇ નિચ્છાભાઇ નાયકે પોતાના પુત્રનું નામ દાખલ કરાવ્યું તે પ્રસંગે | ૧—૪—૦<br>૦—૬—૦ | સાકર વહેંચી તથા પેનો વહેંચી. |
| રાયમડી | ગામ લોકોએ | ૨૨—૧૧—૬ | શાળાના અંગે કરવામાં આવેલા મોડેલો અને ચિત્રોનો ખર્ચ આપ્યો. |
| | ગામ લોકોએ | ૮૨—૨—૦ | નવો ક્લાસ ખોલવામાં આવ્યો તે વખતે સ્કૂલને લગતો તમામ સામાન, ખુરસી, ટેબલ, પાટીઓ, નકશા વગેરે ભેટ આપ્યું. |

| | | | |
|---|---|---|---|
| પુણી | મિ. જયંતિલાલ હરિભાઇ દેશાઇએ | ૧૪૫—૦—૦ | કન્યાશાળામાં 'સીવવાનો સંચો ભેટ આપ્યો. |
| | પલસાણાના મિ. છગનભાઇ ભુલાભાઇ દેશાઇએ | ૧૫—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| | કાલીઆવાડીના મિ. ગુલાબભાઇ નીછાભાઇએ | ૩—૦—૦ | ખુરસી ભેટ આપી. |
| | મિ. છોટાલાલ મોતીચંદે | ૩—૦—૦ | ,, |
| | વેસમાના મિ. ગાંડુભાઇ ગુલાબભાઇએ | ૨—૮—૦ | ભરતસીવણ બુક આપી. |
| | મિ. ગાંડુભાઇ મણીભાઇએ | ૨—૦—૦ | કાતર આપી. |
| | મિ. ગોપાળજી ભગવાનજીએ | ૫—૦—૦ | કાપડ માટે રોકડા આપ્યા. |
| | મિ. પ્રેમચંદ નાનજીએ | ૨—૦—૦ | ,, |
| | મિ. વીરચંદ નાગજીએ | ૩—૦—૦ | ,, |
| | મિ. ગુલાબભાઇ નીછાભાઇ કાલીઆવાડીનાએ | ૨—૦—૦ | ,, |
| દેદરા | ગામ લોકોએ મળી | ૧૪—૦—૦ | મોટું ઘડિઆળ ભેટ આપ્યું |
| ધનાળા | વૈદ્ય પ્રભુરામ રામભટે | ૧૦—૦—૦ | ,, |
| | મેમ્બરોએ | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| અણીતા | ગામ લોકોએ પરીક્ષા વખતે | ૯—૦—૦ | ઇનામ વહેંચ્યાં. |
| આટ | મિ. ફકીરભાઇ ભવાનીશંકરે પોતાના પૌત્રની ખુશાલીમાં | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| વાંકાનેર | શાહ રૂપાજી ઉમાજીએ | ૧૨—૮—૦ | બંને શાળામાં વિદ્યાર્થીઓને ધારી વહેંચી. |
| કડોદ | ડૉ. ચીમનરાવ ભાંગરે સ્કૂલ કમિટિના મેમ્બરે | ૯—૪—૦ | પિત્તળના ડાંડીઆ કન્યાશાળામાં ભેટ આપ્યા. |
| | મિ. છોટાલાલ હરિનારાયણ વ્યાસ સ્કૂલ કમિટિના મેમ્બરે | ૪—૦—૦ | ગોફગુંથણની દોરી આપી. |
| ભુલાફળીઆ | ઓકલાન્ડ મુસાફરી કરતા મિ. પરસોતમ નારણ તથા મિ. પરભુ નારણ તથા મિ. લાલા ભગાએ | ૧૫૮—૦—૦ | સ્કૂલને બેંચો નં. ૧૨ ભેટ આપી. કન્યાશાળામાં પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| ભાઠા | પટેલ રણછોડજી ડાહ્યાભાઇએ | ૭—૮—૦ | ,, |
| | મિ. નાનાભાઇ વાલાભાઇ માસ્તરે | ૨—૪—૦ | ડાંડીઆ આપ્યા. |
| | મિ. ભાણાભાઇ હીરાભાઇએ | ૧૧—૮—૦ | મુખ્ય 'શાળામાં [illegible] પેન્સિલ, [illegible]પોથી વગેરે વહેંચ્યું. |

| | | | |
|---|---|---|---|
| | મિ. રતનજી જીવણજી ભગવાગરે<br>મિ. ઉમેદરામ નારાયણ ભટ્ટે<br>મિ. બહાદુરસિંહ દાનસિંહઠાકોરે<br>મિ. દારબશાહ માણેકજીએ<br>મિ. મગનલાલગીરજાશંકરવ્યાસે<br>મિ. રામચંદ્ર ગીરજાશંકરવ્યાસે<br>મિ. બાપાભાઇ જીવાભાઇએ<br>મિ. સોમાભાઇ મકનજીએ<br>મિ. દીનાભાઇ કેશવે<br>મિ. બહેરામજી એદલજી દસ્તુર<br>મિ. હરિલાલ જીવાભાઇએ<br>મિ. દલપતરામ નારણજીએ | ૧૨-૦-૦ | વાર્ષિક પરીક્ષા વખતે પુ-સ્તકો ઇનામ તરીકે આ-પ્યાં તથા મિઠાઇ વહેંચી. |
| ધનોરી | ડૉ. પુરુષોત્તમ બી. શસ્ત્રવૈદ્ય નેત્રાનાએ | ... | ગરીબ છોકરાઓને પુસ્તકો વહેંચ્યાં તથા બાળલાયબ્રેરી માટે નકશા ભેટ આપ્યા. |
| બેસાણ | શેઠ રૂસ્તમજી માણેકજી બે-સાનીઆએ પોતાના મર્હુમ પિતાશ્રીના પૂન્યાર્થે | ૧૦૦—૦-૦ | ૧૦ બાંકડા સ્કૂલને ભેટ આપ્યા. |
| રૂવા | ગામલોકો તરફથી | ૩—૯—૦ | રમતમાં આવનાર ૫૭ વિદ્યાર્થીઓને આના પ્રમાણે ઇનામ આપ્યું. |
| | મિ. રતનજી હરિભાઇ ખોજ-પારડીનાએ | ૧—૦-૦ | વરાડના વિદ્યાર્થી ખાલપા ખુશાલને રમતમાં સારૂં કામ કર્યાં બદલ ઇનામ આપ્યું. |
| | પટેલ વિઠ્ઠલભાઈ હરખાભાઈ ખોજપારડીનાએ | ૧—૦-૦ | વિદ્યાર્થી ડાહ્યા વનમાળીને ઇનામ આપ્યું. |
| ગોર | ગામના સદ્‌ગૃહસ્થોએ મળી | ૧૫—૭-૦ | મિઠાઇ વહેંચી. |
| ચીજગામ | માજીપટેલલાલભાઇ રવજીભાઇ તથા તેમના ભાઇઓ છના-ભાઇ અને રણછોડજી રવજી-ભાઇએ મળી તેમનાં માતુ-શ્રીના પૂન્યાર્થે | ૪૦—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગાડદા | મર્હુમ પેમજી કાનજીના તરફથી | ૧૫—૦-૦ | પરીક્ષા વખતે પિત્તળના પ્યાલા તથા રકાબીઓ વહેંચી. |
| | ગામલોકો તરફથી | ૭—૦-૦ | " " |
| | શા. રજ્જુભાઇ છગનાજી તરફથી તેમના માતુશ્રીના સ્મારક અંગે તેમના નામથી | ૩૨-૧૦-૩ | કન્યાશાળામાં પરબ માટે જોઇતાં સાધનો ભેટ આપ્યાં. |

| | | | |
|---|---|---|---|
| સોનવાડા | સ્કુલ કમિટિના મેમ્બર મિ. ઉંકા ખુધીઆએ | ૫—૦—૦ | પેંડા વહેંચ્યા. |
| સરસ | મિ. ચુનીલાલ તલકચંદે | ૨—૪—૦ | બાગકામ માટે પાણી પાવા સારૂ ડોલો નં. ૧ ભેટ આપી. |

## ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| આખડોલ | માસ્તર ચીમનલાલ સોમાભાઈના મામા મહાત્મા મણીલાલ છોટાલાલે | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | માસ્તર ખોડાભાઈ બહેચરભાઈ પટેલે | ૩૫—૦—૦ | ,, |
| આંત્રોલી | શા. આશારામ ભાઈચંદભાઈએ | ૧૧—૮—૦ | કન્યાશાળામાં ઘડિઆળ ભેટ આપ્યું. |
| | ,, | ૪—૦—૦ | બાળાઓને ઉત્તેજન ખાતર આપ્યા. |
| | ,, | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| સૈયદપુરા | મિ. મૂળદાસ દેસાઈભાઈ પટેલે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. પ્રભુદાસ દ્વારકાંદાસ પટેલે | ૧૦—૦—૦ | ,, |
| [illegible]ગર | શાહ સારાભાઈ જીવાભાઈએ | ૧૦—૦—૦ | ,, |
| | ચૌહાણ ભીમસંગ અભેસંગે | ૧૦—૦—૦ | ,, |
| | ઠાકોરશ્રી કેસરીસંગજી ગુમાનસંગજીએ | ૫—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ડૉકટર અમૃતલાલ ગિરધરલાલે | ૩—૦—૦ | ,, |
| | પા. સંકરભાઈ ગરબડભાઈએ | ૩—૦—૦ | કેળાં વહેંચ્યાં. |
| હમીદપુરા | લુહાર જુલાભાઈ ઈચ્છાભાઈ તથા પટેલ ચતુરભાઈ નાગરભાઈ તથા પટેલ ભીખાભાઈ મથુરભાઈએ મળી | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ભાલેજ | ઠાકોર હુસુમીયાં અહમદમીયાંએ | ૧૦—૦—૩ | ઉર્દુ સ્કૂલમાં મિઠાઈ તથા પેન્સિલો વહેંચી. |
| વાસાકલામ | પટેલ લલ્લુભાઈ રઘનાથદાસે | ૧૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| આંત્રોલી | મિ. મહોલાલ કસળચંદે | ૫—૦—૦ | પેનો તથા પતાસાં વહેંચ્યાં. |
| નવાગામવર્ગ | મિ. મણિલાલ ઝવેરભાઈ પટેલે | ૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. મોતીભાઈ જોઇતારામે | ૮—૦—૦ | ,, |
| નવા ગામ | ઠક્કર જગજીવન રણછોડભાઈએ | ૨૫—૦—૦ | |
| નવાગામવર્ગ | મિ. છગનભાઈ અંબાઈદાસે | ૮—૦—૦ | |
| ભૂમસે | રામજીમંદિરના મહંતશ્રી દ્વારકાંદાસજી લક્ષ્મણદાસજીએ | ૨૨—૦—૦ | |

| | | | |
|---|---|---|---|
| ભાનેર | ગોર અંબાલાલ મગનલાલે પોતાના પિતાના અવસાન નિમિત્તે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| ઉતરસંડા | પોલિસ પટેલ પરસોતમ નાથાભાઈએ | ૭—૦—૦ | મેળાવડો કરી બાળાઓને જર્મન સિલ્વરના રકાબી પ્યાલા વહેંચ્યા. |
| સામરખા | પા. અંબાલાલ ભાઈજીભાઈએ | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | સોની વ્રજલાલ ગોરધનદાસે | ૩—૦—૦ | ,, |
| | મહેતાજી કેશવલાલ ઉમીઆશંકરે | ૪—૦—૦ | ,, |
| | બારૈઆ ભકાજી હાથીજીએ | ૪—૦—૦ | ,, |
| ખાનપુર | મિ. ચુનીલાલ અને ત્રિભોવનદાસે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓ માટે ખમીશનું કપડું તથા કન્યાઓ માટે પોલકાંના કકડા વહેંચ્યા. |
| ગોલેલ | સુથાર ધનજીભાઈ ખુશાલભાઈએ | ૫—૦—૦ | જલેબી તથા કળીના લાડુ વહેંચ્યા. |
| સંતોકપુરા | પા. ધુળાભાઈ દેસાઈભાઈએ | ૨૦–૧૨–૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | પા. મથુરભાઈ ભીખાભાઈએ | ૨૩—૪—૦ | ,, |
| | ,, પરસોત્તમ દેસાઈભાઈએ | ૨૩—૪—૦ | ,, |
| | ,, મુળજીભાઈ જીવાભાઈએ | ૧૮—૭—૦ | ,, |
| અમીઆદ | જાદવ માધુસીંગ ભગવાનસંગી તથા ચૌહાણ જીવાભાઈ હરીસંગે મળી | ૧૫—૦—૦ | ,, |
| સૈજપુર | પા. મણીભાઈ તળશીભાઈએ દિવાળી નિમિત્તે કસરત કરાવીને | ૨—૦—૦ | છોકરાઓને પતાસાં વહેંચ્યાં. |
| | ગામ તરફથી | ૧—૮—૦ | ઘડિઆળ દુરસ્ત કરાવી આપ્યું. |
| પોરડા | પા. માધવભાઈ રૂપનાથે | ૪૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | પા ગીરધરભાઈ શંકરભાઈએ | ૪૫—૦—૦ | ,, |
| | પા. કાશીભાઈ ગોકળભાઈએ | ૪૦—૦—૦ | ,, |
| કાસર | મલેક હુસેનમીયાં ઉમરાવમીયાંએ | ૬—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | વાઘેલ બાધા વસન | ૨—૦—૦ | ,, |
| | પાસના ગોકળભાઈએ | ૩—૦—૦ | દૂધ પાયું. |
| | પા. મોતીભાઈ ભીખાભાઈએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. ધુળાભાઈ ખોડાભાઈએ | ૨—૦—૦ | ,, |
| | પા. ડોસાભાઈ જેઠાભાઈએ | ૨—૦—૦ | ,, |
| | પા. સોમાભાઈ મંગળભાઈએ | ૨—૦—૦ | ,, |

| | | | |
|---|---|---|---|
| | પા. સનાભાઈ બાબરભાઈએ | ૨—૦—૦ | ,, |
| | પા. ગીરધર દેસાઈભાઈએ | ૨—૦—૦ | ,, |
| | બાઈ રઇબા પા. નાથાભાઈ નારણભાઈની વિધવાએ | ૭૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | બાઈ ઝવેર પા. કાળીદાસ ભાઇજીભાઈની વિધવાએ | ૭૫—૦—૦ | ,, |
| | પા. ફુલાભાઈ આશાભાઇએ | ૫—૦—૦ | દૂધ તથા ચણા વહેંચ્યા. |
| | સુથાર મગનભાઈ સોમાભાઇએ | ૪—૦—૦ | દૂધ પાયું. |
| | પા. સનાભાઈ તળસીભાઇએ | ૨૦—૦—૦ | દૂધ તથા પૌંઆ વહેંચ્યા. |
| | પા. આશાભાઈ કાશીભાઇએ | ૭૫—૦—૦ | સ્કૂલ જમાડી. |
| | પા. લલ્લુભાઈ શંકરભાઈએ | ૩—૦—૦ | ગોળ વહેંચ્યો. |
| | પા. સનાભાઇ તળસીભાઇએ | ૩—૦—૦ | કેરીઓ વહેંચી. |
| | પા. મરઘાભાઈ દ્વારકાંદાસે | ૩—૦—૦ | ,, |
| | ઉપાધ્યા રમણલાલ મગનલાલે | ૩—૦—૦ | ,, |
| | સુતાર રણછોડ ભટાભાઇએ | ૫૦—૦—૦ | સ્કૂલ જમાડી. |
| આગરોલ | મુજપરા ચંદ્રસિંહ અમરસિંહે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડી પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| સુતાર | સ્કૂલ કમિટિના મેમ્બર પુનેમભાઈ કાળિદાસ પટેલ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| વસ્તાપુર | ઇચ્છાબેન ગણપતરામે | ૨૫—૦—૦ | ,, |
| | શાહ લલ્લુભાઇ પ્રભુદાસે | ૭—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| ડભાણ | પા. ગોકળભાઇ શંકરભાઇ | ૫—૦—૦ | કળીના લાડુ વહેંચ્યા. |
| | પા. સોમાભાઇ લલ્લુભાઇએ | ૪—૦—૦ | ,, |
| | પા. છોટાભાઇ મંગળભાઇએ | ૪—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પા. ભલાભાઇ બાબરભાઇએ | ૩—૦—૦ | ,, |
| શીંગળાવ | પા. માગળભાઇ ભાઇજીભાઇએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | પા. ગિરધરભાઇ લલ્લુભાઇ તથા મિ. અમેચંદ માણેકચંદે | ૧૬—૦—૦ | ,, |
| | પા. દેવનદાસ છગ્ભાઇ તથા પા. મંગળ ઓધાએ | ૧૮—૦—૦ | ,, |
| | મિ. મહીડા માનસંગ જેઠાભાઇએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | મિ. ઝવેરભાઇ લક્ષ્મીદાસે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| વાસણા | પા. કાશીભાઇ મથુરભાઇએ | ૧૨—૦—૦ | પેંડા તથા ભુસું વહેંચ્યું. |
| | બાઇ હરખા મહીજી ડુંગરની વિધવાએ | ૭—૦—૦ | જલેબી તથા ભુસું વહેંચ્યું. |
| | પા. મોતીભાઇ ફિશાભાઇએ | ૨૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | પા. કાળિદાસ ધેલાભાઇએ | ૧૫—૦—૦ | |
| | પા. છગનભાઇ નારણભાઇએ | ૧૫—૦—૦ | |

| | | | |
|---|---|---|---|
| વાસણા | પા. નાથાભાઈ લલ્લુભાઇએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| કુંજરાવ | શા. મોતીલાલ ગોકળદાસ તથા શા. કાળિદાસ ભવાનદાસે | ૪૦—૦—૦ | બંને નિશાળોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. તળસીભાઈ હરિભાઈ એ | ૪૦—૦—૦ | ,, |
| | પા. દેશાઈભાઈ નરસિભાઈ એ | ૪૦—૦—૦ | ,, |
| કઠલાલ | જોશી મણીલાલ શંકરલાલે | ૩—૦—૦ | પરબમાં, ગરીબ વિદ્યાર્થીને તથા સંગ્રહસ્થાન ફંડમાં આપ્યા. |
| | | ૧૦—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ,, પંડયા ભુલાભાઈ હરગોવને | ૧—૦—૦ | પરબ ફંડમાં રોકડા આપ્યે |
| | જોશી પરસોતમ મૂળજીભાઈએ | ૧—૦—૦ | ,, |
| | મિ. રતિલાલ ભુલાભાઇ રાવળે | ૧૭—૦—૦ | પેંડા વહેંચ્યા. |
| | ,, | ૭—૦—૦ | ગરીબ છોકરાઓને ખાદી કકડા આપ્યા. |
| સણાદ્રા | કપડવણંજના શા. પરસોતમ કાળીદાસે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| આકીમા | શાહ મોતીલાલ પાનાચંદે | ૫—૦—૦ | ચોપડીઓ, સ્લેટો, પેનો, પતાસાં વગેરે વહેંચ્યાં. |
| | બાઈ ચતુરબા ચવાણ ડાહ્યાભાઈ દલુભાઈની વિધવાએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| સૈજપુર | મિ. ઠક્કર દલસુખ બાપુજીએ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગામ લોકોએ સ્કૂલ સ્થાપનના મહોત્સવ પ્રસંગે | ૧૦—૦—૦ | ઇનામ તથા પતાસાં વહેંચ્યાં. |
| અસારી | પટેલ લલ્લુભાઈ મથુરભાઈ એ તેમની માતુશ્રી ગુજરી ગયાં તે પ્રસંગે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| દેવકીવણસોલ | અહમદાવાદના વહોરા સુલેમાન ગફુરભાઇએ | ૧૩—૦—૦ | અહીં નિશાળના વિદ્યાર્થીઓને જમાડયા. |
| કઠલાલ | મિ. રતિલાલ ભુલાભાઈ રાવળે પોતાના દીકરાને નિશાળે બેસાડયો તે પ્રસંગે | ૮—૮—૦ | વાગતું ઘડિયાળ ભેટ આપ્યું. |
| અલીંદ્રા | ગામના ગૃહસ્થોએ મેળાવડા નિમિત્તે | ૪—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળામાં પતાસાં વહેંચ્યાં તથા રોકડ ઇનામ આપ્યાં. |
| | ગામના પોલિસ પટેલ તથા સદ્‌ગૃહસ્થોએ | ૧૫—૦—૦ | કપડાં, સ્લેટ, ટોપી વગેરે ગરીબ વિદ્યાર્થીઓને વહેંચ્યાં. |
| | ગામ લોકોએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| આંત્રોલી | બાઈ હરીબાઈએ દત્તક પુત્ર રણછોડ નારણભાઈ ને લીધો તેની ખુશાલીમાં | ૨—૦—૦ | કન્યાશાળામાં બાળાઓને ઉત્તેજન માટે આપ્યા. |
| રાસ | હીરાભાઈ ડુંગરભાઈ પટેલે | ૩—૦—૦ | સેવમમરા વહેંચ્યા. |
| | અંબાલાલ પરસોતમ પટેલે | ૩—૦—૦ | પતાસાં ,, |
| | શીવાભાઈ નારણભાઈ પટેલે | ૨—૮—૦ | પતાસાં ,, |
| | લલ્લુભાઈ બેચરભાઈ પટેલે | ૨—૮—૦ | પતાસાં ,, |
| | ચતુરભાઈ રામભાઈ પટેલે | ૨—૦ ૦ | પતાસાં ,, |
| | મોતીભાઈ દેસાઈભાઈ પટેલે | ૮—૦—૦ | જલેબી, કળીલાડુ ,, |
| | ખીમચંદ નાગજી ઠકરે | ૨—૦—૦ | પતાસાં ,, |
| | શીવાભાઈ તળશીભાઈ પટેલે | ૩—૦—૦ | પતાસાં ,, |
| | ભવાનભાઈ નારણભાઈ પટેલે | ૨—૦—૦ | પતાસાં ,, |
| | રણછોડભાઈ મુળજીભાઈ પટેલે | ૨—૦—૦ | પતાસાં ,, |
| | મોતાભાઈ બાબરભાઇ પટેલે | ૩—૦—૦ | પતાસાં ,, |
| | વહેરીભાઇ વલવભાઇ પટેલે | ૩—૦—૦ | સ્કૂલ સ્થાપનતારીખે મેળાવડામાં છોકરા તથા બાળાઓને કપડાં, સ્લેટો, ચોપડીઓ તથા પતાસાં વહેંચ્યાં. |
| | તલાટી ત્રંબકલાલ રામચંદ્રે | ૨—૦—૦ | |
| | મોતીભાઇ બાબરભાઇ પટેલે | ૨—૦—૦ | |
| | બેચરભાઇ સોમાભાઇ પટેલે | ૨—૦—૦ | |
| | વૈદ મણીલાલ ભીમારામ જોશીએ | ૧—૦—૦ | |
| | મુળજીભાઇ શંકરભાઇ ઠકરે | ૧—૦—૦ | |
| | માણેકલાલ હરિવલવ શાહે | ૧—૦—૦ | ,, |
| | અંબાલાલ જીવણલાલ ઠકરે | ૧—૦—૦ | ,, |
| | હરખજીભાઇ જેસંગભાઇ પટેલે | ૧—૦—૦ | ,, |
| | હીરાલાલ હરગોવીંદ શાહે | ૧—૦—૦ | ,, |
| | શંકરભાઇ રણછોડભાઇ પટેલે | ૨—૦—૦ | ,, |
| | મિ. ધરમાણલ ગાંધી ડિ. સ્કૂલબોર્ડ ખેડાના મેમ્બર સાહેબે | ૩—૦—૦ | મે. કમિશ્નર સાહેબ બહાદુર સ્કૂલમાં પધાર્યા તે પ્રસંગે પતાસાં વહેંચ્યાં. |
| | પા. ઉમેદભાઇ નારણભાઇ બીન જીભાઇએ | ૧૦—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | રજપૂત મહેશ્વરસીંગ માવસીંગે | ૭૫—૦—૦ | વિદ્યાર્થીઓને તથા બાળાઓને જમાડી. |
| | ગૃહસ્થો તરફથી મેળાવડામાં | ૪—૦—૦ | પતાસાં તથા રોકડ ઇનામ આપ્યું. |
| | મિ. ફુલાભાઇ ભલાભાઇ પટેલે | ૨૦૦—૦—૦ | તમામ સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા |
| | મિ. કાશીભાઇ ગરબડભાઇ પટેલે | ૨૦૦—૦—૦ | |

| | | | |
|---|---|---|---|
| ગોઠલેજ | આરોટ જેભાઇ મુળજીભાઇએ પોતાના કાકાના મરણ નિમિત્તે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગોઠવા | શાહ હરીલાલ ફીલાભાઇએ | ૪૫—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યા-વર્ગ મળી બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગોભલેજ | પટેલ ચુથાભાઇ બહેચરભાઇના મરણ નિમિત્તે તેમના ભાણેજ મગનભાઇ ત્રીકમભાઇ પટેલે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| પડાળા | પા. છોટાભાઇ મથુરભાઇએ પોતાના ભાઇ પા. છગનભાઇના મરણ નિમિત્તે | ૮૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગામડી | પા. જેઠાભાઇ જીવાભાઇ તથા પા. ધુળાભાઇ હરિભાઇએ તથા પા. કાશીભાઇ ઉકડ-ભાઇ તથા પા. મથુરભાઇ બાબરભાઇ તથા પા. લલ્લુ-ભાઇ લીખાભાઇએ મળી | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઠાકરખાડ | ડાભી રામજી રણછોડજીએ | ૭—૦—૦ | " |
| સોની ૨ | મે. ઠાકોર સાહેબની સાલગ્રેહ હોવાથી તે પ્રસંગે | ૨૩—૦—૦<br>૮—૦—૦ | બંને સ્કૂલોમાં કપડાં વહેંચ્યાં તથા વિદ્યાર્થીઓને જમાડયા. |
| લવાર | " મિ. મોતીભાઇ માધવભાઇ વાળંદ સ્કૂલ માસ્તરે | ૫—૫—૬ | કણીના લાડુ તથા મુઠ્ઠુ વહેંચ્યું. |
| ઠંબેલ | પટેલ પુંજાભાઇ મોતમભાઇએ | ૧૪—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પટેલ શંકરભાઇ વાઘજીભાઇએ | ૨—૪—૦ | મિઠાઈ વહેંચી. |
| | પટેલ કાભાઇ નારણભાઇએ | ૨—૪—૦ | " |
| | પટેલ ધનજીભાઇ જીભાઇએ | ૨—૪—૦ | " |
| | પટેલ અંબાલાલ વલ્લભભાઇએ | ૧—૦—૦ | " |
| | સ્કૂલપંચ તરફથી પરીક્ષાવખતે | ૧—૦—૦<br>૧—૨—૦ | " તથા કસરતનાં પુસ્તકો આપ્યાં. |
| ગોભલેજ | " પોલિસ પટેલ પુંજાભાઇ માધાભાઇ પટેલે | ૧—૦—૦<br>૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં તથા ગરીબ વિદ્યાર્થીને ચોપડીઓ આપી. |
| | " શા. રતિલાલ જગજીવનદાસ તથા પા. શંકરભાઇ શીવા-ભાઇએ મળી | ૮૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | નાયેલા મરઘાભાઇ જેસંગ-ભાઇએ પોતાના દીકરાને નિશાળે બેસાર્યો તે પ્રસંગે | ૧૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

## નવાં પુસ્તકો

મું. ઇ. કેળવણીખાતાએ પાઠ્યપુસ્તક તરીકે મંજુર કર્યું છે.

### વ્યાકરણના સહેલા પાઠો

પુસ્તક ૧

(લિખક-સાકરલાલ અમૃતલાલ દવે) બી. એ. એસ. ટી. સી. ડી.

વ્યાકરણો ઘણાં લખાયાં છે પરંતુ તેમાં વિદ્યાર્થીઓ રસ લઈ શકતા નથી; પરંતુ આ વ્યાકરણની રચના સરળતા અને શૈલી એવાં સુંદર છે કે બાળક ગુંચવાયા સિવાય આ કઠિન વિષય સહેલાઈથી ગ્રહણ કરી શકે છે. વિદ્યાર્થીઓનો બોજો સહેલો કરવા ખાતર આ વ્યાકરણ પહેલી તકે દરેક સ્કૂલોમાં દાખલ કરવું જોઈએ.

પુસ્તક ૧ લું ૦-૩-૦

" ૨ જું ૦-૪-૦

મું. ઇ. સરકારી કેળવણીખાતાએ મંજુર કરેલો

### ગુજરાતી એટલાસ

પુષ્કળ ભૂગોળની વ્યાખ્યાઓના નકશા—

ઐતિહાસિક ચાર નકશા

ઉપરાંત

લડાઈ પછી ભૌગોલિક થએલા ફેરફારો સાથે અને નવી રેલવે સડકો સાથે આ છેલ્લામાં છેલ્લો એટલાસ છે.

કિંમત ૦-૧૨-૦.

છોકરાઓ માટે

### વર્નાક્યુલર પ્રવેશક

આ પુસ્તકમાં વર્નાક્યુલર-ફાઈનલ પરીક્ષાના બધાય વિષયો વિસ્તારથી અને સરળ પદ્ધતિથી આપેલા છે. આજ સુધીના પ્રશ્નો આવી જાય છે. બીજાં જુની ઢબથી લખાએલાં અને અશુદ્ધ પુસ્તકો ખરીદવા કરતાં આ પુસ્તક ખરીદી પરીક્ષા પહેલેજ વર્ષે પાસ કરી શકાશે.

કિંમત ૨-૨-૦ કમિશન સારૂં.

વર્નાક્યુલર પ્રવેશકનો વધારો (૧૯૩૦-૩૧ ના પ્રશ્નો) ૦-૪-૦

કન્યાઓ માટે

### ફાઈનલ શિક્ષિકા

કન્યાઓની ફાઈનલ પરીક્ષા માટે સંપૂર્ણ અભ્યાસક્રમને અનુસરી આ એકજ પુસ્તક તૈયાર થએલું છે. આ પુસ્તકથી દરેકને સંતોષ થએલો છે. દરેકે દરેક વિદ્યાર્થીનીઓએ પરીક્ષા પાસ થવા માટે આ પુસ્તક પહેલી તકે ખરીદવું જરૂરનું છે. તેમાં આજ સુધીના પ્રશ્નો આવી જાય છે.

કિંમત ૧-૧૨-૦

### હિંદનો સંપૂર્ણ ઇતિહાસ

પરીક્ષાની બદલાએલી પદ્ધતિ અનુસાર તૈયાર કરવામાં આવેલો છોકરાઓ અને વિદ્યાર્થીનીઓના બધા વર્ષોના પ્રશ્નો સાથે આ ઇતિહાસ તૈયાર થએલો છે. બંનેએ પાસ થવા માટે આ પુસ્તક પહેલી તકે ખરીદી લેવું બહુ જરૂરનું છે.

કિંમત ૦-૧૧-૦

## ગુજરાત સાહિત્ય મંદિર: રીચીરોડ, અમદાવાદ.

Registered No. B. 43.

પુસ્તક ૭૩ ] [ અંક ૭

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

જુલાઈ સને ૧૯૩૪

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. ટ્રે. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા



## શાળાપત્ર સંબંધી સૂચના

૧. પત્ર સંબંધી લખાણ એડિટર તરફ મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. જો છાપવા યોગ્ય લાગશે તો છપાશે, અને પસંદ નહિ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે.

૨ વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂા. ૧) આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૩ લવાજમ—વરસ એકનો રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી લેવામાં આવે છે. છુટક અંકના રૂ. ૦-૨-૬; પોસ્ટેજ રૂ. ૦-૦-૩ જુદું.

૪ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી. માટે કોઈકને મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૫ આ પત્ર સાથે કોઈપણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ. તંત્રી.

# गुजरात शाळापत्र

પુસ્તક ૭૩ ] જુલાઈ ૧૯૩૪ [ અંક ૭


## ભાષાશિક્ષણ

ભાષાજ્ઞાન ઉપર સર્વ વિષયનો આધાર છે.

ભાષા એ વિચાર કરવાનું તેમજ તે બીજાને દર્શાવવાનું સાધન છે. બીજાની સાથે બોલીને વિચાર જણાવવાની પ્રેરણા મનુષ્યમાં ઘણી પ્રબળ છે. અન્ય મનુષ્યો આપણા અનુભવનો લાભ લે તેવી સમભાવની લાગણીને લીધે આપણે એકબીજા સાથે વાતચીત કરીએ છીએ. જે મનુષ્યો મુંગા હોય છે તેઓ તેમની લાગણી કે વિચાર પ્રદર્શિત કરી શકતાં નથી. તે ઘણા મુંઝાય છે. તેને માટે ફાંફાં મારીને થાકી જાય છે. જો કે નાનાં બાળકો ભાષાના ઉપયોગ વગર તેમના વિચાર કે લાગણી અમુક ચેષ્ટાથી બીજાને બતાવે છે, તોપણ શબ્દ જેવું બીજું નિશ્ચિત અને સર્વમાન્ય સાધન વિચાર દર્શાવવાને માટે નથી. આપણા વિચાર અમુક સંજ્ઞા કે ઈસારાથી જણાવીએ છીએ અને તે સહેલાઈથી બીજા માણસો સમજી શકે છે, પણ અંધારામાં કે દૂરના પ્રદેશમાં તેનો ઉપયોગ થઈ શકતો નથી. વળી મનની જુદી જુદી સ્થિતિ દર્શાવવાને માટે તે પુરતા નથી. તેથી શબ્દ વગર વિચાર જણાવવાનું બીજું એકે ચોકસ સાધન નથી. આને લીધે ધ્વનિની સંજ્ઞાને મનુષ્ય જાતિએ વિચાર કરવાને તેમજ તે બીજાને દર્શાવવાને યોગ્ય સાધન તરીકે સ્વીકારી છે.

બાળકની શિશુઅવસ્થામાં તેનું પ્રાણીઓ સાથે ઘણું મળતાપણું હોય છે. જે અવાજ બાળક કુદરતી રીતે કાઢીને તેની લાગણી જાહેર કરે છે, તેવોજ અવાજ પ્રાણીઓ પણ કરે છે. પણ જે ધ્વનિદ્વારા મનુષ્ય તેના મનના વિચાર બહાર દર્શાવી શકે છે તે પ્રાણીની ભાષા કરતાં ખાસ જુદા પ્રકારના હોય છે. શબ્દો વડે આપણે આપણા વિચાર પ્રદર્શિત કરીએ છીએ. આ મનુષ્યની ભાષાની વિશેષતા છે. તેને લીધે હુન્નર, કળા અને સુધારામાં પ્રગતિ થઈ શકે છે. રાજ, ધર્મ અને શાળાનું અસ્તિત્વ ભાષાના વિકાસને લીધે છે એ સ્પષ્ટજ છે. વળી ધંધો, રોજગાર, ઉદ્યોગો, વેપાર અને વિજ્ઞાનની શોધો પણ ભાષાની વિકસિત સ્થિતિ ઉપર આધાર રાખે છે. ભાષાના આવા ઉપયોગને લીધે વિદ્યાર્થીને સાહિત્યનું જ્ઞાન આપવામાં આવે છે. શબ્દ અને વિચારનો ઘણો ગાઢ સંબંધ છે. જેમ કેરીની છાલને તેના ગર્ભ સાથે નિકટનો સંબંધ છે, તેમ વિચારનો શબ્દ સાથે સંબંધ છે, તેથી જે મનુષ્ય પાસે શબ્દનો ભંડોળ વિશેષ હોય છે તે તેના વિચાર સ્પષ્ટ અને સારી રીતે જણાવી શકે છે. તેના વિચાર કે લાગણીના સૂક્ષ્મ ભેદ દર્શાવવાને માટે તેની પાસે યોગ્ય શબ્દો હોય છે. વળી વિચાર ગ્રહણ કરવાને માટે હાલના જમાનામાં વાચન એ ઉપયોગી સાધન છે. જે માણસ વાંચી શકે છે તેને ભાષાના સાહિત્યના ભંડારની કુંચી મળે છે. વળી મનુષ્ય જાતિએ જે સંસ્કારિતા અને જ્ઞાનનો સંગ્રહ કર્યો હોય છે, તેનો ઉપયોગ તે ખુશીથી કરી શકે છે. ખરી રીતે જોઈએ તો આપણે પોતે અવલોકન કે અનુભવદ્વારા ઘણું થોડું જ્ઞાન સંપાદન કર્યું હોય છે, તેમાંનો મોટો ભાગ બીજા માણસો સાથે થએલી વાતચીતદ્વારા મેળવેલો હોય છે. વળી તેના કરતાં વધારે મોટો ભાગ પુસ્તકો અને વર્તમાનપત્રના વાચનદ્વારા ગ્રહણ કરેલા વિચારનો બનેલો હોય છે. જ્યારે છાપવાની કળા નહોતી ત્યારે પુસ્તકો હાથે લખીને અને તે મોઢે ગોખીને અમુક જાતનું જ્ઞાન લોકો મેળવી શકતા હતા. પણ હાલમાં છાપવાની કળાના પ્રતાપે વિચારોને શુદ્ધ અને સ્થાયી સ્વરૂપમાં જાળવી રાખવામાં આવ્યા છે, અને તેનો ઉપયોગ હરકોઈ મનુષ્ય વાચીને કરી શકે તેમ છે. આ કારણને લીધે વાચન એ બધા વિષયોમાં ઘણો અગત્યનો વિષય છે, કારણ કે તેને લીધે બીજા વિષયનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે.

વિચાર દર્શાવવા માટે અમુક પ્રકારની જે સંજ્ઞા સ્વીકારવામાં આવી હોય છે તેને **ભાષા** કહે છે. જ્યારે લખેલાં કે છાપેલાં આવાં અર્થયુક્ત ચિહ્નો ઉકેલવામાં આવે છે, ત્યારે તેનું વાચન થયું એમ કહેવામાં આવે

છે. અમુક ઇશારા વડે આપણે વિચાર દર્શાવી શકીએ છીએ, પણ તે વડે માનવ જીવનની વિવિધતા દર્શાવી નહિ શકાવાથી તેનો સ્વીકાર કરવામાં આવતો નથી; પણ અમુક નિશ્ચિત ધ્વનિરૂપ સંજ્ઞા વડે આપણે આપણા વિચાર કે લાગણી યોગ્ય રીતે દર્શાવીએ છીએ. જે જે પદાર્થ આપણે જોઈએ છીએ તેનું જ્ઞાન આપણને ચોક્સ સ્વરૂપમાં ભાષાદ્વારા થાય છે. બાળકને જ્યારે બાહ્ય જગતનું ભાન થાય છે, ત્યારે તેને તેનું જ્ઞાન ઝાંખા સમગ્ર સ્વરૂપનું હોય છે. પછી જેમ જેમ તેનો અનુભવ વધે છે, તેમ તેમ તેનો વધારે સ્પષ્ટ ખ્યાલ તેના મગજમાં આવે છે. પદાર્થનો અસ્પષ્ટ સમગ્ર ખ્યાલ શબ્દો વડે દર્શાવવાથી તે સ્પષ્ટ જ્ઞાનરૂપ થાય છે. શબ્દોથી અમુક પદાર્થને એકતા તથા વ્યક્તિત્વ પ્રાપ્ત થાય છે. આપણે શબ્દની મદદથીજ પદાર્થનાં જાતિવાચક નામ નક્કી કરી શકીએ છીએ, અને તે બધી વ્યક્તિઓને એક જાતિવાચક નામથી જોડવામાં આવે છે. જો આપણે દરેક પ્રસંગે એક એક પદાર્થનું જ્ઞાન મેળવવા યત્ન કરીએ, તો આપણને અનેક જુદા જુદા પદાર્થનું જ્ઞાન દરેક વખતે ફરી ફરીને પ્રાપ્ત કરવું પડે, પણ જો તેને અમુક નિશ્ચિત નામ આપવામાં આવે, તો તેને લગતી બીજી અનેક વ્યક્તિઓ એ નામ જોડે સંબંધ ધરાવે છે, અને તેથી તે નામ વડે જણાવી શકાય છે. 'કુતરો' એ શબ્દથી આપણે કુતરાની એકજ વ્યક્તિનું જ્ઞાન મેળવતા નથી, પણ તે જાતિની જે જે વ્યક્તિઓ હોય તે બધીનો તે નામથી નિર્દેશ થાય છે. વળી તે નામનો ઉપયોગ કરી આપણે તેની માહિતી બીજાને સ્પષ્ટ રીતે આપી શકીએ છીએ.

આપણે ત્યાં બાળકની ભાષાના વિકાસ માટે યોગ્ય પ્રયત્ન કરવામાં આવતો નથી. તેની ભાષાના જ્ઞાનમાં ત્રણ મુખ્ય બાબત ધ્યાનમાં રાખવાની છેઃ એક તો દરેક બાળકને શુદ્ધ અને સરળ રીતે બોલતાં આવડવું જોઈએ. વળી જે કંઈ બોલે તે સંબંધપૂર્વક હોવું જોઈએ. બીજી બાબત શુદ્ધ લેખન સંબંધી છે. તેના મનમાં જે કંઈ વિચાર હોય તેને ભૂલ વગર પોતાની ભાષામાં જણાવવાની સારી ટેવ પાડવી જોઈએ. વિશેષમાં તેની ભાષા સાદી તેમજ સંસ્કારી હોવી જોઈએ. ત્રીજી બાબત સરળ અને ભાવપૂર્વક વાચનની છે. દરેક વ્યક્તિને જે કંઈ લખેલું હોય તે અચકાયા સિવાય તેનો અર્થ સમજી શકાય તેવી રીતે વાંચવાની ટેવ પડેલી હોવી જોઈએ. સંસારવ્યવહારમાં વાચન, લેખન અને સંખ્યાજ્ઞાન ઘણી અગત્યની બાબતો છે. સમાજની દરેક વ્યક્તિને આ ત્રણ વિષયોનું જ્ઞાન હોવું જોઈએ. જે મનુષ્ય કંઈ વાંચી શકતો નથી તે તેના પૂર્વજોએ ઉત્તમ વિચાર અને

લાગણીનો જે વારસો સાહિત્યના રૂપમાં તેના ઉપભોગ માટે મૂક્યો છે તેનો તે કંઈ ઉપયોગ કરી શકતો નથી. ખરી રીતે જોતાં તો ઉપર જણાવ્યા મુજબ **વાચન એ સાહિત્યભંડારની કુંચી છે.**

આપણે ત્યાં હાલમાં ભાષાના વિકાસ માટે બાળકોને વર્ગમાં બોલવાના પ્રસંગો બહુ ઓછા મળે છે. વાસ્તવિક રીતે જોતાં તો તેમને વાતચીત કરવાની ઘણી તક આપવી જોઈએ. તેમજ કોઈપણ બાબત સંબંધી છુટક છુટક જે વાતચીત થઈ હોય તેનું સંબંધપૂર્વક વર્ણન તેમની પાસે કરાવવા માટે ઘણો પ્રયાસ કરવાની જરૂર છે. વળી લેખન માટે પહેલેથીજ બાળકોને જેમ બને તેમ લખવાના વધારે પ્રસંગો મળે એવી ગોઠવણ થવી જોઈએ. હાલનો અભ્યાસક્રમ તથા શિક્ષણ આ દૃષ્ટિએ ઘણું અસંતોષકારક છે, અને તેને લીધે વિદ્યાર્થીઓનું ભાષાજ્ઞાન ઘણું ઓછું અને સત્વહીન માલમ પડે છે.

બાળકના મન ઉપર તેની આસપાસની વસ્તુઓ તથા કુદરતમાં થતા બનાવોની જે છાપ પડે છે તે પ્રથમ અસ્પષ્ટ અને છુટીછવાઈ હોય છે. જેમ તેનો અનુભવ વધતો જાય છે, તેમ તે સંસ્કારો સ્પષ્ટ અને સુરેખ થતા જાય છે. હવે તે વિચારને સારી રીતે ભાષાદ્વારા દર્શાવી શકે છે. જો વિચારમાં મંદતા હોય છે, તો તે દર્શાવનાર ભાષામાં પણ નિર્માલ્યતા હોય છે. વિચાર અને શબ્દનો સંબંધ અનિવાર્ય હોવાથી જ્યારે કોઈપણ પ્રકારનો વિચાર આપણા મનમા ઉદ્‌ભવે છે, ત્યારે તેને પ્રદર્શિત કરવાને અવશ્ય શબ્દ પણ ઉત્પન્ન થાય છે. બાળકના સારા ભાષાવિકાસ માટે તેનામાં વિચારની વિપુલતા હોવી જોઈએ એટલુંજ નહિ; પણ તેમાં જોમ અને જોસ હોવા જોઈએ, કારણકે જેવું વિચારબળ હોય છે તેવું ભાષાનું સ્વરૂપ કુદરતી રીતે ઘડાય છે. આ કારણને લીધે શિક્ષકે વિદ્યાર્થીના વિચાર, લાગણી તથા ઉર્મિઓનો બહોળા પ્રમાણમાં વિકાસ થાય તે અર્થે સારો પ્રયત્ન કરવો જોઈએ. તેને માટે બાળકની પાસે જેટલું બને તેટલું આસપાસના પદાર્થ તથા પશુપ્રાણી વગેરેનું ચોક્સ અવલોકન કરાવવું જોઈએ. તેની લાગણીનો યોગ્ય વિકાસ થાય તેને માટે ગીત, વાર્તા જેવાં સાધનોનો ઉપયોગ કરવો જોઈએ. જેટલા પ્રમાણમાં તેનો અનુભવ વધતો જાય છે, તેટલા પ્રમાણમાં તેના વિચારની સમૃદ્ધિ વધતી જાય છે. શબ્દ એ વિચારનું બાહ્ય સ્વરૂપ છે. જો વિચારમાં બળ યા જોસ હોય છે, તો તે પ્રદર્શિત કરનાર ભાષા પણ જોસદાર હોય છે. આ પ્રમાણે વિચાર એ શબ્દનું પ્રેરક બળ હોવાથી ઉપર જણાવ્યા મુજબ બાળકના વિચારનો

ખંડોળ વિશેષ વધે તેમ શિક્ષકે કાળજી રાખવાની છે. શબ્દ એ વિચાર દર્શાવવાનું સાધન હોવાથી કેવળ શબ્દો ઉપર ધ્યાન રાખવાથી બાળકનો મનોવિકાસ ઓછો થાય છે, માટે તે બોલવામાં તેમજ લખવામાં તેના વિચારો સુરેખ અને શુદ્ધ ભાષામાં જણાવે તેવી શિક્ષકે તેને તાલીમ આપવી જોઈએ, તેથી તે સંબંધી નીચે જણાવ્યા મુજબ કેટલીક વહેવારૂ સૂચના આપવામાં આવી છે.

શાળામાં બાળકો દાખલ થાય કે તરત બાળવર્ગમાં રીતસરનું શિક્ષણ શરૂ કરવાની રીત ભૂલભરેલી છે. તેમનું ચિત્ત આકર્ષવાને માટે તેમની ભાષાશક્તિનો વિકાસ થાય તે માટે પ્રથમ તો શિક્ષકે જુદા જુદા વિષય સંબંધી તેમની સાથે છૂટથી વાતચીત કરવી જોઈએ. રસ્તામાં આવતાં કોઈ બનાવ કે દેખાવ તેમના જોવામાં આવ્યો હોય તે સંબંધી વાતચીત તેમની સાથે કરવી જોઈએ. વળી જો કંઈ પ્રસંગ કે બનાવ બને તે સંબંધી શિક્ષકે તેની સાથે વાર્તાલાપ કરી તેનું સંબંધપૂર્વક વર્ણન કરવાને તેને ઉત્તેજન આપવું જોઈએ. જો બાળકને રસ પડે તેવા વિષય લેવામાં આવશે તો તેઓ ઉમંગથી વાતચીત કરશે, અને તેઓ તેમના મનના વિચાર નિખાલસ રીતે છૂટથી જાહેર કરશે. બાળકો તેમની આસપાસની સ્થિતિનું બરાબર નિરીક્ષણ કરે તે માટે તેમનું ધ્યાન તે તરફ આકર્ષવું જોઈએ, અને પછી તે સંબંધી સવાલ પુછીને તેમની પાસેથી તે હકીકત કઢાવવાથી તેમને છૂટથી બોલવાનું મન થાય છે. વળી વાચન, સૃષ્ટિજ્ઞાન, પદાર્થપાઠ જેવા વિષયો સંબંધી વાતચીત કરતી વખતે તેમને પોતાને કહેવાનું મન થાય તેવી યુક્તિ શિક્ષકે આદરવી જોઈએ. જ્યારે તે શાળામાં દાખલ થયું હોતું નથી, ત્યારે તેને બોલવાના ઘણા પ્રસંગો મળે છે અને તે ઘણી હોંસથી તેના વિચાર છૂટથી લાંબાં વાક્યોમાં દર્શાવે છે. વર્ગમાં પણ તેઓ બનતાં સુધી આખા વાક્યમા બોલે તેની કાળજી પ્રથમથી શિક્ષકે રાખવી જોઈએ. આ ઉપરાંત બાળકોને માહેમાંહે ભિન્ન ભિન્ન વિષયો સંબંધી છૂટથી વાત કરવાના ઘણા પ્રસંગ ઉભા કરવા જોઈએ. આવી રીતે વાચન તથા લેખન શરૂ કરતાં પહેલા બાળકોની વાણીનો સારો વિકાસ કરવાની જરૂર છે.

આરંભમાં બાળક સાથે વાતચીતદ્વારા તેની ભાષાશક્તિનો થોડો વિકાસ કર્યા પછી તેની પાસે કોઈ પદાર્થ કે ચિત્રનું વર્ણન કરાવવું જોઇએ. જ્યારે તે વર્ણન કરવામાં તલ્લીન હોય, ત્યારે ભૂલ સુધારવાને વાસ્તે વચ્ચે કંઈ બોલવાની જરૂર નથી. તે સંબંધી તે જેટલું કહી શકે તેટલું પ્રથમ

તેની પાસે બોલાવડાવવું. જ્યારે બોલવાનો અસ્ખલિત પ્રવાહ ચાલતો હોય છે, ત્યારે તે તેના વિચાર છૂટથી દર્શાવી શકે છે, અને તેવા મહાવરાથી તેની બોલવાની શક્તિમાં સુધારો થાય છે. વળી વાચન, પદાર્થપાઠ, સૃષ્ટિજ્ઞાન અને ભૂગોળ જેવા પાઠોની હકીકત સંબંધપૂર્વક બોલવાની તેમને ટેવ પાડવી જોઈએ. તેને લીધે તેનો ભાષા ઉપરનો કાબુ વધે છે.

બાળવર્ગમાં વાર્તાશિક્ષણદ્વારા બાળકની ભાષાના વિકાસના સારા પ્રસંગો પ્રાપ્ત થાય છે. વનસ્પતિ તથા પ્રાણીઓની કલ્પિત વાર્તાઓ તથા અદ્‌ભુત કથાઓ તેમજ ઐતિહાસિક વાર્તાઓની મદદથી તેમની ભાષાશક્તિ સારી રીતે કેળવી શકાય છે. ઉપલા વર્ગોમાં ભાષાજ્ઞાન વધારવાને માટે જે નવા શબ્દો બાળકો શીખ્યાં હોય તેનો ઉપયોગ વાક્યમાં કરાવવો જોઈએ. વળી તેને મળતા શબ્દોનું જ્ઞાન પણ તેમને આપવું જોઈએ. કોઈ કોઈ વખત એકજ પાઠમા તેવા ઘણા શબ્દો મળી આવે છે. કેટલીક વખત કાળા પાટીઆ પર લખેલાં વાક્યોમાં ખૂટતા શબ્દો તેમની પાસે મૂકવાનો મહાવરો કરાવવો જોઈએ. દાખલા તરીકે,

એક કાગડો—પર બેઠો હતો. ( ઝાડ )

પોપટ—ખાય છે. ( મરચું )

પક્ષી—ઉડે છે. ( ઉંચે )

વળી કોઈ એક વાર્તા પ્રથમ તેમને કહીને વાક્યોમાં ખૂટતા શબ્દો સુંકાવવાથી તેમને આનંદ થાય છે.

એક બ્રાહ્મણ—જતો હતો.

ઝાડ નીચે એક પાંજરામાં—જોયો.

વાઘે તેને—માટે આજીજી કરી.

આ ઉપરાંત કોઈ કોઈ વખત વાક્યોના આડાઅવળા શબ્દો મૂકીને તેને યોગ્ય રીતે ગોઠવવા કહેવું જોઈએ. તેને લીધે બાળકને ખરા વાક્યનું ભાન થાય છે.

દા. " કુવામા સિંહને તે પકડાયો તેનો બતાવ્યો શિઆળે." આવી રીતે ઘણાં વાક્યોનો મહાવરો કરાવવાથી તેને શુદ્ધ ભાષાજ્ઞાન મળે છે. રસિક વાર્તા કે સરસ પાઠનો નાટ્યપ્રયોગ કોઈ કોઈ વખત કરવાથી બાળક તે વધારે સમજે છે એટલુંજ નહિ; પણ તેની રસવૃત્તિ પોષાય છે. કોઈ કોઈ વખત શિક્ષકે સારી કવિતા તેમના આગળ ફક્ત તાલ મુજબ સુંદર રીતે ગાઈ બતાવવી, તેમજ ગદ્યનો સારો ફકરો મનોહર રીતે યોગ્ય અભિનય કરી તેની સમક્ષ વાંચી જવાથી બાળકને સાહિત્ય ઉપર

પ્રીતિ થાય છે. તેની રસવૃત્તિના વિકાસ માટે શિક્ષકે પ્રસંગોપાત ઉપર જણાવેલા પ્રયોગ કરવાથી તેને ઘણો આનંદ મળે છે અને સાહિત્ય ઉપર તેને અભિરુચિ ઉત્પન્ન થાય છે. આ રીતે બાળકની ભાષાશક્તિ વધારી શકાય છે, તો હવે તેની લેખનશક્તિનો કેવી રીતે વિકાસ થાય તે ટૂંકામાં જોઈએ.

આપણે ત્યાં વિદ્યાર્થીની લેખનશક્તિ વધારવા માટે આગ્રહપૂર્વક પ્રયત્ન કરવામાં આવતો નથી. તેઓ જે કંઈ લખે છે તે છેક પાંચમા ધોરણમાં હોય છે; એટલે પ્રથમનાં પાંચ વરસમાં તેમને તેમના વિચાર લખીને દર્શાવવાની કંઈ તક આપવામાં આવેલી હોતી નથી. વળી વાણીના વિકાસ સાથે સાથે તે વિચારો લેખનદ્વારા દર્શાવીને તેનો સંબંધ જોડવામાં આવતો નથી. બીજા શબ્દમાં કહીએ તો મુખનિબંધ અને લેખી નિબંધનું અનુસંધાન થતું નથી તેથી વિદ્યાર્થીની ભાષાશક્તિ નિર્માલ્ય માલમ પડે છે. ખરી રીતે તો સારા લખાણ માટે બાળકના મગજમાં પુરતા વિચાર હોવા જોઈએ. જ્યારે વિચારની વિપુલતા હોય છે ત્યારે તે લેખનદ્વારા જણાવવું સહેલું થઈ પડે છે. વળી તેને અમુક બાબત સંબંધી લખવાની જરૂર છે એવો હેતુ તેના મનમાં ઉત્પન્ન થાય તો તેને લખવાનું મન થાય છે. આ કારણને લીધે લેખનનો વિષય અઘરો કે નીરસ પસંદ કરવો નહિ, પણ બાળકના જીવનની પ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવતી બાબતો લેખનના વિષય તરીકે લેવી જોઈએ. યોગ્ય વિષય લેવાથી તે તેના વિચાર સહેલાઈથી સરળ રીતે દર્શાવી શકે છે. જ્યારે લખવાનો વિષય અઘરો હોય છે, ત્યારે લખાણકામ અવ્યવસ્થિત અને મંદ માલમ પડે છે. આ કારણને લીધે બાળકના મનમાં જે વિષય સંબંધી નિબંધ લખવાના હોય તેના વિચાર મગજમાં તરવરતા હોવા જોઈએ. વસ્તુસ્થિતિ આવી હોય તોજ તે સ્વાભાવિક રીતે લખી શકે છે. જ્યાંસુધી તેના મનમા લખવાને માટે ઇચ્છા ઉત્પન્ન થાય નહિ ત્યાંસુધી પરાણે તેમની પાસે લખાવવું એ ઠીક નથી.

આપણે ઉપર જોઈ ગયા કે શિક્ષકે બાળકને બોલવાના જેમ બને તેમ વધારે પ્રસંગ આપવા જોઈએ, તેમ લેખનશક્તિ સુધારવાને તેને લખવાની ઘણી તક મળવી જોઈએ. પ્રથમ તો તે જેટલું લખી શકે તેને માટે ઉત્તેજન આપવું. અમુક લીટીની મર્યાદા રાખવાથી કેટલીક વખત બાળકોને તેમના વિચારનો અસ્ખલિત પ્રવાહ રોકવો પડે છે. જો તે નિબંધલેખનમાં વધારે ભૂલો કરે તો તેની ફીકર રાખવી નહિ, જો એક વખત તે પોતાના વિચાર નિડરપણે દર્શાવી શકશે તો આગળ ઉપર તે

સારૂં લખાણ કરી શકશે એ નિઃસંશય છે. જ્યારે નિબંધનો વિષય અમૂર્ત કે અગમ્ય હોય છે, ત્યારે તે વિષે લખવામાં તેને ઘણી મુશ્કેલીઓ નડે છે. તેઓ સરળ રીતે વધારે પ્રમાણમાં લખીને તેમના વિચાર જણાવી શકે તે માટે તો લેખનના વિષયો ઘણા સહેલા હોવા જોઈએ.

શિક્ષકે વધારે પ્રમાણમાં નિબંધલેખનનું કામ કરવું જોઈએ એટલું જ નહિ; પણ તે બરાબર સુધારી તેમાં થતી ભૂલો ઉપર તેમનું ધ્યાન ખેંચવું જોઈએ; વર્ગમાંનો સારો નિબંધ શિક્ષકે નમુનારૂપે વાંચી બતાવવો જોઈએ. કોઈ વખત શિક્ષકે તેવો નિબંધ લખીને વિદ્યાર્થી સમક્ષ રજુ કરવામાં આવવાથી તે સહજ અનુકરણ કરવા પ્રેરાય છે. આને લીધે તેની લેખનશક્તિ ધીમેધીમે સુધરે છે.

બાળવર્ગમાં પરિચિત વસ્તુઓના નામ તેમની પાસે લખાવરાવવાં. ઝાડ, ફળ, ફૂલ, વાસણ, ઘરગથ્થુ વસ્તુઓ વગેરેનાં ઘણાં નામ તેમને સારા અક્ષરે લખવા કહેવું જોઈએ. પહેલા ધોરણમાં જે વિષય સંબંધી પ્રથમ વાતચીત થઈ હોય તેને લગતાં ટુંકાં વાક્યો તેમની પાસે લખાવવાં. વળી કાળા પાટીઆ પર વર્ણનરૂપે લખેલાં વાક્યોનું સુંદર અનુલેખન તેમની પાસે કરાવવું જોઈએ. બીજા ધોરણમાં ચિત્રવર્ણન કે પાઠનો સાર તેમની પાસે લખાવડાવવો, ત્રીજા ધોરણમાં વાંચેલ કે સાંભળેલ વાર્તાનો સાર તેમજ ચિત્રવર્ણન લખી લાવવાની ટેવ તેમને પાડવી જોઈએ. તેઓ સંબંધપૂર્વક લખે તેવી શિક્ષકે ખાસ કાળજી રાખવી. કોઈ કોઈ વખત એકાદ રસિક વાર્તા કહી તેના મુખ્ય મુદ્દા કાળા પાટીઆ પર લખી તેનો વિસ્તાર કરી મૂળ વાર્તા લખી લાવવાનું કહેવું જરૂરનું છે.

ભાષાશિક્ષણ કેવી રીતે સારૂં આપી શકાય તે માટે નીચે પ્રમાણે કેટલીક સૂચનાએ આપી છે. બોલવું એ એક કળા છે. કોઈપણ કળાનું જ્ઞાન અનુભવથી–મહાવરાથી સાધ્ય થાય છે. ફક્ત તેના નિયમો કે સિદ્ધાંતો જાણવાથી તેમાં પ્રવીણતા મળતી નથી, પણ તેનો સારો ઉપયોગ કરવાથી તેની હથોટી પ્રાપ્ત થાય છે. બાળક દરરોજ જે કાંઈ સાંભળે છે તેના સંસ્કાર તો મગજમા પડે છે વારંવાર તેવા સંસ્કાર પડવાથી તે દૃઢ થાય છે. ત્રણ વરસમાં તો તે ભાષા બોલી શકે છે અને તેના વિચાર સ્પષ્ટ જણાવી શકે છે. બોલવાની કળા એ ઘણી અઘરી બાબત છે, કારણ કે તેમાં જુદા જુદા ઉચ્ચારનાં સ્થાનનો બરાબર ઉપયોગ કરવો પડે છે, પણ દરરોજના મહાવરાથી બાળક તેની ભાષા બોલી શકે છે. કુદરતી રીતેજ તે શીખવાની શક્તિ તેનામાં હોય છે. તે શીખવાને માટે તેને કંઈ

ખાસ ધ્યાન કે પ્રયત્ન કરવો પડતો નથી. તે તો સ્વતઃ પ્રેરણાથી આસપાસનાં મનુષ્યોમાં જે ભાષા બોલવામાં આવે છે તે શીખી લે છે.

નાનપણમાં બાળક સાંભળીને એટલે ફક્ત કાનનો ઉપયોગ કરી ભાષા બોલવાનું શીખે છે. કાનદ્વારા જે શબ્દો તે સાંભળે છે તે તેના મગજ ઉપર અસર કરે છે. પછી ઉચ્ચારસ્થાનની ક્રિયા પ્રમાણે તે બોલે છે. આ પ્રમાણે આપણે બધા પોતપોતાની ભાષાનું જ્ઞાન કાનના ઉપયોગથીજ મેળવીએ છીએ. જ્યારે શાળામાં રીતસરનું ભાષાજ્ઞાન શીખવવામાં આવે છે, ત્યારે બાળકને વાચન અને લેખનનો અભ્યાસ કરવો પડે છે. આ પ્રસંગે બાળક ધ્યાનપૂર્વક ભાષા શીખવાનો પ્રયાસ કરે છે, અને તેથી તેને વિચાર અને ચિંતન કરવું પડે છે. વર્ગમાં થતી વાતચીતના અથવા શ્રુતલેખનના પ્રસંગે તેમજ વાંચતી કે લખતી વખતે તેને ખાસ ધ્યાન આપીને કામ કરવાનું હોય છે. તેના આવા અભ્યાસમાં આંખ અને હાથનો ખાસ ઉપયોગ થાય છે. શબ્દની જોડણી કે તેના અર્થ અથવા તેનું વાચન શીખવતી વખતે તેને આવી રીતે અભ્યાસ કરવો પડે છે. જ્યારે બાળક શાળામાં આવે છે, ત્યારે તેને અમુક રીતે બોલવાની ટેવ પડી હોય છે. ઘણી વખત તે અશુદ્ધ ઉચ્ચાર કરે છે. કેટલીક વખતે અમુક અક્ષરના ઉચ્ચાર તે કરી શકતું નથી. આ કારણને લીધે શાળામાં તેવી ખામીઓ સુધારવામાં આવે છે, અને તેની પાસે ભાષાનો રીતસરનો અભ્યાસ કરાવવો પડે છે. કુદરતી રીતે બાળકને જે બોલવાની ટેવ પડી હોય છે, તે ભાષાજ્ઞાન મેળવવા માટે પુરતી હોતી નથી. વાચન અને લેખન જેવા વિષયો સ્વપ્રયત્ન કર્યા સિવાય શીખી શકાતા નથી. તેમજ ભાષામાં વપરાતાં અમુક શબ્દસમૂહ કે દરરોજના વ્યવહારમાં વપરાતા નથી તેવા શબ્દોનું જ્ઞાન શાળાની તાલીમ સિવાય મળતું નથી. શુદ્ધ સંસ્કારી ભાષાજ્ઞાન માટે શાળામાં ખાસ અભ્યાસ કરવાની જરૂર છે. ખરી રીતે જોતાં તો ભાષાનું જ્ઞાન અમુક પ્રકારની ટેવ પડવાથી પ્રાપ્ત થાય છે, અને સારી ટેવ પાડવાનો યોગ્ય સમય બાળપણ છે, એટલે પ્રાથમિક શાળાનો અભ્યાસ ઘણો અગત્યનો છે.

આ અવસ્થામાંજ બાળકને બરાબર અવલોકન કરવાનું તેમજ શીખેલી બાબત ભૂલ વગર બોલવાનું તથા યોગ્ય નકલ શીખવી શકાય એમ છે. તેમાં ચોકસાઈનો ગુણ તથા બરાબર સાંભળવાની ટેવ આ અવસ્થામાં ખીલવી શકાય છે. વળી તે સમયે ઘણી બાબત ગ્રહણ કરી શકે છે. જો આ વખતે તેના મગજની કોમળતાને લીધે ઉપર જણાવ્યા

મુજબ ઘણી સારી ટેવો પાડવામાં આવે તો આગળ ઉપર તે સારી પ્રગતિ કરી શકે છે. ઘણી વખત આવા સમયે ખોટી ટેવો પડેલી હોવાથી સારા શિક્ષકને તે મુકાવી દેવરાવીને ટેવો પાડવામાં ઘણી મહેનત પડે છે.

## જ્ઞાનની પ્રક્રિયા

આ જગતની સર્વ વસ્તુઓમાં જ્ઞાન એ ઘણી કિંમતી વસ્તુ છે. વળી તેના જેવી પવિત્ર બીજી કોઈ વસ્તુ નથી. તેને લીધે આ લોકનું સુખ અને પરલોકનું શ્રેય સાધી શકાય છે. જ્ઞાનની આવી મહત્તા હોવાથી તે આપણને કેવી રીતે મળે છે એ દરેક મનુષ્યે અને ખાસ કરીને શિક્ષકે જાણવાની જરૂર છે. શિક્ષકનું કામ મુખ્યત્વે વિદ્યાર્થીને જ્ઞાન આપવાનું છે, તેથી જેટલા પ્રમાણમાં જ્ઞાનની પ્રક્રિયાનો ખરો ખ્યાલ તેને હશે તેટલા પ્રમાણમાં તે વિદ્યાર્થીને સચોટ જ્ઞાન આપી શકશે. બાળકને જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય છે તેના ખરા જ્ઞાનના અભાવે શિક્ષકવર્ગ મોટી ભૂલો કરે છે અને તેથી આખરે વિદ્યાર્થીની બુદ્ધિનો યોગ્ય વિકાસ થઈ શકતો નથી. શિક્ષણના ઇતિહાસમાં જ્ઞાનની જે જુદી જુદી પ્રક્રિયા જોવામાં આવે છે તેનું વાસ્તવિક કારણ કેળવણીકારની જ્ઞાન પરત્વેની દૃષ્ટિ છે. બાળકને જે સહેલી અને સરળ રીતે સારું જ્ઞાન મળે તે જ્ઞાનની શાસ્ત્રીય પ્રક્રિયા કહી શકાય. જ્યારે ટુંકા વખતમાં શક્તિના ઓછા વ્યય વડે બાળકને ખરું જ્ઞાન મળે ત્યારે તે રીત શાસ્ત્રીય કહી શકાય. આ કારણને લીધે નાના બાળકને કેવી રીતે જ્ઞાન મળે છે તે બાબતનું સ્પષ્ટીકરણ હવે કરીશું.

બાળકનું મન બાહ્ય જગતના પદાર્થ અને બનાવના આઘાતથી જાગ્રત થાય છે. તેની આસપાસની બાહ્ય દુનિયામાં જે કંઈ બનાવ કે ક્રિયા થાય છે તેની અસર પ્રથમ ઇન્દ્રિયો ઉપર થાય છે. ઇન્દ્રિયોદ્વારા તેનાં સ્ફુરણ જ્ઞાનતંતુદ્વારા મગજમાં પહોંચે છે. તે વખતે મન તરતજ તેને ગ્રહણ કરવા પ્રતિક્રિયા કરે છે. જ્યાંસુધી મગજ ઉપર થએલી ક્રિયા ઉપર મન પ્રતિક્રિયા કરતું નથી ત્યાંસુધી તેની કંઈ છાપ પડતી નથી, એટલે તેનું કંઈ જ્ઞાન બાળકને થતું નથી. જેટલા પ્રમાણમાં તેનું ધ્યાન સક્રિય થઈ મગજમાં પડતા સંસ્કારને ગ્રહણ કરે છે તેટલા પ્રમાણમાં તેને સચોટ જ્ઞાન મળે છે. જ્યારે તેની ધ્યાનશક્તિ મંદ હોય છે અથવા તે વ્યગ્ર થવાથી બીજી બાબત ઉપર લક્ષ આપે છે, ત્યારે મૂળ પદાર્થની છાપ તેના મગજ ઉપર પડતી નથી.

બાહ્ય જગતના જુદા જુદા બનાવની જે અસર તેના મગજ ઉપર થાય તેની સામે ક્રિયા કરી તે ગ્રહણ કરવાની શક્તિ મનમાં હોતી નથી તો તેનું જ્ઞાન બાળકને થતું નથી. ત્યારે આ ઉપરથી એ ફલિત થાય છે કે વિદ્યાર્થીનું મન હંમેશાં જાગ્રત હોવું જોઈએ અને તેની સાથે તેના મગજ ઉપર પડતા સંસ્કારને ગ્રહણ કરવાને–તેનું વર્ગીકરણ અને એકીકરણ કરવાને મનની સતત ક્રિયા થવી જોઈએ. બાળક ફક્ત અમુક વસ્તુ જુએ કે તે સંબંધી અમુક અવાજ તે સાંભળે તે તેના જ્ઞાન માટે પુરતી બાબત નથી. ખરી રીતે તો તેના મગજ ઉપર તેની જે કંઈ છાપ પડે તેની સાથે બુદ્ધિની ક્રિયા થવાની જરૂર છે. જ્યારે બુદ્ધિ સ્વતઃ ક્રિયા કરે છે ત્યારેજ તે વસ્તુનું જ્ઞાન બાળકને મળે છે. આ બાબત એક દાખલો લઈ વધારે સ્પષ્ટ કરીશું. એક બાળક બગીચામા રમે છે. ગુલાબનું સુંદર ફૂલ જોઈ તેનું ધ્યાન તે તરફ આકર્ષાય છે. ગુલાબનો રંગ, આકાર, વગેરેની છાપ આંખદ્વારા પ્રથમ તેના મગજમા પહોચે છે. જો તે વખતે પક્ષીનું મધુર ગાન તેના સાંભળવાંમાં આવે છે તો ગુલાબના ફૂલની છાપ તેના મગજ ઉપર પડતી નથી, કારણ કે તેને ગ્રહણ કરનાર મન તો બીજી બાબત ઉપર ધ્યાન આપવાથી તેમાં રોકાએલું છે; પણ ગુલાબનું ફૂલ જોયા પછી જો તે ઉપર બરાબર ધ્યાન આપે છે અને તેનો રંગ, આકાર વગેરે ગુણ ગ્રહણ કરે છે તો તેના સંસ્કાર તેના મગજમાં દૃઢ પડે છે અને તે લાંબા વખત સુધી યાદ રાખી શકે છે. આવી રીતે કોઈ પણ પદાર્થ કે બનાવના જ્ઞાન માટે બાળકને તે ઉપર **ધ્યાન** આપવું પડે છે અને તે વડે તે તેના સંસ્કાર ગ્રહણ કરે છે. બાળક સંસ્કાર ગ્રહણ કરે છે એટલે તે તેને મળતા સંસ્કારનું મળતાપણું શોધી કાઢે છે; તેમજ તેની સાથે બીજી બાબતનું જે જુદાપણું હોય છે તે તરત પારખી શકે છે. પદાર્થના ગુણનું મળતાપણું તેમજ તેનું જુદાપણું એ જ્ઞાન મેળવવાનો ઉપયોગી નિયમ છે. જો કોઈ પણ બાબતમાં તદ્દન મળતાપણું હોય તો તે જાણી શકાતી નથી તેમજ તેમાં તદ્દન જુદાપણું હોય તો તે બુદ્ધિ સમજી શકતી નથી; માટે કોઈ પણ નવી બાબતના જ્ઞાન માટે તેમાં થોડું મળતાપણું અને થોડું જુદાપણું હોવું જોઈએ બીજા શબ્દોમાં કહીએ તો તે થોડી જાણીતી અને થોડી અજાણી હોવી જોઈએ. જે બાબત સારી રીતે જાણીતી છે તેને ફરીથી જાણવાનું કુદરતી રીતે મન થતું નથી વિષય તદ્દન અજાણ્યો હોય તો તે મગજમાં ઉતરી શકતો નથી. ખરી રીતે જોઈએ તો દરેક પ્રસંગે આપણે જુના જ્ઞાનને આધારે નવું જ્ઞાન સંપાદન

કરીએ છીએ. દરરોજ નવા જ્ઞાનને જુના જ્ઞાન સાથે મેળવી આપણા જ્ઞાનના વર્તુલનો આપણે વિસ્તાર કરીએ છીએ. જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર જવું એ જે શિક્ષણશાસ્ત્રનો ધોરી નિયમ છે તેજ આ નિયમ છે.

આ ઉપરથી એક બાબત એ નીકળે છે કે શિક્ષક શીખવતી વખતે બોલ્યાં કરે અને બાળકોને સાંભળ્યા કરે તો તેઓ શીખે છે એમ ધારવું એ મોટી ભૂલ છે. કોઈ પણ પદાર્થનું જ્ઞાન ફક્ત સાંભળવાથી કે જોવાથી મળતું નથી, પણ તેની સાથે વિદ્યાર્થીએ ધ્યાનસ્થ રહી તે ગ્રહણ કરવાને-સમજવાને માટે પ્રયાસ કરવો જોઈએ; એટલે તેનું મન જાગ્રત હોય અને તે વડે તે નવા સંસ્કાર ઉપર ક્રિયા કરી તેમને ગ્રહણ કરે તોજ તેનું જ્ઞાન તેને થાય છે. દરેક મનુષ્યનું જ્ઞાન વ્યવસ્થિત હોય છે. જેટલા પ્રમાણમાં જ્ઞાનની સુવ્યવસ્થા હોય છે તેટલા પ્રમાણમાં તે જ્ઞાનનો તે ઉપયોગ કરી શકે છે. જ્યારે મગજ ઉપર છુટાછવાયા સંસ્કાર પડે છે ત્યારે તે જ્ઞાન તરીકે ગ્રહણ થઈ શકતા નથી; પણ તેને વ્યવસ્થિત કરી તેનું એકીકરણ કરવામાં આવે છે તો તે જ્ઞાનની કોટિમા આવે છે. આવું જ્ઞાન વ્યવસ્થિત હોવાથી દૃઢ અને સચોટ હોય છે. આ કારણને લીધે જેમ શિક્ષક શીખવતી વખતે અમુક જાતની ક્રિયા કરે છે તેમ વિદ્યાર્થીએ પણ તેના મગજ ઉપર પડતા સંસ્કારને સમજવા માટે પ્રતિક્રિયા કરવાની જરૂર છે. જો તેના ઉપર કંઈ પ્રતિક્રિયા થતી નથી તો તે સંસ્કાર મંદ અને સુષુપ્ત સ્થિતિમાં પડી રહે છે. એટલે તેમા કંઈ વેગ કે પ્રાણ હોતો નથી. પણ જ્યારે બુદ્ધિની સ્વતઃ ક્રિયા વડે તેને ગ્રહણ કરવામાં આવે છે ત્યારે તેને અમુક પદાર્થના વર્ગમા મૂકવામાં આવે છે. તેને મળતી જે વસ્તુઓ હોય તેની સાથે તેનું જોડાણ કરવામાં આવે છે. તેથી જ્યારે જ્યારે તેને મળતા વિચારો યાદ આવે છે ત્યારે તેની છાપ પણ મગજમાં જાગ્રત થાય છે. આ ઉપરથી સારા શિક્ષણ માટે ઉપયોગી બાબત એ છે કે શિક્ષક અને શિષ્ય એ બંને વ્યક્તિના પરસ્પર સહકાર અને ક્રિયાનું ફળ જ્ઞાન છે. જે કંઈ શિક્ષક શીખવે તેની સચોટ છાપ માટે તેણે બાળકને પ્રશ્નો પૂછવા જોઈએ તેમજ તેની શંકાના નિવારણ માટે તે પ્રશ્નો પૂછે તેવું ઉત્તેજન તેને આપવું જોઈએ. બાળકના મનની નિશ્ચેષ્ટ સ્થિતિ એ જ્ઞાન મેળવવામાં બાધક છે. ખરી રીતે તો તેનું મન જાગ્રત હોવું જોઈએ, એટલે તેના મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન કરવી જોઈએ. જેવા તેના મગજ ઉપર સંસ્કાર પડે કે તરતજ તેણે તેનું વર્ગીકરણ કરી ગ્રહણ કરવા જોઈએ અને તે જ્ઞાન તેનું પોતાનું કરવું જોઈએ. શિક્ષક વર્ગમાં આખોએ કલાક

બોલીને શીખવે અને વિદ્યાર્થીઓ શાંતિથી તે સાંભળ્યા કરે તે ઉપરથી તે એમ સમજે કે તેણે સારૂં શીખવ્યું છે તો તે એક ભૂલ છે, કારણકે અગાઉ જણાવ્યું છે તેમ ફક્ત સાંભળવાથી તે સંસ્કારની છાપ મગજમાં પડતી નથી, પણ તેની સાથે વિદ્યાર્થીએ પોતે ક્રિયા કરીને તે છાપ સ્પષ્ટ કરવી જોઈએ. તે સંબંધી વિચાર કરીને તે નવી બાબતને મગજમાં વ્યવસ્થિત રીતે ગોઠવવી જોઈએ. વળી તેના સચોટ જ્ઞાન માટે તેને તે સંબંધી કેટલાક સવાલ પૂછવાની જરૂર છે. આ ઉપરાંત પાટીઆમાં લખીને તે બાબત મોટેથી તેની પાસે વંચાવવી અને પછી તેની નોંધ નોટબુકમાં કરાવવી જોઈએ અથવા તેનો બને તો ઉપયોગ કરાવવો જોઈએ. આ પ્રમાણે તેના મગજમાં પડેલી છાપનો બહિર્ભાવ થાય તો જ તેને સારૂં શિક્ષણ મળે છે એમ કહી શકાય.

## હાલનું ભૂગોળશિક્ષણ

છેલ્લાં દસ વરસમાં આપણે ત્યાં ભૂગોળશિક્ષણમાં સારો ફેરફાર થયો છે. પહેલાં તો છોકરાંઓ પર્વત, નદી, સરોવર શહેર વગેરેનાં નામ કડકડાટ બોલી જતાં હતાં અને તે નકશામાં યોગ્ય સ્થળે બતાવતાં હતા. વર્ગમાં હોશિયાર છોકરો બીજા બધા છોકરાને નકશા પાસે બોલાવી તેમને જુદાં જુદાં સ્થળ બતાવતો હતો અને પછી તે મુજબ તેમની પરીક્ષા લેવામાં આવતી. જે છોકરો કંઈ પણ ભૂલ વગર પર્વત, નદી કે શહેરનાં સ્થળ બરાબર બતાવતો હતો તેને વધારે માર્ક મળતા હતા. આ પ્રમાણે ભૂગોળશિક્ષણની શૈલી હતી અને તે મુજબ પુસ્તકો પણ તૈયાર કરેલાં હતાં. હાલમાં આ વસ્તુસ્થિતિ કેટલાંક પછાત ગામડાંની શાળામાં જોવામાં આવે છે. ઘણુંખરૂં તો હવે ભૂગોળ એ એક શાસ્ત્ર છે એવી દૃષ્ટિથી કાર્યકારણના ભાવનો વિશેષ ઉપયોગ થતો જોવામાં આવે છે. અમુક બાબત અમુક સ્થળે શા કારણથી થાય છે તે દૃષ્ટિ મુજબ હાલમાં ભૂગોળ શીખવવામાં આવે છે. તળગુજરાતમાં કાઠિઆવાડ કરતાં શા માટે વધારે વસ્તી છે ? ગુજરાત કરતાં સિંધની વસ્તી કેમ ઓછી છે ? સિંધમાં સિંધુની આસપાસના પ્રદેશમાં કેમ ઘાડી વસ્તી જોવામાં આવે છે ? કરાંચી કેમ આબાદ થતું બંદર છે ? જુનાં શહેરનો વેપાર રોજગાર શા માટે ભાગી ગયો છે ? ભરુચ જિલ્લામાં કેમ સારો કપાસ થાય છે ? ખેડા જિલ્લામાં કેમ ઘાડીમાં ઘાડી વસ્તી છે. શા માટે ત્યાંની તમાકુ વખણાય છે ? હાલમાં

અમદાવાદ કેમ આબાદ થતું જાય છે ? વડોદરામાં ત્યાંના જેવી કેમ ધમાલ જોવામાં આવતી નથી ? હાલમાં મુંબઈનો વેપાર કેમ કમી થતો જાય છે ? આ રીતના અનેક સવાલ કાર્યકારણને લગતા પૂછવામાં આવે છે. મનુષ્ય એ કાર્યકારણ શોધનાર પ્રાણી છે. તે હંમેશાં અમુક અમુક બનાવનું કારણ શોધી કાઢવા પ્રયત્ન કરે છે. જ્યારે તેની આવી જિજ્ઞાસા કુદરતી છે તો શા માટે શાળામાં તેવો બુદ્ધિવિકાસ થાય તેવી રીતે તેને શીખવવું જોઈએ નહિ.

જે શૈલી ઉપર બતાવવામાં આવી છે તેમાં મુખ્યત્વે બે દોષ જણાઈ આવે છે: એક તો તેમા ગોખણપટ્ટી છે એટલે તેમાં વિદ્યાર્થીને કંઈ વિચાર કરવો પડે તેવો જરા પણ અવકાશ માલમ પડતો નથી. વળી નકામી અને નીરસ બાબતો બાળકો પાસે ગોખાવીને તેની બુદ્ધિશક્તિનો શો વિકાસ થવાનો હતો તે સમજી શકાતું નથી. ભૂગોળને લગતી ઘણી ઝીણી ઝીણી બાબતો તેમને યાદ રાખવી પડતી હતી. તાલુકા કે જિલ્લાનાં ઘણાં નાનાં ગામ યાદ રાખવાથી તેમજ તે નકશામાં બતાવવાથી તેમને શો ફાયદો થતો હશે તે સમજવું કઠણ છે. વધારેમાં વધારે તેની યાદદાસ્તની કસોટી થાય, એ તેનો લાભ જણાઈ આવે છે. પણ આ શૈલી તે જમાનામાં બીજા દેશોમાં પણ તેજ સ્વરૂપમાં ચાલતી જોવામાં આવતી હતી. હાલમાં શા શા ફેરફાર થયા છે તે જોઈશું. પ્રથમ તો ભૂગોળને લગતી અગત્યની બાબતો ઉપર ધ્યાન આપવામાં આવે છે. જે બાબત વિદ્યાર્થીના જીવનમાં ઉપયોગી થઈ પડે તે બાબત તેને શીખવવામાં આવે છે. રાજકીય, વેપારી કે ધંધારોજગારની દૃષ્ટિથી જે બીનાઓ તેને આગળ વહેવારમાં ખપમાં આવે તેજ બાબતો ઉપર લક્ષ આપવામાં આવે છે. પર્વતની ઉંચાઈ, નદીની લંબાઈ કે દેશની વસ્તીનાં આંકડાની ખાસ જરૂર જોવામાં આવતી નથી; પણ અમુક સ્થળ શા માટે આબાદ થાય છે ? તેની કુદરતી પરિસ્થિતિ કેવી છે ? ત્યા હુન્નરઉદ્યોગ કેવો ચાલે છે વગેરે બાબતો રસિક રીતે વિદ્યાર્થીને શીખવવામાં આવે છે. ભૂશિર, બેટ, દ્વીપકલ્પ, અખાત વગેરે બાબતો હાલમા ગૌણ ગણાય છે. તેને બદલે અગત્યનાં શહેર, નદી, પર્વત, ખનીજ, ઉદ્યોગો વગેરે બાબતો તેને શીખવવામાં આવે છે.

આની સાથે શુષ્ક નામાવલી ગોખાવવાને બદલે અમુક સ્થળનું વર્ણન કરવામાં આવે છે. તેને લગતી ઐતિહાસિક, ઔદ્યોગિક કે બીજી કોઈ રસિક હકીકત કહેવામાં આવે છે. અમુક પ્રદેશના લોકોના જીવનને લગતી બાબતો ઉપર હાલમાં વિશેષ ધ્યાન આપવામાં આવે છે. ટુંદ્રાના પ્રદેશમાં રહેતા

એસ્કીમોનું જીવન ગંગાના પ્રદેશમાં રહેતા ખેડુત સાથે સરખાવામાં આવે છે. આબોહવા અને ભૂમિરચના પ્રમાણે દુનિયાના જુદા જુદા પ્રદેશ પાડવામાં આવે છે અને તેમાં થતી વનસ્પતિ પાક, ખનીજ વગેરેની ત્યાંના લોકજીવન ઉપર શી અસર થાય છે તે અસરકારક રીતે વિદ્યાર્થીઓને સમજાવવામાં આવે છે. ભૂમિરચના, આબોહવા તથા વનસ્પતિ, પાક, ઉદ્યોગ, લોકોની ખાસિઅત વગેરે બાબતો કાર્યકારણથી જોડીને શીખવવામાં આવે છે. આને લીધે તેને વિચાર કરવો પડે છે. વળી તે બાબતો ક્રમિક અને વ્યવસ્થિત રીતે શીખવવાથી તેની વિચારશક્તિ ખીલે છે. તે ગોખવાને માટે તેને તે બાબતો વારંવાર યાદ રાખવી પડતી નથી.

પહેલાં નકશામાં એક પછી એક સ્થળો બતાવવામાં આવતાં હતાં, તેને બદલે હવે નકશાપોથીનો ઉપયોગ થાય છે. શિક્ષક અમદાવાદ જિલ્લાનો નકશો પાટીઆમાં કાઢીને તેને લગતી જે જે બાબતો શીખવતો જાય છે તેમ તેમ તે નકશાના ખોખામાં પુરે છે અને બાળકોને સ્લેટમાં કાઢેલા કે નોટબુકના નકશામાં તે પ્રમાણે તે પુરવાનું કહે છે. આને લીધે બાળકને વિશેષ ધ્યાન આપવું પડે છે અને તે બાબત તેના સ્મરણપટ ઉપર દૃઢ રીતે ચોંટી રહે છે વળી હાલમાં નકશા, આકૃતિઓ અને ચિત્રનો પણ વિશેષ ઉપયોગ થતો જોવામાં આવે છે. આજથી દસ વરસ ઉપરની ભૂગોળની કોઈ ચોપડી ઉઘાડીશું તો તેમાં ભાગ્યેજ એકાદ બે નકશા જોવામાં આવશે, પણ હાલમાં તો જુદા જુદા પ્રદેશના સ્પષ્ટ નકશાઓ જોવામાં આવે છે અને તેની સાથે આકર્ષક આકૃતિઓ અને ચિત્રો પણ હોય છે. પુસ્તકમાં આપેલી હકીકત વધારે સ્પષ્ટ અને રસિક રીતે બાળક શીખે તે માટે તે મૂકવામાં આવે છે. તેનો હેતુ ફક્ત બાળકનું મનરંજન કરવાનો નથી.

પરીક્ષા શિક્ષકની શૈલી નક્કી કરે છે એ સત્ય કેવળ સ્પષ્ટ છે. જે જાતના સવાલ વિદ્યાર્થીઓને પૂછવામા આવે છે તે પ્રમાણે શિક્ષક તેના શિક્ષણમાં ફેરફાર કરે છે. છેલ્લાં પાંચેક વરસથી ભૂગોળને લગતા પ્રશ્નો શાસ્ત્રીય રીતે કાઢવામાં આવે છે અને તેથી શિક્ષક તથા વિદ્યાર્થી વર્ગ મુંઝાય છે. તેનું ખરૂં કારણ જમાનાને અનુસરી યોગ્ય ફેરફાર કરવાની કેટલાક શિક્ષકની ઉપેક્ષા છે. વધારે કાર્યસાધક શિક્ષણ કરવાને મળી આવતાં અનુકૂળ સાધનનો અવશ્ય ઉપયોગ કરવો જોઈએ અને તેનો લાભ વિદ્યાર્થીઓને આપવો જોઈએ. જેઓ આળસ કે બેદરકારીને લીધે જમાનાના બળને માન આપતા નથી તેઓ પાછળ રહી જાય છે.

તે સમજવા માટે વિકાસવાદની દૃષ્ટિ ઘણી ઉપયોગી છે. ઇતિહાસના શિક્ષકે પ્રથમ આ બાબત બરાબર સમજવી જોઇએ અને તે ઉપરથી સમાજમાં જે ફેરફાર કે પ્રગતિ થઈ હોય તેનો બીજા યુગમાં થએલા ફેરફાર સાથે સંબંધ બાંધી તે સમજવી જોઈએ. જે ફેરફાર થાય છે કે બનાવ બને છે તે અકસ્માતને આધીન નથી. તે બનાવો અમુક નિયમને વશ હોવાથી તેમનો પૂર્વાપર સંબંધ હોય છે. આવી રીતે જ્યારે ભૂતકાળ અને વર્તમાન સ્થિતિનો સંબંધ ધ્યાનમાં રાખી ઇતિહાસનો અભ્યાસ થાય છે, ત્યારે સમાજના પ્રશ્નો ઉપર અગત્યનો પ્રકાશ પડે છે અને તેથી તે યથાર્થ રીતે સમજી શકાય છે. સમાજમાં જે કંઈ ફેરફાર થાય છે તે આકાશમાંનાં વાદળાં ગમે તેમ દોડે છે તેવા તરંગી કે મનસ્વી હોતા નથી, પણ જેમ ફળમાંથી અમુક હેતુપૂર્વક થતા ફેરફારને લીધે ફળ ઉત્પન્ન થાય છે, તેમ સમાજમા પણ તેની પ્રગતિ અમુક યોજનાપૂર્વક થતી જોવામાં આવે છે. આ દૃષ્ટિ અનુસાર ઇતિહાસના શિક્ષકે જુદા જુદા યુગમાં થએલા બનાવો જે મૃતપ્રાય: લાગે છે તેમાં તે દૃષ્ટિ વડે નવીન ચેતન રેડવું જોઈએ અને ઐતિહાસિક બીનાઓનું અવલોકન તે મુજબ કરવું જોઈએ.

---

## હસ્તકામ સંબંધી એક સૂચના

---

બાળકનો સર્વાંગી વિકાસ થાય એ ખરી કેળવણી છે. જેમ કોઈએક મનુષ્યનો પગ ખોડો હોય કે તેની આંખ બગડેલી હોય તો તેને આપણે તંદુરસ્ત કહી શકતા નથી, તેમ જો બાળકની અમુક શક્તિનો વિકાસ કરવામાં આવે નહિ તો તે કેળવાએલું છે એમ કહી શકાય નહિ. શરીરના સારા વિકાસની સાથે બુદ્ધિને યોગ્ય તાલીમ મળવી જોઈએ અને તેની સાથે તેની નીતિભાવના શુદ્ધ હોવી જોઈએ. બુદ્ધિશાળી મનુષ્યમાં સ્વાર્થને અંગે આસુરી વૃત્તિ વધતી જોવામાં આવે છે. આ કારણને લીધે અંગ્રેજીમાં ચાર 'હ' વાળી કેળવણી સારી ગણાય છે. હેલ્થ એટલે શરીર, હેન્ડ એટલે હાથ, હેડ એટલે બુદ્ધિ, અને હાર્ટ એટલે હૃદય; એમ ચાર જાતની કેળવણીનો સુયોગ થવાથી વિદ્યાર્થીનો સમપ્રમાણ વિકાસ થાય છે અને તેના લીધે તેના વ્યક્તિત્વની સારી ખીલવટ થાય છે. યુરોપ, અમેરિકા વગેરે આગળ પડતા દેશોમાં હસ્તકામ એ લેખન, વાચન અને સંખ્યાજ્ઞાન

જેવો અગત્યનો વિષય ગણાય છે અને તેથી તે પણ વખતપત્રકમાં મૂકવામાં આવે છે.

બાળકના મગજ ઉપર જે કંઈ છાપ પડે છે તે જ્યારે કોઈ પણ રીતે બહાર આવે છે ત્યારે તે વધારે સ્પષ્ટ થાય છે. જે બાળક વર્ગમાં શિક્ષકનું બોલેલું ફક્ત સાંભળ્યા કરે છે તેના મગજ ઉપર દૃઢ-સંસ્કાર પડતા નથી. મગજ ઉપર પડેલી છાપ બહાર દર્શાવવાને આપણી પાસે વાણી અને હાથ એમ બે સાધન છે. જ્યારે શિક્ષક કોઈ શબ્દનો અર્થ ફક્ત મોઢેથી કહી જાય છે ત્યારે તેની છાપ વિદ્યાર્થીના મગજ ઉપર ઝાંખી પડે છે, પણ તેની સાથે તે બાબત ફરીથી બોલી જવા કહેવામાં આવે છે તો તેની છાપ સ્પષ્ટ થાય છે. વળી જો વિદ્યાર્થી તેનો અર્થ પાટીઆ ઉપરથી તેની સ્લેટ કે નોટબુકમાં લખી લે છે, તો તેના સંસ્કાર વધારે દૃઢ થાય છે. આવી રીતે બાળકના મગજ ઉપર જે કંઈ સંસ્કાર પડે તેને સ્પષ્ટ અને દૃઢ કરવાને માટે હસ્તકામની જરૂર પડે છે. આપણે ત્યાં છેલ્લાં દસેક વરસથી હસ્તકામનો પ્રચાર વધતો જાય છે એ ખુશ થવા જેવી બાબત છે, પણ તેનો યોગ્ય ઉપયોગ થાય અને તેથી વિદ્યાર્થીને જોઈતો લાભ મળે તે માટે હસ્તકામનું ખરૂં રહસ્ય સમજવાની છે.

હસ્તકામ એ શાળાની શોભા માટે કે તપાસણી કરનારનું મનરંજન કરવા માટે નથી. તેનો ખરો હેતુ તો ઉપર જણાવ્યા મુજબ વિદ્યાર્થીના હાથના સ્નાયુ, આંખ અને મગજને તાલીમ આપી તે શક્તિઓનો વિકાસ કરવાનો છે. વળી તેની સાથે વિદ્યાર્થીને સચોટ જ્ઞાન મળે એ તેનો બીજો લાભ છે. આ દૃષ્ટિને અનુસરી હસ્તકામ કરવાની જરૂર છે અને તેથી હસ્તકામનો સંબંધ અભ્યાસના જુદા જુદા વિષય સાથે જોડવો જોઈએ. વાચન, કવિતા, પદાર્થપાઠ, સૃષ્ટિજ્ઞાન, ભૂગોળ, ઇતિહાસ, ગણિત વગેરે વિષયોનું એકીકરણ થાય અને એક વિષયને લગતી છાપ બીજા વિષયના હસ્તકામથી વધારે સચોટ થાય, એ બાબત ખાસ ધ્યાનમાં રાખવાની છે. બીજી બાબત એ છે કે અમુક બાબતને લગતો એક જાતનો નમુનો કરીને સંતોષ માનવો નહિ, કારણ કે છુટાછવાયા નમુના કરવાથી તેની જોઈએ તેવી છાપ મગજમાં પડતી નથી. કોઈ કોઈ વખત અમુક એક મુખ્ય વિચારને અનુસરી જુદી જુદી જાતના નમુના તૈયાર કરવા જોઈએ. જો આપણે હિંદની ભૂગોળને લગતો નમુનો કરવો હોય તો ફક્ત તેનો નકશો કાઢી સંતોષ માનવો નહિ, પણ તેને લગતી હકીકતના જુદા જુદા નમુના તૈયાર કરવા જોઈએ.

દા. હિંદની પેદાશ એ બાબત લઈને પ્રથમ તો હિંદુસ્તાનનો કાગળ ઉપર નકશો કાઢવો જોઈએ અને તેમાં થતી પેદાશ જેવી કે ડાંગર, ઘઉં, બાજરી, ચા વગેરેનાં અમુક સ્થળે રેખાચિત્ર કાઢી બતાવવાથી તેની પેદાશનો આકર્ષક ખ્યાલ આપી શકાશે. વળી કાર્ડબોર્ડનો ઉપયોગ કરી તેને લગતા કટ કાપી કાઢવાથી જુદી જુદી પેદાશના નમુના થઈ શકશે. જેટલા પ્રમાણમાં તે પેદાશની ઉપજ થતી હોય તેના આંકડાને અનુસરી આફ તૈયાર કરી શકાય છે. રંગીન કાગળ ઉપરથી તેના જુદા જુદા આકાર કાપી શકાય એમ છે. વળી તે વસ્તુઓને લગતા માટીના આકાર કરવાથી બાળકના મગજ ઉપર સારી છાપ પડે છે. વળી કોઈ વખતે એક મુખ્ય વિચારને અવલંબી તેને લગતા જુદા જુદા નમુના તૈયાર કરવાની જરૂર છે. ઇતિહાસના વિષયમાં વનરાજનું ચિત્ર, તેમજ જંગલનાં દૃશ્યનાં ચિત્રો કાઢવાં જોઈએ. તેનાં તીર કામઠાનો પૂઠાનો નમુનો બનાવવો. વળી તેને માટે કાગળનો મુકુટ થઈ શકશે. લડાઈના પ્રસંગે તે સમયનાં હથિયાર, જેવાં કે તરવાર, કુહાડી વગેરેના આકાર બનાવી શકાશે. તે સમયના ગુજરાતનો માટીનો નકશો કરવાથી ઇતિહાસના બનાવનો સ્પષ્ટ ખ્યાલ આવશે. સૃષ્ટિજ્ઞાનમાં દૃશ્ય બનાવવા માટે એ ઝુંપડાનો નમુનો તૈયાર કરવો. ગામનો કટ પૂંઠાનો કાપી તૈયાર કરવો. ચકલી કે કુતરાનો કાગળનો આકાર કાપવો. ઉડતા કબુતર કે પોપટનું ચિત્ર કાઢવું. કેરી, જમરૂખ, બોર, રાયણ વગેરે ફળના જુદા જુદા માટીના આકાર બનાવરાવવા.

---

## કેળવણીનો એક અગત્યનો પ્રશ્ન

હાલના વખતમાં દુનિયાની જુદી જુદી પ્રજામાં જીવનની હાડમારી વધતી જાય છે. જે પ્રજા વધારે બુદ્ધિશાળી હોય છે, તે જીવનસંગ્રામમાં બીજાને દબાવી આગળ ધપે છે. બુદ્ધિના વિકાસનો આધાર જ્ઞાન ઉપર છે એટલે જ્ઞાન એ મહાન શક્તિ છે. વ્યક્તિમાં તેમજ પ્રજામાં જે કંઈ પ્રગતિ કે સુધારો થાય છે તે જ્ઞાન વડે થઈ શકે છે. જે પ્રજા અજ્ઞાનમાં ગર્ક થએલી હોય છે તે સુધારામાં ઘણી પછાત જોવામાં આવે છે. તેમનામાં ઘણા વહેમ અને હાનિકારક રિવાજ માલમ પડે છે. નીતિની દૃષ્ટિએ પણ તે ઉતરતી સ્થિતિમાં હોય છે. આ કારણને લીધે જે પ્રજાને આગળ વધવું છે અને સુધારાના શિખરે પહોંચવું છે તેણે જુદા જુદા વિષયોનું સારા

પ્રમાણમાં જ્ઞાન મેળવવું જોઈએ અને બુદ્ધિ તથા હૃદયના સદ્દગુણો પ્રાપ્ત કરવા જોઈએ.

આપણા દેશમાં હજુ ઘણી નિરક્ષરતા છે. સેંકડે ફક્ત આઠ માણસો લખી શકે છે અને વાંચી શકે છે. પુરુષો ૧૪ ટકા ભણેલા છે અને સ્ત્રીઓ ૩ ટકા કેળવણી પામેલી છે. ખરી રીતે જોઈએ તો સમાજની ઉન્નતિ સાધી શકે એવા ઘણાં થોડાંજ મનુષ્યોને કેળવણી મળે છે. ફક્ત વાંચવા કે લખવાની માહિતી એ ખરૂં જ્ઞાન નથી. એ તો આગળ ઉપર વિશેષ જ્ઞાન મેળવવાની તૈયારી છે. તેમ છતાં તેવી જાતની કેળવણીની આપણે ત્યાં બહુ જરૂર છે. હાલમાં રાજકીય સુધારાને અંગે વધારે હક મળવાની વકી છે. તેના યોગ્ય અમલ માટે સુશિક્ષિત મનુષ્યની જરૂર પડશે. લોકો કેળવાએલા હોય તો તેઓ તેમના પ્રતિનિધિ તરીકે ચારિત્રવાન અને બાહોશ માણસોને પસંદ કરી શકે અને દેશના ભાવિનું સુકાન તેમને સોંપવામાં આવે. આર્થિક દૃષ્ટિથી પણ જ્ઞાનની ખાસ જરૂર લાગે છે. અભણ-બીનકેળવાએલો કારીગર કે મજુર બીજા દેશના કારીગર કે મજુરના જેવું સારૂં તેમજ વધારે પ્રમાણમાં કામ આપી શકતો નથી. સંસાર કે ધર્મના સુધારા માટે જ્ઞાનની જરૂર પડે છે. આપણા લોકની ગરિબાઈ, તેમના વહેમ, ગંદાપણું, વગેરે ખામીઓ દૂર કરવાને તો સારી તાલીમ વગર ચાલે એવું નથી. દુનિયાના બીજા દેશો જોડે સરખાવતાં આપણી નિરક્ષરતા અજાએબી પમાડે તેવી છે. ઇગ્લાંડ, ફ્રાન્સ, જર્મનિ, યુનાઇટેડસ્ટેટ્સ, જાપાન વગેરે જે દેશો સુધારામાં ઘણા આગળ પડતા છે ત્યાંના લોકો ૯૦-૧૦૦ ટકા સુધી ભણેલા હોય છે, ત્યારે આપણે ત્યાં ફક્ત ૮ ટકા જેટલા લોકો લખી શકે છે અને વાંચી શકે છે. વળી છેલ્લાં સો વરસમાં આપણે ત્યાં ભણેલાનું પ્રમાણ ૨ ટકા વધેલું છે. બ્રિટિશ અમલ પહેલા તે ૬ ટકા હતું અને હાલમાં ૮ ટકા છે. હાલમાં મુંબઈ ઇલાકાના ખાલસા ભાગમાં સો માણસોએ ૫.૨ જેટલાં છોકરાં પ્રાથમિક શાળામા અભ્યાસ કરે છે. સાધારણ રીતે શાળામાં જવાને લાયક છોકરાંનું પ્રમાણ ૧૫ ટકા હોય છે; એટલે આપણે ત્યાં હાલમાં ૩ છોકરાંમાંથી ૨ પણ શાળામાં ભણતાં નથી. આની સાથે હાલમાં જે ખર્ચ થાય છે તે તપાસવાની જરૂર છે.

મુંબઈ ઇલાકાની શાળાને અંગે ૧૯૩૧-૩૨ માં ૨ કરોડ અને પાંચ લાખ રૂપીઆ ખર્ચ કરવામાં આવ્યું હતું. જો કેળવણી ફરજિઆત કરવામાં આવે તો એકંદર ૬ કરોડ અને પંદર લાખ રૂપીઆ જોઇએ. આમાં સરકાર, લોકલબોર્ડ તથા મ્યુનિસિપાલિટિના ખર્ચનો સમાવેશ થાય છે. આ પૈસા

લાવવા કયાંથી એ પ્રશ્ન હાલમાં બધાને મુંઝવી રહ્યો છે. આપણે જનસમૂહને કેળવણી તો આપવી છે, પણ પૈસાની તંગીને લીધે તેમાં વધારો થઈ શકતો નથી. હાલમાં સરકારની આર્થિક સ્થિતિ સારી નથી. તેમજ મ્યુનિસિપાલિટિ તથા લોકલબોર્ડો જે ખર્ચ કરી શકે તેટલો તેમણે કર્યો છે. જ્યાં નાણાંની સખત હાડમારી છે ત્યાં કેળવણીમાં કંઈ વધારો કરવાની આશા રાખવી એ વ્યર્થ છે. વળી નજીકના ભવિષ્યમાં તેમાં સુધારો થઈ શકે એવાં ચિહ્નો જણાતાં નથી તો લોકોને ભણાવવા માટે કોઈપણ કરકસરવાળી યોજના કરવી જોઈએ. હાલની સ્થિતિ લાંબા વખત સુધી જારૂ રાખવી એ દેશને ઘણું નુકસાનકર્તા છે એ હરકોઈ મનુષ્ય સ્વીકારી શકે એમ છે.

મુંબઈની મ્યુનિસિપલ સ્કૂલ્સ કમિટીના સેક્રેટરી મિ. આર. વી. પરૂલેકરે હમણાં જનસમૂહની કેળવણીમાં શી રીતે વધારો થઈ શકે તે માટે એક યોજના રજુ કરી છે તેમાં નીચે પ્રમાણેના ઉપાય બતાવ્યા છે:—

(૧) હાલમાં શિક્ષક દીઠ ૩૦ વિદ્યાર્થીઓ ભણાવવાના હોય છે તેને બદલે તેને ૬૦ વિદ્યાર્થીઓ સોંપવા.
(૨) પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પાંચ વરસનો છે તેને બદલે બાળ-વર્ગ કાઢી નાખી તે ચાર વરસનો કરવો.
(૩) અભ્યાસક્રમ સરળ અને ટુંકો રાખવો. એટલે ફક્ત વાચન, લેખન અને સંખ્યાજ્ઞાન રાખવું. હાલના અભ્યાસક્રમમાંથી ઇતિહાસ, ભૂગોળ, સૃષ્ટિજ્ઞાન, પદાર્થપાઠ, વ્યાકરણ અને ડ્રૉઈંગ જેવા વિષયો શીખવવા નહિ.
(૪) બાળકોને સાત વરસે શાળામાં દાખલ કરવા. હાલમાં ફરજિઆત કેળવણી માટે બાળકની ઉંમર ૭ વરસની રાખવામાં આવી છે.
(૫) શિફ્ટ સીસ્ટમ કે એવી કોઈ રીત અખ્તીયાર કરવી કે એક દિવસમાં વધારે બાળકોને શિક્ષણનો લાભ મળી શકે.

## મારી નોંધપોથી

આપણે ત્યાં ફક્ત પાઠ્ય પુસ્તકનું વાચન કરવામાં આવે છે અને તે ઘણું યાંત્રિક અથવા સમજ વગરનું હોય છે. વાચનનો શો હેતુ છે તે શિક્ષકોએ તેમજ વિદ્યાર્થીઓએ બરાબર સમજવાની જરૂર છે. વિદ્યાર્થી અમુક પાઠ સરળતાથી વાંચે અને તેનો ભાવાર્થ ગ્રહણ કરે એમાં વાચનનો વિષય સમાપ્ત થતો નથી. તેની સાથે વિદ્યાર્થીને વાચનનો શોખ થાય

એ મુદ્દાની બાબત છે. તેમજ શાળા છોડયા પછી સંસારના કામ માટે તેને ઝડપથી અને સમજપૂર્વક વાંચવાની જરૂર પડે છે, તેથી શાળામાંજ તેને શાંતવાચનની ટેવ પાડવી જોઈએ જો વિદ્યાર્થીને વાચન ઉપર પ્રીતિ થઈ હશે તો તે મોટી ઉંમરે પુસ્તકાલયનો યોગ્ય રીતે ઉપયોગ કરશે. દરેક ધંધામાં સમજપૂર્વક વાચનની જરૂર પડે છે. (૧) ઝડપ, (૨) ભાવાર્થ, (૩) માહિતી–સામાન્ય જ્ઞાન, (૪) ધંધાને લગતું જ્ઞાન અને (૫) આનંદ એ વાચનના મુખ્ય હેતુઓ છે. તે ધ્યાનમાં રાખી વિદ્યાર્થીને વાચનની તાલીમ આપવાની જરૂર છે.

× × × ×

હાલની નિબંધશિક્ષણની શૈલીમાં એક મોટો દોષ એ છે કે શિક્ષક અમુક વિષયના મુદ્દાની ચર્ચા વર્ગમાં કરે છે. પછી પાટીઆ પર તારવેલા મુદ્દા વિદ્યાર્થીઓ તેમની નોટબુકમાં લખી લે છે. ત્યારબાદ તેનો વિસ્તાર કરી નિબંધ લખવામાં આવે છે. આ પ્રમાણે લખેલો નિબંધ વિદ્યાર્થીનો પોતાનો હોતો નથી. તેને લગતી ઘણી બાબતો શિક્ષક બતાવી દે છે. ખરી રીતે તો વિદ્યાર્થીઓએ પોતે પ્રથમ તેનો વિચાર કરી તે સંબંધી મુદ્દા તૈયાર કરવા જોઈએ અને પછી તેણે તે વિષયનો નિબંધ લખવો જોઈએ. આ શૈલી મુજબ નિબંધલેખનમાં વિદ્યાર્થીના પોતાના વિચાર તથા ભાષા હોય છે. જ્યારે શિક્ષક વિષયની ચર્ચા કરે છે, ત્યારે તેમા ઘણી બાબતો શિક્ષક કહી દે છે અને તેના મુદ્દાની તારવણી પણ તે કરે છે. જ્યારે વિદ્યાર્થીઓ તો મુદ્દા મુજબ નિબંધ લખે છે, ત્યારે તે શિક્ષકની ભાષા તથા વિચારનું એકે રીતે પુનરાવર્તન કરે છે. વર્ગમાં ઘણા વિદ્યાર્થીનો નિબંધ એક સરખો હોય છે. તેને વિચાર કરવાની તેમજ મુદ્દા ગોઠવવાની મહેનત લેવી પડતી નથી. વાસ્તવિક રીતે જોતાં તેમાં શિક્ષકના વિચારની નકલ જોવામાં આવે છે. તેમાં તેને જાતે વિચાર કરવાનો કંઈ અવકાશ મળતો નથી; તેથી તેની વિચાર તેમજ કલ્પનાશક્તિ દબાઈ જાય છે અને લખવામાં તેને કંઈ આત્મવિશ્વાસ હોતો નથી. સારા નિબંધશિક્ષણ માટે શિક્ષકે થોડા દિવસ અગાઉ નિબંધનો વિષય છોકરાંને જાહેર કરવો જોઈએ. 'ગાય' વિષે નિબંધ લખવાનો હોય, તો તે જાહેર કર્યા પછી વિદ્યાર્થીઓએ તેનું અવલોકન કરવું જોઈએ. તે સંબંધીના વિચાર પોતે યોગ્ય રીતે ગોઠવે, અને પછી તે નોટબુકમાં કાઢેલા મુદ્દા મુજબ નિબંધ લખે તેમાં તેની પોતાની ભાષા તથા વિચારની છાપ જોવામાં આવે છે. તેનું વ્યક્તિત્વ તેમાં સ્પષ્ટ જણાઈ આવે છે. વિદ્યાર્થીના હૃદયમાં જે લાગણી કે વિચાર હોય તે તેણે

ઉચ્ચ પ્રકારનો રસ ઉત્પન્ન થવો જોઈએ એ મુખ્ય બાબત છે. કવિતાથી બાળકની રસવૃત્તિ પોષાય છે અને તેનું જીવન રસમય બને છે, એ હવે સહજ સમજી શકાશે. કવિતાના અભ્યાસમાં તેનો આનંદ માણવો એ મુખ્ય હેતુ હોવો જોઈએ. આવા રસપાન સાથે કવિના સંદેશાનું ભાન તેને લાગણીદ્વારા થવું જોઈએ. વળી કવિતાના અભ્યાસથી સૌંદર્યની લાગણી કેળવાય છે. કાવ્યમાં પણ ઘણા પ્રસંગે સૃષ્ટિલીલાનાં અથવા બીજા બનાવનાં સુંદર વર્ણન કરેલા હોય છે. 'ઇશ્વરનો મહિમાય ગ્રીષ્મમાં લીધો નીરખી.' 'સુંદર સરિતા જુઓ ભરેલી નિર્મળ નીરે,' 'મધુર કોમળ ચાંદની શી ખીલે તરુવરો સૌ અમૃતને ઝીલે', આવાં ગીત ચેષ્ટા સાથે ગાવાથી બાળકને ઘણો આનંદ થાય છે. તે વાંચવાથી આપણી લાગણી કેળવાય છે અને જે વિષયની કવિતા હોય તે ઉપર આપણો ભાવ ઉત્પન્ન થાય છે. દયા, વીરત્વ, સ્વદેશપ્રીતિ વગેરે ભાવનાં વર્ણન વાંચવાથી તેવી છાપ આપણા મગજ ઉપર પડે છે.

× × × ×

ઘણી વખત મુસાફરીના રૂપમાં ભૂગોળના પાઠ લેવાથી બાળકને તે વધારે ગમે છે. જો શિક્ષક પાસે ગુજરાતના જુદા જુદા નકશાવાળો એટલાસ હોય તો તેમાંથી, નહિતો બાળક પાસે વર્ગના નકશામાંથી સ્થળો શોધાવીને જે જગાએથી મુસાફરી શરૂ કરવાની હોય તે પ્રથમ કઢાવવું. પછી જ્યાં જવાનું હોય તે જગા શોધવા કહેવું. હવે શિક્ષકે નડિઆદથી વડોદરાની સફર કરવાનું નક્કી કર્યું હોય તે તેમને કહેવું. આ બંને સ્થળને લગતી જાણવાલાયક હકીકત સંબંધી તેમને સવાલ પૂછવા અને પછી નવી બાબત બાળકને કહેવી. નડિઆદ પછી બોરીઆવી, આણંદ, વડાસ અને વાસદ થઈ ગાડી વડોદરા આવે છે. જે સ્ટેશન સંબંધી જાણવા લાયક હકીકત હોય તે કહેવી અને તે સ્થળ નકશામાં પુરીને આગળ જવું. વાસદ છોડયા પછી મહી નદી આવે છે તેનું વર્ણન કરવું તથા કેવી રીતે તે ઓળંગી શકાય છે તે જણાવવું. પૂલનું ચિત્ર શિક્ષકે પાટીઆ ઉપર કાઢી બતાવવું. પછી મુસાફરીનો જે હેતુ વડોદરામાં હોય તે સંબંધી વાતચીત કરવી, અને તેને લગતાં ચિત્રો બતાવવાં. આવું શિક્ષણ રસિક અને ફળદાયી થાય છે.

× × × ×

બાળકને તેની આસપાસની કુદરતી રચના તથા કુદરતના જુદા જુદા દેખાવનું પ્રત્યક્ષ જ્ઞાન બરાબર આપવામા આવતું નથી, તેમજ નકશો શું છે તથા તે કેવી રીતે બને છે એ બાબત તેને સમજાવવામાં આવતી

નથી. કુદરતી રચનાનું અવલોકન કરતી વખતે તેને જમીન ઉંચીનીચી જણાય છે તથા તેના જુદા જુદા આકાર પડેલા હોય છે; પણ નકશામાં તો તેને બધું સપાટ જણાય છે, તેથી તે ગુંચવાય છે. ખરી રીતે તો નકશામાં મૂકેલાં ચિહ્નો ત્યાં શા માટે મૂકવામાં આવ્યાં છે તે બાબતની શિક્ષક તેને પહેલેથી સમજણ પાડવી જોઈએ. જેવી રીતે બાળક નદી, દ્વીપકલ્પ, ભૂશિર વગેરે સંજ્ઞાઓ શીખતી વખતે પ્રથમ તેનું અવલોકન કરે છે, પછી તેનો માટીનો નમુનો બતાવે છે અને છેવટે તેનો આકાર પાટીઆ પર કાઢી બતાવે છે, તેવી રીતે તેની શાળાની આસપાસની સ્થિતિનો નકશો સમજાવવા માટે પ્રથમ વર્ગનો નકશો કાઢી બતાવવો જોઈએ. વર્ગના નકશાના સ્પષ્ટ ખ્યાલ માટે બાળકે તેના આરંભરૂપ કેટલાક પાઠ શીખવાની જરૂર છે. પ્રથમ આકાર, સ્થિતિ, ઉંચાઈ અને વસ્તુના કદની તથા સ્કેલની સમજણ આપવી જોઈએ; કારણ કે તેમના ઉપર નકશાનો આધાર છે. પછી તેને લીધે બાળક નકશાનો શો અર્થ છે તે અને તેની કેમ જરૂર પડે છે તે બાબત જાણી શકે છે.

× × × ×

હાલમાં આપણે ત્યાં કેટલીક શાળામાં વિશેષ વાચનનો મહાવરો કરાવવામાં આવે છે. તેમા પ્રથમ જરૂરી બાબત પુસ્તકોની પસંદગી છે; કારણ કે યોગ્ય રસભર પુસ્તકો વિદ્યાર્થીને મળે તોજ વાચન વખતે તેના રસમાં કંઈ ક્ષતિ થાય નહિ, અને પાનાં પર પાનાં તે વાંચ્યા કરે. ઘણી વખત વિશેષ વાચન વખતે વિદ્યાર્થીઓ શુષ્ક અને નીરસ ચોપડીઓ વાંચતાં માલમ પડે છે. અમુક વિષયનું પુસ્તક વાંચતી વખતે વિદ્યાર્થીનું ધ્યાન એક બાબત ઉપરથી બીજી બાબત ઉપર સરળતાથી ચાલ્યા કરે, અને આગળ શું આવે છે એ જાણવાને તેને ઉત્કંઠા થાય, તોજ વિશેષ વાચનનો હેતુ ફળીભૂત થાય છે. પાઠ્યપુસ્તકનું વાચન ઘણી ઝીણવટથી કરવામાં આવે છે, પણ વિશેષ વાચનમાં તો વિદ્યાર્થીને રસ પડે એવી જેમ બને તેમ વાંચવાની વધારે બાબતો મળે તેવાં પુસ્તકની જરૂર છે. નીચલાં ધોરણોમાં અદ્ભુત કે કલ્પિત વાર્તાવાળાં પુસ્તકો પસંદ કરવાં. તેનો અંતર્ભૂત રહેલો બોધ નીતિની વિરુદ્ધ હોવો જોઈએ નહિ, એ બાબત ધ્યાનમાં રાખવી. દા. કાચબા અને વીંછીની વાર્તામાં વેરની વસુલાતનો બોધ બતાવ્યો છે. તેમજ વિદ્યાર્થીના મનોવિકારને ઉશ્કેરે એવાં પુસ્તક તેના હાથમાં મૂકવાં જોઈએ નહિ. વળી પુસ્તકો બહુ લાંબાં વર્ણનવાળાં હોવાં જોઈએ. થોડા વખતમાં અમુક વાર્તા વંચાઈ જાય એવી જાતની

ચોપડીઓ પસંદ કરવી જોઈએ. તેમાંની ભાષા બાળકના માનસને અનુકૂળ હોવી જોઈએ, એટલે તે સાદી હોવી જોઈએ અને વાક્યો ટુંકાં હોવાં જોઈએ નહિ. પુસ્તકોની ભાષા શુદ્ધ અને સરળ તેમજ ઉત્તરોત્તર ક્રમમાં સંસ્કારી હોવી જોઈએ. ઉપલા ધોરણ માટે સાહસ, પરાક્રમના વૃતાંતવાળાં તેમજ નવલકથાનાં, પ્રવાસના, જીવનચરિત્રનાં તથા સંવાદનાં તેમજ દીલ ઉશ્કેરનાર બનાવનાં પુસ્તકો 'પસંદ કરવાં જોઈએ. છેક ઉપલા ધોરણમાં સરળ ભાષામાં લખેલાં નાના નાનાં નાટકો વિદ્યાર્થીને વાંચવા આપવાં જોઈએ.

---

## કવિશ્રી ન્હાનાલાલભાઈને

### ( સુરતાની વાડીના મીઠા મોરલા—એ રાગ )

સ્નિગ્ધ હૃદયના ભાવ અનેરા, શુભ છે,
અણમુલ છે કંઈ પરિમલ પ્રેમસુપુષ્પની
હૈયું ભર્યું ત્યાં શા ઉદ્ગારો કાઢવા ?
પિતૃએ રેલાવી સરિતા કાવ્યની
આપે તો રેલાવ્યા સાગર ક્ષુબ્ધ જો,
અંતરનાં ઘન અંધારાને કાઢીયા
પ્રદિપ કીધી નિર્મળ જ્યોત અપૂર્વજો—સ્નિગ્ધ.
વેણુના 'કલનારે કૃષ્ણજીએ કીધાં
ગોપીજન ઘેલાં ને ગોકુળ ગામજો,
વ્યવસાયી જીવનના ગોઝા કાળમાં
ભારતને આપે તો કીધ રળીઆતજો—સ્નિગ્ધ.
રાસ આપના વિમળ રસે રંગાયલા
રંગે છે સહુ સુંદરીઓનાં ચિત્તજો
અમૃત સમ અમી રેલે અંતરના પટે
પીતાં ઉઠતા હર્ષતણા પોકારજો—સ્નિગ્ધ.
કીર્તિ જોતાં ગુર્જરી પુલકિત થઈ જતી
માતાના લાડીલા, ભાવિક બાળ હો !
સદસધા વધજો તમ કીર્તિ ઉજ્વલી
પ્રસારજો સર્વત્ર પરાગ પ્રફુલ્લજો—સ્નિગ્ધ

ખંભાત } ચંદ્રકાન્ત મણિશંકર શુકલ

**વિષય બીજો. ગુજરાતી:**—પાઠ્યપુસ્તક. કન્યા વાચનમાળા પુસ્તક બીજું. માર્ક ૩૪

ગદ્યપાઠ:—૧ થી ૪૩ સુધી.

પદ્યપાઠ:—૭, ૧૮, ૨૧, ૨૫ અને ૩૫. માર્ક ૩૩

**રાસતરંગિણી:**—આણાં, પનઘટ, મધમાખ, અભ્યાસ અને વાદળી.

**વ્યાકરણ:**—નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યયના મુખ્ય પ્રકાર. સાદું પદચ્છેદ અને સાદાં વાક્યોનું પૃથક્કરણ. માર્ક ૩૩

**વિષય ત્રીજો. ભાષાલેખન:**—અ વાચન પાઠોમાં આવતી તથા ઇતિહાસને લગતી વાતો લખાવવી. પત્રો લખવાની જુદી જુદી તરેહ બતાવવી. ઐતિહાસિક પ્રસંગોનું વર્ણન તથા સ્થળ વર્ણન કરાવવું. માર્ક ૫૦

બ. આ વિભાગમાં કરાવેલા લેખનનાં સિદ્ધ થએલાં મનોયત્નો સુંદર અક્ષરે લખાવવાં. માર્ક ૨૫

ક. શ્રુતલેખન ... ... ... ... માર્ક ૨૫

**વિષય ચોથો. ઇતિહાસ**—પાઠ્યપુસ્તક બારોટ કૃત હિંદનો ઇતિહાસ. મહંમદ પેગંબરથી શરૂ કરી ઔરંગઝેબ સુધીનો મુસલમાની સમયનો. માર્ક ૫૦

**ભૂગોળ**—પાઠ્યપુસ્તક, ભૂગોળ પાઠમાળા પુસ્તક ત્રીજું. (અંબાણી અને આચાર્યકૃત) હિંદુસ્તાન પુરો. માર્ક ૫૦

**વિષય પાંચમો: વિજ્ઞાન**—પાઠ્યપુસ્તક ગૃહદીપિકા પુસ્તક પહેલું પુરૂં. માર્ક ૫૦

૫ ચિત્રકામ. કુદરતી નમુના—કરેણ, જાંબુડી, બારમાસી, ગુલાબ અને જાસુસનું પાંદ અને ડાળખી; બારમાસી અને કરેણનું ફૂલ. કેરી, દાડમ અને ઘીસોડું.
વસ્તુચિત્ર—ડોલ, લોટો, કુંજો, હાંડો, માટલી, કુંડું, ગરણી સાથે શીશો, પ્યાલો, તપેલું, કપ-રકાબી અને બરણી.
ડિઝાઈનો—ચોરસ, ત્રિકોણ, રેમ્બસ, ગોળ અને અર્ધગોળની જુદી જુદી ડિઝાઈનો કરાવવી. માર્ક ૫૦

વિષય છઠ્ઠો. સિવણ. ફરજિયાત—ઝભલું, ગલેચી ઊનની, ઘાઘરી, ગાજ, ઓટણ બખીઓ થીગડું દેતાં શિખવવું.
મરજિઆત—દોરા કાઢીને રૂમાલ, મોલકું, ઊનનાં મોજાં માર્ક ૧૦૦

---

જાહેરખબર

## હંટર ટ્રેનિંગ કોલેજ ફોર મેન—આવેશિક પરીક્ષા

### સને ૧૯૩૪

૧. આથી જાહેર કરવામાં આવે છે કે હંટર ટ્રેનિંગ કોલેજ ફોર-મેનની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૧૭ મી ઓગસ્ટ સને ૧૯૩૪ ને શુક્રવારે ૧૧—૦ વાગે આ કોલેજના મકાનમાં શરૂ થશે.

૨. નીચેની કલમ ૩ જીમાં જણાવેલી કોઈપણ પરીક્ષા પાસ થએલા ઉમેદવાર કોલેજની પ્રાવેશિક પરીક્ષા આપી શકશે, પરંતુ ૧૬ વર્ષથી ઓછી ઉંમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉંમરના ઉમેદવારો કોલેજમાં સામાન્ય રીતે દાખલ થઈ શકશે નહિ. પરંતુ વે. ઇ. સ્ટે. એજન્સિના કોઈપણ સ્ટેટની કે એજન્સિની કોઈપણ શાળામા ઓછામાં ઓછાં છેલ્લાં બે વર્ષથી કામ કરતા શિક્ષક ૩૦ વર્ષની ઉંમર સુધી કોલેજમાં દાખલ થઈ શકશે.

૩. દરેક ઉમેદવારની અભ્યાસ સંબંધી લાયકાત ઓછામાં ઓછી નીચેમાંથી એક જોઈશે.—

(क) સરકારી કેળવણી ખાતાએ નિયત કર્યા મુજબ સાતમું ધોરણ પાસ.
(ख) વર્નાક્યુલર ફાઇનલ પાસ.
(ग) સરકારે મંજુર કરેલી કોઈપણ શાળામાં અંગ્રેજી ધોરણ ચોથું પાસ.

૪. ઉપરની કલમ ૩ જી પ્રમાણેની લાયકાતવાળા ઉમેદવારે મુકરર કરેલા ફોર્મમાં પોતાની અરજી **તા. ૧ લી જુલાઈ ૧૯૩૪ થી તા. ૩૧ મી જુલાઈ ૧૯૩૪ સુધીમાંજ** આ ઓફિસે મળી જાય તેવી રીતે મોકલી આપવી તથા આ અરજીની સાથે ઉમેદવારે જે શાળામાંથી કલમ ૩ જી પ્રમાણેની પરીક્ષા પાસ કરી હોય તેના મુખ્ય શિક્ષકનું મુકરર કરેલા નમુના પ્રમાણેનું સર્ટિફિકેટ ભરાવી મોકલવું.

૫. (क) અપૂર્ણ અથવા અનિયમિત રીતે પુરેલાં અને વખતસર નહિ પહોંચેલા સર્ટિફિકેટ તથા અરજીઓ કોઈપણ સંજોગોમાં સ્વીકારવામાં આવશે નહિ.

(ख) દરેક ઉમેદવાર માટે જુદી અરજી તથા જુદું સર્ટિફિકેટ જોઈશે.

૬. પરીક્ષા માટે કંઈ દાખલ ફી લેવામાં આવશે નહિ, પણ સ્ટેશનરી વગેરે ખર્ચના માટે આ ઓફિસ વખતોવખત નક્કી કરે તે રકમ ઉમેદવાર પાસેથી પરીક્ષા શરૂ થયા પહેલાં લેવામાં આવશે.

૭. મુંબઈ સરકારના કેળવણીખાતા તરફથી સને ૧૯૧૩ માં પ્રસિદ્ધ થએલા ગુજરાતી સાતમા ધોરણના અભ્યાસક્રમ મુજબ પરીક્ષા લેવાશે પણ ગુજરાતી વિષયની પરીક્ષા નીચે મુજબ લેવાશે:— માર્ક

| | | |
|---|---|---|
| (ક) લેખી પરીક્ષા | ૧. ગુજરાતી સરકારી વાચનમાળા પુસ્તક સાતમાના સામાન્ય જ્ઞાનના પાઠોની લેખી પરીક્ષા. | ૫૦ |
| | ૨. વ્યાકરણ, વ્યુત્પત્તિ, પિંગળ અને નિબંધ. | ૫૦ |
| | ૩. અક્ષર. | ૨૦ |

(ખ) મોઢાની પરીક્ષા. ૩૦

આ પરીક્ષા માટે સાતમી ચોપડીની નીચેની કવિતાઓ મુખપાઠ તથા અર્થ સાથે લેવાને મુકરર કરેલી છે:—

પાઠ ૩, ૭, ૧૨, ૧૬ (ફક્ત ધર્મ વિષેની), ૩૨.

(ગ) સાયન્સ તથા આરોગ્ય વિજ્ઞાનના વિષયમાં વે. ઇ. સ્ટે. એ. ના મહે. એજ્યુ. ઓફિસર સાહેબના સર. નાં. ૭ તા. ૨૬–૬–૨૮ થી સુધારેલા અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે (આ અભ્યાસક્રમ "સૌરાષ્ટ્ર શિક્ષક" ના નવેમ્બર સને ૧૯૨૮ ના અંકમાં પ્રગટ કરવામાં આવ્યો છે).

(ઘ) ભૂમિતિનો સુધારેલો અભ્યાસક્રમ મે ૧૯૩૩ ના સૌરાષ્ટ્ર શિક્ષકમાં છપાએલો છે તે મુજબ પરીક્ષા લેવાશે.

૮. છેક નાના કદના, કાનની કે આંખની શક્તિમાં ખામીવાળા, ઓબડ કે અશુદ્ધ ઉચ્ચારવાળા તથા દાકતરી પરીક્ષામાં નાપાસ થએલા ઉમેદવારને કોલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

**૯. હંટર ટ્રેનિંગ કોલેજમાં અત્યાર સુધી એક પ્રાવેશિક વર્ગ જુન આખરથી ખોલવામાં આવતો તેની હવે જરૂર ન હોવાથી આ વર્ષથી બંધ કરવામાં આવ્યો છે.**

હંટર ટ્રેનિંગ કોલેજ ફોર મેન, મૂ. ચ. પટેલ
રાજકોટ તા. ૨૧–૪–૩૪. પ્રિન્સિપાલ.

## હંટર ટ્રેનિંગ કોલેજ ફોર મેનની પ્રાવેશિક પરીક્ષા.

### ઉમેદવારની અરજીનો નમુનો

(આ અરજી પોતાના હાથદસ્તની જોઈએ)

મહેરબાન હંટર ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ સાહેબ,

મુ. રાજકોટ.

વિનતિ એ છે જે રાજકોટ મુકામે થનારી આવતી પ્રાવેશિક પરીક્ષામાં બેસવાની મને પરવાનગી આપવા મહેરબાની કરશો.

આ સાથે મારૂં સર્ટિફિકેટ રજુ રાખ્યું છે.

તા.  આપનો આજ્ઞાંકિત સેવક

(સહી, નામ, બાપનું નામ તથા અટક)

પુરૂં શિરનામું:—

જા. નાં.

### (સર્ટિફિકેટનો નમુનો)

મોજે  તાલુકે  પ્રાંત  ની સ્કૂલે હંટર ટ્રેનિંગ કોલેજ ફોર મેનની સને ૧૯૩૪ ની સાલની પ્રાવેશિક પરીક્ષા આપવા ઇચ્છતા ઉમેદવારને આપેલ સર્ટિફિકેટ રવાના તારીખ.

| જાત. | ઇસ્વીસન પ્રમાણે જન્મ તારીખ. | | | તારીખ ૧-૧૨-૩૪ સુધીની ઉમર. | | | મૂળ વતન કે જન્મભૂમિ. | ઉમેદવાર ક્યા સ્ટેટ, કઈ એજન્સિ કે ક્યા જિલ્લામાંથી પરીક્ષા આપવા આવે છે. | કઈ પરીક્ષામાં પાસ છે. (ક. ૩) | કઈ શાળામાંથી છેલ્લી પરીક્ષા પાસ કરી છે. | શિક્ષક છે કે વિદ્યાર્થી ? શિક્ષક હોય તો ક્યાં કેટલા વખતથી ? | ચાલચલગત વિષે અભિપ્રાય. | શારીરિક ખોડ હોય તો તે કઈ છે. | રિમા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | તારીખ. | માસ. | સન. | વરસ. | માસ. | દિવસ. | | | | | | | | |
| ૨ | ૩ | | | ૪ | | | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| | | | | | | | | | | | | | | |

મુખ્ય શિક્ષક

# સરકારી જાહેરખબર

મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન પુના, મુંબઇના તા. ૪-૫-૩૪ ના હુકમ નં. ૨૪-ડીમાં જણાવેલી સૂચનાનુસાર સ્ત્રીઓ માટેની વર્નાક્યુલર ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશન માટે સર્ટિફિકેટ પરીક્ષાના અભ્યાસક્રમના ત્રીજા વિષય-ગણિતમાં નીચે પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છેઃ—

| પરીક્ષાનો વિષય | લેખી પરીક્ષા | | | મુખપરીક્ષા અથવા વહેવારૂ પરીક્ષા | | |
|---|---|---|---|---|---|---|
| | પહેલું વર્ષ જુનિઅર | પહેલું વર્ષ સિનિઅર | બીજું વર્ષ | પહેલું વર્ષ જુનિઅર | પહેલું વર્ષ સિનિઅર | બીજું વર્ષ |
| ૩. ગણિત (૩½ કલાક) | | | | | | |
| (અ) અંકગણિત ગુહનામા સહિત (૩ કલાક) | ૧૨૫ | ૧૨૫ | ૧૨૫ | | | |
| (બ) મુખગણિત (૧૫ મિનિટ) | | | | ૨૫ | ૨૫ | ૨૫ |

(અ) પેટાવિષય માટેના ૧૨૫ માર્કમાંથી ૧૦૦ માર્ક અંકગણિત અને ૨૫ માર્ક ગુહનામા માટે રાખવા.

માર્કની આ નવી વહેંચણી સને ૧૯૩૫ થી એટલે કે જુનિઅર અને સર્ટિફિકેટ માટેની આવતી સાલની પરીક્ષા વખતે અમલમાં મૂકવી.

(સહી) એન. એ. કાદરી
ફૉર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(મે. એજ્યુ. ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧૯ મી મે, ૧૯૩૪ ના હુકમ નંબર ૧૮૧૯ માં કરેલી સૂચનાનુસાર)

## શુદ્ધિપત્રક

"એપ્રિલ ૧૯૩૪ ના અંકમાં ૧૯૧ મે પાને છપાએલા પુસ્તકોના લીસ્ટમાં પુસ્તક નં. ૯ " નવીન બાળનોમું " ના કર્તા તરીકે મિ. કે. પી. મહેતા ને બદલે મિ. કે. પી. મહેતા અને એસ. ડી. દવે એમ વાંચવું.

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી
ફૉર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮ | વ્યાકરણના પહેલા પાઠો પુસ્તક ૩ (સને ૧૯૩૩ ની આવૃત્તિ) | મિ. એસ. ઓ. દવે | મંદિર ગાંધીરોડ, અમદાવાદ | ૦—૫—૦ | પાઠ્યપુસ્તક | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો માટે. |
| ૯ | નવયુગ પુસ્તકમાળા—બાળવિનોદ, ભાગ ૩ | મિ. એમ. ટી. વ્યાસ | શ્રી કર્ણાટક પ્રિન્ટિંગપ્રેસ, ઠાકુરદ્વાર, મુંબઈ ૨ | ૦—૩—૬ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૦ | ,, ભાગ ૪ | ,, | ,, | ૦—૪—૦ | ,, | ,, |
| ૧૧ | ,, ભાગ ૫ | ,, | ,, | ૦—૪—૬ | ,, | ,, |
| ૧૨ | બ્રિટિશ રાજ્યબંધારણ (સને ૧૯૩૩ની આવૃત્તિ) | મિ. વી. એસ. રાવળ | મિ. વી. એસ. ગવળ, ભાવસિંહજી હાઇસ્કૂલ, પોરબંદર | ૦—૪—૦ | ,, | માધ્યમિક સ્કૂલો માટે. |
| ૧૩ | નવયુગ વાચનમાળા—બાળપોથી ભાગ ૧ | મિ. એમ. ટી. વ્યાસ અને મિ. એલ. આર. દેસાઈ | શ્રી કર્ણાટક પ્રિન્ટિંગપ્રેસ, ઠાકુરદ્વાર, મુંબઈ ૨ | ૦—૨—૬ | ,, | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૪ | ,, ,, ભાગ ૨ | ,, | ,, | ૦—૨—૦ | ,, | ,, |
| ૧૫ | ,, પુસ્તક ૧ | ,, | ,, | ૦—૩—૬ | ,, | ,, |
| ૧૬ | નવીન બાળભૂમિતિ ધોરણ ૪ (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. કે. પી. મહેતા અને મિ. એસ. ડી. દવે | મિ. ઇચ્છાલાલ એમ. શાહ, શાહપોર, સુરત | ૦—૮—૦ | પાઠ્યપુસ્તક | પ્રાથમિક સ્કૂલો માટે. |
| ૧૭ | ,, ધોરણ ૩ ,, | ,, | ,, | ૦—૨—૬ | લાયબ્રેરી | ,, |
| ૧૮ | ,, ધોરણ ૨ | ,, | ,, | ૦—૨—૬ | ,, | ,, |
| ૧૯ | ,, ધોરણ ૧ | ,, | ,, | ૦—૨—૦ | ,, | ,, |
| ૨૦ | ,, બાળવર્ગ | ,, | ,, | ૦—૨—૦ | ,, | ,, |
| ૨૧ | ગુજરાતની ભૂગોળ (સને ૧૯૩૧ની પહેલી આવૃત્તિ) | મિ. એન. ડી. કવી | શ્રી મેનેજર, પ્રેમભક્તિ શિક્ષણમાળા, અમદાવાદ | ૦—૬—૦ | ચાલુ વાચન તરીકે | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૦ | સોરઠી વિભૂતિઓ (પહેલી આવૃત્તિ) | મિ. મનુભાઈ જોધાણી | નવયુગ [illegible] ભંડાર, અમદાવાદ. | ૦—૧૦—૦ (કાગળનું પૂંઠું) ૦—૧૨—૦ (લુગડાનું પૂંઠું) | ઇનામ અને લાયબ્રેરી માટે. | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૩૧ | હઝરત મહમ્મદ પયગંબર સાહેબ (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | મિ. આઈ. એ. બવાઝીર | ,, | ૦—૬—૦ | ,, | |
| ૩૨ | સીમંતિની (પહેલી આવૃત્તિ) | મિ. યજુર્વેદી | ,, રાજકોટ | ૦—૧૨—૦ (કાગળનું પૂંઠું) ૧—૦—૦ (લુગડાનું પૂંઠું) | ,, | |
| ૩૩ | નવવિધાન (સને ૧૯૩૧ની પહેલી આવૃત્તિ) | મિ. કસનસિંહ ચાવડા | નવયુગ પુસ્તકભંડાર, અમદાવાદ | ૦—૬—૦ | ઇનામ અને લાયબ્રેરી માટે | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૩૪ | ગૃહનીતિ (પહેલી આવૃત્તિ) | મિ. એમ. આઈ. દવે | ,, | ૦—૧૨—૦ (કાગળનું પૂંઠું) ૦—૧૪—૦ (લુગડાનું પૂંઠું) | ,, | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ કૉલેજો માટે. |
| ૩૫ | ગૃહશિક્ષણ (પહેલી આવૃત્તિ) | ,, | ,, રાજકોટ | ૧—૦—૦ (કાગળનું પૂંઠું) ૧—૪—૦ (લુગડાનું પૂંઠું) | લાયબ્રેરી માટે | ,, |
| ૩૬ | પટેલકૃત નવો દેશહિસાબ | મિ. એમ. કે. પટેલ | મિ. મોતીભાઈ ખુશાલભાઈ પટેલ સુપરવાઈઝર, ડિ. લો. બો. ખેડા, નડિયાદ | ૦—૧—૬ | | પ્રાથમિક સ્કૂલો માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૭ બાળભૂમિતિ અને નકશું (સને ૧૯૩૩ની આવૃત્તિ) | મિ. ડી. ટી. જોગાણી | મિ. દાદાભાઈ ટી. મોજનજી, હવેલીપોળ, રાયપુર, અમદાવાદ | ૦—૨—૦ | ટીચર્સ લાયબ્રેરી માટે | " |
| ૩૮ પ્રેમભક્તિ શિક્ષણમાળા વ્યવહાર ગુજરાતી વ્યાકરણ | મિ. એન. ડી. કવી | મિ. આનંદ એ. કવી, અમદાવાદ | ૦—૨—૬ | લાયબ્રેરી માટે | " |

ટીકાઃ—ગુજરાત શાળાપત્રના ફેબ્રુઆરિ ૧૯૩૪ના પૃષ્ઠ ૧૦૪ ઉપર "સરળ બાળ અંકગણિત (ધોરણ ૪થા માટે) એમ છાપ્યું છે તો તે સુધારીને "સરળ બાળ અંકગણિત (ધોરણ ૪થા સુધી) સને ૧૯૩૩ની આઠમી આવૃત્તિ વાંચવું."

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી

ફોર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. બા. ના. ગ્રે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૨-૫-૧૯૩૪ ના પત્ર નં. ૧૫૭૪ માં કરેલી સૂચનાનુસાર)

---

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૦ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૬૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| ૬ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૩૦ |
| ત્રણ માસ | રૂ. ૨૫ | રૂ. ૨૦ | રૂ. ૧૫ |
| એક માસ | રૂ. ૧૨ | રૂ. ૧૦ | રૂ. ૭ |

## જાહેરખબર

### નવરોજજી પેસ્તનજી વકીલ સ્કોલરશિપ માટેની પરીક્ષા

૧ અમદાવાદ શહેર અને તેની આજુબાજુ આવેલી સરકારે સ્વીકારેલી કોઈપણ શાળામાં અભ્યાસ કરતી હિંદી છોકરીઓને નવરોજજી પેસ્તનજી વકીલની ચાર સ્કોલરશિપ આપવાને માટે સ્પર્ધાની પરીક્ષા તા. ૧૬ મી ઑગસ્ટ સને ૧૯૩૪ ને દિવસે અને તે પછીના દિવસોએ અગીઆરથી પાંચ સુધી અમદાવાદમાં મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે.

૨ આ પરીક્ષા મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબ લેશે. આ પરીક્ષામાં બેસવાની અરજી મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ અમદાવાદ એ શિરનામે કરવી.

તા. ૧૬મી જુલાઈ સને ૧૯૩૪ ને દિવસે અથવા તે પહેલાં પહોંચે એવી રીતે અરજી મોકલી આપવી. તે દિવસ પછી એકપણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૩ આ પરીક્ષામાં બેસવા ઇચ્છનાર ઉમેદવારો કેટલી ઉમરના હોવા જોઈએ, પરીક્ષા કયા કયા વિષયોમાં લેવામાં આવશે, સ્કોલરશિપો કેટલી કિંમતની છે અને કેટલો વખત ચાલશે વગેરે બાબતની માહિતી આ પરીક્ષાના નિયમો ઉપરથી માલમ પડશે.

સ્કૂલબોર્ડ ઑફિસ,
અમદાવાદ મ્યુનિસિપાલિટી,
તા. ૧૯-૬-૧૯૩૪.

(સહી) બળવંતરાય પ્ર. ઠાકોર
પ્રમુખ,
અમદાવાદ મ્યુનિસિપાલીટી.

---

## ઈનામપત્રક

### રાજપીપળા સ્ટેટ.

| | | | |
|---|---|---|---|
| જામ્બોઇ | પ્રીચવાડાના મહંત પંગતપુરીએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| રાજપીપળા | સ્કૂલ કમિટિના મેમ્બર શેઠ ઇનાયતહુસેન કમરૂદ્દીને. | ૮—૬—૦ | વિદ્યાર્થીઓને પુસ્તકો તથા સ્લેટો વહેંચી. |
| માંગરોળ | પંડયા મનુભાઇ તેલાશંકરે પોતાના પુત્રની જન્મગાંઠ પ્રસંગે | ૩—૦—૦ | બાળાઓને પિત્તળની વાટકીઓ વહેંચી. |
| હરિપુરા | ઉચ્છદના પંચોળી ભીખાભાઇ ભગવાનદાસે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મે. ઠાકોર સાહેબ તરફથી ગં.સ્વ. ઠકરાણી ગુમાનબાએ | ૧૫—૪—૦ | ,, તથા પિત્તળના પ્યાલા રકાબી વહેંચ્યા. |

| | | | |
|---|---|---|---|
| પ્રાંશોલી | સ્કૂલ કમિટિનામેમ્બર ઠાકોર પીલુદરીઆ ઉમેદભાઇ દુલાભાઇએ | ૨—૮—૦ | સાકર વહેંચી. |
| લાછરસ | અ. સૌ. હીરાગૌરી મગનલાલ ત્રવે ગરબા ગાનારી બાળાઓને | ૩—૦—૦<br>૭—૦—૦ | ચાંયલના કકડા વહેંચ્યા તથા પતાસા વહેંચ્યાં. |
| | અ. સૌ. કંચનબા લક્ષ્મીપ્રસાદ મહેતાએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | પટેલ વાઘજીભાઇ માધવભાઇએ એમના પિતાશ્રીના મરણ ક્રીયા પ્રસગે | ૩૫—૦—૦ | બાળાઓને જમાડી. |
| | ભાયલીના પટેલ અંબાલાલ ભાઇલાલભાઇએ પોતાના લગ્ન પ્રસગે | ૫૦—૦—૦ | બાળાઓને પિત્તળના ડાબડા નં. ૧૧૮ વહેંચ્યા. |
| રાજપીપળા | મે. દિવાન સાહેબના અ. સૌ. ધર્મપત્નિ શ્રીમતી તહેમીના પીરોઝશા કોટાવાલાએ | ૧૦—૦—૦ | બાળાઓને પતાસા વહેંચ્યાં. |

## મહિકાંઠા એજન્સિ

| | | | |
|---|---|---|---|
| તાણા | મંદીરના મહારાજશ્રી કમળદાસજીએ સ્કૂલના નવા મકાનનું વાસ્તુ કર્યું તે પ્રસંગે | ...<br>૯—૪—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પેન તથા ચોપડીઓ વહેંચી. |
| | સ્કૂલકમિટીના મેમ્બરોએ | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| ગુંદસણ | ડાભા તાલુકાના ઠાકોરસાહેબશ્રીએ | ૭—૦—૦<br>૨—૦—૦ | વિદ્યાર્થીને પિત્તળના પ્યાલા તથા મિઠાઈ વહેંચી. |
| સિયાવાડા | પા. આદરભાઈ દેસાઇભાઇ સ્કૂલકમિટીના મેમ્બરે પાટીદાર તરફથી | ૧૫—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| | પા. આદરભાઈ દેસાઈભાઇએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પટેલ કોલાભાઈ બહેચરદાસે | ૩—૪—૦ | મુંબઈ ઇલાકાનો નકશો ભેટ આપ્યો. |
| | પોલિસપટેલ ઉદેસંગ વજેસંગે | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| ઝેર | શાહ નથલચંદ ફતેચંદે પોતાના પુત્ર જસવતલાલને નિશાળે બેસાડયો તે પ્રસંગે | ૧—૦—૦<br>૨—૦—૦<br>૩—૦—૦ | કાગળ તથા પેન્સિલો તથા પતાસા વહેંચ્યા તથા સ્કૂલના ફંડમાં આપ્યા. |
| | શાહ જીવણલાલ પુરસોતમે પોતાના પુત્ર ઇન્દ્રવદનને નિશાળે બેસાડયો તે પ્રસંગે | ૧—૦—૦<br>૨—૦—૦<br>૩—૦—૦ | કાગળ તથા પેન્સિલો તથા મિઠાઈ વહેંચી તથા સ્કૂલના ફંડમાં આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| ઝેર | શાહ મગનલાલ હરજીવન સુણુદાવાલા તરફથી પોતાના પુત્ર સુમનને નિશાળે બેસાડ્યો તે પ્રસંગે | ૧—૦—૦<br>૩—૦—૦<br>૧૦—૦—૦<br>૨૦—૦—૦ | કાગળ પેન્સિલો તથા મિઠાઈ વહેંચી તથા ક્રિકેટફંડમાં આપ્યા તથા વિદ્યાર્થી માટે પાટલીઓ નં. ૨ આપી. |
| ઘોડાસર | મે. ઠાકોરસાહેબ ફત્તેસિંહજી આર તરફથી | ૫૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | મિ. ભોગીલાલ મગનલાલ શાહ | ૫૦—૦—૦ | ,, તથા એક પાટલી બેસવા માટે આપી. |
| | મે. ઠાકોરસાહેબ ફત્તેસિંહજીએ | ૨૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | મે. કદવાલના મેનેજરસાહેબના પુત્રને નિશાળે બેસાડ્યો તે પ્રસંગે | | |
| | નીરમાલીના માસ્તર બુદ્ધિસાગર મલુકચંદ | ૪૨—૦—૦ | બંને સ્કૂલો જમાડી તથા રૂ. ૨) સ્કૂલફંડમાં આપ્યા |
| | શાહ કાળીદાસ હરિભાઈએ | ૪૨—૦—૦ | ,, ,, તથા રૂ. ૨, સ્કૂલફંડમાં આપ્યા. |
| | કદવાલનાં ઠકરાણીસાહેબે | ૬૦—૦—૦ | બંને સ્કૂલો જમાડી તથ છોકરાઓ માટે બેંચ લાવવા ફંડમાં રૂ. ૧૦) આપ્યા અને કન્યાશાળામાં ઘડિઆળ આપવા કહ્યું છે. |
| બારસુવાડ | ઠા. રણાજી હીરાજી તથા ઠા. ચંદાજી ગગાજી તથા ઠા. હીરાજી ધીરાજી તથા ઠા. જેસંગજી ભાથીજી તથા ઠા. બેચરજી બાવાજી તથા ઠા. ખોગાજી છતાજી તથા ઠા. કેશરીસીહજી ભારૂજી તથા ઠા. ભુલાજી ફકીરજીએ મળી | ૧૬—૮—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| પેથાપુર | મર્હુમ શેઠ ભોગીલાલ કચરાદાસના ફંડમાંથી ટ્રસ્ટી માણેકચંદ ફતેચંદ તથા શેઠ પ્રભુદાસ મોતીચંદ મે. મેનેજર સાહેબના હસ્તે | ૪૦—૦—૦ | કન્યાશાળામાં સાડીઓ તથા રેશમનું લુગડું ઇનામ તરીકે વહેંચ્યું. |
| લીહોડા | શાહ છોટાલાલ લાલચંદ કોન્ટ્રાક્ટરે | ૩—૦—૦ | પતાસાં, દૂધ તથા બાળાઓને નોટો વહેંચી. |
| | પટેલ હરિભાઇ મથુરદાસે | ૩—૦—૦ | પરબ ખાતે આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| લીહોડા | દહેગામના શાહ કાન્તિલાલ સોમચંદભાઇએ | ૨—૦—૦ | પરચુ ખાતે આપ્યા. |
| | મેળાવિત સભ્યો તરફથી | ૬—૮—૦ | પરચફંડમાં આપ્યા. |
| | અલીણાના ખડાયતા ગોર સાંકળચંદ કે. અંબાલાલ રણછોડદાસ જાની | ૩—૦—૦ | પુત્રજન્મની ખુશાલીમાં પતાસા વહેંચ્યાં. |
| | જીંડવાના દાનવીર શેઠ મંગળદાસ પાનાચંદે | ૨૧—૦—૦ | બાળાઓને રેશમી કકડા તથા પરચુ ખાતે તથા કાપડ વાર ૧૬ તથા પતાસાં વહેંચ્યાં. |
| | શાહ કોદરલાલ મગનલાલ તથા શાહ મથુરદાસ રણછોડદાસે | ૧—૦—૦ | ઘડિઆળ રિપેર કરવા માટે રોકડો આપ્યો. |
| | શાહ દામોદરદાસ હરજીવનદાસ તથા શાહ દામોદરદાસ મલુકચંદભાઈએ | ૨—૦—૦ | બાળાઓ માટે રંગીન ડાબીઆ એક ડઝન આપ્યા. |
| ધીમા | જાગીરદાર શ્રી ધનરાજજી ઉમેદસિંહજી ચૌહાણે | ૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મીસ્ત્રી ભગવાનલાલ હરિશંકરે | ૮—૦—૦ | ,, |
| લીહોડા | શાહ દામોદરદાસ મલુકચંદભાઇ પ્રેસિડેન્ટ, મહિકાંઠા ટયુટોરિયલ ક્રુપનાએ | ૯—૦—૦ | ગરબા ગાનાર, બાળાઓને કાપડ તથા રોકડ, સ્કાઉટોને રોકડ ઇનામ આપ્યું તથા મિઠાઈ વહેંચી. |
| | શાહ જેઠાલાલ હરજીવનદાસ વાઇસ પ્રેસિડેન્ટ મહિકાંઠા ટયુટોરિઅલ ક્રુપનાએ | ૯—૦—૦ | |
| | ઠાકોર ભુપતાજી લીલાજીએ | ૧—૦—૦ | |
| | શેઠ ખુશુરામ શોભારામે | ૨—૮—૦ | |
| | આંબલીઆરા સ્ટેટના નામદાર દરબારશ્રી કેસરીસિંહજી સાહેબે | ૨—૦—૦ | |
| અડપોદરા | સ્કૂલકમિટિના મેમ્બર શેઠજી નગીનદાસ ડુંગરસીએ | ૮—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| | બીજા ગૃહસ્થોએ | ૩—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| લીહોડા | શાહ નાનચંદ પુંજાદાસ દહેગામવાળાએ | ૨—૦—૦ | પરચફંડમા આપ્યા. |
| | ઠાકોર ચંદાજી અમુજી | ૧—૦—૦ | નવા વર્ષે પતાસા વહેંચ્યા તથા ગરબા ગાનારી બાળાઓને તથા રાસ ખેલનાર સ્કાઉટોને રોકડ ઇનામ આપ્યું. |
| | ઠાકોર ભુપતાજી લીલાજી | ૦—૮—૦ | |
| | ઠાકોર પુંજાજી રણછોડજી | ૦—૮—૦ | |
| | ઠાકોર ચતુરજી બાપાજી | ૦—૮—૦ | |
| | ઠાકોર અંદરજી અમુજી, ભુધરજી અમુજી અને ઠાકોર માધાજી ડાહ્યાજીએ | ૧—૦—૦ | |

[ પુસ્તક ૭૩ ]   [ અંક ૮

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## ઑગસ્ટ સને ૧૯૩૪

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા, તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. સલાપોસ રોડ—અમદાવાદ

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૩ ] ઑગસ્ટ ૧૯૩૪ [ અંક ૮

## ભાષાશિક્ષણ

ભાષાના સારા અભ્યાસ માટે નીચે જણાવેલા નિયમો ધ્યાનમાં રાખવા જેવા છેઃ—

**(૧) આરંભની તૈયારી:**—જે ભાષા દરરોજ બોલવામાં આવે છે તે શીખવાનું બાળકમાં કુદરતી વલણ હોય છે. તેનો વિકાસ યોગ્ય તાલીમથી કરીને તેને આગળ ઉપર વધારે અભ્યાસ કરવાને માટે લાયક બનાવી શકાય છે. ભાષાશિક્ષણનો આધાર સારી ટેવના ઉપર છે. જો કે બાળક કુદરતી રીતે ઘણું ભાષાજ્ઞાન મેળવી શકે છે, તોપણ તેના અભ્યાસને માટે રીતસરનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાની જરૂર છે. પ્રથમ તો બાળક જે કંઈ સાંભળે તે ગ્રહણ કરી શકે તેને માટે તેની શક્તિનો વિકાસ કરવો જોઈએ. હાલમાં આંખનો ઉપયોગ કરીને વાચનદ્વારા આપણે એટલું બધું શીખવીએ છીએ કે કાન વડે એટલે સાભળીને તેવું જ્ઞાન મેળવવાનું ઘણું મુશ્કેલ થઈ પડયું છે. આ કારણને લીધે શિક્ષકે કર્ણેન્દ્રિયની કેળવણી માટે ખાસ તાલીમ આપવી જોઈએ કે જેથી તે આરંભમાંજ જુદા જુદા સ્વર અને વ્યંજનના ઉચ્ચાર શુદ્ધ અને સ્પષ્ટ રીતે કરી શકે જ્યાંસુધી બાળકને મૂળાક્ષરોના શુદ્ધ ઉચ્ચાર કરતાં આવડે નહિ, ત્યાંસુધી તે વાકયો બરાબર બોલી શકશે નહિ. સ્વર અને વ્યંજનનાં જુદાં જુદાં રૂપ તથા મૂળાક્ષરના અને જોડાક્ષરોના સ્પષ્ટ ઉચ્ચાર પ્રથમથીજ બાળક પાસે કરાવવાની ખાસ અગત્ય છે. વળી અવાજના જુદા જુદા ભેદનું જ્ઞાન પણ

શિક્ષકે બાળકો પાસે તે બોલાવીને કરાવવાની જરૂર છે તેનામાં નકલ કરવાની શક્તિ પ્રબળ હોવાથી તે જલદીથી તે શીખી શકે છે. અઘરા શબ્દોના ઉચ્ચાર આખા વર્ગ પાસે વારંવાર કરાવવાથી તેઓ શુદ્ધ બોલી શકે છે. જે બાળક અમુક શબ્દસમૂહ કે વાક્ય બરાબર ભૂલ વગર બોલી શકે છે તે ભાષાજ્ઞાનમાં સારી પ્રગતિ કરે છે. વળી નકલ કરવાની પ્રેરણા સાથે તેનામાં જલદી યાદ રાખવાની શક્તિ હોય છે. તે શક્તિ ભાષા-શિક્ષણમાં ઘણી મદદકર્તા થઈ પડે છે. તેને લીધે અમુક શબ્દ કે શબ્દસમૂહનું વારંવાર પુનરાવર્તન કરાવી તે શુદ્ધ બોલવાનું કામ સરળ રીતે થઈ શકે છે. બાળક આગળ ઉપર સાંભળવા કરતાં આંખનો ઉપયોગ કરી એટલે વાંચીને વધારે શીખે છે; પણ ખરી રીતે તો પ્રથમ તે જે કંઈ **સાંભળે** તે ફરીથી બોલી બતાવતાં તેને આવડવું જોઈએ. ઘણી વખત આપણે ધારીએ છીએ કે આપણે કેવળ આંખની મદદથી શીખીએ છીએ, પણ ખરી રીતે જોતાં તેનું શાંત ઉચ્ચારણ મનમાં થાય છે. આ કારણને લીધે શિક્ષકે પ્રથમ બાળકોની સાથે ધીમેથી સ્પષ્ટ રીતે વર્ગના સામાન્ય પરિચિત પદાર્થ સંબંધી વાતચીત કરવી જોઈએ. જે બાબતમાં તેમને રસ પડે તેને લગતી વાતચીત શિક્ષકે જુદી જુદી શૈલીથી કરવી કે જેથી તેની અસર તેમના મન ઉપર થાય. વળી ચિત્રવર્ણન કરવાથી પણ તેમાં તેમને રસ પડે છે. પછી અદ્‌ભુત વાર્તા કહેવાથી બાળકોને સારો આનંદ પડે છે અને તેથી તેઓ શિક્ષકની ભાષાનું સારી રીતે અનુકરણ કરી શકે છે.

(૨) ટેવ:—આપણે આગળ જોઈ ગયા છીએ કે ભાષાશિક્ષણનો આધાર મુખ્યત્વે ટેવ ઉપર છે. બાળક ભાષાનો જેવો પ્રયોગ થએલો સાંભળે છે તેવું જ્ઞાન મેળવે છે. જ્યાંસુધી અમુક અક્ષર, શબ્દ કે શબ્દસમૂહ બાળક સ્વતઃ રીતે વાપરી શકે નહિ, ત્યાંસુધી તેને તે આવડે છે તેમ કહી શકાય નહિ. જે શબ્દનો પ્રયોગ વારંવાર કરવામાં આવે છે તેની છાપ મગજમાં એવી દૃઢ રીતે પડે છે કે તે યંત્રવત્ બોલવામાં આવે છે; તેથી ભાષા સંબંધી જે કંઈ બાળકને શીખવવું હોય, તે ટેવના રૂપમાં હોવું જોઈએ. તેને જે ટેવ પડી હોય તેનો બરાબર શિક્ષકે ઉપયોગ કરવો અને જે નવી ટેવ પાડવાની હોય તે પણ તેને પાડતાં શીખવવું જોઈએ. બાળક જે કંઈ બોલતાં શીખ્યું હોય છે, તે ટેવના બળને લીધે છે; કારણ કે વારંવાર તેનો ઉપયોગ થવાથી તે સંસ્કાર તેના મગજમાં સ્થાયી પડ્યા હોય છે. ભાષાજ્ઞાનની તાલીમ માટે નાનપણથી સારી ટેવ પાડવાની ખાસ જરૂર છે, એ હરકોઈ મનુષ્ય સહેજ રીતે સમજી શકે એમ છે.

**(૩) ચોકસાઈ:**—જ્યારે રૂઢ શબ્દનો પ્રયોગ થવાને બદલે ગમે તેમ તે બોલવામાં આવે છે ત્યારે તે ભૂલ તરીકે ગણાય છે. સાધારણ રીતે બાળકો બોલવામાં કે લખવામાં ખોટા કે અશુદ્ધ શબ્દનો ઉપયોગ કરે છે તે અટકાવવાને માટે શિક્ષકે ખાસ પ્રયોગ કરવો જોઈએ. વળી શબ્દોચ્ચારની જે પ્રાન્તિકતા આપણે ત્યાં જોવામાં આવે છે તે સુધારવાને માટે બરાબર પ્રયાસ થવાની જરૂર છે. બાળકોને મૂળાક્ષરોનો ઉચ્ચાર કરતા વારંવાર પ્રયત્ન કરીને શીખવવો જોઈએ. કેટલીક વખત અયોગ્ય શબ્દ ઉપર ભાર મૂકવામાં આવે છે. વળી સરળ વાચન કરવાને બદલે બહુ ઝડપથી વાંચીને તેમાં તેઓ ભૂલો કરે છે. આ ઉપરાન્ત લખવામાં પણ કાળજી નહિ રાખવાથી ભૂલો થાય છે. શબ્દસમૂહ બરાબર નહિ પાડવાથી તેનું વાચન ભાવપૂર્વક થઈ શકતું નથી. **કોઈપણ રીતે બાળકને બેદરકારીથી બોલવાની કે લખવાની ટેવ પડવા દેવી જોઈએ નહિ.** જ્યારે બાળકમાં ચોકસાઈનો ગુણ આવે છે ત્યારે ભાષાશિક્ષણમાં સારો સુધારો થઈ શકે છે. જો તેને ભાષાની તાલીમ લેતી વખતે ખોટી ટેવો પડે છે તો તે કંઈ પણ સારૂં કામ આગળ ઉપર કરી શકતું નથી; માટે આરંભમાં ભાષાશિક્ષણની સારી ટેવો પાડવાની ખાસ કાળજી રાખવાની જરૂર છે.

**(૪) ક્રમ:**—જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર જવું એ શિક્ષણનો ધોરી નિયમ છે. તેનો ઉપયોગ ભાષાશિક્ષણમા થવાની જરૂર છે, કારણ કે પ્રથમ સહેલી બાબત શીખવવામાં આવે તો પછી અઘરી બાબત શીખવાને બાળકને કંટાળો આવતો નથી. આરંભમા બાળકનો અભ્યાસ ધીમો હોવાની જરૂર છે, કારણ કે તે વખતે કેવી રીતે શીખવું તે એ શીખે છે. પછીથી તે અભ્યાસમાં ઘણો આગળ વધી શકે છે. શબ્દશિક્ષણ ક્રમિક રીતે થવાની જરૂર છે. તેમજ વ્યાકરણનો વિષય પણ તેજ શૈલીથી શીખવવો જોઈએ. વધારે અગત્યની બાબત પ્રથમ શીખવવી અને ઓછી જરૂરની બાબત પાછળથી શીખવવી જોઈએ. શબ્દથી શિક્ષણની શરૂઆત કરવી એ શાસ્ત્રીય રીત નથી. ખરી રીતે તો વાક્યથી આરંભ કરવો જોઈએ. બાળકને જે કંઈ નવું શીખવાનું હોય તે લખેલું વાંચીને શીખવવું તેના કરતાં સાંભળીને શીખવવું તે વધારે જરૂરનું છે. જે શબ્દો નવા હોય તે પ્રથમ સાંભળીને બાળકે તે પ્રમાણે બોલવા જોઈએ. વળી બાળકે અમુક શબ્દો વારંવાર બરાબર સાંભળ્યા પછી તેમનો ઉચ્ચાર કરવો જોઈએ. અઘરા શબ્દોનો ઉચ્ચાર પ્રથમ શિક્ષક કરે છે ને પછી વર્ગ

પાસે તેનો ઉચ્ચાર કરાવ્યા પછી ફકરાનું વાચન થાય છે એ રીત યોગ્ય છે. વળી જે બાબત થોડા વખત પર શીખવી હોય તેનું તરત પુનરાવર્તન કરવું એ લાભકારક છે. જ્યાંસુધી બાળકને ભાષાશિક્ષણ સંબંધી અમુક પ્રકારની ટેવ પડી હોય નહિ, ત્યાંસુધી તેને ગમે તેમ બોલવાનું કે લખવાનું કહેવું જોઈએ નહિ.

(૫) **પ્રમાણ:**—ભાષાશિક્ષણના જે જુદાં જુદાં અંગ છે તેના ઉપર જોઈતું લક્ષ નહિ આપવાથી અમુક બાબત કાચી રહે છે અને બીજી બાબત ઉપર વિશેષ ધ્યાન આપવાથી તે પાકી થાય છે. ભાષાશિક્ષણના હેતુમાં ચાર બાબતો સમાએલી છેઃ (૧) જ્યારે તે બોલવામાં આવે ત્યારે તેની બરાબર **સમજણ** પડવી જોઈએ, (૨) તે શુદ્ધ રીતે **બોલતાં** આવડવી જોઈએ, (૩) તે યોગ્ય રીતે **વાંચતાં** આવડવી જોઈએ અને (૪) તે શુદ્ધ રીતે **લખતાં** આવડવી જોઈએ. આ દરેક હેતુ બર લાવવાને માટે શિક્ષણશૈલી જુદી જુદી હોય છે. કોઈ વિદ્યાર્થીને નિબંધ સારો લખતા આવડે તે ઉપરથી શુદ્ધ અને સરળ બોલી શકશે એ અનુમાન ખરૂં નથી, તેથી ઉપર જણાવેલી ચાર બાબતો યોગ્ય રીતે વિદ્યાર્થીને શીખવવી જોઈએ. સારા ભાષાજ્ઞાન માટે બાળકને શબ્દના શુદ્ધ ઉચ્ચાર કરવાની તાલીમ આપવી જોઈએ. વળી જોડણી અને વાક્યવિચારની માહિતી પણ તેને હોવી જોઈએ. શબ્દ કે વાક્ય બનાવવાનું તેમજ વ્યુત્પત્તિશાસ્ત્રનુ જ્ઞાન વિદ્યાર્થીને મળવુ જોઈએ. શબ્દજ્ઞાન કે વ્યાકરણશિક્ષણ ઉપર તેણે પુરતુ ધ્યાન આપવાની જરૂર છે. કેટલા પ્રમાણમાં ગોખણપટ્ટી કરાવવી અથવા તેમને અભ્યાસ કરવા દેવો તથા પુસ્તકનો અભ્યાસ, વિશેષ વાચન અને વર્ગ અથવા વ્યક્તિગત શિક્ષણનું પ્રમાણ કેટલું રાખવુ તેનો નિર્ણય શિક્ષકે યોગ્ય રીતે કરવો જોઈએ.

(૬) **દૃષ્ટાંત**—પહેલાં નિયમ ગોખાવવાને બદલે પ્રથમ દાખલાનો ઉપયોગ કરી તે ઉપરથી નિયમ કઢાવવો જોઈએ કે જેથી બાળકો તેનો બરાબર અર્થ ગ્રહણ કરી શકશે. વળી નિયમ કઢાવવાને માટે પુરતા દાખલા લેવા જોઈએ. શબ્દના અર્થ સમજાવવાને માટે સ્થૂલ પદાર્થ કે ક્રિયાનો ઉપયોગ કરીને તે શીખવવા જોઈએ. ભાષાની જે કંઈ વિશેષતા હોય તે સમજાવવાને માટે દૃષ્ટાન્તો લઈ ને તે બાબત સ્પષ્ટ કરવી જોઈએ. વળી દાખલા બાળકના જીવનપ્રસંગમાંથી લેવા પ્રસ્છવાજોગ છે. જે બાબતનો બાળકને અનુભવ થયો હોય તેવા દાખલા વધારે ફળદાયી નીવડે છે.

**(૭) રસ:**—ભાષાશિક્ષણમાં વારંવાર પુનરાવર્તન કરીને તથા ગોખીને તેમાં આવતા શબ્દો વગેરે યાદ રાખવાને તથા તેનો તરત ઉપયોગ કરવાને માટે ટેવનો અમલ કરવો જોઈએ, એ બાબત અગાઉ કહેવામાં આવી છે. આ બાબત દરેક શિક્ષક સ્વીકારશે એવી આશા છે. બાળકની વિચારશક્તિ કેળવાય અને વિષય રસિક થાય એવી યુક્તિ શિક્ષકે અવશ્ય કરવી જોઈએ. ભૂગોળનાં નામ ગોખાવવાનાં હવે રહ્યાં નથી, તેમજ ઇતિહાસમાં સાલવારી તથા વ્યાકરણમાં નિયમો ગોખાવવાનું કામ હવે હોતું નથી. જુની ગોખણપટ્ટીને બદલે હવે બાળકને રસ પડે એવી શિક્ષણની યોજના કરવામાં આવે છે. વિદ્યાર્થીને તેના કામમાં રસ પડે તે માટે તેને કદી નિરાશ થવા દેવો જોઈએ નહિ. જો તે જાણે છે કે તેણે અભ્યાસમાં અમુક જાતની પ્રગતિ કરી છે, તો તેને વધારે કામ કરવાનું મન થાય છે. કામની હરિફાઈ, ગમતદ્વારા શિક્ષણ અને શિક્ષણની વિવિધ શૈલીને લીધે તેને રસ પડે છે.

**(૮) અભ્યાસની યોગ્ય રીત:**—પ્રથમ બાળકને બોલતા તેમજ સમજતાં બરાબર આવડવું જોઈએ. લેખન એ ભાષાનું પછીનું સ્વરૂપ છે. પ્રથમ તો આપણે આપણા વિચાર બોલીને દર્શાવીએ છીએ. અલબત્ત લેખન વડે ભાષા સ્થાયી સ્વરૂપ પકડે છે. બોલવામાં જે ભૂલો થાય છે તે લેખન વખતે કાળજી રાખીને દૂર કરવામાં આવે છે, તોપણ અભ્યાસ કરવા પહેલાં બોલીને તેનો આરંભ કરવો જોઈએ અને પછી વાચન અને લેખન થવું જોઈએ. વળી પ્રથમ બાળકની કર્ણેન્દ્રિયના ઉપયોગની તેમજ અવાજની તાલીમ આપીને ભાષા શીખવવી જોઈએ. બાળકને શુદ્ધ ઉચ્ચાર કરવાનું નાનપણમાં શીખવવું જોઈએ, તેમજ પ્રથમ વાક્યથી આરંભ કરવો જોઈએ. શરૂઆતમાં જે કંઈ ભાષાનું કઢંગું સ્વરૂપ કે અનિયમિતતા હોય તે સુધી દેવી જોઈએ અને ભાષાજ્ઞાન પાકું થયા પછી તે બાબત બાળકને શીખવવી જોઈએ. આને લીધે તે વિષયમાં ગુંચવાડો થવાનો સંભવ રહેતો નથી અને ભાષાજ્ઞાન પાકું થાય છે.

---

## ભયની લાગણી

---

ભયકારક પરિસ્થિતિ અથવા સંજોગોમાંથી નાસી જવાની વૃત્તિ એ પ્રાણીમાત્રની સામાન્ય વૃત્તિ હોય છે. આ સ્વાભાવિક વૃત્તિથી ઉત્પન્ન થતી મનની જે લાગણી તે 'ભય'ની લાગણી ગણાય છે. જ્યારે ભયકારક પરિ-

સ્થિતિમાંથી બચી જવાને માટે બહુ મુશ્કેલીભર્યું થઈ પડે છે ત્યારે ભયની ખરી લાગણી ઉત્પન્ન થાય છે. કેટલીક વખત એવું પણ બને છે કે ભયકારક સંજોગો પુરેપુરા સમજાયા હોવા છતાં કોઈ પણ જાતની તેમાંથી બચવાની પ્રવૃત્તિ જોવામાં આવતી નથી; એ વખતે પણ ભયની લાગણી ઉત્પન્ન થાય છે. બાળકોમાં ખાસ કરી આવી જાતની લાગણી જોવામાં આવે છે.

આ લાગણી એક જાતની કુદરતની યુક્તિ છે. કુદરતે જો આપણામાં ભયની લાગણી ઉત્પન્ન ન કરી હોત તો કોઈપણ જાતના અંકુશ વિના આપણે ઘણા જોખમમાં આવી પડીએ અને ખાસ કરીને બાળકોમાં તો આવી સ્થિતિ વારંવાર ઉભી થાય, કારણકે બાળકોને ખબર નથી હોતી કે કઈ પરિસ્થિતિ જોખમકારક છે અને કઈ નથી. આ રીતે 'ભય'ની લાગણી એ એક જાતની કુદરતની વ્યવસ્થા પણ છે. બાળકની બુદ્ધિ કાચી હોય છે અને તે બીનઅનુભવી હોય છે. કુદરતની આ યુક્તિનો લાભ લઈને બાળકની કાચી બુદ્ધિને પરિપક્વ કરવાનું અને તેને અનુભવી કરવાનું કર્તવ્ય શિક્ષકને પ્રાપ્ત થાય છે. આધુનિક સમયમાં 'ભય' દૂર કરવો જોઇએ એવી જે માન્યતા સ્વીકારવામા આવી છે તે કેટલેક અંશે કુદરતી સિદ્ધાન્તની વિરુદ્ધ બાબત છે. કેળવણીના કામમાં ભયની લાગણીને યોગ્ય સ્થાન મળવું જોઈએ. એવું પણ બને છે કે કેટલાક ઉપદેશકો, આચાર્યો કે અન્યજનો 'ભય'નું અતિ ઉગ્ર વાતાવરણ ઉભું કરી બાળકો ઉપર અંકુશ રાખે છે. ભય અમુક અંશે રહેવો તો જોઈએ પણ તે બેહદ ન હોવો જોઈએ. શાળામાં જો વધારે પડતું ભયનું વાતાવરણ ઉભું કરવામાં આવે તો એથી બાળકનો વ્યક્તિગત-આત્મિક વિકાસ થતો અટકે છે એ શંકા વિનાની વાત છે.

ભયની લાગણી કુદરતી રીતે દરેકનામાં હોય છે ખરી, પણ ઘણાં માણસોને આપણે એવું કહેતા સાંભળીએ છીએ કે અમે તે નીડર છીએ. કેટલાક એવા નીડર હોય છે પણ ખરા. આનું કારણ ઊંડી રીતે જોતાં એ જણાય છે કે ભયથી ઉત્પન્ન થતી મનની જે સ્થિતિ તે તેવી જાતના માણસોમાં એટલી સચોટ હોતી નથી. બીજી રીતે કહીએ તો ભયકારક સંજોગોની અસર તેમના મન ઉપર બહુ થતી નથી. અજાણી બાબત હંમેશાં ભય ઉત્પન્ન કરે છે. માણસો ઘણી વખત આત્મહત્યા કરવાનો નિશ્ચય કરવા છતાં તે કરી શકતા નથી. માણસો ઘણી વખત મોટા મોટા પણ જાણીતા ભયકારક સંજોગોથી બ્હીતા નથી, પણ નાનીસુની બાબત જે છેક તેની અજાણમાં હોય છે તેનાથી બ્હી જાય છે. પહેલવાનો મરદાની ખેલો કરી ચકિત કરી નાખે છે પણ સાધારણ ઝપરો દરતાં બીએ છે.

લડવામાં શૂરા માણસો કોઈ એકાંત સ્થાનમાં એકલા જતાં બીએ છે. આ બધાંનું કારણ એજ છે કે તે તે જાતના સંજોગોથી તે અજ્ઞાત હોય છે. અજાણી બાબતમાં ભય રહેલો છે. નકાન લડવૈયો હોય અને એને જો તરતાં ન આવડતું હોય, અથવા હિંસક પ્રાણીઓ સાથે બાથ ભીડનારો માણસ જો તરતાં ન શીખ્યો હોય તો પાણીમાં પડતાં તે બીએ; કારણકે તે કદાચ ડૂબી જશે એવી બીક તેના મનમાં ઉત્પન્ન થશે. આ બાબત તેનાથી અજાણી છે. તેવીજ રીતે જે બાબતથી બાળકો અજાણ છે તેનાથી તેઓ બીએ છે. ચોપડીમાંનાં વાઘ, સિંહના ચિત્રથી બાળકો બીએ છે, કારણકે એ કેવળ ચિત્ર છે એમ તેઓ જાણતા નથી. રાત્રે ભીંતો ઉપર ચિત્રવિચિત્ર આકૃતિઓ કરવામાં આવે તો તેથી તેઓ બીએ છે કારણકે એ આકૃતિઓ માત્ર છાયારૂપ છે એમ તેઓ જાણતાં નથી. અંધારાથી બાળક બીએ છે, કારણ કે અંધારૂં બાળકને મન અગમ્ય છે. ત્યારે વિચિત્રતા, ભવ્યતા, અગમ્યતા, વગેરે બાળકના મનમા ખાસ કરી ભય ઉત્પન્ન કરવાનાં કારણોરૂપ છે.

લાગણીઓ વારસામાં પણ ઉતરે છે. બીકણ માબાપનાં બાળકોમાં બીકની લાગણી માલમ પડી આવે છે. તેમના બાળકો બીકણ માલમ પડે તો તેમને કદાચ અજાયબી થશે કે તેમને કોઈ પણ દિવસ ઠપકો નથી આપ્યો, તેમને માર માર્યો નથી છતાં કેમ બીતાં હશે! બીકની લાગણી બીકણ માણસમાં અથવા તો બાળકમાં ઉત્પન્ન થાય છે, તે ઉપરાંત બીજા પાસે ઉભેલા માણસમાં અથવા બાળકમા પણ ઉત્પન્ન થાય છે. ભયની લાગણી એક માણસમાંથી બીજા માણસમા ફેલાય છે. દાખલા તરીકે, જ્યારે કોઈ મોટા માણસને સંજોગવશાત્ બીક લાગી હોય અને પાસે બાળક ઉભું હોય, તો જો મોટા માણસની લાગણી બાહ્ય પ્રદર્શિત થઈ ગઈ હોય તો બાળક પણ તેની સાથે બ્હીવા લાગે છે. તેવીજ રીતે આખા સમૂહની બીક સમૂહની દરેક વ્યક્તિમાં પણ ઉતરે છે. છોકરા અને છોકરીઓની ભેગી શાળામાં છોકરીઓ ભેગી અભ્યાસ કરતી હોવાથી ટેવના બળને લઇને અને વાતાવરણને લઈને છોકરાથી બીતી નથી અને છૂટથી હરેફરે છે. પણ જો તેજ શાળામાં એકલી છોકરીઓની શાળામાંથી આવેલી કોઈ છોકરી ભણવા આવી હોય તો થોડો વખત તે છૂટથી હરીફરી શકતી નથી; કારણકે છોકરાથી અથવા પુરુષથી દબાવાની વૃત્તિ મૂળથી શાળામાંથી તેનામાં આવેલી હોય છે. આવી દાબની વૃત્તિ તેનામાં સૂચિત થએલી હોય છે. આવું સૂચન કેટલીક વખત ઘણું નુકસાનકારક થઈ પડે છે. ભૂતપ્રેતની વાતો, ખુનચોરીની વાતો,

આ શહેર શિરાઝની ઈશાનમાં ૩૮ માઈલ દૂર મર્વદાસ્તની સૂકી અને સૂર્યના તાપથી દગ્ધ થએલી ખીણમાં વસેલું હતું. શહેરમાં અનેક કબરો, અસંખ્ય શિલ્પકૃતિઓ, ઝનાનખાનાં અને મહેલોનાં ખંડિએરો જોવામાં આવે છે.

શોધખોળમાં આ બધું માલમ પડી આવ્યું છે એટલુંજ નહિ, પણ ૨૦૦૦૦ જેટલી માટીની ઈંટો પણ એકઠી કરવામાં આવી છે. તેના ઉપર લેખો કોતરેલા છે. જ્યારે આ લેખો ઉકેલવામાં આવશે ત્યારે પ્રાચીન ઈરાની પ્રજાના જીવન ઉપર વિશેષ અજવાળું પડશે. મેરેથોનની લડાઈમાં દરાઅસની હાર, સેલામિસ આગળ ઝર્કિસસની હાર વગેરે સંબંધી ઐતિહાસિક હકીકત ઉપર અજવાળું પડશે એટલુંજ નહિ પણ ઈરાની લોકોએ ઈજિપ્ત ઉપર કેવી રીતે ચડાઈ કરી તે વિષે અને બીજા ઐતિહાસિક બનાવો વિષે ઘણું જાણવાનું મળશે. ૧૭ મા સૈકાથી પર્સીપોલિસનાં ખંડિએરોની શોધકોને અને મુસાફરોને થોડી ઘણી માહિતી તો છેજ.

ફ્રાયર નામનો શોધક લખે છે કે દરવાજે બે ભયાનક પણ ભવ્ય આકૃતિઓ જોવામા આવી હતી અને નવા આવનારને ભય ઉત્પન્ન કરે તેવી હતી. આ આકૃતિઓનું મો સિંહનું હતું. પણ તેમને બે મોટી પાંખો હતી અને તેનો પાછળનો ભાગ મોટામાં મોટા હાથીના અવયવો કરતાં પણ મોટો હતો. હરબર્ટ નામનો મુસાફર તે આકૃતિઓ 'અડધ માનવી અડધ પ્રાણી' તરીકે વર્ણવે છે; પણ ખરી રીતે આ આકૃતિઓનો આકાર મોટા સાંઢનો હતો. તેમને પાખો હતી, અને તે ઝર્કિસસના મહેલના પ્રવેશદ્વાર આગળ આવેલી હતી. આકૃતિઓની ઉંચાઈ ૧૭ ફુટની છે અને ઈરાની સમ્રાટની સત્તાની મગરૂબી રૂપે તે કોતરવામાં આવી હતી.

પ્લુટાર્કની સિકંદરની જીવનકથામા જણાવ્યા પ્રમાણે પર્સીપોલિસ મોટી આગથી તારાજ થયું હતું, તેના પુરાવામાં ડૉ. હર્ઝફિલ્ડે રાજાના મહેલની ભીંતો વચ્ચે કોલસા અને રાખના થર બાઝેલા જોયા હતા. સિકંદરે સુસા (શુશ)-પશ્ચિમ ઈરાનમાં આવેલું શહેર-તેના લોકની કતલ ચલાવી હતી અને પર્સીપોલિસ લુંટાયું ત્યારે સુસામાંથી મળ્યા તેટલા સિક્કા તેને મળ્યા હતા. વળી ફર્નીચર અને બીજો સરસામાન લઈ જવા માટે તેણે ખચ્ચરની ૧૦૦૦૦ જોડી તેમજ ૫૦૦૦ ઊંટ રોક્યાં હતાં. થાઅસ નામની સુંદરી જે સિકંદરની છાવણીમાં આવી રહી હતી તેણે સિકંદરને પર્સીપોલિસને બાળવા કહ્યું હતું. એ ઉપરથી તેને આગ લગાડવામાં આવી. આગમાં ઝર્કિસસનો મહેલ સપડાયો અને તેનું ઈમારતી

કામ નાશ પામ્યું પણ પત્થરનું અદ્‌ભુત કોતરકામ, ઉંચા ઉંચા સ્તંભો, મોટી મોટી પત્થરની નીસરણીઓ અથવા ઉપર નીચે જવા માટેની પગથીઓ વગેરેનો આગથી નાશ થાય તેમ નહોતો. મહેલ બાંધવાના ઈંટો ઉપયોગમાં લીધી હતી. કર્ણું અવસ્થમાં આ ઈંટો કોતરકામ ઉપર પડી રહી હતી તેથી પત્થર ઉપરનું કોતર કામ સચવાઈ રહ્યું હતું અને અત્યારે પણ કેટલુંક કોતરકામ આજનું ન હોય તેમ જળવાઈ રહ્યું છે. ખંડિએર હાલતમાં આવી ગયા પછી અનેક લુંટારુઓ ત્યાં આવી રહેતા. લુંટારાઓની મારામારીને લીધે નકર ખડકનાથી કોતરી કાઢેલી કમાનોમાં અત્યારે ગોળીથી પડેલાં છિદ્રો જોવામાં આવે છે. જે શિલ્પકૃતિઓ ખુલ્લી રહી ગઈ છે તે કાળના ઘસારાને લઈ અસ્પષ્ટ થઈ ગઈ છે. સિકંદરે શહેરને બાળ્યા પછી ૧૦૦૦ વરસ બગદાદના ખલીફોની સત્તા જામી હતી અને ખલીફોના રખડતા ઘોડેસ્વારો ફેરાની અખાતની આસપાસ વસેલા પ્રદેશોમાં ભટકતા રહેતા. પર્સીપોલિસની વાયવ્યમાં કારૂનનો કૃત્રિમ દ્રુપ તેમજ તેલ પ્રદેશ અત્યારે પણ વ્યાપારી દૃષ્ટિએ ઘણો અગત્યનો થઈ પડ્યો છે. અત્યારે ઈરાનના આ નવા ચેતનમાં પર્સીપોલિસ મૃત સ્થિતિ ભોગવી રહ્યું છે.

શિકાગોના ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યુટ તરફથી ડૉ. હર્ઝફેલ્ડ આ શહેરની શોધખોળ ચલાવી રહ્યા છે. શોધખોળ અને ખોદકામ કરતાં તેમને ડરાયસ અને ઝર્કિસસના જનાનાનો મહેલ હાથ આવ્યો. તેણે તેની પુનઃરચના કરી ત્યાં મુખ્ય પડાવ કર્યો. મહેલનું તળીઉં ૧૦૦૦ ફુટ હતું અને મહેલની બાંધણી પાસેના ખડકોમાંથી તોડેલા પત્થરથી કરવાંમાં આવી હતી. જ્યારે એટલા ભાગમાંથી કચરો કાઢી નાખવામા આવ્યો ત્યારે કેટલીક જાણવા જેવી ચીજો તેને હાથ આવી. ધીમે ધીમે ડરાયસ અને ઝર્કિસસના મહેલો તેમજ આજુબાજુના બીજા મહેલો તેમજ તેમની બાંધણીના યોજના માલમ પડી આવી.

આ મહેલોમાં જવા માટે આગળ એક દરવાજો હતો. દરવાજા પાસે બંને બાજુએ બે મોટાં ભવ્ય મકાનો હતાં. તે સભામંડપ હતો. હોલના છાપરાના આધાર રૂપે તેની નીચે ઉંચા ૧૦૦ પત્થરના સ્તંભ હતા અને તેનું કોતરકામ અસાધારણ હતુ. પીઢીઆં સાધારણ રીતે લાકડાનાં હતાં. વળી પત્થરની અદ્‌ભુત બે નીસરણીઓ જોવામાં આવી. એક નીસરણીથી સભામંડપમાં જવાતું અને બીજી નીસરણીથી મહેલોના

ચોગાનમાં જવાતું. શોધખોળ કરતાં ભીંત ઉપરનુ કોતરકામ તેમજ બીજી શિલ્પકૃતિઓ હાથ આવી છે. ભીંત ઉપરના કોતરકામમાં 'દરબાર' નો દેખાવ હતો. તેમાં સમ્રાટના લશ્કરનો દેખાવ હતો. તેમાં રાજાના અંગરક્ષકો પણ હતા. વળી લશ્કરને મળવા આવતા ઇરાનના તેમજ મિડિયાના કેટલાક અધિકારીઓ તેમજ ઇરાનના તાબાની ૨૮ પ્રજાઓના એલચીઓ કોતરેલા હતા. દરેકના હાથમાં ઇરાનના રાજાને આપવાનું નજરાણું હતું. તેમાં ફર્નીચર, સોનું, એબની અથવા હાથી દાંતની ચીજો, જીવતાં પ્રાણીઓ, સિંહ, સિંહનાં બચ્ચાં વગેરે હતાં. ઇરાની નવું વર્ષ જે તા. ૨૭ મી માર્ચે બેસતું તે સમયનો આ દરબાર હતો. આ કોતરકામ ૭ ફુટ ઉંચાઈમા અને ૧૦૦૦ ફુટ લંબાઈમાં હતું. એકંદર કામ એટલું સરસ છે કે આધુનિક શિલ્પકારો તેવું કામ કરવામાં મગરૂરી માને.

શહેરના તેમજ મહેલોના પાણીનો નિકાલ થવા માટે સુંદર નીકોની યોજના ખોદકામ કરતા માલમ પડી આવી અને યોજના જોતાં માલમ પડી આવે છે કે આ કામ અગાઉથી તૈયાર કરેલી બુદ્ધિપૂર્વક યોજના પ્રમાણે કરવામાં આવ્યું હતું. હવાઉજાસ તથા આરોગ્યને લગતું જ્ઞાન ઇરાની લોકોએ એસીરીઆ (ઉત્તર ઇરાક) ના તેમજ બેબીલોન (દક્ષિણ ઇરાક) ના લોક પાસેથી મેળવ્યું હશે. બગદાદથી ઇશાનમાં ૫૦ માઈલ દૂર આવેલા તલઅસમાર નામના ગામમા આવી યોજના માલમ પડી આવેલી છે.

વળી મહેલથી બે માઈલ દૂર એક જુનો ટેકરો માલમ પડી આવ્યો હતો. તેનું ખોદકામ કરતા તે એક અતિ પ્રાચીન ઇરાની ગામડું હતું એમ જણાઈ આવ્યુ. તે ઈ. પૂ. ૪૦૦૦ વરસનું જુનું હશે એમ જણાય છે. ગામડાના ઘરની ૬–૭ ફુટ ઉંચી દિવાલોમાં બારીઓ છે. આ પ્રાચીન બારીઓ વિષેની માહિતી પહેલીજ છે. ઘરના ભોંયતળીઆ ઉપર કેટલાંક માટીનાં વાસણ પડેલાં હતાં. તેની ઉપર સુંદર રચનાકૃતિઓ છે. ચકમકની છરીઓ વડે ને વખતના લોક શિકાર કરી પોતાનું ગુજરાન ચલાવતા. વળી તાસકોમા પ્રાણીઓનો હાડકાં પણ ત્યાંજ પડેલાં જોવામાં આવ્યાં હતાં. ચાર હજાર વરસ પહેલાંના પત્થરના યુગની અહીં ઝાંખી થાય છે.

# નાટ્યપ્રયોગ

## કાકુની કાંસકી
અથવા
## વલ્લભીપુરનો નાશ

### પ્રવેશ પહેલો

**સ્થળ:**—વલ્લભીપુરનો રાજમાર્ગ

**પાત્રો:**—

(૧) **કાકુ**—ગરીબ મારવાડી
(૨) **જોશી મહારાજ**—લોકોનું ભવિષ્ય જોનાર

( ભૂખના દુઃખથી બેહાલ બનેલા કાકુ પ્રવેશ કરે છે. )

કાકુ—

**ઉપજાતિ**

નસીબ કોપ્યું મુજને નચાવ્યો,
પાલી તજી વલ્લભીપુર આવ્યો;
તથાપિ પામું નહિ અન્ન પૂરું,
આવ્યું અગાડી મુજ ભાગ્ય બૂરું.

મારૂં નામ કાકુ મારવાડી. મારવાડમાં આવેલા પાલી ગામનો હું વતની. ગરિબાઈએ મને એટલો બધો ઘેરી લીધો કે મારે મારૂં વહાલું વતન છોડવું પડ્યું. ભૂખના દુઃખે જન્મભૂમિનો ત્યાગ કરી વલ્લભીપુરમાં આવ્યો, તોપણ 'એ ભગવાન એના એ'. કહેવત છે કે 'નસીબ બે ડગલાં આગળનું આગળ.' મારૂં નસીબ પણ મારા આવતા પહેલાં વલ્લભીપુરમાં આવી પહોંચ્યું છે. ઘણાં ફાંફાં મારૂં છું તોપણ પરાણે એક ટંકના રોટલા જેટલું જ કમાઉં છું. વાહ! નસીબ! તે પણ આગળથી આવીને મારે માટે ઠીક બંદોબસ્ત કરી દીધો છે! ક્રૂર નસીબ! હવે પરદેશમાં તો કંઈ દયા કર! શું ઘેર અને બહાર બધે દુશ્મનાવટ! ઓ! નસીબ! હવે તો દુશ્મનું મટીને મિત્ર થા! મિત્ર બનીને હમતે મોંએ મારા રસ્તામાં ગુલાબનાં ફૂલ વેર! તું ગુલાબનાં ફૂલ વેરીશ, કે હું તરતજ તે વીણી લઈશ! જરા પણ વાર નહિ કરૂં!

લોકો કહે છે, કે 'પુરુષના કર્મ આડું પાંદડું.' તો મારા કર્મ આડું

રહેલું પાંદડું ક્યારે ખરી જશે! પેલા જોશી મહારાજ લોકોનું ભવિષ્ય જુએ છે. હું પણ ત્યાં જાઉં, અને મારૂં ભવિષ્ય જોવરાવું. (જાય છે)

**જોશી મહારાજ**—આવો ભાઈ, તમારૂં નામ શું?

કાકુ—મહારાજ, મારૂં નામ કાકુ મારવાડી. વલ્લભીપુરના લોકો મને 'રંક કાકુ' કહે છે, કારણ કે મારા જેવો ગરીબ વલ્લભીપુરમાં બીજો કોઈ ભાગ્યેજ હશે!

**જોશી મહારાજ**—ભાઈ કાકુ, જગતમાં તડકોછાંયડો તો ચાલ્યા જ કરવાનો. રંકને રાજા અને રાજાને રંક બનાવનાર પ્રભુની કળા અકલિત છે. પ્રભુ પળમાં ચાહે તે કરે. અરે! પણ તમારા કપાળની રેખાઓ તો ઉત્તમ પ્રકારની છે! આવી રેખાઓ તો કોઈક જ ભાગ્યશાળીના લલાટમાં હોય છે.

કાકુ—જોશી મહારાજ, હું તો એટલો બધો ભાગ્યશાળી છું કે મને એક ટંક પણ પેટ ભરીને ખાવાનું મળતું નથી!

**જોશી મહારાજ**—ભાઈ, હાલ તો એમજ હશે, કારણ કે હાલમાં તમારી દશા જરા કઠણ છે. એક માસ પછી આ ખરાબ દશા બદલાઈને શુક્રની દશા બેસશે, ત્યારે તમે સુખી થશો. તમારો હાથ બતાવો જોઈએ. (હાથ બતાવે છે) ઓહો! તમારી હસ્તરેખાઓ તો રાજાના જેવી છે! નજીકના ભવિષ્યમા જ તમે લક્ષાધિપતિ નહિ, પણ કરોડાધિપતિ થશો!

કાકુ—મહારાજ! મારે તો લક્ષાધિપતિએ નથી થવું અને કરોડાધિપતિએ નથી થવું! મને તો બે ટંક પૂરતું ખાવાનું મળે તો બસ!

**જોશી મહારાજ**—મારૂં ભાખેલું ભવિષ્ય કદીપણ ખોટું પડતું નથી. જો એક વરસની મુદત પછી તમે કરોડપતિ ન થાઓ, તો હું આ સંસારનો ત્યાગ કરીને જંગલમાં ચાલ્યો જાઉં!

કાકુ—મહારાજ! એટલું બધું ખાત્રીપૂર્વક કહો છો? હશે! આપનું ભવિષ્યકથન સાચું પડશે તો આપણને બન્નેને લાભ છે. હું કરોડપતિ થઈશ, અને આપને જંગલમાં નહિ જવું પડે! પરંતુ હમણાં તો આપે મારૂં ભવિષ્ય જોયું તેની દક્ષિણા આપવાને મારી પાસે એક રાતી પાઈ પણ નથી!

**જોશી મહારાજ**—ફીકર નહિ! દક્ષિણાની કંઈ જરૂર નથી. જો તમે કરોડપતિ થાઓ, તો આ જોશીને યાદ કરજો!

કાકુ—મહારાજ! જરૂર યાદ કરીશ, પણ હાલ તો આ રંક કાકુ આપની રજા લે છે! (જાય છે)

## પ્રવેશ બીજો

સ્થળ:—કાકુ શેઠની હવેલી

પાત્રો:—

(૧) કાકુ શેઠ—વલ્લભીપુરના કરોડપતિ શેઠ (ભૂતકાળનો રંક કાકુ)

(૨) દરવાન—હવેલીને દરવાજે ચોકી કરનાર

(૩) જોશી મહારાજ—રંક કાકુનું ભવિષ્ય જોનાર

(૪) મનોરમા—કાકુ શેઠની પુત્રી

કાકુ શેઠ— વસંતતિલકા

પ્રારબ્ધના સકળ ખેલ વિચિત્ર ભાસે,
તેની ખૂબી અજબ પાર નહિ પમાશે,
તે રંકને પલકમાં નૃપતિ બનાવે,
રાજાઓને ગરીબ છેક કરી સતાવે.

મારોજ દાખલો! એક રંકના રોટલા માટે વલખાં મારનારો હું કાકુ મારવાડી કરોડાધિપતિ થયો! મારી અત્યંત ગરીબાઈને લીધે વલ્લભીપુરમાં રંક કાકુના નામથી ઓળખાતો હું, આજે એજ વલ્લભીપુરમાં કાકુ શેઠના નામથી ઓળખાઉં છું! જે લોકો પહેલાં મારી આજીજી સાંભળવાની પણ આનાકાની કરતા, તેજ લોકો આજે મારી મુલાકાત માટે અતિ આતુર બની ફાંફાં મારે છે! આ બધા પ્રારબ્ધના વિચિત્ર ખેલ નહિ તો બીજું શું!

અરે! પણ મારું પ્રારબ્ધ ઉકેલનાર પેલા જોશી મહારાજની વિદ્યા જબરી તો ખરી! તેમનું ભવિષ્યકથન તેમના કહેવા પ્રમાણે અક્ષરે અક્ષર સાચું પડ્યું! હું લક્ષાધિપતિ નહિ પણ કરોડપતિ થયો! ભવિષ્ય જોયું તે દિવસે જોશી મહારાજને દક્ષિણા આપવાને મારી પાસે ફુટી બદામ પણ ન હતી! તેમણે પણ તે દિવસે ઉદારતાથી મને તેમની જોશ જોવાની ફીમાંથી મુક્ત કર્યો હતો. હવે આજે હું તેમને યોગ્ય દક્ષિણા આપીને તેમના ઋણમાંથી મુક્ત થઈશ. એટલા માટે તો મેં તેમને આજે અહીં બોલાવ્યા છે.

**દરવાન**—શેઠજી! જોશી મહારાજ પધાર્યા છે. તેમને આપની હજુરમાં આવવા દઉં?

**કાકુ શેઠ**—આવવા દે. (જોશી મહારાજ પ્રવેશ કરે છે)

**જોશી મહારાજ**—શેઠજીનો જય હો!

**કાકુ શેઠ**—પધારો મહારાજ, (પ્રણામ કરે છે) અહીં બિરા (ગાદી ઉપર બેસાડે છે)

**જોશી મહારાજ**—શેઠજી! આપે મને કેમ બોલાવ્યો? મારા કંઈ કામકાજ હોય તો બેલાશક ફરમાવો.

**કાકુ શેઠ**—મહારાજ! હું રંક કાકુ આપના આશીર્વાદથી ધન થયો છું. આપે તે દિવસે મારૂ ભવિષ્ય જોયું હતું, તેની દક્ષિણા આ માટે આપને બોલાવ્યા છે.

**જોશી મહારાજ**—શેઠજી! આપ સુજ્ઞ અને એકવચની છો, એ આપે મને યાદ કર્યો; નહિ તો ગરિબાઈમાંથી શ્રીમંત થએલા ઘણા શેઠીઆ લક્ષ્મીના મદમાં અંધ બની ભૂતકાળ ભૂલી જાય છે!

**કાકુ શેઠ**—મહારાજ! ભૂતકાળ ભૂલે એના જેવો બીજો મૂર્ખ કોણ લો મહારાજ આ તમારી દક્ષિણા. (ચિઠ્ઠી આપે છે) આ ચિઠ્ઠી આપ દુકાને મુનીમજીને બતાવશો, એટલે તે તેમાં લખેલી રકમ આપને મોકલાવી આપશે.

**જોશી મહારાજ**—(ચિઠ્ઠી વાંચીને) અધધધ! શેઠજી, આટલી બધી દક્ષિણા! એક લાખ રૂપીઆ!

**કાકુ શેઠ**—હા, મહારાજ! હું કરોડાપતિ થઈશ એવી સત્ય આગાહી કરનાર જ્યોતિષીની ચમત્કારી વિદ્યાની કદર કરવી એ મારી ફરજ છે! હું કરોડપતિ થયો, તો મારા જોશી મહારાજ લક્ષાધિપતિ ન થાય!

**મનોરમા**-(પ્રવેશ કરીને) બાપુજી! આ કાંસકી મને બહુ ગમે જુઓ તો ખરા! તેમા જડેલી હીરાકણીઓ કેવી ઝગઝગે છે!

**કાકુ શેઠ**—બેન! તને કાંસકી ગમી તેથી મને બહુજ આનંદ થયો. બેન! આ જોશી મહારાજને પ્રણામ કર, અને કાંસકી તેમને બતાવ.

(મનોરમા જોશીને પ્રણામ કરી કાંસકી આપે છે)

**જોશી મહારાજ**—(કાંસકી ધારી ધારીને જુએ છે) શેઠજી, આ કાંસકી સુંદર તો છે, પણ........

**કાકુ શેઠ**—મહારાજ! 'પણ' કહીને કેમ અટકી ગયા? સવા લાખ રૂપીઆની આ રત્નજડિત કાંસકીમાં આપને કંઈ ઊણપ જણાય છે?

**જોશી મહારાજ**—શેઠજી! ઊણપ તો કંઈ નથી, પણ ભવિષ્યમાં આ મહામૂલી મનોહર કાંસકી આપને દુઃખરૂપ થઈ પડશે!

**કાકુ શેઠ**—શું કહોછો! મહારાજ, એવું હોય તો આ કાળમુખી કાંસકીને દરીઆમાં ફેંકાવી દઉં!

**મનોરમા**—(ગભરાઈને) ના, બાપુજી ! ના, આ કાંસકી તો મને મારા જીવ કરતાં પણ વધારે વહાલી છે ! એને દરીઆમાં ફેંકી દેવાય કે ? મહારાજ ! લાવો મારી કાંસકી ! (કાંસકી લઈને બીજા ખંડમાં ચાલી જાય છે)

**જોશી મહારાજ**—શેઠજી ! ગભરાવાનું કંઈ કારણ નથી, પણ ભવિષ્યમાં ,આ કાંસકીની ખાતર કોઈની સાથે વેર ન બાંધશો. એવો સમય આવે તો આ કાંસકીને જતી કરજો. મારી આટલી સૂચના જરૂર ધ્યાનમાં રાખજો.

**કાકુ શેઠ**—આપની સૂચના હું જરૂર ધ્યાનમાં રાખીશ.

**જોશી મહારાજ**-શેઠજી, હવે હું રજા લઈશ. પ્રભુ આપનું કલ્યાણ કરો.

**કાકુ શેઠ**—પધારજો મહારાજ. (જાય છે)

---

## પ્રવેશ ત્રીજો

**સ્થળ**:—વલ્લભીપુરમાં રાજમહેલ.

**પાત્રો**:—

(૧) **શીલાદિત્ય**—ગુજરાતના મહારાજાધિરાજ.
(૨) **પ્રતિહાર**—રાજાનો સેવક
(૩) **ઉગ્રસેન**—શીલાદિત્યનો પ્રધાન
(૪) **કાકુ શેઠ**—વલ્લભીપુરના કરોડપતિ શેઠ.

**શિલાદિત્ય**— **શાર્દૂલવિક્રીડિત**

સંતાપે જનને જરૂર અતિશે સંબંધોનાં બંધનો,
તોયે તોડીં શકે ન કો જગતમાં એ સ્નેહનાં બંધનો;
લીધી છે હઠ કારમી કુંવરીએ ખાતીપીતી તે નથી,
ખાવુંપીવું ગમે ન લેશ સુજને હૈયું બળે સ્નેહથી.

સંબંધીનાં બંધનો એવાંજ હોય છે ! સતાનોનાં દુઃખથી માબાપનાં હૃદય વલોવાય, અને માબાપનાં દુઃખે સંતાનો બેબાકળાં બની જાય ! પરસ્પરનાં સ્નેહબંધનજ આ પ્રમાણે એક બીજાને સંતાપે છે. મારે પણ એવુંજ થયું છે. કુંવરીના મનનો સંતાપ મારા મનને સંતાપી રહ્યો છે. કુંવરીએ બે દિવસથી અન્નનો ત્યાગ કર્યો છે, એટલે મારા હૃદયમાંથી શાન્તિ ચાલી ગઈ છે. તેને કાકુ શેઠની પુત્રીની રત્નજડિત કાંસકી જોઈએ છીએ. મેં તેને બહુ બહુ સમજાવી. એના કરતાં પણ વધારે કીમતી સુંદર કાંસકી કરાવી આપવાનું કહ્યું, પણ તે એકની બે થતી નથી. એને તો એજ કાંસકીની રઢ લાગી છે.

**ફેની**—માસ્તરસાહેબ, જર ઘણુંજ તોફાન કરે છે. જરા એમને શિક્ષા કરશોજી.

શિક્ષક—આપ એમનાં શું સગાં થાઓ છો ?

ફેની—મોટી બેન.

શિક્ષક—આપ એમનાં મોટાં બેન હોઇ નાની બેનને શિક્ષા કરાવવા માટે કહેવા આવ્યાં, એ તમોને યોગ્ય લાગે છે ? જો યોગ્ય લાગતું હોય અને શિક્ષા કરવાથી તોફાન કરતાં બંધ થશે એમ આપ માનતાં હો તો હમણાંજ આપના દેખતાં દસ પંદર સોટી લગાવી દઉં.

**ફેની**—નહિ, નહિ, સાહેબજી ત્યારે કરવું શું ? આખો દિવસ મસ્તી, તોફાન, રમત કર્યાજ કરે છે.

**શિક્ષક**—એક ઉપાય છે. કોઈ સારાં શિક્ષિકાને સાથીદાર તરીકે રાખો.

**ફેની**—ના સાહેબ, એટલો ખર્ચ કરવાની શક્તિ નથી.

શિક્ષક—જો શક્તિ નથી, તો વિના ખર્ચે બાળક તોફાન કરતું બંધ થાય એવા ઇલાજો તમારે શોધવા જોઈએ. બાળકના તોફાનનું કારણ તમે જાણો, અને તે મુજબ વર્તો તો તેઓ કોઈ દિવસ તોફાન નહિ કરે; ઉલટું તમે પોતે તેના તોફાનમા રસ લેશો. તેના તોફાનમાં તમને આનંદ મળશે. મારી પાસે તો કોઈપણ બાળક તોફાન કરતુંજ નથી અને ખાસ કરીને તમારી જર તો કદીજ નહિ.

**ફેની**—જી, એટલા માટેજ હું આપને કહેવા આવી છું. એક સમય એની તબીયત સારી ન હતી તોપણ એ શાળામાં આવી હતી.

**શિક્ષક**—કારણ કે તમે તેને બીવરાવો છો, શિક્ષા કરો છો, લઢો છો; એટલે તમારાથી બીએજ ને ! તમે કંઈ કાર્ય કરતાં હો અને બાળકો તમને વિઘ્નરૂપે થાય તો તમે કેટલાં ખીજાઓ છો ? તો પછી બાળકની રમતમાં તમે ખલેલ કરો તેના પર તેની શી અસર થાય તેની કલ્પના તમે કોઈ વખત કરી છે ? આજથી તમે તેને શિક્ષા નહિ કરવાનું કે નહિ ધમકાવવાનું વચન આપો તો તે પણ આજથી તોફાન નહિ કરે એવું હું વચન આપું છું.

**ફેની**—હવેથી હું એને લડીશ નહિ, પણ આપ શિખામણ તો જરૂર આપશો. હું આપની ઘણીજ આભારી થઈશ. હું આપનો ઉપકાર માનું છું.

નિર્દોષ બિચારી બાળા અમારી વચ્ચે થતી વાતચીત સાંભળતી હતી. એ વાતચીતના વાતાવરણે કરીને નાની બાળકીના મન ઉપર તેની એવી તો ઊંડી અસર થઈ કે તે બિચારી ત્યારથીજ તોફાન કરવાનું ભૂલી ગઈ. ટુંક સમય વીત્યા બાદ એજ જરે એક ચિઠ્ઠી મારા હાથમાં મૂકી. એમાં એમ જણાવવામાં આવ્યું હતું કે મારાં બેન હવે ઘણાંજ શાણાં થયાં લાગે છે અને હું આપની ઘણીજ આભારી છું.

શિક્ષકજીવનમાં આવા ઘણાએ દ પત્રાઓ શિક્ષકો અનુભવે છે. આવી ફરિયાદોનો લાભ લઈ શિક્ષક બ ગકના માતાપિતાને બાળસ્વભાવની કંઈક ઝાંખી કરાવે તોજ આવી ફરિયાદ કંઈક અંશે નાબુદ થાય.

તોફાન કરવું, નાચવું, કૂદવું, મારામારી કરવી, ભાંગફોડ કરવી, રમવું વગેરે ક્રિયાઓ બાળકને મન રમત છે. બા યાવસ્થાની બાળચેષ્ટાઓ છે. એ તેનો જાતિસ્વભાવ છે. બાળક પોતાના જાતિસ્વભાવ પ્રમાણે તોફાન યા રમત કર્યાજ કરે છે. જો કે તોફાન શબ્દથી બાળક તદ્દન અજ્ઞાત હોય છે, પરંતુ માબાપને મન તોફાન તે બાળકને મન રમત હોય છે. એ રમતોદ્વારા બાળક પોતાની શક્તિઓનો તેમજ આત્માનો વિકાસ કરે છે. મનને પ્રફુલ્લિત કરે છે, ઉલ્લાસે છે. એ ઉલ્લાસમાં અવરોધ કરવો એ માબાપોની ગંભીર ભૂલ છે. બાળકનું ચિત્ત અતિચંચળ હોય છે. બાળકના મનને વાંદરાના મન સાથે માનસશાસ્ત્રીઓ સરખાવે છે; એટલે કે જે બાળક બાળવયમાં તોફાન કરતો નથી, નાચતો કૂદતો નથી, રમતો રમતો નથી તેમજ વિવિધ દશ્યોથી આકર્ષાતો નથી તે ખરી રીતે બાળક કહેવડાવવાને યોગ્યજ નથી. બાળક બાળવયમાં તોફાન નહિ કરે તો ક્યારે કરવાનો ! બાળકની બાળક્રીડા એજ તેના બાળપણાની નિશાની છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ એ ક્રીડાઓ હેતુપુરઃસર હોય છે, એ રમતો બાળકના શારીરિક વિકાસનું પ્રથમ પગથીઉં છે. બાળકની શારીરિક સ્થિતિ સારી હોય તોજ પોતામાં રહેલી સૂક્ષ્મ શક્તિઓને ખીલવી બુદ્ધિશાળી બની શકે. માટેજ બાળકને રમત એ તેનું મનગમતું કાર્ય છે. રમતથી બાળકના શરીરને પુષ્ટિ મળે છે એટલુંજ નહિ; પરંતુ માનસિક તેમ અને નૈતિક ગુણો પણ કેળવાય છે. રમતોથી બાળક સ્વાશ્રયી, ન્યાયી, સંયમી, સહકારી, સમભાવી, માયાળુ, ધૈર્યવાન, સત્યવક્તા, વિવેકી તેમજ સહનશીલતાવાળું થાય છે. આ ગુણો બાળક અનેક રમતોદ્વારા સંપાદન કરે છે. બાળઅભ્યાસથી અજ્ઞાત મનુષ્યો બાળકની આ ક્રિયાઓને તોફાન યા મસ્તી કહે છે. કેટલાક તેને હઠીલું કે જિદ્દી કહે છે.

તેઓ રમવા બદલ તેને મારે છે, ધમકાવે છે, બીવરાવે છે. કેટલાંક માબાપો બાળકને ઘરમાં પુરી રાખે છે. બાળક કદાચ અજ્ઞાનથી અનુચિત કાર્ય કરે તો તો બિચારાનું આવીજ બન્યું. આવી અજ્ઞાત મનોદશામાં માબાપો પોતાના બાળકોનું ઉજ્જવળ ભાવિ શી રીતે જોઈ શકે ? માબાપો તેમજ શિક્ષકોએ યાદ રાખવું જોઈએ કે બાળકનો દરેક પ્રયત્ન સ્વાભાવિક અને સ્વતંત્ર હોય છે. તેની સ્વતંત્રતા અને સ્વાભાવિકપણું છીનવી લેવામાં આપણે મોટો ગુન્હો કરીએ છીએ. બાળકનું વસ્તુ પરત્વે આકર્ષણ એ તેની કુદરતી પ્રેરણા છે. જેવડે કરીને તે કલ્પનામય સૃષ્ટિમાં વિહાર કરે છે એ કલ્પનાએ કરીને ગમે તેવી ચીજને તે ભાગેફોડે છે. આમ બાળકની બાળચેષ્ટાઓ તેના જીવનનાં ઐચ્છિક અનુપાનો છે. એનો વિરોધ કરવો એ બાળકને બુદ્ધિહીન, જડ, માયકાંગલું અને નિર્જીવ કરવા બરાબર છે.

કેટલીક વખત બાળક તોફાન કરતાં હદ વટાવી જાય છે. આવા સમયે તેને શિક્ષા ન કરતાં પ્રેમથી યોગ્ય માર્ગે વાળવા પ્રયત્ન કરવો જોઈએ. જો બાળકને તેના તોફાન યા રમતદ્વારાજ તેને યોગ્ય માર્ગે ચઢાવવામાં આવે તો તેની શક્તિઓ જેવી કે ઇચ્છાશક્તિ, વિચારશક્તિ, લાગણી વગેરેનો વિકાસ સહેલાઈથી સાધી શકાય બાકી શિક્ષા એ બાળકને મન હાઉ સમાન છે. શિક્ષાના પરિણામે બાળક છુપી રીતે તોફાન કે મસ્તી કરતાં શીખે છે. ઉપરાંત શિક્ષાના ભયે ચોરીચુગલી કરતાં શીખે છે અને આગળ જતા ઉચ્છૃંખલ તેમજ ઉદ્ધત બની જાય છે. છેવટે દુષ્કર્મો કરવા તરફ પ્રેરાય છે. એજ શિક્ષા તેનું જીવન છિન્નભિન્ન કરી નાખે છે. જીવનની સુકુમાર પાંખડીઓ અકાળે વેડફાઈ જાય છે, માટે બાળકને શિક્ષા ન કરતાં તેના ખરાબ તોફાનનું કારણ શોધી ભય તથા પ્રેમ મિશ્રિત લાગણીથી તેને સન્માર્ગે વાળવામાં આવે તો તે મહાન નાગરિક નીવડે છે. " કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે."

બાળકને તોફાન કરવાનું કારણ એ યોગ્ય કાર્યનો અભાવ હોય છે. બાળકોને ઘરમા કે શાળામાં કાર્યરહિત રાખે તો જરૂર તેઓ કંઈક ને કંઈક ધાંધલ તો કરવાનાજ; કારણ કે તેમને કામ જોઈએ છીએ. સુસ્ત કે આળસુ થઈને બેસવાનું તેમને ગમતું નથી. તેમને તેમનો વિકાસ સાધવો છે, એટલે તેમને કાર્યમાં રોકેલાં રાખવાંજ જોઈએ. શિક્ષકે પણ કેટલીક વખત કૂદવા કે આનંદ આપવા ખાતર પણ શાળાના બગીચામાં કે ખુલ્લી જગ્યામાં છુટાં મૂકવાં જોઈએ. તે સમયે શિક્ષક તેમના અનેકવિધ આનંદનું

બારીક અવલોકન કરવું જોઈએ; કારણ કે દરેક બાળક સ્વબુદ્ધિ પ્રમાણે ઇચ્છિત માર્ગે રમે છે. આ રમતોદ્વારા શિક્ષક તેમના માનસને પિછાની શકે છે અને તે માનસને અનુકૂળ તેમનું જીવન ઘડવા એ અવલોકન ઉપયોગી થઈ પડે છે. શાળામાં રાખવામાં આવતા બગીચા કે ખુલ્લી જગ્યાનું મુખ્ય કારણ બાળકને કુદરતના વાતાવરણમાં રાખવાનો હોય છે અને કુદરતની સાથે તેને ગેલ કરવા દેવાનો હોય છે. કુદરત સાથે તેને નિકટનો સંબંધ છે. પોતાનું બધું તોફાન તે કુદરતી વાતાવરણમાં ફાલવે છે; અને એજ કુદરતી વાતાવરણમાંથી તેને જીવનની નવીન પ્રેરણાઓ મળે છે. ઘણાં બાળકોને આપણે જાહેર બગીચાઓમાં હરિયાળા ઘાસમાં આળોટતાં જોઈએ છીએ, કારણ કે કુદરત એ તેમનું જીવનધામ છે. જ્યારે શાળામાં ગોંધાઈ રહેવું એ તેમને મન જેલ સમાન થઈ પડે છે. માટે દરેક શિક્ષકે *બાળકની સ્વતંત્રતા છીનવી ન લેતાં જેમ બને તેમ તેમને કુદરતી વાતાવરણમાં* રાખવાં. કુદરતના નિયમને અનુસરવા તેમજ બાળક પ્રત્યે શિક્ષાનું વલણ ન દાખવતાં તેની હીલચાલનું અવલોકન કરી તેને યોગ્ય માર્ગે વાળવા પ્રયત્નશીલ રહેવું જોઈએ. સમયાનુસાર બાળકનાં માબાપોને બાળસ્વભાવથી જ્ઞાત કરવા જોઈએ.

માસ્ટર્સ ટ્યુટોરિયલ હાઈસ્કૂલ, }
ગોવાલીઆ ટેન્ક, મુંબઈ. } ચુનીલાલ કાળીદાસ દવે

## બ્રિટિશ રાજ્યના વિજયનું શ્રેષ્ઠ પ્રામાણ્ય—માન્ડી સ્કીમ

હુન્નર ઉદ્યોગોને મદદ કરવા સારૂ હાઈડ્રો-ઇલેક્ટ્રિક પાવર આપવા માટે નામદાર હિંદી સરકારે માન્ડી સ્કીમ-યોજના ઘડી કાઢી છે. માન્ડી હાઈડ્રો-ઇલેક્ટ્રિક સ્કીમ હવે સિદ્ધ થઈ ચૂકેલી બાબત છે. તેણે તેના દુશ્મનોના ભયને દૂર કર્યો છે, અને હિન્દુઓની આશાઓને પરિપૂર્ણ પાડી છે. પંજાબ હાઈડ્રો-ઇલેક્ટ્રિક યોજનામાં રહેલા સાહસ કાર્યની વિપુલતાની બાબતમાં સર સેમ્યુઅલ હોરે એક વર્ષ પહેલાં આમની સભામાં ઉચ્ચાર્યું હતું કે આવા પ્રકારનાં કૃત્યો તે હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યના વિજયના શ્રેષ્ઠ પ્રામાણ્ય તરીકે ગણાશે. તેમના શબ્દોમાં કહીએ તો "જેવી રીતે રોમન સામ્રાજ્યનાં મહાન યાદગાર ચિહ્ન તરીકે રોમનાં કૃત્યો ઉત્તર આફ્રિકાના રણોમાં, અને સ્પેનમાં હજી સ્થાયી અને હયાત રહેલાં છે,

તેવી રીતે આ ઇરીગેશનનાં કાર્યો (સક્કર બેરેજ) અને હાઇડ્રો-ઇલેકિટ્રક પાવર, બ્રિટિશ રાજ્યનાં સૌથી મહાન યાદગાર સ્મારક ચિહ્ન તરીકે રહેશે."

સાધ્ય થએલા સાહસ કાર્યની લાભસ્થિતિ જોતાં, નફો વિચારતાં, આપણી યોજના હવે તપાસવાનું શક્ય છે. મુંબઈ નજીક ત્રણ ટાટાની સ્કીમો આવેલી છે. તે સૌથી શ્રેષ્ઠ પદે છે. બીજે નંબરે આ માન્ડી સ્કીમ છે. આ યોજનામાં સ્થાપિત કરેલી ૧૮૮૫૦૦ કીલોવૉલ્ટ્સની શક્તિ છે, અને જો તેની છેલ્લી પરાકાષ્ઠાએ વધારવામાં આવે તો તે ૧૨૦,૦૦૦૦ કીલોવૉલ્ટ્સની સ્થાપિત શક્તિ અથવા પાવર આપશે. છેવટે તે દુનીઆમાંની સૌથી મહાન યોજનામાંની એક બનશે. નામદાર હિન્દી સરકારે શરૂ કરેલી યોજનાનો પ્રથમારંભ પણ હાઈડ્રો-ઇલેકિટ્રક યોજનામાં સૌથી મહાન છે.

હિંદુસ્તાનમાં તે સૌથી પહેલવહેલી ઇલેકિટ્રક સીસ્ટમ છે. તે ૧૩૨૦૦૦ વૉલ્ટસની શક્તિ આપશે. અત્યાર સુધીની સૌથી વધારેમાં વધારે શક્તિ ટાટાસ્કીમમાં અને જી. આઈ. પી. રેલ્વેના ઇલેકિટ્રીકેશનમાં ૧૧૦૦૦૦ વૉલ્ટ્સની છે. વળી હિંદુસ્તાનમાં સરકારનું પ્રથમ ઇલેકિટ્રસીટીનું આ સાહસ કાર્ય છે. તે શહેરના વાપરનારાઓને વીજળી સીધી રીતે પુરી પાડશે.

સદ્દગત મી. જે. ડબલ્યુ. મીઆરેસે હિંદીસરકારના ઇલેકિટ્રકલ એડવાઈઝરે હાઈડ્રો-ઇલેકિટ્રકનું ઉત્પત્તિસ્થાન બીઆસ નદીની શાખા ઉહલ નદીમાં જોયું. તે શાખામાથી શક્તિ મેળવી શકાશે એમ તેને પ્રથમ જણાયું. પંજાબના હાઈડ્રો-ઇલેકિટ્રક "સર્વે"-તપાસ મારફતમાં બી. આર. એન. આઈલવોર્ડ પાછળથી ઉહલ નદી તેને માટે યોગ્ય છે, તેમ નક્કી કર્યું.

સર માલ્કમ હેલી એક ભવ્ય કલ્પનાસ્વપ્ન સેવી રહ્યા હતા. તેઓએ યોજનાને વ્યાવહારિક શક્યતાના પ્રદેશમાં આણી. તેને વાસ્તવિક સિદ્ધિનું કાર્ય સદ્દગત કર્નલ બટેના માથે આવી પડયું. જ્યારે તે યોજના વાસ્તવિક ફલસિદ્ધિમા પરિણમવાની હતી, ત્યારે નજદીકના સમયે તેઓ કમનસીબે મોટર અકસ્માતથી મરણ પામ્યા. સાહસની વિપુલતાને લીધે યોજનામાં દંગ કરી નાખે તેવો અતિવિશાળ ખરચ થવાનો હોવાને લીધે, કેટલેક અંશે નિંદાખોર ટીકાના દિવસોમાં, જ્યારે સામાન્ય પ્રજાની લાગણીઓ ઘણી નિર્બળ બની ગઈ હતી ત્યારે તેની અડગ શ્રદ્ધાને લીધે, અને તેની અવિશ્રાન્ત હિમાયતને લીધે, યોજનાને નિભાવી રાખવામાં તેઓશ્રી શક્તિમાન થયા. તેમના ઉત્તરાધિકારી શક્તિમાન લેફટેનન્ટ મિ. એચ. પી. થૉમસ આવ્યા. તેમણે યોજનાને હિંમતભેર ચાલુ રાખી.

ઘણા બહોળા વિસ્તારમાં સોંઘી શક્તિ-"પાવર" પુષ્કળ પ્રમાણમાં પુરો પાડીને પ્રાંતના ઔદ્યોગિક વિકાસને સરકારે આગળ વધારવામાં મદદ કરવી જોઈએ એવી ઇચ્છાને અમલમાં લાવવાનો માન્ડી હાઇડ્રો-ઇલેક્ટ્રિક સ્કીમનો મુખ્ય હેતુ છે. પંજાબમાં વ્યાપારી મૂલ્યનો કોલસો નથી, અને જ્યારે કામ શરૂ કરવામાં આવ્યું, ત્યારે લાહોરમાં બંગાળાના કોલસાની એક ટનની કિંમત પચીસ રૂપીઆ પડતી હતી. આ કિંમતમાં અડધ ઉપરાંત નૂર બેસતું હતું. જ્યારે કામ પુરેપુરૂં સમાપ્ત થાય ત્યારે આ યોજનાનો હેતુ, એવો છે કે ખાનગી વાપરનારાઓની અને હુન્નરઉદ્યોગમાં તેને વાપરનારા ઓની જરૂરિઆતો પુરી પાડવાની છે, એટલું જ નહિ, પરંતુ ગામડામાં ખેતીના વિકાસને ખાસ ઉદ્દેશીને, ગ્રામ્ય ક્ષેત્રજાતી જરૂરિઆતો પણ પુરી પાડવામાં આવશે.

આ યોજનામાં 'ડબલ સરકીટ ટ્રંક ટ્રાન્સમિશન લાઇન' (જેની મારફતે વિદ્યુતપ્રવાહ મોકલવામાં આવશે તે રસ્તો ) ૧૩૨૦૦૦ વૉલ્ટ શક્તિનું કામ, જગનદરનગરથી લાહોર (૧૭૩ માઇલ) અને બીજી ટ્રાન્ચ-લાઈનોમાં અમૃતસરથી લુધિઆના (૮૮ માઇલ) અને લાહોરથી લ્યાલપુર ( ૮૯ માઇલ ) અને ફિરોજપુર (૫૦ માઇલ) સુધી પુરું પાડશે. લાહોર, અમૃતસર અને જાલંધરમાં હયાતી ધરાવનારા લાયસન્સવાળાઓને ઘણા જથામાં પાવર આપવાનો ઈરાદો રાખવામાં આવે છે અને સત્તાવાળાઓ-ને જેવા કે નોર્થ વેસ્ટર્ન રેલવે કંપનિને લાહોરમાં આપવાનો ઇરાદો છે. તે કંપની અત્યારે વધારે મોટા પ્રમાણમા વરાળથી પાવર ઉત્પન્ન કરે છે.

લગભગ ૧૩ શહેરોમાં સ્થાનિક વહેંચણી પુરી પાડવા સારૂ પૂર્ણ રચના તેમજ વ્યવસ્થા કરવાની છે. આને પરિણામે છુટક પાવર પણ આપવામાં આવશે. આ પ્રમાણે બીજાં વધારે ગામોમાં પાવર મોક-લવાની વિચારણા અને મંત્રણા ચાલે છે. ગૌરદાસપુરમાં જાહેર જનતાને ઇલેક્ટ્રિક આપવામાં આવી છે. બાટાલા, દીનાનગર, અને પઠાનકોટમાં સપ્ટેમ્બર સુધીમાં, કાસુર, ફીરોઝપુર, નાનકાના સાહીબ, અને તરન્તરા-નમાં ઑક્ટોબર સુધીમાં, બાગબાનપુરા, શખપુરા, ચુહારકાના, અને જરાનવાલામાં નવેમ્બર સુધીમાં, અને લ્યાલપુર ફેક્ટરીમાં ડિસેમ્બર સુધીમાં અને આવતા જાન્યુઆરિ માસમાં જાલંધર અને લુધિઆનામાં ઇલેક્ટ્રિક પુરી પાડવામાં આવશે.

કપુરથલા સ્ટેટમાં 'બલ્કસપ્લાય' ( ઘણા જથામાં વિદ્યુત બળ આપવા )માટે મંત્રણા ચાલુ છે. ફરીદકોટ, મલેરકોટલા, અને નભાનાં

દેશી રાજ્યોમાં પાવર પુરો પાડવાનું શકય થશે. માન્ડીના દેશી રાજ્યમાં કરારના નિયમો અનુસાર પાવર આપવામાં આવશે.

પ્રથમારંભની ગણત્રી મુજબ ઇલેક્ટ્રિસિટિ ઉત્પન્ન કરવા સારૂ ફક્ત ત્રણ વીજળી ઉત્પાદકો (જનરેટર) રાખવામાં આવ્યાં છે. તેઓ ૧૫૪૦૦૦૦૦૦ યુનીટ વિદ્યુત પુરી પાડવા સમર્થ છે. તેના ૢ ભાગ યુનીટ ચાલુ-કાયમ મળતા રહેશે. શહેરની વસ્તીને આ યોજનામાંથી ઇલેક્ટ્રિસિટિ આપવામાં આવશે. તે કાં તો સરકાર બારોબાર આપશે અથવા લાયસન્સવાળાઓની મારફતે પુરી પાડવામાં આવશે, અને તે ૧૧૨૫૦૦૦ યુનીટ થશે. જે રસ્તે થઈને વિદ્યુત મોકલવામાં આવશે, તે લાઈનની એટલી શક્તિ છે કે તે બાન્ચ લાઈનને પુરી પાડવા ઉપરાત પાસેનાં ગામડાનાં ક્ષેત્રફળમાં વિદ્યુત પુરી પાડવા શક્તિમાન છે. એમ આશા રાખવામાં આવે છે કે વખત પસાર થતાં ખેડુત લોકો જે પ્રદેશમાં નહેરો વાટે પાણી મળી શકતું નથી તેમાં પાણી ખેંચવા સારૂ, પાણી ભરાઈને બેસી ગએલા વિસ્તારવાળા જમીનના પ્રદેશના ઉદ્ધાર સારૂ, અને ખેતીવાડીના કામ સારૂ તે વિદ્યુત લેશે.

ઔદ્યોગિક અને ખેતીવાડીના કામના અર્થે વિદ્યુતબળ જકાતના ધોરણ ઉપર પુરૂ પાડવામા આવશે, પરંતુ તે જકાતના ધારાધોરણ, નિયમો, અને કરાર એવા રહેશે કે તેથી વિદ્યુત બળનો પુષ્કળ જથામાં ઉપયોગ કરનારને અને વાપરનારને હંમેશનો ફાયદો થશે.

"સર્વસ્વ" જકાત નાખવામાં આવશે કે જેથી ઘરગથ્થુ ઉપયોગ જેવા કે ઇલેક્ટ્રિક પંખાઓ, રોશની, બધા ગૃહઉદ્યોગમાં જેવાકે રાંધવાના કામમાં, તપાવવાના કે ઉષ્ણ કરવાના કામમાં, અને શીતળતા બનાવવાના કામમાં વિદ્યુતનો વાપર કરનારાઓને ઘણુંજ ઉત્તેજન મળશે. આ જકાતને પરિણામે આવા બધા ગૃહઉપયોગને સારૂ ફક્ત એક મીટર અને ગૃહતારનો એક 'સેટ' રાખવાથી વિદ્યુત પુરી પાડવામાં આવશે, અને તેથી તાર જડાવવાનું ખર્ચ ઘણુંજ ઓછું થઈ જશે, અને આપનાર અને વાપરનાર વચ્ચે થતી વારંવાર સામાન્ય અથડામણનું મૂળ નાશ પામશે.

દલપતસિહ પી. પરમાર. બી. એ.
હેડમાસ્તર, એ. વી. સ્કૂલ,
માણસા ( મહીકાંઠા ).

# ઘરમાં બાળકનું સ્થાન

ઘરમાં રસોઈ રોજ થાય છે. રસોઈ કોને પૂછીને થતી હશે ? ઘરનાં મોટેરાંને. પણ કેટલી માતાઓએ રાંધતી વખતે વિચાર કર્યો છે કે બાળકોને આ ભાવશે કે નહિ, તેને પચશે કે નહિ. બાળકને તીખું લાગે, ખાટું ગમતું ન હોય, તો આપણે કહીશું-કે "પણ એવી ટેવ પણ પાડવી જોઈએ ને" ? આપણને જેમ ગમે તેમ બાળકને ખાવાની હિમાયત કરીએ, એ આપણી અજ્ઞાનતા.

બાળકે આપણા હુકમો પાળવાજ જોઈએ; કારણ કે આપણું શરીર તેના કરતાં મોટું છે, પણ એટલેથી આપણને સંતોષ ક્યાં છે ? એણે તો આપણી ટેવોને, આપણી પસંદગીને, આપણા શોખને પોતાના કરવા જોઈએ. આપણે ઇચ્છીએ છીએ કે જેવા આપણે છીએ તેવા બાળકો થાય. આપણે જાતેજ ઠરાવી દીધું છે કે બાળકો માટે આપણો આદર્શ પુરતો છે. આપણાથી ઉચ્ચવૃત્તિનાં ને ઉચ્ચશક્તિનાં બાળક થઈ શકે એ ખ્યાલ આપણામાં છે ? આપણા વડવાઓ કરતાં આપણી કેટલી ચડતી થઈ તેના ઇતિહાસ આપણી પાસે છે ? યુગ આગળ વધે છે કે પાછળ ?

માનવ બગીચાના એ કુમળા પુષ્પનું જતન કરવાની કેટલી દરકાર રાખી છે ? બાળવિચારને હૃદયમાં કેટલું સ્થાન છે ? નવી દુનિયાની નવી કલ્પના આપણા બાળકોને કેમ શીખવા દેતા નથી ?

બાળકોને ટોપી પહેરવી ન ગમે; પણ દીકરો ઉઘાડે માથે ફરે તો બાપની આબરૂ જાય તેનું શું ? કયે વખતે ને કયે દિવસે કેવાં કપડાં પહેરવામાં તેનો નિર્ણય તો માતાજ કરે છે. માતાને ગમે તે સૌને ગમે. યોગ્ય કપડાં બાળકે ન પહેર્યા હોય તો આબરૂ તો માતાનીજ જાયને ? નાના બાળકનીશી આબરૂ ? બાળકો એટલે માબાપોની આબરૂ જાળવવાનાં સાધનો. અભિમાનવૃત્તિ અને દંભ સંતોષવાનાં સાહિત્યો. આછેરું કપડું ઘરમાં ન ગમે ત્યારે બાળકને લઈ નાનાં નમાલાં બાળકોને રંગનું ભાન ક્યાંથી ! સૌંદર્યનું ભાન હોયજ શાથી ! બાળક તો જાણે માબાપોની ઓલતી ચાલતી ઢીંગલીઓ. બફારો થતો હોય તોપણ કપડાં પહેરેજ. એના સુંદર દેહને કૃત્રિમતાથી ઢાંકીએ ત્યારેજ માબાપોને નિરાંત વળે, ત્યારેજ આપણી રસિકતા અને કળાનું દેવાળું નીકળે !

બાળક કુદરતનું બચ્ચું અને ખુલ્લું મેદાન, ખુલ્લી હવા, તડકો એ એનાં દોસ્તો. પ્રકૃતિનો ખોળો માતાના ખોળા કરતાં વધારે વ્હાલો. પૃથ્વી તો

માતાનીએ ના. સૂરજનો તડકો લાગે ને તાવ આવે તો? જમીનમાં આળોટે ને કપડાં બગડે અને શરીર બગડે. આપણી આ ખોટી અજ્ઞાન માન્યતાઓ. આપણે અને બાળક માટે કાયદા જુદા. બાળકને પૂછીએ, તારે કપડાં સાચવવાં છે કે રમવું છે?

જવાબ મળે છે—"મારે રમવું છે." એને કુદરતનો સહવાસ બહુ ગમે છે. પ્રકૃતિ સાથે એને ઘણો આનંદ છે. પૃથ્વીની ધૂળ એને ચંદન કરતાંએ વધુ વહાલી છે. પવનની લહેરો આપણી બચ્ચીઓ કરતાં વધુ પ્રિય છે. પતંગીઉં જોઈ તે પતંગીઉંજ બની જાય છે. દેડકાં જોઈ એની સાથે નાચવા માંડે છે. આ બધું જોતાં આપણે તેને કેમ અટકાવીએ છીએ? ચાંદો તો તેને રોજને રોજ આનંદ આપે. ચાંદો દિવસે ક્યાં જતો હશે એમ એને થાય છે. ચાંદનીમાં નાહવાની એને ઘણી મઝા પડે છે, પણ આપણે બાળકોને લઈને ચાંદનીમાં ફરવા જવા ક્યાંથી નવરા હોઈએ! પછી માણસ સાચો ચિત્રકાર ક્યાંથી થાય? માણસ **સંગીત પ્રિય** ક્યાંથી થાય? માણસ કુદરતને ક્યાંથી ઓળખે? તેની કવિતા શી રીતે કરે? આમ બાળકને કુદરતથી દૂર રાખવામાં બાળકને શું બનાવીશું? માણસ કે પશુ?

આપણા બાળકનું ઘરમાં સ્થ ન ક્યાં? બાળકનો કયો ઓરડો? મકાન બાંધતી વખતે આવો વિચાર કોઈ કરે છે? ઘર ભાડે રાખતી વખતે બાળકના રમવાની, આસપાસના વાતાવરણની, સંસ્કાર વગેરેનો વિચાર કર્યો છે? ઘરમા જાજરાની, ચોકડી વગેરેની બાબતો ઘરમાલિકને પૂછીએ છીએ, પણ ઘર ભાડે લેતાં આપણને બાળકો ક્યાંથી સાંભરે? બાળકો માટે જુદી જગા કેવી એ વિચારજ આપણને નવો લાગે છે. એથીજ આપણી ઉત્તમ નાગરિકની આશા નિષ્ફળ જાય છે.

રસોડામાં માને ગભરામણ થાય, રસોડું બગડી જાય, પૂજન કરતાં તેમાં ભંગ થાય, દિવાનખાનામાં બાપાજી ચોપડી વાંચતા હોય, એટલે મોટાભાઈ, બ્હેન પાઠ કરતાં હોય, ત્યારે બાળકે રમવું ક્યાં? વાતો કરવી ક્યાં? ખેલવું કૂદવું ક્યાં? કદાચ એકાન્ત ખૂણો મળી જાય તો ત્યાં બાળકની કલ્પના ઢીંગલા ઢીંગલીથી ખીલે ખરી? આમ કંઈ કલ્પના-શક્તિ ન ખીલે! કેળવણીકારનો એ એક ભ્રમ છે.

આપણા માટે, મહેમાન માટે, આપણી ખોટી પ્રતિષ્ઠા માટે આપણે ખુરસી ટેબલ વસાવીએ. તો આપણા બાળક માટે કૂટલી જાજમ પણ હોય છે ખરી? એને તો કહીએ નીચે બેસ. આપણા મિત્રો માટે આપણે ઘણું

કરીએ છીએ, તેમ બાળકનો મિત્ર આવે ત્યારે બાળકે ક્યાં બેસાડવો? આપણે જરાપણ જાણવા પ્રયત્ન કરતા નથી કે બાળકોના પણ દોસ્તો હોય છે. દોસ્તો તો આપણનેજ હોયને!!' નાનાં બાળકો વળી દોસ્તીમાં શું સમજે? અરે! પણ આપણી સ્વાર્થી દોસ્તી, અને બાળકોની દોસ્તી તો કેવળ નિર્દોષ છે એ ચોક્કસ સમજજો.

બાળકને વસ્તુસંગ્રહ કરવા એકાદ પેટી સોંપી છે? એની પાસેનાં ઠીંગલી, પીછાં, કોડીઓ વગેરે ક્યાં મૂકે? કોડીઓ કોઈ લઈ જાય તો એને મન બધું રાજ ગયું. કેટલી વિચિત્રતા! આ રીતે એમજ જાણીએ છીએ કે બાળકમાં શક્તિ નથી, અને તેના બદલે આપણે કામ કરીએ છીએ. બાળકને પાણી આપણે આપીએ, કપડાં આપણે પહેરાવીએ, થાળી પણ આપણેજ માંડીએ, લોટા પ્યાલા પણ આપણે ઉતારી દઈએ. માબાપો એમ દાવો કરે છે કે અમે બાળકને સુખી કરીએ છીએ. એ અજ્ઞાનીઓ સમજતાં નથી કે બાળકને પળે પળે અપંગ બનાવીએ છીએ. આપણે પશુ જેવા બનીએ છીએ. આપણને બાળક ઉપર વિશ્વાસજ નથી. કાચનો પ્યાલો ધોવા દેતા નથી, રસોઈ પીરસવા દેતા નથી, ચૂલામાં દેવતા સળગાવવા દેતા નથી, સગડી ચેતાવવા દેતા નથી, તેને નાના કપડાં ધોવા દેતા નથી; પણ એને બદલે આપણે એની પથારી પાથરી આપીએ છીએ, વાસણ માંજીએ છીએ, કપડાં પહેરાવીએ છીએ. બાળકો તો બધું કરી શકે, પણ આપણને એ સૂઝે છે ક્યાં?

**બાળકને યોગ્ય સ્થાન આપીએ તો પૃથ્વી ઉપર સ્વર્ગનું રાજ્ય સ્થપાય.**

સિસોદા, તા. અંકલેશ્વર.

અનુવાદક-**દેવજીભાઈ દીવાવાલા.** આસિ. શિક્ષક.

---

# બ્હેરાંમુગાં બાળકો કેવી રીતે બોલતાં શીખે છે

બહેરાંમુગાં બાળકો આંખદ્વારા સમજીને બોલતાં થઈ શકે છે એનું કારણ શું? એ પ્રશ્નનો ખુલાસો કરવો ઉચિત છે. આપણે જોઈએ છીએ કે સાંભળી શકે છે તેવાં નાનાં બાળકો પોતાની માતૃભાષા સાંભળીનેજ બોલતાં શીખે છે. બીજી રીતે કહીએ તો આપણા બોલ એ અવાજ છે અને તેના મોજાં હવા વડે જ્ઞાનદ્વારા મગજમાં જઈ જ્ઞાનતંતુઓ સાથે અથડાય છે ત્યારે તેને જે ઇંદ્રિયબોધ

## ગ્રામ્યશાળા

દેશની સકળ ઉન્નતિનું કારણ કેળવણી છે. જે દેશ સુશિક્ષિત હોય છે તે દેશની આપત્તિઓ દૂર ભાગે છે. દેશની વસ્તીનો મોટો ભાગ ગામડાંમાં વસે છે. આથી ગામડાંની કેળવણી તરફ વિશેષ લક્ષ આપવું ખાસ આવશ્યક છે. ગ્રામ્યશાળાના શિક્ષકોને શહેરની શાળાઓના શિક્ષકો કરતાં વધારે મુશ્કેલીમાંથી પસાર થવું પડે છે. ગ્રામ્યશાળાના શિક્ષકોની કેટલીક મુશ્કેલીઓ અને તે નિવારવાના યથામતિ ઉપાય આ નીચે જણાવવા સ્વલ્પ પ્રયત્ન કર્યો છે.

ગ્રામ્યશાળામાં ત્રણ કે ચાર ગામના વિદ્યાર્થીઓ ભણવા આવે છે. કેટલીક જગાએ ચાર કે પાંચ માઇલ દૂરથી વિદ્યાર્થીઓ ભણવા આવે છે. આ વિદ્યાર્થીઓને શાળામાં આવતાં મોડું થાય એ સ્વાભાવિક છે. રસ્તો ઓતાડો હોય; વચ્ચે નદી, નાળાં આવતાં હોય તો ચોમાસાની મોસમમાં અતિશય વરસાદના સમયે વિદ્યાર્થીઓથી કદાચ શાળામાં ન પણ અવાય; આને માટે ખાસ કંઈ થઈ શકે નહિ. મોડા આવવામાં કે ન આવવામાં બાનાં કાઢી વિદ્યાર્થીઓ પ્રમાદ સેવતાં જણાય તો તેમને જરૂર અટકાવવા. ગામડાની શાળાઓમાં મોટા ભાગે ખેડુત વર્ગનાંજ બાળકો ભણવા આવે છે. તેમનાં માબાપ ગેરહાજરીના અલાભથી અજ્ઞાત હોવાથીજ તેઓ પોતાનાં બાળકોને ખેતીના કામમા રોકે છે, અને ગેરહાજરીમાં વધારો કરે છે. આવી જગાએ શિક્ષકે બાળકનાં માબાપને નિયમિત હાજરીના લાભ સમજાવી તેમના બાળકોને તેઓ દરરોજ અને નિયમિત શાળામાં મોકલે તેમ કહેવું. તેમને સમજાવવું કે નાના (ઉમેરે) બાળકથી કામ લેવું જેટલું નુકસાનકારક છે તેટલુંજ તેનાથી એ વધારે નાના બાળકને ખેતીના કામમાં યોજવું એ અહિતકર છે. પ્રતિદિન આગળને આગળ વધતા પ્રવૃત્તિના આ જમાનાના બાળકને અજાણ રાખવાના ગેરફાયદાઓ પ્રસંગે પ્રસંગે તેમને સમજાવવા. તેમજ પ્રદર્શન અને મેળાવડાઓ કરી વિદ્યાર્થીના વાલીઓને શાળામાં નોતરી શાળાના શિક્ષણની વિશેષતાઓ અને લાભોનાં પ્રત્યક્ષ દર્શન તેમને કરાવવાં. આમ કરવાથી તેઓ પોતાનાં બાળકોને નિયમિત અને દરરોજ શાળામાં મોકલતા થઈ જશે. બાળકોને શાળાના વિવિધ વિષયો રસિક શૈલીથી શીખવવા. વાર્તાઓ, રમત ગમત, ચિત્રદર્શન અને કાવ્યવાચન ઇત્યાદિ રસપ્રેરક વિષયોનો ઉપયોગ કરવાથી બાળકો શાળાના અન્ય વિષયમાં પણ રસ લેતા થઈ જશે, અને હાજરીનું અનિયમિતપણું મોટે ભાગે દૂર થશે.

આમ્યશાળાઓમાં મોટે ભાગે સાધનોનો અભાવ હોય છે. સાધન-સંપન્ન શાળાઓ થોડીજ હોય છે. થોડા ખર્ચથી યા મફત મળતાં સાધનો, યુક્તિઓ, કન્ટીજન્ટની રકમ યા તો ગામ લોકોના સહકારથી તે મળી રહે. અતિ ખર્ચાળ સાધન સહેલાઈથી મેળવી શકાય નહિ. તેના અભાવે યોગ્ય ઉપકરણ કે ચિત્રથીજ નિભાવી લેવું પડે. અનુકૂળતા મળે પાસેની સાધન-સંપન્ન શાળામાં વિદ્યાર્થીઓને લઈ જઈ તેનો લાભ આપી શકાય. આ બધું શિક્ષક મહાશયની કાર્યદક્ષતા અને ઉત્સાહપ્રિયતા ઉપર અવલંબે છે.

આમ્યશાળામાં મુખ્ય શિક્ષકજ ઘણું કરીને શિક્ષિત હોય છે, પણ તેના મદદનીશો તાલીમ પામેલા હોતા નથી; તેમ કેટલીક જગાએ તો તેઓ કોઈપણ પ્રમાણપરીક્ષા પાસ કરી ન હોય એવા હોય છે. ખાસ કરીને ગામડાંની શાળાઓમાં તાલીમ પામેલા, ચુનંદા અને સેવાભાવી શિક્ષકોજ નિભાવવા જોઈએ; કારણ ગામડાંની શાળાઓ ચલાવવી તે શહેર-ની શાળાઓ ચલાવવા કરતાં વધારે મુશ્કેલીભર્યું છે. બીનકેળવાએલા શિક્ષકવાળી શાળાના મુખ્ય શિક્ષકે મદદનીશોને તૈયાર કરવા પ્રયત્ન કરવો, તેમની સમક્ષ નમુનાના પાઠ આપવા તેમજ વારંવાર તેમના કામનું નિરિક્ષણ કરી તેમને યોગ્ય સૂચના આપી તેમને કામની સરળતા કરી આપવી. આમ પ્રયત્ન વડે થોડા સમયમા તેઓ તૈયાર થઈ જશે અને આથી શાળાનું કામ દિપાવી શકાશે.

ગામડાંની શાળામાં શિક્ષણનું ધોરણ હળવું રાખવું જોઈએ. ઘણુંખરૂં આમ્યશાળાના બાળકની ચપળતા અને ગ્રાહકશક્તિ શહેરના બાળકની ચપળતા અને ગ્રાહકશક્તિ કરતાં ઉતરતા પ્રકારની હોય છે. શહેરના વિદ્યાર્થીઓનાં માબાપ મોટે ભાગે શિક્ષિત અને સંસ્કારી હોય છે, તેમજ વિદ્યુતનાં કાર્ય, યંત્રો ઇત્યાદિ પ્રત્યક્ષ જોવાનો સુયોગ તેમને પ્રાપ્ત થએલો હોય છે. આ બન્ને લાભોની ગામડાંનાં બાળકોને ઉણપજ હોય છે. અતથી થોડા થોડા પ્રયત્નો, સુરેખ ચિત્રો, ભાષણો અને વાર્તાઓદ્વારા તેમની સામાન્ય પ્રવીણતા વિકસાવવા શિક્ષકે પ્રયત્ન સેવવો જરૂરનો છે.

બાળકના અધિકારપરત્વે જ્ઞાન આપવાની વાત તો સર્વ કોઈ સ્વી-કારે છે. બાળકનો અધિકાર પારખી તેને જ્ઞાન આપવાથીજ સફળતા મેળ-વાય છે. અધિકારવિહિન બાળકને જ્ઞાન આપવાને આદરેલા પ્રયત્નમાં નિષ્ફળ નિવડાય છે. આમ્યશાળામાં બાળકો બુદ્ધિમાન ખેડુત બને, તેમની અવલોકન શક્તિ વિકસે, તેઓ ધાર્મિક, નીતિમાન, અને વ્યાવહારિક બને,

કોઈનાથી છેતરાય નહિ અને પોતાના ઘરનો ચોક્કસ હિસાબ રાખી શકે; આવી જાતના શિક્ષણને અગત્યનું સ્થાન મળવું જોઈએ.

એક શિક્ષકને એકજ વર્ગના પચાસ વિદ્યાર્થીઓને શીખવવા કરતાં બે ત્રણ વર્ગના ત્રીસ વિદ્યાર્થીને શીખવવું વધારે કઠિન છે. કોઈપણ શાળામાં એક શિક્ષક પાસે બેથી વધારે વર્ગો હોવા ન જોઈએ. કેટલીક શાળાના શિક્ષકોને તો ચાર કે પાંચ વર્ગો સાથે શીખવવાના હોય છે. આવી જગાએ મુશ્કેલીઓ ટાળવા સારૂ અનેક યુક્તિઓ અજમાવવી પડે છે. શાળાનું સમયપત્રક બહુ વિચારપૂર્વક યોજવું પડે છે. શાળાના કેટલાક વિષયોનું કામ શિક્ષકની સીધી અને પાકી દેખરેખ નીચે પણ વ્યવસ્થિત થઈ શકે છે. આવે સમયે વર્ગના વડા વિદ્યાર્થીની મદદથી તથા શિક્ષકની કુનેહ અને સુયોજકપણાથી શાળાનું કામ દિપાવી શકાય છે.

શાળાનાં બાળકો ઘણીવાર નારંગી ફૂટવી, ઘા પડવો, હાડકાનું કરમોડ ખાવું, ઇત્યાદિ આકસ્મિક રોગોના ભોગ થઈ પડે છે. આવા સમયે તાત્કાલિક ઉપાયોથી સુજ્ઞાત શિક્ષક યોગ્ય ઉપચારથી બાળકને જલદી આરામ થાય તેવા પ્રયત્ન કરી શકે છે. ઔષધાલયોના અભાવવાળાં ગામડાંના શિક્ષકોએ બાળકોની તાત્કાલિક સારવાર કરવાના કાર્યથી માહિતગાર થવું ઇષ્ટ છે. તાત્કાલિક સારવાર કરવા માટેનાં ઉપયોગી સાહિત્ય અને દવાઓ ગામના અગ્રગણ્ય પ્રજાજનોના સહકારથી શિક્ષક સહેલથી મેળવી શકે છે.

સ્વચ્છતા અને સુઘડતાના શિક્ષણને ગ્રામ્યશાળાઓમાં આગત્ય આપવી ખાસ જરૂરી છે. ગામડામા ઘણા વિદ્યાર્થીઓ અસ્વચ્છ અને અવ્યવસ્થિત રહે છે. પુસ્તકો ઇત્યાદિ ભણવાનાં સાધનો તરફ બેદરકાર રહે છે. વિદ્યાર્થીની આ કુટેવ તો અવશ્ય ટાળવા યોગ્ય છે. તેઓ જાતે સ્વચ્છ અને સુઘડતાથી રહી પોતાનું કામ તેવુંજ નમુનેદાર કરે તેવી સુટેવે તેઓ ટેવાવા જોઈએ. સ્વચ્છતાના નમુના અને દૃષ્ટાંતો આપી તેમનામાં આ સદ્ગુણ પ્રેરવા પ્રયત્ન આદરવાથી બહુ મુશ્કેલી નહિ પડે.

જગતમાં નિત્ય અવનવા બનાવો અને ફેરફાર થયાં કરે છે, તેથી દુનિયાની નવીનતાથી વિદ્યાર્થી વર્ગ અન્તર્ણો રહે તે બીલકુલ ઇષ્ટ નથી. આ માટે શિક્ષક ગામના શિક્ષિત વર્ગના સહકારથી સોંઘું ને શિષ્ટ સાહિત્ય પીરસતું એકાદ સામાહિક મંગાવી શકે છે. શાળામાં આવતાં આવા સામાયિક, તેમજ મહેનત કરી મેળવેલા થોડા ગ્રંથોના સંગ્રહથી શિક્ષક શાળામાં એક નાનકડું "જ્ઞાનાલય" ઉઘાડી શકે છે. આમ

શિષ્ટ ગ્રંથો અને સામાયિકોના વાચન, મનનથી શિક્ષક પોતાના તેમજ અન્ય યોગ્ય અધિકારીના સાહિત્યરસમાં અભિવૃદ્ધિ કરી શકે છે. બાળ-સેવા, જ્ઞાનસેવા, અને દેશસેવા—આવો ત્રિવિધ સેવાનો સુમેળ શિક્ષક સિવાય અન્ય કોઈ ધંધામાં નથી. શિક્ષણ કાર્ય જેવા પવિત્ર અને સેવાભાવી ધંધામાં ઝંપલાવ્યા પછી અનેક મુસ્કેલીઓમાંથી યુક્તિપૂર્વક પસાર થઈ તેને શોભાવવોજ ઇષ્ટ છે. મુસ્કેલીઓ સિવાયનો કોઈજ ધંધો નથી. મુસ્કેલીઓ નિવારવા વિચારપૂર્વકની યોજનાઓની જરૂર છે. "પ્રયત્નથી કંઈ અસાધ્ય નથી." શિક્ષક મહાશય પ્રતિપળે શોધક અને યોજક બુદ્ધિ રાખી પોતાના કર્તવ્યપંથમાં વિચરે તો પોતાનું કામ જરૂર દિપાવી શકે.

પાંડવા શાળા, વાડાસીનોર. } રેવાશંકર ભટ્ટ

## સિનિઅર થયો કે ના થયો

કોલેજમાં ટ્રેનિંગ લઈ, શિક્ષક પદે તું આવીઓ,
સર્ટિફિકેટો મેળવી, સિક્કો લલાટ લગાવીઓ;
નિર્ભય બની શાળામહીં, ખુરશી પરે આડો પડયો,
રે! બાળનું હિત વીસરી, સિનિઅર થયો કે ના થયો. ૧
શીખ્યો ઘણી તું પદ્ધતિઓ, ફરજથી અળગો રહ્યો,
શાળા થકી ન્યારો રહી, ટયુશન મહીં ભૂલો પડયો;
શીખ્યો છતાં શીખવ્યું નહિ, હું કેન્ડ એ કોરે રહ્યો,
રે, બાળનું હિત વીસરી, સિનિઅર થયો કે ના થયો. ૨
ગામડાનાં જઈ પ્રમાદી, થઈ હતો તેવો રહ્યો;
વિષયના શિક્ષણમહીં, આદર્શ નો અળગો કર્યો;
ચિત્ત ચોટીયું પૈસા મહીં, રે! ત્યાગ તું ભૂલી ગયો,
પરિણામ પૂરતું કામ લઈ, સિનિઅર થયો કે ના થયો ૩
વેતન ઘણું ટુંકું દીસે, સાધન બિચારો શું કરે,
બુદ્ધિ વિનાનાં બાળકો, તરત શાળા છાપરે;
શિક્ષા નહિ નહિ હાજરી, કદી કામમાં તું ના વળ્યો,
બહાના બનાવ્યાં બહુ બહુ, સિનિઅર થયો કે ના થયો. ૪
જગના દેવો તણી, અંતર પૂજા ના આચરી,
સ્નેહજીની વાત તેં, કદી બાળ સાથે ના કરી;

## ધોરણ ૩ જું.

શિક્ષક મિ. આર.
સમય ૪૦ મિનિટ
તા.

**વિષય : ભાષા**—વાચન

**સામાન્ય હેતુ :** આંખ કેળવી, ભાવપૂર્વક વાંચતાં શીખવી, ભાષાજ્ઞાન આપવાનો.

**વિ. હેતુ**—વા. મા. પુ. ૩ જાનો પાઠ ૧૧ શીખવવાનો.

| પાદના | મુદ્દા | શૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|---|
| (૧) આરંભ | વર્ગવ્યવસ્થા<br>ચિત્રાવલોકન | ડ્રિલ કરાવી વર્ગને વ્યવસ્થિત ગોઠવવો.<br>મારા સામું જુઓ. સાંભળો. આજે તમને હું એક ચિત્ર બતાવવાનો છું. તે ચિત્ર તમારે બરાબર તપાસીને જોવું. પછી હું તમને સવાલ પૂછીશ.<br>પાઠ ૧૧ મો કાઢો. પાઠને મથાળે આપેલું ચિત્ર તપાસો. ચિત્રમાં કેટલા માણસો છે ? બે જણા કયાં ઉભા છે ? બાકીના બે કયાં પડયા છે ? તમને એ બે જણા તરવા પડેલા લાગે છે ? શા ઉપરથી ? ત્યારે કોણે પાડી નાખ્યા હોય એમ લાગે છે ?<br>ઠીક, ત્યારે આ બે ચોરોએ એમને શા માટે પાડી નાખ્યા તે તમને કહું. | |
| (૨) મુખ્ય વિષય | સારકથન | સાંભળો, એમ કહી જિજ્ઞાસા જાગે એટલી વાત નીચે પ્રમાણે કહીશઃ | |

| | | |
|---|---|---|
| | વિકટ, અંધારી રાત્રે જ્યારે વાઘ, સિંહ વગેરે ગર્જના કરતા હોય ત્યારે જંગલ બહુ વિકટ લાગે છે. વિકટ એટલે ?<br>કોઈ કોઈ શબ્દને વાક્યમાં વપરાવી અર્થ આવડ્યાની ખાત્રી કરીશ. | વિકટ, બિહામણું. |
| નમુનાનું વાચન | હું ક્ર. પા. ની નોંધમાં જણાવેલે સ્થળે અટકીને ભાવપૂર્વક વાચી બતાવીશ. | એક શહેરમાં\|ચાર ચોર રહેતા હતા. તેમની પાસે\|ખેડી ખાવાને જોઈએ તેટલી\|જમીન હતી; પણ તેઓ ખેતી કરતા નહિ, ને ચોરી કરી\|પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતા. એક બે વાર\|તેઓ ચોરી કરતાં\|પકડાયા હતા, ને ભારે સજા થવાથી\|તુરંગમાં\|ઘણા દહાડા રહી આવ્યા હતા. |
| સૂચના | નમુનો આપ્યા બાદ, વિદ્યાર્થીઓને વર્ગ સમક્ષ કેમ વાંચવું તેની સૂચના આપીશ. વર્ગની સામે વચ્ચોવચ ટટાર ઉભા રહી, ડાબા હાથમાં ચોપડી આંખથી ૧૦—૧૧ ઈંચ છેટે રાખી, બધા સાંભળે તેટલો ઘાંટો પાડી વાંચવું. | |
| વ્યક્તિગત વાચન | એક પછી એક વિદ્યાર્થીને વર્ગ બહાર બોલાવી વંચાવીશ. વાચન વખતે થએલી ભૂલો વિષે વિદ્યાર્થીઓને પૂછીશ. તે ઉપરાંત "આ ભાઈએ કેવું વાંચ્યું" ? એમ પૂછી વાચન- | |

| | | | |
|---|---|---|---|
| | | શૈલી તરફ લક્ષ દોરીશ. તેમજ વર્ગના બીજા કોઈ વિદ્યાર્થીને અને કોઈ કોઈ વાર વાંચનારને પણ વાંચેલા ફકરાનો સાર પૂછીશ. | |
| | ભાવાર્થના પ્રશ્નો | ચોરો શી રીતે ગુજરાન ચલાવતા હતા? એમની પાસે કેટલી જમીન હતી? છતાં પણ શા માટે ચોરી કરતા હતા? શેની રાહ જોતા તેઓ સંતાઈ બેઠા? સંઘ આવ્યો કે તરત તેમણે શું કર્યું? ચોરોને જોઈ ગાડાવાળાઓએ શું કર્યું? ચોકીદારોએ શું કર્યું? પછી ચોરોએ શું શું પડાવી લીધું? તે લઈ જંગલમાં શા માટે ગયા? ત્યાં તળાવની જગા તેમણે કેમ પસંદ કરી? ખૂબ ધન જોઈ બધાના મનમાં શો વિચાર આવ્યો? એથી બે જણાને ક્યાં મોકલ્યા? શહેરમાં ગએલાના મનમાં શો વિચાર આવ્યો? તળાવે બેઠેલાના મનમાં શો વિચાર આવ્યો? છેવટે આમ દગો કરવાથી શું બન્યું? જે માણસ સામાનું ખરાબ તાકે તેનુંજ ખોટું થાય એવો અર્થ બતાવવા કોઈ કહેવત બોલો. બાળકો બોલતા જાય તેમ તેમ કા. પા. પર કહેવતો નોંધતા જવી. પછી તેને પાઠને લાગુ પાડી બતાવવી. એવીજ બીજી કહેવતો બોલો. આ પાઠમાંની ચોરોની હકીકત સાથે લાગુ પડાવવી. | કરે તેવું પામે.<br>વાવે તેવું લણે.<br>ખાડો ખોદે તે પડે.<br>કરણી તેવી પાર ઉતરણી.<br>કર ને ભર. |
| (૩) પુનરાવર્તન | નાટ્યપ્રયોગ | બાળકો પાસે નાટ્યપ્રયોગ કરાવી સંસ્કાર દૃઢ કરવા. | |

## મુંબઈ ઈલાકાની ઉર્દૂ શાળાઓ મા. મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રંથ કર્તાનું નામ | પ્રગટ કર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે |
|---|---|---|---|---|---|
| ૧ | પંદિસ્તાન, ત્રીજી આવૃત્તિ | મૌલાના અબુ મુહમ્મદ હુસઈન સાહેબ સૈયી સુબહાની | આઝમ સ્ટીમપ્રેસ, ચારમીનાર, હૈદ્રાબાદ (ડેક્કન) | ૦—૧૨—૦ | ઉર્દુ પ્રાથમિક, માધ્યમિક અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૨ થી ૫ | ઉર્દૂ ખુશખતી કૉપિ,નં. ૧થી૪ (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મૌલ્વી મુહમ્મદ નઝીરુદ્દીન | મુસ્લીમ યુનિવર્સિટી પ્રેસ, અલીગઢ | ૦—૧—૩ દરેક કૉપિબુકના | કૉપિબુક નં. ૧ અને ૨ ધોરણ ૨ અને ૩ અને ૪ ધોરણ ૩ માટે. |
| ૬ | તખ્તે તાઉસ, | મૌલ્વી મુહમ્મદ અબ્દુલ લતીફખાન | નગસાહેબ મુન્શી ગુલાબસીંગ ઍન્ડ સન્સ, લાહોર | ૧—૮—૦ | ઉર્દૂ પ્રાથમિક, માધ્યમિક અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૭ | અનોખી દુનિયા, હિસ્સ-એ ચહારૂમ, ૧૯૩૩ | મિ. મુન્શી અગરવાલા, બી. એ. | મેસર્સ મેકમિલન એન્ડ કો., મુંબઈ | ૧—૦—૦ | ,, |
| ૮ | હાલાતે હરમયને શરીફેન નકશા સાથે, (સને ૧૯૩૩ ની ત્રીજી આવૃત્તિ) | મિ. હાજીમુહમ્મદ મોઈનુદ્દીન | ઇન્તેઝામી પ્રેસ, કાનપુર | ૧—૦—૦ | ,, |
| ૯ | ઇબ્તેદાઈ સાયન્સ, હિસ્સ-એ અવ્વલ: સપ્ટેમ્બર, ૧૯૩૩ | ડૉ. ડી. ડી. શેન્ડરકર | શમસુલ મતબે મિશન પ્રેસ, નીઝામ શાહીરોડ, હૈદ્રાબાદ | ૧—૦—૦ | વધારાના વાચન તરીકે. |
| ૧૦ | ,, ,, દુવ્વુમ સપ્ટેમ્બર, ૧૯૩૩ | ,, | ,, | ૧—૦—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | ,, ,, સેવ્વુમ, ,, | ,, | ,, | ૧—૪—૦ | ,, |
| ૧૨ | સીલસીલ-એ-આફતાબ રીડર્સ-આફતાબ રીડર નં. ૧, (સને ૧૯૩૨ની પહેલી આવૃત્તિ) | ... | ભારત હાઉસ, લાહોર. | ૦—૫—૯ | ઉર્દુ પ્રાથમિક સ્કૂલોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૩ | ,, ,, નં. ૨ ,, | ... | ,, | ૦—૭—૦ | ,, |
| ૧૪ | ,, ,, નં. ૩ ,, | ... | ,, | ૦—૯—૨ | ,, |
| ૧૫ | ધી ઇન્ફ્લુઅન્સ ઑફ ધી પર્શિઅન ઑન ધી મરાઠી લૅંગ્વેજ, ૧૯૩૨ | મોલ્વી અબ્દુલહક, બી.એ. | અંજુમને-ઉર્દુ પ્રેસ, હૈદ્રાબાદ, (ડેક્કન) | ૦—૧૨—૦ | ઉર્દુ પ્રાથમિક અને માધ્યમિક ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૬ | આસાન સરફે નહ્વ, ભા. ૨ (સને ૧૯૨૩ની પહેલી આવૃત્તિ) | શેખ મુન્શી મુશતાક એહમદ સાહેબ | લેખક | ૦—૫—૦ | પ્રાથમિક સ્કૂલોના ધો. ૫ અને એ. વી. સ્કૂલોનાં ધો. ૧ લા માટે ગ્રામરમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૧૭ | કામુસુલ મશાહીર, હિસ્સ-એ-અવ્વલ, (સને ૧૯૨૪ની પહેલી આવૃત્તિ) | નીઝામી બદાયુની | નીઝામી પ્રેસ, બદાયુની | ૨૧—૦—૦ ભાગ ૧ અને ભાગ ૨ માટે | ઉર્દુ પ્રાથમિક, માધ્યમિક અને ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યુશનોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. |
| ૧૮ | ,, ,, દુવ્વુમ, (સને ૧૯૨૬ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | | ,, |
| ૧૯ | તારીખે-અરબ, (સને ૧૯૨૪ની પહેલી આવૃત્તિ) | મૌલ્વી અબ્દુલ ગફુરખાન સાહેબ અને મૌલ્વી મુહમ્મદ હલીમ સાહેબ | અનનઝીર પ્રેસ, લખનૌ | ૫—૦—૦ | ,, |
| ૨૦ | કુલ્લીયાતે-ઇસ્માઇલ, (સને ૧૯૧૦ ની પહેલી આવૃત્તિ | મૌલ્વી મુહમ્મદ ઇસ્માઇલ | ધી ઑરિએન્ટલ પબ્લિશીંગ કં., મીરત | ૩—૦—૦ | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧ | હયાતે-સઆદી, (બીજી આવૃત્તિ) | મૌલ્વી અલ્તાફ હુસેઈન | મ પ્રેસ, આગ્રા | ૧—૨—૦ | ,, |
| ૨૨ | રિયાસત; (સને ૧૯૩૨ ની પહેલી આવૃત્તિ) | ડૉ. ઝાકીર હુસેઈન | અન્જુમને-તરક્કીએ-ઉર્દુ, ઔરંગાબાદ | ૫—૦—૦ | ,, |
| ૨૩ | બાગો-બહાર, (૧૯૩૧) | મીર અમ્માં દેહલવી | ,, | ૨—૦—૦ | ,, |
| ૨૪ | યાદગારે-ગાલીબ, (બીજી આવૃત્તિ) | શમસ-ઉલ-ઉલમા મૌલ્વી અલ્તાફ હુસેઈન હાલી | મતબ-એ-ફઇજે-આમ, અલીગઢ | ૨—૦—૦ | ,, |
| ૨૫ | તારીખે-અખલાકે-યુરોપ, હિસ્સ-એ-અવ્વલ, | મિ. અબ્દુલ મજીદ, બી. એ. | અનનઝીર પ્રેસ, લખનૌ | ૩—૦—૦ | ,, |
| ૨૬ | ,, ,, દુવ્વુમ, (૧૯૧૯) | ,, | ઇન્સ્ટિટ્યુટ પ્રેસ, અલીગઢ | ૨—૮—૦ | ,, |
| ૨૭ | સીયર-ઉલ-મુસન્નીફીન, વૉલ્યુમ ૧ (સને ૧૯૨૪ ની પહેલી આવૃત્તિ) | મિ. મુહમ્મદ યહયા, બી. એ. | મેનેજર, દારૂલ ઇશાઅત ગાઝીઆબાદ, મહબુબુલ મતબે, દિલ્હી | ૨—૦—૦ | ,, |

પુના, તા. ૧-૬-૧૯૩૪

(સહી) એ. એમ. ખાન
ડેપ્યુટિ એજ્યુ. ઇન્સ. ઉર્દુ સ્કૂલ્સ,
અને
સેક્રેટરી, ઉર્દુ સ્કૂલ બુક કમિટી, પુના.

! સુંદર, સરતાં, ક્રમિક યોજનાવાળાં, વિદ્યાર્થીને ગમતાં, ઉત્તમ પુસ્તકો !

**! ઘણી સંસ્થાઓ પાઠ્યપુસ્તકો તરીકે ચલાવે છે !**

* મુંબઈ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ તેમજ પશ્ચિમહિંદ એજન્સિએ * પાઠ્યપુસ્તક, ઇનામ કે લાઈબ્રેરીના તરીકે મંજુર કર્યાં છે.

*** કુમારગણિત ભાગ પહેલો***
[ભૂમિતિ સાથે, રૂ. ૦-૬-૦]
**નવી ૮ મી આવૃત્તિ**
નવા અભ્યાસક્રમને અનુરૂપ ભૂમિતિ તેમજ બીજા વધારા સાથેનું. બાળકોને અતિશય ગમ્યું છે।

*** કન્યાગણિત ભાગ બીજો ***
[ભૂમિતિ સાથે, રૂ. ૦-૧૦-૦]
**નવી પાંચમી આવૃત્તિ**
ચોથા ધોરણથી કોલેજ સુધીની બાળાઓ માટે. વ. ફા. પરીક્ષાના પ્રશ્નો સાથેનું. બાળાઓને અતિશય ગમ્યું છે।

*** કુમારગણિત ભાગ પહેલો અ ***
[નવા અભ્યાસક્રમ પ્રમાણે સુધારેલી ચોથી આવૃત્તિ, ભૂમિતિ સાથે, રૂ. ૦-૬-૦]
[ત્રીજા ધોરણ સુધીના છોકરા તથા છોકરીઓ બંને માટે ઉપયોગી]

**નવા અભ્યાસક્રમ પ્રમાણે ધોરણવાર ગણિતો**

***અનડાગણિત ધોરણ બીજું*** [કુમારગણિત ધોરણ બીજું] રૂ. ૦-૪-૦
[ભૂમિતિ સાથે, બી. આ., છોકરા તથા છોકરીઓ બંને માટે ઉપયોગી]

***અનડાગણિત ધોરણ ત્રીજું*** [કુમારગણિત ધોરણ ત્રીજું] રૂ. ૦-૪-૦
[ભૂમિતિ સાથે, બી. આ., છોકરા તથા છોકરીઓ બંને માટે ઉપયોગી]

**અનડાગણિત ધોરણ ચોથું** [કન્યાગણિત ધોરણ ચોથું] રૂ. ૦-૪-૬
[ભૂમિતિ વિભાગ અને નામા સાથેની આવૃત્તિ]

***અનડાગણિત ધોરણ છઠ્ઠું*** [છોકરાઓના છઠ્ઠા ધોરણ માટે] રૂ. ૦-૫-૦

**બીજાં પુસ્તકો**

***અનડાનામું ભાગ પહેલો*** [ઘરનો હિસાબ, બી. આ.] રૂ. ૦-૩-૦
[ધો. ૪, ૫ ને ૬ ના છોકરા તથા છોકરીઓ બંનેને ઉપયોગી]

***અનડાનામું ભાગ બીજો*** [દુકાનનો હિસાબ, પ. આ.] રૂ. ૦-૪-૦
[ધોરણ ૭ તથા વ. ફા. પરીક્ષાના વિદ્યાર્થીઓને ઉપયોગી]

**અનડાભૂમિતિ ભાગ પહેલો** [નવા અભ્યાસક્રમ પ્રમાણે] રૂ. ૦-૨-૦
[બાળવર્ગથી ત્રીજા ધોરણ સુધીના છોકરાઓને ઉપયોગી]

***અનડાભૂમિતિ ભાગ બીજો** [નવા અભ્યાસક્રમ પ્રમાણે] રૂ. ૦-૨-૦
[ચોથા ને પાંચમા ધોરણનાં છોકરાંઓને ઉપયોગી]

***સરલ બાળપોથી** * ૧૨ મી આવૃત્તિ, રૂ ૦-૧-૦ નામ તેવાજ ગુણ છે.]

ટીપા—નાપરનારાં મુક્તકંઠે વખાણે છે. એકવાર મંગાવી ખાતરી કરો. નકલો માટે નીચેને સીરનામે લખો. સારૂં કમિશન ને બીજી ઘણી અનુકૂળતા.

**રતનશી પુરુષોત્તમ અનડા**
હેડમાસ્તર, મેરીબાઈન મેમોરિયલ ટ્રેનિંગ કોલેજ, પોરબંદર

# ઈનામ માટે વર્ગીકૃત યાદી

( તમામ પુસ્તકો મંજુર છે )

## ધોરણ સાતમું: (ગુજરાતી) ( ત્રીજું અંગ્રેજી )

| | |
|---|---|
| ફુરસદ | ૦—૪—૬ |
| અમી | ૦—૪—૬ |
| બાળ વિચાર (૧) | ૦—૧૨—૦ |
| બાળ વિચાર (૨) | ૦—૬—૦ |
| જગતની ધર્મશાળામાં | ૦—૧૦—૦ |
| ગીતાંજલિ | ૧—૪—૦ |

## ધોરણ છઠ્ઠું: (બીજું અંગ્રેજી)

| | |
|---|---|
| ટોલ્સ્ટોયની ૩ વાર્તા | ૦—૫—૦ |
| ભૂલભૂલામણી | ૦—૧—૦ |
| મેઘધનુષ | ૦—૮—૦ |
| મિઆઉ | ૦—૧—૦ |
| કાલસા કાકા | ૦—૫—૦ |
| મધપૂડો | ૦—૧૨—૦ |

## ધોરણ પાંચમું: (પહેલું અંગ્રેજી)

| | |
|---|---|
| ભીષ્મ | ૦—૪—૦ |
| સબરસ | ૦—૩—૦ |
| કીર્તિસ્તંભ | ૦—૪—૦ |
| પુસ્તકાલય | ૦—૨—૦ |
| જયજયરંગ | ૦—૬—૦ |
| બીરબલનો બન્ધુ | ૦—૮—૦ |
| ખરેખરી વાતો | ૦—૩—૦ |
| રશીદની પેટી | ૦—૪—૦ |

## ધોરણ ચોથું:

| | |
|---|---|
| બંગાળી બિરબલ | ૦—૬—૦ |
| કચુંબર | ૦—૩—૦ |
| બાળ ડાયરી | ૦—૩—૦ |
| મૂરખરાજ | ૦—૮—૦ |

| | |
|---|---|
| સવાકાની આપવીતી | ૦—૬—૦ |
| ખોટી ખોટી વાતો | ૦—૪—૦ |
| પ્રાણી પુરાણ ભાગ ૨. | ૦—૪—૦ |

## ધોરણ ત્રીજું:

| | |
|---|---|
| બકુલ | ૦—૬—૦ |
| ધૂપસળી | ૦—૪—૦ |
| સારંગીવાળો | ૦—૨—૦ |
| મોતીના દાણા | ૦—૫—૦ |
| તોફાની ટીપુડો | ૦—૬—૦ |
| નીલમ | ૦—૬—૦ |
| સોનાકુમારી | ૦—૪—૦ |
| બરફીપુરી | ૦—૪—૦ |
| રિકિટિકિ | ૦—૪—૦ |
| જાદુઈ હાર | ૦—૪—૦ |

## ધોરણ બીજું:

| | |
|---|---|
| કેરીના ભજીયાં | ૦—૩—૦ |
| નવનીત | ૦—૩—૦ |
| રમકડાંની દુકાન | ૦—૧—૦ |
| મોસાળની મોજ | ૦—૩—૬ |
| ગધેડાનું રાજ | ૦—૧—૦ |
| સિપાઈ દાદા | ૦—૨—૬ |
| મકનો મસ્તાનો | ૦—૧—૬ |

## ધોરણ પહેલું:

| | |
|---|---|
| ચોપગાંની ચતુરાઈ | ૦—૪—૦ |
| નવનીત | ૦—૩—૦ |
| વાઘોનું વન | ૦—૪—૦ |
| હાથી ધમધમ ચાલે | ૦—૧—૦ |
| લાડ કાવ્યો | ૦—૪—૦ |
| એક હતો કુતરો | ૦—૪—૦ |
| પ્રાણીપુરાણ ભાગ ૧ | ૦—૩— |

**ગાંડીવ :: ભાગાતળાવ, સુરત**

બાળકો માટેના ગાંડીવ પખવાડિકનો નમૂનો મફત.

પુસ્તક ૭૩ ]                                                    [ અંક ૯

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## સપ્ટેમ્બર સને ૧૯૩૪

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધી છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દૃઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૩ ] સપ્ટેમ્બર ૧૯૩૪ [ અંક ૯

# વર્તમાન જગત

કપાસના ઢગમાં ચીનગારીનો પ્રવેશ જેમ ભયંકર અગ્નિ પ્રકટાવે છે, તેમ જગતના નાનાસુના બનાવથી અનેક રાજકીય વિપ્લવો બનતા આવ્યા છે અને બનશે પણ ખરા. આસ્ટ્રિઆના પાટવી કુંવરનું એક સર્વિઅનના હાથે ખુન થતાં યુરોપનો પ્રચંડ દાવાનળ સને ૧૯૧૪ માં ભભૂકી ઊઠ્યો અને યુરોપના રાજકીય નકશાની પુનઃ ઘટના વર્સેલ્સના કોલકરારથી સ્થાપિત થઈ. મોટી તેમજ નાની પ્રજાઓને અમેરિકાના પ્રેસિડેન્ટ વિલ્સનના આત્મનિર્ણયના સિદ્ધાંતથી સ્વાતંત્ર્ય મળ્યુ અને ભાષા અથવા જાતિ પ્રમાણે યુરોપનો નકશો બહુરંગી બન્યો. કેટલીક પ્રજાઓ જેમને સમુદ્રનો કાંઠો નહોતો તે મળ્યો અને કેટલીક પ્રજાઓને દરીઆનાં દર્શન દુર્લભ થઈ પડ્યાં. જર્મની જેવી મહાપ્રજા યુરોપી રાજકીય વાતાવરણમાં ઉતરતી પંક્તિમાં આવી ગઈ અને પોલાંડની કાયર વાગવાથી તેનામાં ચેતન રેડતો પ્રુશિઆનો પ્રદેશ જર્મનીથી છુટો પડી ગયો. ઓસ્ટ્રિઆ-હંગરીના સંયુક્ત રાજ્યમાંથી ઝેકોસ્લોવેકિઆનો એક નવો ટુકડો પડ્યો. ઈટલી, ગ્રીસ, તુર્કસ્તાન વગેરે દેશોને લાભ અથવા હાનિ થઈ. વર્સેલ્સના કોલકરારથી જે શાંતિ સ્થાપવાનો ઇરાદો હતો તેને મજબુત કરવા 'પ્રજાસંઘ'ની સ્થાપના થઈ. એ યોજનાદ્વારા જગતમાંથી 'યુદ્ધ'ને નિર્મૂળ કરવા યુરોપી દેશના નેતાઓ તલપાપડ થઈ રહ્યા, પણ પ્રજાસંઘમાંથી ક્રમે ક્રમે જાપાન અને

જર્મનિ નીકળી ગયાં અને અમેરિકા તટસ્થતા ધારણ કરી બેસી રહ્યું, એટલે મૂળ ઉદ્દેશ બર લાવવાનો યત્ન જોઇએ તેવો સફળ થયો નથી. આજે દુનીઆના જુદા જુદા પ્રદેશમાં શું શું બની રહ્યું છે તે જોઇશું તો ભાવિની શાંતિ વિષે આપણને કેવો ખ્યાલ ઉત્પન્ન થાય છે તે સહેજે જણાઇ આવશે.

આધુનિક ઔદ્યોગિક જમાનામાં અને સંકુચિત દેશાભિમાન અને દેશ-રક્ષણના જોસબંધ ચાલતા પ્રવાહમાં કુદરતી સાધનો અણમુલાં ગણાય એ સ્વાભાવિક છે.

**ઝાર(સાર)નો કોલસાનો પ્રદેશઃ**—વીજળીની રેલવે ગાડીઓ તેમજ કારખાનાં ચલાવવા માટે કોલસો સૌથી અગત્યની વસ્તુ છે. વળી જો લડાઈ સળગે તો તો તેનું મૂલ્ય આંકી શકાય નહિ એવી બાબત છે; કારણ પોલાદ અને તોપો બનાવવામાં તેનો ઉપયોગ થાય છે એટલુંજ નહિ, પણ તેમાંથી બીજાં રાસાયણિક દ્રવ્યો જેનાથી ગોળાઓ વગેરે બને છે તે પણ મળે છે. જ્યારે ૧૯૧૪ માં લડાઈ સળગી ઉઠી ત્યારે જર્મનિને ફ્રાન્સ અને બેલ્જિ-અમની સરહદ પરનો કોલસાનો પ્રદેશ જે લીલથી લીજ સુધી પથરાએલો છે તે લેવાનો લોભ હતો. જર્મનિએ બેલ્જિઅમ પર ધસારો કર્યો એનું કારણ




જર્મનિ, બેલ્જિઅમ ને ફ્રાન્સના પ્રદેશ અને ઝાર પ્રદેશ.

એ હતું કે એ પ્રદેશ સપાટ હતો એટલે લશ્કરની કુચ ઝડપથી આગળ વધે અને બીજું ત્યાં કોલસાનો પ્રદેશ હતો તે તેના કબજામાં આવે, અને ફ્રાન્સને તે સાધનની ખોટ પડે. જર્મનિ તે હેતુમાં સફળ થયું હતું. ફ્રાન્સના કબજામાં તે વખતે લૈઓન્સની પશ્ચિમે આવેલો કોલસાનો પ્રદેશજ રહ્યો હતો. જર્મનિ પાસે રૂહર, ઝાર, સાઈલિશિઆ અને નવો કબજે લીધેલો ફ્રાન્સ-બેલ્જિઅમનો પ્રદેશ, એટલા કોલસાના પ્રદેશો હતા.

જ્યારે લડાઈનો અંત આવ્યો ત્યારે આ કોલસાનો પ્રદેશ ફ્રાન્સને પાછો મળ્યો, પણ જર્મનિએ ચાર વરસ સુધી તેમાંથી પુષ્કળ કોલસો કાઢી લીધો હતો અને વળી પાછા ફરતી વખતે તે ખાણોનો સદંતર નાશ કરી નાખ્યો હતો, એટલે તેનો પુરો લાભ લેવાને ફ્રાન્સને હજુ કેટલાંક વરસો જોઈશે. પરિણામ એ આવ્યું હતું કે સંધિ વખતે જર્મનિને ફરજ પાડવામાં આવી કે તેણે કરેલા નુકસાનના બદલામાં તેના ઝાર પ્રદેશનો કબજો પ્રજા-સંઘની સીધી દેખરેખ નીચે ૧૫ વરસ સુધી મૂકવો અને ૧૯૩૫ ના જાન્યુ-આરિમાં ત્યાંના લોકમત પ્રમાણે તે પ્રદેશને ફ્રાન્સ અથવા જર્મનિ સાથે ભળી જવાની તક આપવી; એટલે નીચે પ્રમાણે તે પ્રદેશની પ્રજાને નિર્ણય કરવો પડશેઃ—

૧ તેઓ જર્મનિ સાથે જોડાય અથવા
૨ ફ્રાન્સની રાજ્યસત્તા નીચે જાય અથવા
૩ પ્રજાસંઘની દેખરેખ નીચે રહી 'તટસ્થ' રહે.

**ઝાર પ્રદેશની પ્રજાઃ**—પરંપરા, રીતિરિવાજ અને ટેવોના કારણે ત્યાંની પ્રજા જર્મન છે. તેઓ જર્મન ભાષા બોલે છે. ખાવાપીવામાં, પોશાકમાં અને બીજી કેટલીક રીતે તેઓ જર્મન લક્ષણો ધરાવે છે. થોડાં વરસ પહેલાં એવું માનવામાં આવતું હતું કે તેઓ જર્મનિમાં ભળી જશે; પણ હાલમાં નાઝી સત્તા પ્રવર્તતી હોવાથી તેઓ શો નિર્ણય કરશે તે વિષે કાંઈ ચોકસ કહી શકાય નહિ. કેટલાક સમાજવાદી છે, ઘણા રોમન કેથો-લિક મતના છે અને કેટલાક જર્મનિના નવા ચેતન માટે ખાસ ઉત્સુક નથી. તેમ લોકનો મોટો ભાગ ફ્રાન્સ સાથે ભળી જવા ઇચ્છે છે એમ પણ ચોકસ નથી. કદાચ પ્રજાસંઘ નીચે રહેવાનું ત્યાંની પ્રજા નક્કી કરે અને જર્મનિના નવા પ્રવાહનું ઉત્સુક્તાથી નિરીક્ષણ કરે. ઝારની પ્રજા જો જર્મનિમાં ભળી જવાની ના પાડશે તો જોઈ લેશું એવી નાઝી સત્તાની ધમકીથી વસ્તુસ્થિતિમાં સુધારો થયો નથી. લોકનિર્ણય જર્મનિની

તરફેણમાં આવે એને માટે જર્મનિનો ભય એટલે સુધી વધી ગયો હતો કે પ્રજાસંઘનું લક્ષ તે તરફ ખેંચાયું, અને ફ્રાન્સ કે જર્મનિ બેમાંથી કોઈ તરફથી ખટપટ કે બળજોરી ન ચાલે તેને માટે પ્રજાસંઘ તરફથી એક કમિટી પણ નિમાઈ. વળી જર્મનિ અને ફ્રાન્સ તરફથી એવી જાતની ખાતરી પણ મળી છે કે કોઈ પણ જાતનું દબાણ તેમના ઉપર ચલાવવામાં નહિ આવે; છતાં 'ઝારપ્રદેશ' યુરોપની રાજકીય સ્થિતિનું ચિંતાકારક પરિણામ લાવે એવો સંભવ છે.

**ઝાર પ્રદેશ.**—સાર પ્રદેશમાં ૮,૦૦,૦૦૦ માણસો વસે છે. સૌથી વધારે ઘીચ વસતીવાળા પ્રદેશોમાંનો તે એક છે. દર ચોરસ માઇલે ૧૦૦૦ માણસની વસ્તી છે. સને ૧૯૩૨ મા ફ્રાન્સે તે પ્રદેશમાંથી ૧,૦૦,૦૦,૦૦૦ ટન કોલસો લીધો હતો. પાસે ફ્રાન્સનો લોઢાનાં કારખાનાંવાળો લોરેનનો પ્રદેશ છે ત્યા આ પ્રદેશના કોલસાનો ઉપયોગ કરવામાં આવે છે.

**પૂર્વ બાલ્ટિક પ્રદેશોઃ**—મોટી મોટી આશાઓના વાતાવરણમાં 'પ્રજાસંઘ'નું પ્રથમાધિવેશન ઉજવવામા આવ્યું હતું. તેમની સાર્વત્રિક શાંતિમય છાયા નીચે આંતરરાષ્ટ્રીય કલહોનો તીરોભાવ થઇ જશે, અને આખાએ જગતમાં દેશો દેશો વચ્ચે મિત્રાશભરી વાતો થશે; પણ એ આશાઓ ફળીભૂત થઈ નથી. યુનાઇટેડ સ્ટેટ્સ તો પહેલેથી યુરોપના રાજકીય પક્ષોમાં ન ભળવું એવો મુદ્રાલેખ રાખી અલગજ રહ્યું હતું. રચનાત્મક ..ાગ ન લેતા તેને નિરીક્ષાત્મક સાહચર્ય વધારે પસંદ કર્યું એટલે પ્રજાસંઘના જોમમા નવી દુનીઆનું જોમ ભળ્યું નહિ. સોવિએટ રશિઆ યુરોપી બળવાન રાજ્યોની નજરે 'લધ્વી માત્રા' ગણાતું હતું. હાલમાં તે પ્રજાસંઘમાં ભળશે એવા ચિહ્ન જણાય છે, પણ રશિઆ પ્રજાસંઘમાં નથી. વળી જાપાન માંચુરિઆના કારણે 'સંઘ'માથી નીકળી ગયું અને જર્મનિએ પણ તેમાંથી ફારગતી લીધી. જાપાન ચીનને દબાવતું હતું તે વખતે ચીનની વહારે 'પ્રજાસંઘ' જઈ શકયો નહિ અને માન્ચુરિઆ ચીનથી છુટો પડયો. આમ 'સંઘ'ની સાર્વત્રિક સત્તાના અભાવે યુરોપના નાના મોટા દેશો તેમની સહીસલામતી માટે તેમને ફાવતા ઉપાયો યોજવા લાગ્યા, અને એક બીજા ઉપર ચડાઈ ન કરવી એવા કરારો લાંબા વખત સુધીના અંદર અંદર કરી લીધા. રશિઆએ તેમજ બીજાં નાનાં રાજ્યોએ રાજનીતિને લગતા શાંતિ સ્થાપક કરારો કરી લીધા. ફિનલેન્ડ, એસ્થોનિઆ, લેટવિઆ અને લિથુઆનિઆનો દાખલો સમજવા જેવો છે. લડાઈ પહેલાં રશિઆનો પશ્ચિમ કિનારો બાલ્ટિક

કાંઠે હતો અને આ દેશો રશિયામાં ગણાતા હતા. લોક રશિયાની જાતના નથી. ચાર જુદી જુદી જાતિના લોક અહીં વસે છે અને તે રશિયાની સત્તા નીચે આવ્યા હતા. રશિયાનું લોકજીવન તેમજ ધર્મ તેમને અનુકૂળ નહોતા. ઝારની સત્તા નીચે પણ તેઓ કદી કામ એક નહોતા. ઘણા વરસની ખટપટ ચાલતી હતી તેવામાં રશિયામાં રાજ્યસત્તાનું પરિવર્તન થયું અને તેઓએ સ્વતંત્રતા મેળવી અને સંધિની રૂએ તે હક તેમને મળ્યો; પણ રશિયાને બાલ્ટિક સમુદ્રના કાંઠાનો લાભ મળતો નથી. તેને પશ્ચિમ તરફ માલ મોકલવો હોય તો આ નાનાં નાના સ્વતંત્ર રાજ્યોની સહાયતા મેળવી તે મોકલી શકે. કદાચ એવું પણ બને કે તે રાજ્યોને પાછાં લઈ લેવાનો ઈરાદો રશિયા કરે.



પૂર્વ બાલ્ટિક પ્રદેશો.

નકશામાં જોતાં માલૂમ પડશે કે રશિયાને સ્વાભાવિક રીતે રેગા બંદરેથી માલ મોકલવો પડે. વળી ટેલીન અને હેલ્સિંગ્ફોર્સની સારી રીતે ખીલવણી થઈ શકે તેમ છે. લેનિનગ્રેડ માત્ર એકજ રશિયાનું બારું છે, પણ તે બારું બરફથી આચ્છાદિત રહે છે; એટલે સારા બંદર માટે રશિયા ઝઘડો ઉઠાવે, પણ આ ચારે દેશો સાથે તેણે સમાધાની-શાંતિના કોલકરાર કર્યા છે અને મિત્રતાને દાવે તેમનો સહકાર મળે. કદાચ સોવિએટ રાજ્યપદ્ધતિ તે દેશોમાં દાખલ થાય એવી પણ આશા રશિયા રાખતું હશે;

પણ જર્મનિ અને પોલાંડ તરફથી ઝઘડો ઉભો થવાનો સંભવ છે. ગયા માર્ચમાં રશિઆએ જર્મનિને મિત્રતાની સંધિમાં જોડાવા નિમંત્રણ કર્યું હતું પણ જર્મનિએ તેનો અસ્વીકાર કર્યો હતો. જર્મનિનો થોડોક ભાગ –મેમલ સહિત–લિથુઆનિઆને આપવામાં આવ્યો છે. જર્મનિને આ બાબત ખટકે છે.

સંધિ વખતે લિથુઆનિઆને પૂર્વ તરફ રશિઆ સુધીનો કેટલોક ભાગ આપવામાં આવ્યો હતો, પણ પોલાંડે તે ભાગ લઈ વીલ્ના કબજે કર્યું, અને લિથુઆનિઆને રશિઆથી છુટું પાડી દીધું. લિથુઆનિઆને આ બાબત ખટકે છે અને પોલાંડ સાથે તેનું વર્તન આડું રહે છે.

**લોકો:**—ફિનલેન્ડ સરોવરો અને જંગલથી ભરપુર પ્રદેશ છે. મૂળમાં ફિન લોકો વોલ્ગા પ્રદેશમાંથી આવી ત્યાં વસ્યા. મોંગોલ અંશ તેમનામાં છે. આ પ્રદેશ ઉપર સ્વીડનની કેટલોક વખત હકુમત ચાલી. પરિણામે ફિન સંસ્કૃતિમાં સુધારો થયો. તેઓ ભણેલા અને ઘણા સુધરેલા લોક છે. અંગ્રેજ લોકોને ત્યાં ઘર જેવું લાગે છે. ફળદ્રુપ જમીનમાં ઘાસચારો ઘણો સારો થાય છે અને ઓટ, જવ, રાઈ અને બટાટાં તે પ્રદેશનો મુખ્ય પાક છે લાકડું પણ પુષ્કળ મળી આવે છે, એટલે ઘર લાકડાનાં બાંધવામાં આવે છે અને સરોવરના કાદવકીચડના પ્રદેશમાં ચાલવા માટે લાકડાના બુટ ખુબ કામમા આવે છે. હુન્નરઉદ્યોગ પણ લાકડામાંથી બનતી ચીજોને લગતો છે.

ફિન યુવાનની ચામડીનો રંગ કાળો હોય છે. તે માથે બનાતની ટોપી અને શરીરે ઊનનાં કપડા પહેરે છે.

**ઈસ્થોનિઆ:**—આ દેશની પ્રજામાં ફિનતત્ત્વ વધારે પ્રમાણમાં છે. તેઓ ધર્મે પ્રોટેસ્ટન્ટ છે. પ્રદેશ સપાટ છે. રાઈ, ઓટ, જવ અને ભીંડી એ મુખ્ય પેદાશ છે. રેવલ તે પ્રદેશનું મુખ્ય રાજધાનીનું શહેર અને બંદર છે. તેનું નવું નામ ટેલીમ છે.

**લેટ્વીઆ:**—લેટ નામની આ દેશની પ્રજા છે. તે ઘણા જુના લોક છે. દેશ સપાટ અને કેટલીક જગાએ ભેજવાળો છે. ઉંચી જમીન ઉપર પાઈનનાં ઝાડો ઉગે છે. પીપસ સરોવરમાં પુષ્કળ માછલીઓ થાય છે. દૂધમાંથી માખણ બનાવવાનો, ખેતી કરવાનો, બગીચા ઉછેરવાનો અને ઈમારતી કાટ ઉભો કરવાનો, વગેરે ઉદ્યોગો છે. રીગા અને લીપાજા એ બે ઘણાં અગત્યનાં બંદરો છે, અને ત્યાં પુષ્કળ વેપાર ચાલે છે. લીપાજાનું જુનું નામ લીબાઉ હતું.

**લિથુઆનિઆ:**—આ પ્રદેશ મુખ્યત્વે ખેતીનો પ્રદેશ છે. ત્યાંના લોકની ભાષા જુની આર્ય ભાષા ઉપરથી ઉતરી આવેલી છે. શુદ્ધ લિથુઆનિઅન પ્રજા સિવાય લેટ અને પ્રુશિઅન લોકની મિશ્ર જાતિ પણ છે. પ્રજા રોમન કેથોલિક છે.

**ચેકો વિગ્રહ:**—દક્ષિણ અમેરિકામાં બોલિવિઆ અને પારાગ્વે આ બે દેશોનેજ દરીઆકાંઠો નથી; અને એને લીધે ચેકો પ્રદેશમાં ઝનુની લડાઈઓ કેટલીકવાર થાય છે. પ્રજાસંઘની સલાહની અવગણના કરી હમણાં પણ ત્યાં લડાઈ ચાલુ છે. આ દેશોને લડવાને માટે દારૂગોળા મળે તોજ લડી શકે અને જો સુધરેલી દુનીઆ તેમને હથિયારો આપતી બંધ થાય તો લડાઈ અટકે, પણ કેટલીક બળવાન પ્રજાઓ તેમને દારૂગોળો અને હથિયારો વેચે જાય છે અને લડાઈ ચાલુ રહે છે.




દક્ષિણ અમેરિકા-ચેકો-પ્રદેશ.

**બોલિવિઆ:**—દક્ષિણ અમેરિકાના પશ્ચિમ પાસે આન્ડીઝના ખડકાળ ઉચ્ચપ્રદેશોમાં આ રાજ્યનો વિસ્તાર છે. પૂર્વ તરફ તે આમેઝોનના ગરમ અને ઘાસથી ઢંકાએલા પ્રદેશ તરફ ઢાળ પડતો જાય છે. સ્પેનિશ ભાષા રાજભાષા તરીકે છે, પણ ઘણાખરા લોકો અભણ ઈન્ડિઅનો છે.

આ પ્રદેશ ધાતુ અને ઔષધિનો ખજાનો છે. કલાઈ, રૂપું, નિકલ, એન્ટીમની, ત્રાંબુ, સોનું, વુલફ્રામ, જસત, અને બીસમથ વગેરે ધાતુઓ નીકળે છે. વળી કવીનીન, એકોનાઈટ, આર્નીકા, બેલાડોના, કપુર, કોકેન, અને સાર્સાપરીલા વગેરે ઔષધિ દુનીઆભરમાં ત્યાંથી ચડે છે. યુનાઈટેડ સ્ટેટ્સ અને ગ્રેટબ્રિટન તે દેશની ઘણીખરી ધાતુઓ વેચાતી લે છે.

ચીલી રાજ્ય સાથે તેણે ઝઘડો કર્યો અને પરિણામે પેસિફિકનો દરીઆકિનારો ખોયો. એરિકા કુદરતી બંદર છે અને રાજધાનીના લાપાઝ

શહેરથી તે ગામ ર૭૪ માઇલ દૂર છે. બોલિવિયા તેની પાસેથી ગયું એટલે પારાગ્વે નદી મારફતે આટલાંટિકના કિનારે તે બુએનોસએરિસ તરફ માલ મોકલી શકે.

પારાગ્વે:—તે નાનો અને ગરમ હવાનો પ્રદેશ છે, અહીંના લોક ઢોર ઉછેરવાનો, કપાસ, તમાકુ વાવવાનો અને મેટી–એક જાતની ત્યાંની ચા–વીણવાનો મુખ્ય ઉદ્યોગ કરે છે. ટેકરીઓમાં ગાઢાં જંગલો ઉગેલાં છે. લોક મૂળે ઈન્ડિઅન વંશના છે, અને પ્રાચીન રીતરિવાજો તેઓ પાળે છે. કપડાં થોડાં પહેરે છે. પુરુષો ખમીસ અને પાયજામો પહેરે છે. ઉંચા કુળના લોક પગમાં બૂટ પહેરે છે.

ચેકો:—પ્રાચીન ઇન્કા લોકોએ આ પ્રદેશનું નામ ચેકો પાડ્યું હતું. તેનો અર્થ મૃગયાભૂમિ–એવો થાય છે અને નામ પણ સાર્થક છે; કારણકે પુષ્કળ જંગલો આવેલાં છે. તેમાં જાગ્વાર, વાંદરા, સર્પ વગેરે પ્રાણીઓ અને અસંખ્ય બીજા જંતુઓ હોય છે. લડાઈની ભૂમિ તરીકે પણ તે ભયંકર પ્રદેશ છે. લશ્કર કુચ કરે તે પહેલાં તો ઘીચ જંગલો કાપી નાખવા પડે છે. ફર્નીચર માટે કીમતી લાકડું અહીંના જંગલોમાંથી મળે છે.

ડાન્યુબ તટ પ્રદેશો:—લડાઈને અંતે આસ્ટ્રિઆના ભાગલા કરી રાખવામાં મિત્રરાજ્યોએ ભૂલ કરી છે એવો સામાન્ય મત છે. એમ કરવામાં તેમની મુખ્ય નેમ એ હતી કે અમુક એક ભાષા બોલતી પ્રજાને જે દેશમા તે મુખ્ય ભાષા હોય તે તેમનો સોંપવો એટલે તેઓને પરરાજ્યની ધુંસરી તળે રહેવું ન પડે. જેમકે પોલાંડ તે પોલ લોકનો, ગ્રીસ તે ગ્રીકોનો, હંગરી તે મેગ્યાર લોકનો, જુગોસ્લાવિયા તે સર્બ લોકોનો, પણ ઝેકોસ્લોવેકિઆમા ઝેક, સ્લાવેક અને જર્મન ભાષા બોલાય છે. આસ્ટ્રિઆ-હંગરીને તોડી- તે પ્રદેશના કેટલાક ટુકડા બીજી પ્રજાને સોંપવામાં આવ્યા. પોલાંડ, ઇટલી વગેરેને બંદરો મળ્યાં, પણ આસ્ટ્રિઆ અને હંગરીને દરીઆકાંઠો મળ્યો નથી. આ દેશોને અન્યાય થયો છે એમ ત્યાંના લોકની લાગણી જ્વલંત રહ્યા કરે છે. સંધિથી થએલો અન્યાય તેમને ખુંચ્યા કરે છે.

હવે ભવિષ્યમાં કલહ ઉત્પન્ન થવાનાં ખાસ બે કારણો માલમ પડી આવે છે; પહેલું તો જર્મની ઓસ્ટ્રિઆને પોતામાં મેળવી દેવા માગે છે. આસ્ટ્રિઆમાં નાઝી પક્ષના પ્રયત્નો સુપ્રસિદ્ધ છે. હીટલર એમ વાંછે છે કે જર્મન ભાષા જે જે પ્રદેશમાં બોલાતી હોય તે બધાં પ્રદેશો જર્મનિમાં ભળી જાય એટલે કે ઓસ્ટ્રિઆ અને ઝેકોસ્લોવેકિઆનો કેટલોક પ્રદેશ.

બીજું હંગરીની માગણી એવી છે કે રૂમાનિઆનો પશ્ચિમાર્ધ, ઝેકોસ્લો-વેકિઆનો સ્લોવેકિઆ પ્રદેશ અને જુગોસ્લાવિઆનો હંગેરિયન પ્રદેશ તેને મળવો જોઈએ.

**નાનાં મિત્રરાજ્યો:**—રૂમાનિઆ, ઝેકોસ્લોવેકિઆ; જુગોસ્લાવિઆ. આ રાજ્યો તો નિશ્ચય કરી બેઠાં છે કે જે કાંઇ તેમને મળ્યું છે તેમાંથી કોઈને કાંઈ પાછું સોંપવું નહિ, અને એટલા માટે તેઓ એકસંપીમાં જોડાઈ પરસ્પર સહકાર અને મદદની સંધિ કરી બેઠાં છે. પ્રજાસંઘમાં તેઓ એક મત આપે છે અને વ્યાપારી કોલકરારો પણ તેઓએ અંદર અંદર કર્યા છે, પણ વ્યાપારીસંધ તેમને ફાયદાકારક નીવડે તેમ નથી, કારણકે ઝેકોસ્લોવેકિઆ અડધો ખેતીનો પ્રદેશ છે, અને બીજા બે પ્રદેશોની ચીજો પુરેપુરી તે ખરીદી શકે એવી સ્થિતિમાં નથી. જર્મની તેમનો માલ ખરીદી શકે પણ તેની નજર તેમના તરફ ફરતી રહે છે.




ઓસ્ટ્રિઆ, હુંગરિ અને નાનાં મિત્રરાજ્યો.

જર્મનિ, ફ્રાન્સ અને ઈટલી તેમના દરેક કૃત્ય તરફ નજર નાખતા રહે છે. ફ્રાન્સ આ રાજ્યસમૂહને સારી રીતે ટેકો આપતું રહે છે; હંગરીને તેના ગએલા મુલકમાંથી કેટલોક મુલક પાછો મળે એમ ઇટલીની ઇચ્છા રહે

છે; એટલે આ રાજ્યસમૂહ બદલી અને હંગરીની વિરુદ્ધ રહે છે. વાસ્તવિક રીતે આવી અટપટી સ્થિતિને દૂર કરી ડાન્યુબ પ્રદેશોનું એક ચક્ર બનાવી શકે અને તે રાજ્યને આડ્રિઆટિક સમુદ્રના કાંઠે એક બંદર આપી શકે એવી એક જગતની મહાન પ્રભાવશાળી વ્યક્તિની અત્યારે યુરોપને જરૂર છે.

**લોકઃ**—ઝેકોસ્લોવેકિઆના-ઝેક લોકો એક ખાસ જુદી પ્રજા છે. ભાષા પણ તેમની નિરાળી છે. ઝેક વધારે પ્રમાણમાં છે પણ સ્લોવેક લોકો જે હંગરીની પ્રજાના નિકટના સગા છે તે અને લાખો જર્મન લોકો ત્યાં વસે છે. ઝેકો બહુ બુદ્ધિશાળી અને શક્તિમાન લોક છે. આ લોકો બોહિમિઆમાં વસે છે. ત્યાં લોઢા અને પોલાદના કારખાનાં છે. તેઓ બહુ સારી રીતે કેળવાએલી પ્રજા છે.

**ઑસ્ટ્રિઆ**—એ ઉંચા પ્રદેશની ભૂમિ છે. ટિરોલ બહુ સુંદર દૃશ્યનો પ્રદેશ છે અને ઘણા મુસાફરો ઇન્સબ્રકમાં સહેલ અર્થે આવે છે. ડાન્યુબને કાંઠે વસેલા વિએનાની સંસ્કૃતિ જગમશહુર છે. પહેલાંના જેવી તેની જાહોજલાલી નથી, છતાં હજુ પણ શિક્ષકો, દાક્તરો, સંગીતવિશારદો ત્યાં શીખવા માટે જાય છે.

**હંગરીઃ**—એ ઘઉંના ખેતરોનો પ્રદેશ છે. ત્યાંની પ્રજા મેગ્યાર જાતિની છે. ઓસ્ટ્રિઆની પ્રજા કરતાં તે જુદી છે. સંગીત અને નૃત્યના તેઓ શોખીન છે. બુડા-પેસ્ટમાં વાયરલેસનું જાણીતું સ્થાન છે.

**રૂમાનિઆ**—અહીંની પ્રજા રોમન વંશની છે. તેમની ભાષા ફ્રેન્ચ અને લેટીનને મળતી આવે છે. અહીં ઘઉંનો પાક થાય છે પણ પ્રજા એટલી બધી સુધરેલી નથી. રાજ્યતેમજ વ્યવસ્થા હજુ તેમને શીખવાનાં છે.

**જુગોસ્લાવિઆઃ**—એ લક્ષણમાં બાલ્કન જેવો છે. પ્રદેશ પહાડી છે પણ ફળફળાદિ સારાં થાય છે. બંદરો અને રેલ્વે લાઈનની ખામી છે, અને પ્રજાજીવનમાં પ્રાચીનતા માલમ પડે છે. મુસાફરો ત્યાંનાં દૃશ્ય જોઇ આનંદ માણે છે.

**ચીનઃ**—સો વરસ પહેલાં સામાન્ય રીતે ૪૫,૦૦,૦૦૦ ચોરસ માઈલના વિસ્તારવાળી ભૂમિ હતી; વસ્તી કેટલાક ભાગમાં ઘણી ઓછી છે. ગ્રેટ બ્રિટનના તાબામાં હોંગકોંગ, ઉપલો બ્રહ્મદેશ અને સિક્કિમ છે અને તિબેટમાં પણ તેની લાગવગ દૃઢ રીતે સ્થાપિત થએલી છે. ફ્રાન્સે હિંદી ચીન લીધું; જાપાને કોરીઆ અને ફોર્મોસા લીધાં અને હાલ માન્ચુરિઆ અને જેહોલમાં તેની સત્તા પ્રવર્તે છે. પાડોશ તેમજ સરહદના તેના પ્રદેશ

ઉપર ચીન કોઈ જાતની હકુમત ચલાવવાને અશક્ત છે, કારણકે રેલવે માર્ગો ઘણા ઓછા છે, એટલે દૂરના પ્રદેશો ઉપર દેખરેખ રાખી શકાતી નથી. વળી અમેરિકા, ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, જાપાન જેવા દેશોનું હિત વેપારની દૃષ્ટિએ તે દેશમાં જોવામાં આવે છે, એટલે આ મોટા દેશોને અંદર અંદર સ્પર્ધા રહે છે, અને કોઈ પણ દેશ આગળ પડતી લાગવગ ન ચલાવી શકે એ એકબીજા જોયા કરે છે.

**તિબેટ:**—લાસા તેની રાજધાની છે. અત્યારસુધી તે પ્રદેશની બીલકુલ માહીતી નહોતી, પણ ચીન ત્યાં સત્તા ધરાવતું હતું. એક વખત ચીનનું લશ્કર તે પ્રદેશ ઉપર ચઢાઈ લઈ ગયું તે વખતે દલાઈ–લામા બ્રિટિશ રક્ષણ હેઠળ તિબેટમાંથી હિંદમાં નાસી આવ્યો હતો. તિબેટી લશ્કરે ચીની લશ્કરને પાછું કાઢ્યું હતું અને લામા પાછો પોતાનો દેશ ગયો હતો. ૧૯૧૪ માં તિબેટનો અંદરનો પ્રદેશ ચીનની સીધી દેખરેખ નીચે મૂકવો એવું ગ્રેટબ્રિટન, ચીન અને તિબેટ એ દેશોએ કબુલ કર્યું. તિબેટનો




ચીન અને તેની પાડોશના દેશો.

બાહ્ય પ્રદેશ ચીની દેખરેખ નીચે સ્થાનિક સ્વરાજ્ય ભોગવતો પ્રદેશ બન્યો અને બ્રિટને તેનું રક્ષણ કરવાનું માથે રાખ્યું. અત્યારે ડલાઈ-લામા મરણ પામ્યો છે અને ચીનને તિબેટમાં પોતાની સત્તા પાછી જમાવવાનો લોભ લાગે તો નવાઈ જેવું નથી.

**સિન્કિઆંગ:**—આ પ્રદેશમાં ઉંચા આડા પર્વતો આવેલા છે અને દેશ વેરાન છે. ઢોર, ઘેટાં, ઊંટ વગેરે અહીંનાં કુદરતી પ્રાણીઓ છે. રશિઆની લાગવગ અહીં વધારે છે. ચીનને ખરો ભય મુસલમાન લોકો તરફથી ઉભો થાય તેમ છે, કારણકે મુસલમાની રાજ્ય સ્થાપવાનો આ લોકોનો ઉદ્દેશ છે. હાલમાં આ પ્રદેશમાં લડાઈ ટંટા થયા કરે છે.

**મોંગોલિઆનો બહારનો પ્રદેશ**—આ પ્રદેશમાં ઢોર, ઘેટાં ઊંટ વગેરે જાનવરો થાય છે. ઊન, ચામડાં અને સોનું આ દેશની નિકાસ છે. રશિઆની સત્તા હેઠળ તે પ્રદેશ છે.

**મોંગોલિઆનો અંદરનો પ્રદેશ:**—અહીં પણ ઢોર ઉછેર છે. તેનું માંસ ખોરાક તરીકે ઉપયોગમા લેવામા આવે છે. બોજો ઉપાડવાનાં કામમાં ઢોર ઉપયોગી થઈ પડે છે. પૂર્વ છેડે જેહોલ છે. ત્યાં જાપાનની સત્તા પ્રવર્તે છે એટલે કદાચ આ પ્રદેશ જાપાનની સત્તા નીચે આવી જાય એવો સંભવ છે, અને એમ થાય તો ચીન અને રશિઆ વચ્ચે ફાચરરૂપે જાપાનની સત્તા આડે આવે. પછી તેનો ઝઘડો ઉભો થાય.

**મેન્ચુરિઆ અને જેહોલ:**—પ્રજાસંઘ તેમજ અમેરિકાની ખફા વહોરી લઈને પણ જાપાને ચીનના આ ફળદ્રુપ પ્રદેશને અત્યારે પોતાની લાગવગ નીચે આણ્યા છે. જાપાને આખી દુનીઆની અવગણના કરી મેન્ચુરિઆમાં નવી શહેનશાહત સ્થાપી દીધી. જાપાન આજ કારણે સંઘમાથી નીકળી ગયું. આ પ્રદેશ ભવિષ્યમાં ઘણો ખીલે તેવો છે. ઘઉં, કપાસ અને ખનીજની આ ભૂમિકા છે. જાપાને તે દેશના અધિકારીઓને નીમી ત્યાંની પ્રજાને રાજ્યતંત્રમાં કેળવવા માંડી છે. મેન્ચુરિઆ સ્વતંત્ર થયું, પણ તેની સ્વતંત્રતાનો સ્વીકાર દુનીઆની મોટી મોટી સત્તાઓએ સ્વીકાર્યો નથી. જાપાનને કાચો માલ જોઈએ છે અને તૈયાર માલનાં પણ બજાર જોઈએ છે. મેન્ચુરિઆ તેને માટે યોગ્ય છે, પણ ચીન અને દુનીઆની મોટી સત્તાઓને આ વાત ગમતી નથી. જાપાન ઉપર દુનીઆની મોટી મોટી સત્તાઓ રૂઠી છે.

**યુનાન:**—હિંદી ચીનમાં રહી ફ્રેંચ લોકો યુનાન પ્રાંત ઉપર વેપાર સંબંધી પુરેપુરો અંકુશ ધરાવે છે. અહીં ૧૧,૦૦,૦૦૦ માણસની વસ્તી છે.

**પશ્ચિમ એશિઆઃ**—ઇરાન, એશિઆમાઇનર, અરબસ્તાન, અફઘાનિસ્તાન વગેરે દેશોને પાશ્ચાત્ય રાજ્યપદ્ધતિ તેમજ સંસ્કૃતિના સંસ્કાર થવા લાગ્યા છે, અને સ્વતંત્રતાની સમજ તેમને થવા લાગી છે. પરદેશી ધુંસરી અને ડખલગીરીને તેઓ સ્વભાવે સ્વતંત્ર મિજાજના હોવાથી બીલકુલ પસંદ કરતા નથી. મુસલમાની રાજ્યો પશ્ચિમનો દાખલો લઈ એકસંપી કરે, તો નવું રાજ્ય પ્રકરણ ઉભું થાય અને પરિણામે ઝઘડા ઉભા થાય એ પણ બનવા જોગ છે.

ઉપર પ્રમાણે રાજ્યોની રાજનીતિ જોતાં દુનીઆ હજી ઠરી ઠામ બેઠી નથી. એક બીજી પ્રજાઓ દેશના નિભાવ અર્થે વેપારી શાંતિમય વિગ્રહો-જકાતની પ્રતિબંધક દિવાલો ઉભી કરી ચલાવી રહી છે. દરેક દેશ જેમ બને તેમ ત્વરાથી ઔદ્યોગિક પ્રગતિ કર્યે જાય છે અને માલની નિકાસ કરી પૈસો અને તે દ્વારા બળ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે; પણ માગ કરતાં નીપજ વધારે છે, એટલે માલ ખપાવવાની ધગશને પરિણામે નવા સંજોગો ઉભા થાય અને ફરી જગતનો પ્રચંડ દાવાનળ સળગી ઉઠે એ પણ સંભવિત છે.

---

## સદ્ભાવ

બ્રહ્માંડ ગૃહ આ તાતનું,
આધાર સૌને સૌનો રહો જ્યાં.

બાળકોને વાર્તા સાંભળવી બહુ ગમે છે. આનો લાભ લઈને બાળકોની કલ્પનાશક્તિ કેળવવાને આનંદ આપવા શિક્ષકો સુંદર વાર્તા યોજે છે. વળી સીધી કે આડકતરી રીતે બોધ આપવા તરફ પણ તેમનું લક્ષ રહે છે. આ બોધ આપવાની ધગશમાં અને બાળકોની કલ્પના કેળવવાના ઉત્સાહમાં કેટલીક વખત એક અગત્યની બાબત શિક્ષકોના ધ્યાન બહાર જતી રહે છે. વાર્તામાં વર્ણવેલી પ્રત્યક્ષ બાબતો ઉપરાંત વાર્તાઓમાં રહેલી સૂચન કરવાની શક્તિ તરફ ઘણે ભાગે શિક્ષકવર્ગ દુર્લક્ષ રહે છે અને તેથી થતા લાભાલાભ વિચારવા તેઓ થોભી શકતા નથી. આથી પોતે આપવા ધારેલા બોધથી તદ્દન ઉલટીજ અગર તદ્દન બીજીજ છાપ શિક્ષકો જાણે અજાણે પોતાનાં બાળકોનાં મન પર પાડી દેછે.

એક વખત એક શિક્ષકે પહેલા ધોરણનાં બાળકોને એક વાર્તાનો પાઠ આપ્યો. શિક્ષક અનુભવી ને ઉત્સાહી હતા. વાર્તા કહેવાની શૈલી ચેષ્ટાયુક્ત ને રસિક હતી. વાર્તા બહુ સારી રીતે તેમણે બાળકોને કહી. વાર્તા કાંઈક આવી હતી. એક માણસને પહેલીવારની સ્ત્રીથી થએલી એક પુત્રી હતી. તે બીજીવાર પરણ્યો. નવીને પણ ત્રણ પુત્રીઓ થઈ. હવે આ અપરમાતા પોતાની ત્રણ બાળકીઓને અનેક તરેહનાં વસ્ત્રાભૂષણ આપે, રમતગમતમાં લઈ જાય, અનેક રીતે લાડ કરે અને આનંદ કરાવે, પણ પેલી સાવકી બાળકીને આમાનું કાંઈજ ન કરે. એક વેળા બધાં આનંદ કરવા ગયાં પણ આ સાવકી બાળકીને ન લઈ ગયાં. તેણે બહુ આજીજી કરી, પિતાનું હૃદય પીગળ્યું. તેણે તેને પણ જોડે લઈ લેવાનું કહ્યું. છતાં અપરમાત એકની બે ન થઈ. તેને ઘેર મૂકી ગઈ. એક પરીએ આવી તેને ઉચકી લીધી. તેને સુંદર રીતે શણગારીને તેને તે પેલા મેળાવડામાં લઈ ગઈ. વાર્તા આગળ ચાલે છે. વાર્તાને અંતે સાંભળવા બેઠેલા શિક્ષકવૃંદે શિક્ષકને અભિનંદન આપ્યાં. વાર્તાનો પાઠ બહુજ સારો થયો એમ સર્વ કોઈ કહેવા લાગ્યું. પાઠ આપનાર મારા મિત્ર છે. મેં અભિનંદન નહિ આપેલાં, એટલે કે બીજા કોઈ કારણથી વર્ગ છોડયા પછી ઓટલે જતાં જતાં તેમણે મને પૂછ્યું, કેમ ભાઈ પાઠ કેવો થયો ? ક્ષણેક નિરુત્તર રહી મેં સામું પૂછ્યું, ભાઈ, આ વર્ગનાં બાળકોમાના કોઈને અપરમાતા હશે તો તેને માટે એ બાળકના મનમાં શો ખ્યાલ આવશે? (આપણા હિંદુ સંસારમાં આ વાત સામાન્ય છે.) મારા પ્રશ્નમાં રહેલી પાઠની ટીકાને અહીં સ્પષ્ટ કરવાની જરૂર છે. આપણે શિક્ષકો કેટલીક વાર જાણે અજાણે સમાજના નિર્મૂળ કરવા લાયક દોષોને અનેક રીતે તાજા કરી બાળ હૃદયમાં સચોટ સ્થાપીએ છીએ. ઘણીએ અપરમાતાઓ સગી મા કરતાં પણ બાળકો પર વધારે સ્નેહ રાખતી હશે. એ બધીને આપણે આ જાતની વાતોથી અન્યાય કરીએ છીએ એટલું જ નહિ પણ અપરમાતા અન્યાયી અને અદેખી હોય છે, તેઓ ધિક્કારનેજ પાત્ર છે એમ બાળકોના મન ઉપર ઠસાવી, ગૃહજીવનમાં સળગેલો ભડકો સતેજ રાખીએ છીએ.

આ તો એક સાધારણ દાખલો લીધો. આમાં એક વ્યક્તિ ને તેના કુટુમ્બનોજ પ્રશ્ન છે. અલબત તે પ્રશ્ન વિશાળ રૂપે સમાજનો અને પ્રજાનો પ્રશ્નજ બને છે. આજ રીતે અનેક વખત શિક્ષકના નિર્દોષ ધંધામાં શિક્ષક જાણે અજાણે પ્રજાકીય દોષો ઉભા કરે છે કે તેમને તાજા રાખે છે. જે શિક્ષક વર્ગમાં ઇતિહાસ શીખવતાં કઈ કઈ પ્રજાઓ આપણી

મિત્ર પ્રજાઓ છે ને કઈ કઈ પ્રજાઓ આપણી દુશ્મન પ્રજાઓ છે, આવા પ્રશ્ન પૂછે તે આડકતરી રીતે પ્રજા પ્રજા વચ્ચે દુશ્મનાવટ ઉભી કરે છે ને જે હોય તો તાજી રાખે છે. દુનિયાના મહાન વિગ્રહો આવી નજીવી દેખાતી ઉશ્કેરણીનું જ પરિણામ મોટે ભાગે હોય છે. દુનિયામાં પ્રજા પ્રજા વચ્ચે સ્નેહસંબંધ સ્થાપવો હોય તો આવી ઉશ્કેરણીઓનો જડમૂળથી નાશ કરવો જોઈએ છે એટલું જ નહિ, પણ પ્રજાઓ એક બીજાને સારી પેઠે સમજે અને એક બીજા પ્રત્યે સદ્‌ભાવ કેળવે એવું વાતાવરણ ઉભું કરવું જોઈએ. આ સાધવામાં શિક્ષક વર્ગની સહાય આવશ્યક છે એ તો સ્પષ્ટ જ છે.

શાળાનો મુખ્ય આધાર શિક્ષક ઉપર છે, એ તો સર્વમાન્ય સૂત્ર છે શાળાના સંબંધમાં શિક્ષકની સ્થિતિ આપણી લૌકિક કહેવત "કુવામાં હોય તો હવાડામાં આવે" એના જેવી છે. શિષ્યહૃદય, શિક્ષક હૃદયમાંથી જ જ્ઞાન અને પ્રેરણા મેળવે છે. જે ભાવના શિક્ષકના હૃદયમાં પ્રકટી ન હોય તે ભાવના શિષ્યહૃદયમાં તેને હાથે પ્રકટે એ મુશ્કેલ છે. દ્રોહી શિક્ષકને હાથે બાળકોમાં સ્વદેશ પ્રેમ જાગવો મુશ્કેલ છે. લુચ્ચા ને લફંગાઓના હાથમાં દેશનું શિક્ષણ હોય, તો દેશમાં સચ્ચાઈ ને નીતિની આશા રાખી શકાય નહિ અને ઉધ્ધત કે નીચ શિક્ષકોને હાથે બાળકોમાં નમ્રતા કે ઉમદાપણું આવી શકે નહિ. ઉચ્ચ કોટિના શિક્ષકોના હાથે શિષ્યો ઉચ્ચ કોટિના થાય એ તો અસંભવિતજ દેખાય છે. આ પ્રમાણે શિષ્ય તે શિક્ષક-હૃદયનું પ્રતિબિંબજ છે. શિષ્ય હૃદયમાં જે થોડો ભેદ નજરે પડે છે તે સહજ હોય છે ને વાચન, સંજોગ વગેરે બાહ્ય ઉપાધિઓને આભારી હોય છે.

આ પ્રમાણે વિચારતાં એમ ફલિત થાય છે કે જો આપણે શિષ્ય-હૃદયમાં અમુક ભાવના જગાડવી હોય તો શિક્ષકોમાં તેજ ભાવના જોઈએ. જો બાળકોનાં હૃદયમાં દુનિયાની દરેક પ્રજા માટે પ્રેમ જગાડવો હોય, તો શિક્ષકો પણ તેજ ભાવના સેવતા હોવા જોઈએ. આ કરવું બહુ મુશ્કેલ નથી. શિક્ષકોનું દષ્ટિબિંદુ સહેજ તે તરફ ફેરવવું જોઈએ, અને શિક્ષકોના મનને એ દિશામાં વિચાર કરતું કરવું જોઈએ. શિક્ષકનું કામ કરતાં સર્વે ભાઈબ્હેનો પોતપોતાનો અભ્યાસ ક્રમ શીખવતાં આ વાત દષ્ટિ સમક્ષ રાખે તો તે સહેજમાં સધાય તેમ છે. પ્રજા પ્રજાનો પરસ્પર પરિચય કરાવવાને ખાસ વ્યાખ્યાન યોજી શકાય, પણ તે કરતાં પણ વધારે સુંદર રીતે તો દરેક વિષય સાથે એ પરિચયનો સમન્વય કરીને એ

શીખવી શકાય. દાખલા તરીકે, ઇતિહાસ શીખવતાં સ્વદેશના વિજયો અને સ્વભૂમિના વીરપુરુષોનાં યશોગાન સાથે સાથે, પરદેશ સાથેના શાંતિ સમયના વહેવારો, અને મતભેદોના શાંતિને રસ્તે થએલાં સમાધાનો ઉપર પણ તેટલોજ ભાર મૂકી શકાય. જો પાઠ્ય પુસ્તકોમાં પણ આજ દૃષ્ટિબિંદુ રાખવામાં આવે અને તાલીમ શાળાઓમાં આ દિશામાં સૂચન કરવામાં આવે તો થોડા સમયમાં આખીએ પ્રજામાં આ ભાવના ફેલાય. પ્રજા પ્રજાના માત્ર પરિચયથી બહુ સુંદર પરિણામ આવવાનો સંભવ નથી. પ્રજા પ્રજા વચ્ચે સદ્‌ભાવની લાગણી ઉપસ્થિત થાય એજ સાધવા લાયક છે.

નૈતિક ગુણો ઉપર આપેલાં વ્યાખ્યાન માત્રથી કે રૂપકો ઉપરથી તારવેલી શિખામણો માત્રથી બાળકો નીતિમાન થાય એ સંભવતું નથી. એથી તો આ જાતના ગુણો સંબંધી માત્ર જ્ઞાન થાય છે. મૂળ વસ્તુની સિદ્ધિ એથી થતી નથી. ગુરુત્વાકર્ષણના નિયમોના જ્ઞાનથી કોઈ પોતાની જાતને ઘોડાની પીઠ ઉપર ટકાવી શકતું નથી. શિક્ષણના સિદ્ધાંતના જ્ઞાન માત્રથી કોઈ સારી રીતે શીખવી શકતું નથી. તેજ પ્રમાણે સ્વદેશભક્તિનાં સૂત્રો બોલી જનાર કે સ્વદેશ સ્તોત્રો મોઢે ગાનાર સ્વદેશભક્ત બની જતો નથી, તેથી તો એ એ બાબતનું તેને જ્ઞાન માત્ર થાય છે. આજ પ્રમાણે પ્રજાપ્રજા વચ્ચેનો સદ્‌ભાવ કેળવવા આપણે વ્યાખ્યાનો આપીએ, અગર શિક્ષકો પાસે બીજા દેશોનાં યોગ્ય વખાણ કરાવડાવીએ, પ્રજા સમક્ષ નાટક સિનેમા કરી પ્રચાર કાર્ય કરીએ તો તેથી બહુ બહુતો બાળકો એટલુંજ બોલતા થશે કે " આંતર રાષ્ટ્રીય સદ્‌ભાવ એ સારી વાત છે." આવું બોલતા છતા પણ તેમના હૃદયના પક્ષપાતો તો જેવાંને તેવાજ રહેશે. આ હેતુ તો પરસ્પર સદ્‌ભાવભર્યાં નાનાં કૃત્યોથી—સેવાથીજ સધાશે. પરસ્પર સેવાથીજ મૈત્રી ઉદ્‌ભવે છે. જો વેપારથી લેનાર ને વેચનાર બંને પ્રજાને થોડો થોડો પણ લાભ હોય છે તે વેપારથીજ આંતર રાષ્ટ્રીય સદ્‌ભાવ કેળવાય છે; કારણ કે આવા વેપારમાં વેચનાર ને લેનાર બંને પરસ્પર સેવા કરે છે. આવી સેવા ગત કાળમાં એક પ્રજાએ બીજી પ્રજાની કરી છે અને અત્યારે પણ થઈ રહી છે. એ વિચારે પણ આંતરરાષ્ટ્રીય સદ્‌ભાવ કેળવાય છે; ( આજ કારણથી જબરી પ્રજાઓ નબળી અને તેમના પર આધાર રાખનાર પ્રજાઓને ચાહે છે. એમના મનમાં પોતે સેવા કરે છે તેવી ભાવના હોય છે; પણ જ્યારે નબળી પ્રજાઓ પગભર ને સ્વતંત્ર થાય છે ત્યારે આ લાગણી ઓછી થતી જાય છે ) પણ સેવાઓ જ્યારે એક પક્ષી હોય છે ત્યારે સદ્‌ભાવની લાગણી દયા ને ઉપરીપણાની

લાગણીમાં પરિણમે છે. પરસ્પર સમાન સેવાની ભાવના હોય ત્યાંજ સદ્‌ભાવ સંભવે છે. આથીજ આંતરરાષ્ટ્રીય સદ્‌ભાવ કેળવવા મથનારને પણ સેવા ઉપર ભાર મૂકવાની જરૂર રહે છે. દુનિયા પરનો કોઈપણ એક દેશ બીજા દેશોથી સાવ સ્વતંત્ર કે અળગો રહી શકશે નથી. દરેક દેશ બીજા બધા દેશોની કંઈ ને કંઈ સેવા કરેજ છે, અને બીજા બધા દેશો પણ તે દેશની તેજ પ્રમાણે કંઈને કંઈ સેવા કરે છે. દરેક શિક્ષકના મનમાં આ કથનનું સત્ય બરાબર ઉતરે તો તે શિષ્યના મનમાં એ ઉતારી શકે.

નાનાં બાળકોની માફક આપણી આજુબાજુ સર્વ દુનિયાનો વિચાર આપણી જાતને કેંદ્ર ગણીનેજ આપણે કરીએ છીએ. મારી જાત, મારૂં કુટુમ્બ મારો દેશ, એમ આપણે વિચારીએ છીએ; પણ કેળવણીથી આ વિચારો બદલાવા જોઈએ. પ્રજાઓનું પરસ્પરાવલંબીપણું પણ આપણે વિચારવું જોઈએ. પ્રજાઓની પરસ્પર સહાયનો દરેક કેળવાએલા પુરુષે અંદાજ કાઢતાં શીખવું જોઈએ. કેટલીક વખત કેળવાએલા પુરુષોને પણ પ્રજાઓની પરસ્પર સહાયનો આછો આછોજ ખ્યાલ હોય છે. ઘણા દેશના મહાપુરુષોએ મનુષ્યમાત્રને ઉપયોગી ને કલ્યાણકારક શોધો કરી છે. આપણા દેશની શોધોની વાતો કરતાં બીજા દેશો તરફથી પણ આપણને શું મળે છે એ પણ બાળકો સમક્ષ સરખી અગત્ય આપી મૂકી શકાય. આધુનિક મનુષ્યના જીવનમાં દરેક દેશ શો ફાળો આપે છે તે વાત પર પણ ભાર મૂકીને કહે તો આંતરરાષ્ટ્રીય સદ્‌ભાવ કેળવી શકાય. એક દૃષ્ટિએ દરેક પ્રજા પરસ્પર સેવા તો કરીજ રહી છે, પણ તે જાણે અજાણે કરે છે. શિક્ષકની ફરજ છે કે તેણે બાળકોનું તે તરફ લક્ષ ખેંચવું. અભ્યાસક્રમ ચલાવતાં આ દૃષ્ટિ રાખી શકાય, અને તાલીમશાળાઓમાં આ ભાવના ખીલવવાની ખાસ તાલીમ આપી શકાય. શિક્ષકે દુનિયાની દરેક પ્રજાની પરસ્પર સેવાઓ ઉપર ખૂબ ભાર મૂકવો જોઇએ એટલુંજ નહિ, પણ તે તરફ દુર્લક્ષ કરાવે તેવી બાબતોને ગૌણ બનાવી દેવી જોઈએ.

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ,
અમદાવાદ.

રણજીતભાઈ દેરાસરી.

# ગુજરાતી મૂળાક્ષરો

## સરળ લેખન

**લેખન રસિક હોવું જોઈએ:**—ગુજરાતી મૂળાક્ષર શીખવતાં પહેલાં તે ઓળખવાની ખાસ જરૂર છે. આંખથી જે જે જોવાય છે તેનું ચિત્ર આંખ આગળ તરી રહે છે. શિક્ષણમાં અને ખાસ કરીને બાળશિક્ષણમાં અવલોકન અગ્રસ્થાન ભોગવે છે.[1] એટલે પ્રથમ આંખના ઉપયોગથી મૂળાક્ષરો—બધા નહિ તો થોડા પણ ઓળખતાં શીખે તો વધારે સારું. નહિ તો બાળકનો હાથ પકડી ઘુંટાવવાની રીતિથી બાળક તથા શિક્ષક બંનેને કંટાળો આવે છે. શિક્ષણમાં ખાસ કરીને પ્રાથમિક શિક્ષણમાં રસિકતા નહિ હોય તો શિક્ષણ સફળ નહિ નીવડે એ તો સૃજનજુની વાત છે એમ કહેવું અઘટિત નથી.

વળી આગળ કેનેથ ફ્રીમેન જોડણીના વિષયમાં જણાવે છે કે તે સમયના શિક્ષક જોડણીનો વિષય ઘણોજ રસિક કરતા હતા. હાલ્લાઈએ જોડણી નાટ્યપદ્ધતિથી શીખવવા એ વિષયનું નાટક રચ્યું છે. એ કેવી રીતે ભજવાય છે, એ વિષય પર એણે સારું વિવેચન કર્યું છે. મૂળાક્ષરો–

---

૧ મૂળાક્ષરો શીખવતા પહેલાં એની ઓળખ કેવી રીતે આપવી, અવલોકન કેવી રીતે કરાવવું એ પણ એક પ્રશ્ન છે. શબ્દો અમુક સંખ્યામાં શીખવ્યા પછી કે શબ્દો શીખવતાં પહેલાં, એ શિક્ષકે જોવાનું છે. શબ્દ પરથી મૂળાક્ષરો અને મૂળાક્ષર પરથી શબ્દો એ બંને પદ્ધતિ છે. જે વાંચતા આવડયું તે લખવામાં બાળકને રસ પડે એ દૃષ્ટિ વધારે મૂલ્યવતી દેખાય છે. છતાંય કોઈ પણ દૃષ્ટિથી લેખન શરૂ કરનાર શિક્ષક મૂળાક્ષરોની ઓળખ પ્રથમ કરાવે અને પછી તેનું લેખન કરાવે તો તે વધુ સફળતા મેળવી શકશે.

યંત્રને કેળવવાનાં નથી પણ બાળકને કેળવવાનાં છે. પદાર્થોને નહિ પણ સ્વભાવને કેળવવાના છે એવું હેલાસ (ગ્રીસ)નો શિક્ષક માનતો હતો. 'જે સુંદર છે તેને ચહાવું અને કદરૂપું છે તેને તિરસ્કારવું' એ પ્રકારની વિદ્યાર્થીઓની રસવૃત્તિ કેળવવાનો એનો હેતુ હતો. કલા અને સાહિત્યમાં, કુદરત અને માનુષીજીવનમાં જે સુંદર છે તેને વિદ્યાર્થીઓ ચહાય એવું એ ઇચ્છતો હતો, તેથી તે શિક્ષણ સર્વથા આકર્ષક કરવા મથતો, જેથી પરિણામે મોટી વયે નિશાળમાં શીખેલા વિષયો પ્રતિ અણગમો થાય નહિ. **કેળવણી બાળકોને 'રમુજ' આપનારી હોવી જોઈએ.**" એજ પુસ્તકમાં પૃષ્ઠ ૮૧ મે પ્રાથમિક કેળવણીની વિસ્તૃત સમાલોચના કરતાં લખે છે કે–"હેલાસની શાળાનાં બાળકો કમનનાં નિશાળે જતાં હોય એવું અંશતઃ પણ જણાતું નથી. તેમનું શિક્ષણ ઘણુંજ આકર્ષક હતું" (કેનેથ ફ્રીમેન)

ને સંગીતપદ્ધતિમાં શીખવવામાં આવતાં. આ પરથી એટલું તો સમજાય છે કે ઘુંટાવવાની પદ્ધતિથી રસિકતા સચવાતી નથી. જો કે એ સમયમાં એ પદ્ધતિ પણ ચાલુ હતી. મીણની ભૂમિકા પર અક્ષરો કોતરાવવામાં આવતા હતા.

**ઘુંટવાની પદ્ધતિ**—વળી આ ઘુંટવાની રીતિથી બાળકને આરંભમાં ઘણોજ કંટાળો આવે છે, પરંતુ બાળક કરતાં વધારે કંટાળો શિક્ષકને આવે છે, વળી બાળકની પાસે બેસીને એનો હાથ ફેરવીને અક્ષરો ઘુંટાવવા શિક્ષકે જાતે પરિશ્રમ લેવો જોઈએ. વર્ગમાં ત્રીસ કે વીસ બાળકો હોય તો દરેકને મૂળાક્ષરો ઘુંટાવી શીખવવામાં શિક્ષકની હાડમારી કેટલી વધે તેનો ખ્યાલ સ્હેજ થઈ શકે. બાળકોમાં પણ અવ્યવસ્થા કેટલી થાય તે અનુભવીજ જાણી શકે. શિક્ષકે ધીરજ ના ખોવી એ શિક્ષકનો મુખ્ય ગુણ અને ધર્મ છે, પરંતુ ઘણીવાર એની વિસ્મૃતિ થઈ જાય અને નાનાં કુમળાં બાળકને ચોટીઉં ભરવા આંગળાં તલપાપડ થાય, થપડ મારવા હથેળી સળવળે, આંખમાં ગુસ્સાની છાયા ઉભરાય, દાંત વાંદરાની માફક કચકચે, જીભ એલફેલ બોલવા સળવળે વગેરે વગેરે અનેક પ્રકારની શિક્ષકની ખૂબીઓ છેવટે બહાર આપોઆપ પડી જાય છે; એટલે મૂળાક્ષરના લેખનમાં ઘુંટાવવાની પદ્ધતિ કેટલી આવકાર દાયક નીવડે એ તપાસવાનું રહે છે. ખાસ કરીને આ પ્રશ્ન પર ચર્ચા કરવા મન પ્રેરાય છે. એનું વિશેષ કારણ એ છે કે આજકાલ બાળવર્ગમાં ૬૦ છોકરાં એક વર્ગમાં શીખવી તૈયાર કરવાની હિમ્મત ભરી સાહસિક સૂચના ટાઈમ્સ જેવાં પત્રોમાં પણ થતી જાય છે. એ કરનારા સિદ્ધાન્તવાદી કેળવણીકારોજ હશે. બાળશિક્ષણમાં સિદ્ધાન્તવાદ કરતા સ્વાનુભવ વિશેષ પ્રમાણમાં અગ્રસ્થાને રહે છે એમ અમારૂં માનવું છે. એથી અનુભવ બળે અમે આ લેખમાં કાંઈક માર્ગદર્શન કરવા ધારીએ છીએ. વિશેષ અનુભવીઓ કે ભિન્ન અનુભવ કરનારા કેળવણીકારોના મત મળે તો અવશ્ય વિચારણાને સ્થાન સહર્ષ આપવા મન થાયજ એ નિર્વિવાદ છે.

જુની પદ્ધતિના પ્રખર અનુચાલકો ઘુંટાવવાની પદ્ધતિને વધુ મતે સ્થાન આપશેજ. ઘુંટાવવાની પદ્ધતિ પરિણામ આપતી નથી એમ અનેક કાળથી ઉતરી આવતાં સફળ પરિણામને અંગે કહેવાની કોઈ મૂર્ખ પણ ધૃષ્ટતા નહિજ કરે, પરંતુ એ પદ્ધતિ આકર્ષક નથી, બાળકોમાં રસ ઉત્પન્ન કરતી નથી એ કહેવામાં કાંઈ અજુગતું નથી. આ વિષયમાં અત્ર

ઉતરેલું પડ્યું છે કારણકે અનેક બાળકોના કુમળા હાથને મારી મચડી, પકડીને ઘુંટાવવાનું કાર્ય મોટે ભાગે કરવાનું હોય છે, અને એમાં પણ જે શિક્ષકનો જેવો હાથ, જેવો મરોડ તેવુંજ લેખન બાળકનું થવાનું, બલકે એથી પણ ઉતરતું એટલે બાળકમાં જે સાહજિકશક્તિ છે તેને ખીલવાનો કે ખીલવવાનો પ્રસંગ જરાયે પ્રાપ્ત થવાનો નથી. અને બાળકના સાહજિક વૃત્તિનો અસ્ત થવાનો. ઘુંટવાની પદ્ધતિ સર્વથા ઉંચી જ મૂકવી એમ કહેવાનો અમારો હેતુ નથી. પાટીઆં પર કોતરેલા અક્ષરો પર ઘુંટાય તો નમૂનેદાર અક્ષરો ઘુંટવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. કેટલીક શાળામાં એમ થાય છે પણ ખરૂં. પાટીઆં પર કોતરેલી અક્ષરોની આકૃતિ ઉપર ચાકથી ઘુંટવાનું સારૂં બની શકે. પરિણામે ચાકથી ઘુંટાએલા અક્ષરોની છાપ માનસ પર સારી પડે. આકૃતિ માનસ પર ઠસે. બાળકને આનંદ થાય, છેવટે એ આકૃતિની ખાંચીમાં પેન ફેરવવાથી સ્લેટ પર પણ પેન ફેરવતું બાળક થાય. આ રીતિ માટે ક્રમશઃ પગથીઆં જાળવીને ખંતથી કામ કરાવવું જોઈએ. જેમકેઃ—

૧ પાટીઆં પર અક્ષરાકૃતિ કોતરાવી ખાંચીમાં રંગીન મોટાં ફીડીઆં ગોઠવવાં.

૨ અમુક દિવસ પછી એજ ખાચી ઉપર ચોકથી ઘુંટાવી હાથ ફેરવવો.

૩ પેન એ ખાચીમાં ફેરવાવી પેનજ પકડવાનો અભ્યાસ રખાવી આકૃતિ સાથે પેનનો સંબંધ કાયમ રાખવો.

૪ સ્લેટ પર ટપકાં ટપકાં વાળી અક્ષરાકૃતિ કરાવવી એ ઉપર પેનથી લખાવવું.

૫ સાદી સ્લેટ પર નમુના પ્રમાણે લખાવવું.

આ રીતે જોતાં એમાં ખર્ચનો વાંધો આવે છે. આધુનિક શિક્ષણ ખર્ચાળ ઘણું છે એવી બુમ ચાલુ છે. નિશાળોમાં પણ પુરતાં સાધનો શીખવવાના હોતાં નથી. ટ્રેનિંગ કૉલેજમાં પણ પાઠ આપનાર શિક્ષકને ઘણી વાર બહારથી સાધન પ્રાપ્ત કરીને શીખવવું પડતું હશે. એથી ઉપર્યુક્ત પદ્ધતિ બદલવાનો સ્હેજે વિચાર કરવો પડે.

**અવલોકનનો સિદ્ધાંત**—માનસશાસ્ત્રનો એક સિદ્ધાંત તપાસીએ. બાળક પ્રથમ અવલોકન કરતાં શીખે છે. પુનઃ પુનઃ થએલા અવલોકન-દ્વારા એમનાં માનસપર આકૃતિની છાપ પડે છે. એ છાપ વારંવાર પડે તો સબળ થાય. એવુંજ બીજું દૃષ્ટાંત બોલતાં શીખનાર બાળકના શ્રવણ

પર 'બા' એવો અનેકવાર શબ્દ અથડાય છે. બાળકના માનસપર એ શબ્દના અવાજની સબળ છાપ પડે છે; પરંતુ પ્રયાસ કરવા છતાં બાળક બોલતું નથી. 'બા' બોલ એમ માતાપિતા કહે છે; તોપણ તે બોલી શકતું નથી; અને ન બોલી શકવાથી તે મુઝાય છે. એવી રીતે અનેક શબ્દો બોલતાં શીખે છે, તેમાં બાળકની મુઝવણ દેખાય છે. અવલોકન કરનારનેજ જરૂરજ દેખાશે. આંતરપ્રયાસની સબળતાથી કે આકસ્મિક પ્રેરણાથી કે બોલનાર વ્યક્તિની બોલવાની ઢબના અવલોકનથી બાળક પૂર્વે પડેલા સંસ્કારોને અંગે ક્વચિત્ શુદ્ધ ઉચ્ચાર કરે છે. વાગિન્દ્રિયોનો સંયોગ જો યોગ્ય થયો તો ઉચ્ચાર શુદ્ધ થવાનો ને અયોગ્ય થયો તો અશુદ્ધ થવાનો. એ અશુદ્ધ ઉચ્ચાર ઘણા બાળકોમાં જોવામા આવે છે. 'રોટલી' ને બદલે 'ઓટી' વગેરેમાં તે જણાય છે. કેટલાંક બાળકોને 'ક' નો ઉચ્ચાર બેસતોજ નથી. એટલે 'કાકા' ને બદલે તેઓ 'ટાટા' "તાતા' વગેરે બોલે છે; એટલે સ્પષ્ટ ઉચ્ચારમાં જેમ શુદ્ધ શબ્દો ઉચ્ચારની પુનઃ પુનઃ આવશ્યકતા છે અને તે દ્વારા સુસંસ્કારોની જેમ જરૂર છે તેમ શબ્દલેખન કે મૂળાક્ષર લેખનમાં પ્રથમ શબ્દાકૃતિનાં કે અક્ષરાકૃતિનાં અવલોકનની અને તેથી પડતી સબળ છાપની જરૂર છે.

**બે પદ્ધતિઓ**—શબ્દાકૃતિની કે અક્ષરાકૃતિની સબળ છાપ પાડવા વાક્યવાચન પદ્ધતિ કે શબ્દ-વાચન પદ્ધતિની જરૂર જણાય છે; કારણ સબળ છે. એકલા અક્ષરની આકૃતિ બાળક આગળ મૂકવાથી તેનો હેતુ કે અર્થ કે તે સૂચિત વસ્તુ બાળકના ખ્યાલમાં આવી શકતી નથી. એથી 'કરવત'નો 'ક' અને 'અનનાસ' નો 'અ' એમ બાળકને બોલાવરાવી મૂળાક્ષરોની આકૃતિ તેમની સન્મુખ મુકાય છે. આ પણ અર્થહીન છે. જે શબ્દ વાંચી શક્તાં આવડતો નથી, તે મ્હોંએ બોલાવી ચિત્રથી ઓળખાવી ને શબ્દ પુરેપુરો ઓળખી શકે તે પૂર્વે મૂળાક્ષરની આકૃતિ પાડવા પ્રયાસ કરીએ છીએ. એથી તે પ્રયાસની રસભરી સફળતા સિદ્ધ થતી નથી. શબ્દ ઓળખતાં આવડયો હોય તો તેનો પ્રથમ અક્ષર ઓળખી શકે અને તે વાંચી શકે. એ પછી એકલો લખેલો મૂળાક્ષર પણ ઓળખી વાંચી શકે એટલે એમ થાય એવું કરવું જરૂરનું લાગે છે.

આટલા વિવેચન પરથી અમુક પરિસ્થિતિ ઉભી થાય છે. એક તો લેખન શરૂ કરતાં પૂર્વે વાક્યવાચન કે શબ્દવાચન સંપૂર્ણ આવડવું જોઈએ. બીજું શબ્દવાચન-ખાસ કરીને મૂળાક્ષરો જેમાં આદિ હોય

અને એ સિવાયના સ્વરથી અસંયુક્ત હોય એવા શબ્દોનું વાચન. તો ખાસ આવડવુંજ જોઈએ, તેમ કરવા વાર્તાવાચન પદ્ધતિવાળાની જેમ ચિત્રયુક્ત શબ્દો વંચાવી મૂળાક્ષરો પર જવું અથવા તો વાક્યવાચન પરથી, શબ્દવાચન અને તેના પરથી મૂળાક્ષર પર જવું એ એમાંથી વધારે કયુ સુગમ છે તે જોવું જોઈએ.

**દૃષ્ટિની સ્વાભાવિક શક્તિ**—ઉપલી પરિસ્થિતિ માનસશાસ્ત્રના નિયમોને અનુસરીને છે કે નહિ તેનો વિચાર કરીએ. આપણે વાંચીએ છીએ ત્યારે આપણી દૃષ્ટિ સમગ્ર શબ્દને ઝડપી લે છે, આ મન્તવ્યનાં કારણો એ છે કે પ્રથમ આપણે ધીમેથી વાંચીએ છીએ, પણ વાચનમાં જેમ વેગ વધે છે તેમ ઘણા શબ્દો એક મિનિટમાં વાંચી નાખીએ છીએ. જો પ્રત્યેક બારાક્ષરીના મૂળાક્ષરો દૃષ્ટિમાં આવતા હોય તો એટલી ઝડપથી વંચાયજ નહિ; અથવા જો એ મૂળાક્ષરો પ્રત્યેક દૃષ્ટિમાં આવતા હોય તો હાલ બાળપોથી વાંચનારાં બાળકો વાંચે છે તેમ આપણે પણ વાંચીએ. જેમકે ગ–મ–ન, ર–ત ન. જો એમ કહેવામા આવે કે મૂળાક્ષરોના અને બારાક્ષરીના સંપૂર્ણ અભ્યાસના પરિણામે શબ્દાકૃતિ તરતજ મગજપર ઠસી જતી હોવાથી વાચનમાં વેગ આવે છે તો તે પ્રમાણ ખરૂં છે; પરંતુ તેમાં આરંભમાં ક–ક. ક–ક વંચાય છે અને વાચતા ઘણો પરિશ્રમ પડે છે અને બાળપોથી તેમજ પહેલી ચોપડી સમજીને બાળકો વાંચી શકતાં નથી. બીજું ઘણા નવા શબ્દો પણ આપણે તેની જોડણીના જ્ઞાન વિના વાંચી શકીએ છીએ; પણ એ શબ્દો વાચી ગયા પછી જોડણીનું જ્ઞાન આપણું અપૂર્ણજ દેખાય છે. જો દૃષ્ટિ સમગ્ર મૂળાક્ષરોને ધ્યાનમાં લેતી હોય તો જોડણીમાં કદી ભૂલ થાત જ નહિ. જોડણી અને સ્મરણશક્તિનો સંબંધ સબળ નથી થયો તેથી જોડણીમા ભૂલ થાય છે એમ પણ કહી ના શકાય; કેમકે નવોજ શબ્દ માણસ વાંચી શકે અને તરતજ તેને જોડણી પૂછીએ તો તે ના આવડે. ફરી ફરીને એના એજ શબ્દો વાંચનારની પણ ઘણીવાર એ દશા. ત્રીજું, આંખની કીકી એકસરખી ફરતી નથી; પરંતુ શબ્દે શબ્દે ફરે છે. તેમ જે વસ્તુઓ કે દેખાવો જોવાના હોય છે તેના પાસેપાસેના વિભાગો પર કીકી ફરે છે; પરંતુ હારના સૂત્રની પેઠે એક સરખી ફરતી નથી, એટલે જો બળ કરીને દરેક મૂળાક્ષર પર કીકી ના પડે તો સમગ્ર શબ્દ પર તે પડશે., ચોથું, જો કીકી સમગ્ર શબ્દ ધ્યાનમાં લેતી ના હોત તો બાળક એમ કહતજ નહિ કે આ શું છે! એ પ્રશ્નને અંગે આપણે ચાલુ પદ્ધતિ પ્રમાણે દરેક મૂળાક્ષર પર ધ્યાન ખેંચીએ છીએ અને આપણે

પણ કોઈ ઘણો અપરિચિત શબ્દ હોય તો તેનો ઉકેલ કરવા માટે પ્રયાસપૂર્વક મૂળાક્ષર પર દૃષ્ટિપાત કરી સમગ્ર સંસ્કારને અંગે ઉચ્ચાર કરીએ છીએ. સારાંશ કે દૃષ્ટિ પ્રથમ શબ્દજ ગ્રહણ કરે છે. એથી શિક્ષક શબ્દાકૃતિ બાળકના માનસ પર ઠરાવે તો તે શબ્દ જ્યારે જ્યારે દૃષ્ટિગોચર થાય ત્યારે ત્યારે બાળક તરતજ વાંચી શકશે, તેમજ ઘેર વાક્યોમાં શબ્દાર્થ અને વાક્યાર્થદ્વારા વ્યવહાર કરવાની બાળકને ટેવ હોય છે, એટલે શબ્દાકૃતિ ગ્રહણ કરતાં નાનાં વાક્યો વાંચતાં, તરતજ અર્થ ગ્રહણ કરી સમજપૂર્વક ભાવપૂર્વક વાંચી શકે છે. નાનાં વાક્યો વાંચતાં આવડે અને શબ્દ સમન્વયોના અર્થ ગ્રહણ કરે એટલે શબ્દાકૃતિઓ રસપૂર્વક વાંચી શકે. જેમાં પ્રથમથી જ રસ ઉત્પન્ન થાય એ શબ્દવાચન પણ સારૂં થાય; અને એના પરથી મૂળાક્ષરોનાં લેખન પર જલદી જઈ શકાય; કારણ કે શબ્દાકૃતિ થતાં મૂળાક્ષરોની આકૃતિ માનસ પર જલદી ઠસી જાય છે, અને બાળકોને ગમ્મત સાથે તે આકૃતિ ઠસાવી શકાય છે. એમાં ખર્ચાળપણું જરાયે નથી. દાખલા તરીકે —

બાળકોને અમુક પરિચિત શબ્દો જાણમાં આવ્યા હોય તો તે શબ્દોના પ્રથમાક્ષરો પ્રથમ શીખવવા. જેમકે 'ગ' 'ગાય' શબ્દમાંથી, 'શ' 'શીશો' માંથી વગેરે. એમાં પણ પાટીઆ પર લખેલા મોટા અક્ષરની આકૃતિ, એની ઉપર લખેલા શબ્દપરથી અને પાસે દોરેલા ચિત્રપરથી ઠસાવી શકાય. શબ્દ વાંચતાં આવડતો હોય તો તે શબ્દ લખીને નીચેજ મૂળાક્ષર લખવાથી આકૃતિનું ભાન થાય. બે ત્રણ જાતના રંગીન ચાકથી એકજ મૂળાક્ષર શબ્દના સંબંધે લખવાથી રસપૂર્વક તે મૂળાક્ષરની આકૃતિ વધારે સારી રીતે ઠસાવી શકાય. આ પ્રમાણે ચાર પાંચ મૂળાક્ષરોની આકૃતિ મગજ પર ઠસે પછી વર્ગમાં બાળકોની સંખ્યાના પ્રમાણમાં મોટા પ્રમાણમાં લખાએલા મૂળાક્ષરોની કાપલીઓ બનાવવી. ત્રીસ બાળકો હોય ને પાંચ મૂળાક્ષરો હોય તો દરેક મૂળાક્ષર જેના ઉપર ચીતર્યો છે એવી છ કાપલીઓ રાખવી. એમાંથી પાંચ બાળકો જુદાં રાખી દરેક મૂળાક્ષરની કાપલી તે બાળકોને આપવી. કોઈ કોઈને ના બતાવે. બાકીની કાપલીઓ બીજાં બાળકોમાં વહેંચી દેવી. હવે જે બાળકો જૂદાં રાખ્યાં છે તેમાંનું એક બાળક કાપલીમાંનો મૂળાક્ષર વાંચે અને કહે 'ગ' અહિં આવે. સામાં બેઠેલાં બાળકોમાંથી જેની પાસે 'ગ' હોય તે પેલા બાળક પાસે જાય. શિક્ષકે જોવાનું કે 'ગ' વાળાં બાળકો જ જાય છે. આમ કરવાથી છ મૂળાક્ષરવાળી છ ટુકડીઓ થઈ જશે. બાળકોને ગમ્મત પડશે. આમ અવરનવર કરવાથી મૂળાક્ષરોની આકૃતિ જરૂર ઠસે છે.

શિખવાય અને ત્રાંસી લીટીનાં જોડાણથી 'ર' શિખવાય. આ ક્રમના અક્ષરોમાં ક્રમ સાધ્ય રાખવો. જેમકે ગ, ર; 'ર' ઉપરથી પાસે ઉભી લીટી કરાવી 'ર'ના મરોડ જોડે જોડાવવી એટલે 'ચ' થશે. તેમજ 'ર'ની પાસે ઉભી લીટી કરાવી વચ્ચેથી જોડાવવી એટલે 'સ' થશે. આ રીતે પ્રથમ બે આકૃતિ ઉપર ધ્યાન કરાવી 'જોડી દો', 'આમ આવી રીત જોડો', એમ રંગીન ચોકથી શિક્ષકે જોડીને બાળકો પાસે જોડાવવું. તેઓ યથાશક્તિ વાંકુંચુંકું જોડે. તે ઉપરથી આખા અક્ષર માટે હાથ ફેરવાવવો. પાટીઆ ઉપર અક્ષરાકૃતિ ઘણી જ મોટી તથા સુંદર રાખવી. આવી રીતે ગોઠવીએ તો ક્રમે:—

(૧) અર્ધ સવળાં વર્તુલ પરથી —
ગ, ર, ચ, ય (ચ નું મીંડું થતું હોય તો ભુસાવીને) થ, સ, શ, ઝ, ઞ, ણ.

(૨) અર્ધ અવળાં વર્તુલ પરથી —
દ, ઈ (બે અર્ધવર્તુલ), ધ, ઘ, વ, ત, ન, મ, ભ ('ત' ઉપરથી 'ન', 'ત'ના વર્તુલને નીચે મીંડું કરાવીને), લ,

(૩) સંયુક્ત સવળાં અને અવળાં વર્તુલ પરથી —
ટ, ઢ, ડ, ૬, ક; ('ટ' ઉપરથી પણ 'ય' ને 'થ' શીખવી શકાય), ફ, હ (બે 'ડ'), ઙ,

(૪) પ, ષ; ખ, બ; અ, આ; ઉ, ઊ (સવળાં બે અર્ધવર્તુલ પરથી)
છ ('દ' ઉપરથી); જ,

આ ક્રમ સાધ્ય રાખી શીખવવાથી ઘુંટવવાની ઘણી મહેનત નીકળી જશે, તેમજ જો ઘુંટાવવું પડે તો થોડું. આરંભમાં જ્યાં જ્યાં વર્તુલ શીખવવાનાં આવે ત્યાં ત્યાં અને પછી મરોડ લાવવા માટે, પરન્તુ તેમાં બાળકને રસ પડનો હોવાથી ઝાઝી મહેનત પડશે નહિ.

બીજું જો બાળપોથીના પાઠો ઉપરના મૂળાક્ષર પ્રમાણે રચાયા હશે તો બાળક વાંચેલું અને બોલેલું લખવા સત્વર પ્રેરાશે અને જલદી લખતાં શીખશે. એ લખવાનું પણ રસિક થશે. બધા જ શબ્દો નહિ લખી શકે તોપણ અમુક અમુક શબ્દો 'ગાય' 'ચાર' એવા શબ્દો લખી શકશે. ત્રીજું આ મૂળાક્ષરો ઉપરથી 'અંક'લેખન પણ જલદી આવડશે. અંકની પણ આકૃતિ નિયમાનુસાર ક્રમશઃ આવડશે.

દાખલા તરીકે '૨' આવડે તો બગડે એ આવડે. સવળા એક અર્ધ-વર્તુલ ઉપરથી ૭; બે અર્ધવર્તુલ ઉપરથી ૩; અવળાં અર્ધવર્તુલ ઉપરથી ૮; એ ઉપરથી ૯; ૮ ઉપરથી ૬; '૫' ઉપરથી પાંચડો. '૪' ઉપરથી ચોગડો. છેવટે '૧'. આ અંકલેખન મૂળાક્ષરોના સંબંધમાં કે એના પુનરાવર્તન પછી શિખવાશે તો તરત યાદ રહી જશે અને ઘુંટવાની અથડામણ ઝાઝી રહેશે નહિ.

કેટલાક શિક્ષકો—નવી નવી પદ્ધતિઓ શા કામની! શું આટલાં વર્ષ શિખાતું ન હતું! અમે શીખ્યા, અમારા બાપદાદા શીખ્યા. તમે શીખ્યા ત્યારે આવું કંઈ નહતું. આવા પ્રશ્નો સમજુ શિક્ષક તો ન જ પૂછે; કારણકે નવીન અખતરાઓથી ખર્ચાળ રીતિ ઓછી થાય અને બાળકો રસથી એટલે આનંદથી શીખે, નિશાળમાં કંટાળે નહિ. બાળકોને રસપડે એટલે શિક્ષકો પણ ઓછા કંટાળે, મારફાડ ના કરે, એ મુખ્ય હેતુ નવી સરળ રીતિઓ તથા પદ્ધતિઓ શીખવાનો હોય છે. ઉપલી રીતિથી મૂળાક્ષરો બાળક જલદી કંટાળ્યા વિના શીખી શકે છે એ સ્વાનુભવસિદ્ધ છે. ઉત્સાહથી જો શિક્ષકો એ રીતિ અજમાવી જોશે તો ઘણું રસિક કાર્ય સહેલાઈથી કરી શકશે. બાળકોને રમતાં કેમ શિખવાડવું એની એક રીતિ ઉપર સૂચવી છે. સમયવશાત્ બાળવર્ગ આદિ ધોરણોમાં 'શિક્ષણ અને રમત' 'રમતદ્વારા શિક્ષણ' એ વિષય પર સમયવશાત્ કેટલોક નિર્દેશ થશે.

દેવગઢબારીઆ, તા. ૧૬-૭-૩૪. } ગજેંદ્રશંકર લાલશંકર પંડયા. એમ. એ.

## નાટ્યપ્રયોગ

## કાકુની કાંસકી

અથવા

## વલ્લભીપુરનો નાશ

ગતાંકના પૃષ્ઠ ૩૧૫ થી ચાલુ

### પ્રવેશ ચોથો

**સ્થળ:**—કાકુ શેઠનું શયનગૃહ

પાત્રોઃ—(૧) કાકુ શેઠ
(૨) સ્વપ્નમાં કાકુ શેઠની ભાગ્યદેવી
(૩) મનોરમા

કાકુ શેઠ— મંદાક્રાન્તા

શીલાદિત્યે અનુચિત કર્યું નીતિને ત્યાગી દીધી,
પુત્રીને જે અતિ પ્રિય હતી કાંસકી જપ્ત કીધી;
સત્તાનો છે મદ નૃપતિને ગર્વ તેનો ઉતારૂં,
ત્યારે થાયે હૃદય બળતું શાન્ત સંતુષ્ટ મારૂં.

મારી પુત્રીને પ્રાણુ સમી વહાલી એ કાંસકી શીલાદિત્ય રાજાએ બળાત્કારે લઈ લીધી! ગુનેગારના ઘરને ઘેરી લે એવી રીતે મારૂં ઘર લશ્કરી સિપાઈઓથી ઘેરી લઈ એ કાંસકી જપ્ત કરી! મનોરમાના હાથમાંથી તેની એ વહાલી વસ્તુ ઝૂંટવી લેવામાં આવી, તે વખતનું કરુણ દૃશ્ય હજુ પણ મારી નજર આગળથી ખસતું નથી! મારી પ્રિય પુત્રીના તે સમયના કારમા કલ્પાંતના ભણકારા અત્યારે પણ મારા કાનમાં વાગી રહ્યા છે! એ મદાંધ રાજાએ પોતાની કુંવરીની હઠ પુરી કરવા માટે નીતિને ઠોકરે મારી! એ સ્વાર્થી રાજાએ પોતાની કુંવરીને રીઝવવા માટે મારી પુત્રીને દુભવી! અરે! એ જુલમી રાજાનો અત્યાચાર શું હું મુંગે મોંએ સહન કરીશ! ના! હું તેનું જરૂર વેર લઈશ! અરે! વેરનો અગ્નિ મારા હૃદયમાં ચારે તરફ ચેતી ચૂક્યો છે; અને એ અગ્નિને મારી લાડીલી પુત્રીના આંસુની આહુતિ વિશેષ પ્રજ્વલિત કરી રહી છે! ભડભડાટ સળગી રહેલો આ વૈરાગ્નિ જ્યારે એ રાજાને હું પાયમાલ કરીશ ત્યારે જ શાન્ત થશે! ત્યારે હવે મારે શું કરવું? એ રાજાને કેવી રીતે પાયમાલ કરવો? (વિચાર કરે છે.)

હા! બરાબર ઉપાય સૂઝ્યો! સિંધનો પાદશાહ આ શીલાદિત્ય રાજાને પુરો પડે એવો છે. તેની મદદથી જ આ વેરની વસુલાતનું કાર્ય સિદ્ધ કરવું! પાદશાહની મદદ તો ધનના સાધનથી અવશ્ય મેળવી શકાશે. એ તો 'દામ કરે કામ અને સૌ ભરે સલામ'! જેની પાસે અઢળક લક્ષ્મી છે, તેને શું અસાધ્ય છે! બસ! આવતી કાલે જ કાર્યસિદ્ધિને માટે મારે સિંધ તરફ પ્રયાણ કરવું! એજ મારો દૃઢ નિશ્ચય! (ઘડિઆળમાં બારના ટકોરા થાય છે.) અરે! બાર વાગ્યા! વિચારમાં ને વિચારમાં મધ્યરાત્રિ વીતી ગઈ! ચાલ હવે સૂઈ જાઉં. (સૂઈ જાય છે.)

**કાકુ શેઠની સ્વપ્નાવસ્થા—**

**કાકુ શેઠ**—(સ્વગત) ઓહો ! આ આટલો બધો પ્રકાશ શાનો ! અરે ! આ તો તેજની મૂર્તિ સમાં કોઈ દેવી હોય એમ જણાય છે ! (પ્રકાશ) પધારો માતાજી, આપ કોણ છો ? (પ્રણામ કરે છે.)

**દેવી**—કાકુ ! હું તારી ભાગ્યદેવી છું !

**કાકુ શેઠ**—ઓહો ! ભલે પધાર્યાં મારાં ભાગ્યદેવી ! ફરમાવો માતાજી ! આ સેવકને શી આજ્ઞા છે ?

**ભાગ્યદેવી**—કાકુ ! તેં શીલાદિત્ય રાજાને પાયમાલ કરવાનો નિશ્ચય કર્યો છે ખરું ?

**કાકુ શેઠ**—હા, માતાજી !

**ભાગ્યદેવી**—કાકુ ! તારો એ નિશ્ચય તને પણ પાયમાલ કરશે ! હું તારી ભાગ્યદેવી તને ચેતાવું છું, કે તું આ વેર વાળવાની વાત જવા દે !

**કાકુ શેઠ**—માતાજી ! આપ આ શું કહો છો ! વેર વાળવાની વાત માંડી વાળું ? શું શીલાદિત્યે મારું ઓછું અપમાન કર્યું છે !

**ભાગ્યદેવી**—કાકુ ! શીલાદિત્યે તારું અપમાન કર્યું છે, એ વાત ખરી છે; પરંતુ તારા પોતાના ભલાની ખાતર તું એ કડવો ઘુંટડો ગળી જા ! પેલા તારા જોશીએ એ કાંસકી જોઈને તને શું કહ્યું હતું, એ યાદ છે ?

**કાકુ શેઠ**—હા, માતાજી. એ મારા જોશી તો ખરેખરા ભવિષ્યવેત્તા છે. તેમનું ભાખેલું આ બીજું ભવિષ્ય પણ ખરું પડ્યું ! તેમના કહેવા પ્રમાણે એ કાંસકી મને ભારે દુઃખરૂપ થઈ પડી !

**ભાગ્યદેવી**—કાકુ ! દુઃખરૂપ તો થઈ પડી, પણ એ કાંસકીના સંબંધમાં તેણે તને ખાસ સૂચના શી કરી હતી ?

**કાકુ શેઠ**—માતાજી ! એ કાંસકીને માટે ભવિષ્યમાં કોઈની સાથે વેર નહિ કરતાં તેને જતી કરવાની સૂચના કરી હતી.

**ભાગ્યદેવી**—કાકુ ! ત્યારે તું તો એ સૂચનાથી અવળું કરવા બેઠો છે ! તેનું પરિણામ સારું નહિ આવે, અને અંતે તને ભારે પશ્ચાત્તાપ થશે ! કાકુ ! બનવાનું હતું તે બની ગયું ! હવે આટલેથી જ આ પ્રસંગ ઉપર પડદો પાડી દે !

**કાકુ શેઠ**—પડદો પાડી દઉં ? એ ગર્વિષ્ટ રાજાએ કરેલું અપમાન ભૂલી જાઉં ?

**ભાગ્યદેવી**—હા! ભૂલી જા! અને ઉદાર હૃદયથી રાજાને ક્ષમા આપી દે! યુધિષ્ઠિરની ક્ષમા યાદ કર!

**કાકુ શેઠ**—માતાજી! યુધિષ્ઠિરની ક્ષમા યાદ કરું કે પરશુરામનો વૈરાગ્નિ યાદ કરું! પરશુરામે પોતાના પિતાના પ્રાણ લેનાર સહસ્રાર્જુનને પરશુવડે પુરો કરી એકવીસ વાર નક્ષત્રી પૃથ્વી કરીને પિતાના મૃત્યુનું પુરેપુરૂં વેર લીધું હતું!

**ભાગ્યદેવી**—કાકુ! આજે હું તારી સાથે વાદવિવાદ કરવા આવી નથી! માત્ર તને સાચો માર્ગ બતાવવા આવી છું, માટે મારૂં કહેવું માની જા!

**કાકુ શેઠ**—તમારૂં કહેવું ન માનું તો તમે શું કરશો?

**ભાગ્યદેવી**—(ગુસ્સાથી) હું શું કરીશ! રંક કાકુ! ભૂલી ગયો તારો ભૂતકાળ!

**કાકુ શેઠ**—(આવેશથી) નથી ભૂલી ગયો! સંધ્યાસમયે આકાશમાં થતા રંગ જેવા તમારા ઢંગને રંક કાકુ શી રીતે ભૂલે! તમારી કૃપાની અસ્થિરતા મારાથી ક્યાં અજાણી છે! રંક કાકુમાંથી તમે મને કાકુ શેઠ બનાવ્યો! વળી તમારી અવકૃપા થતા જ ગએલી ગરિબાઈ પાછી આવવાની! પરંતુ આ કાકુએ તો ગરિબાઈને ઘોળી પીધી છે! ગરિબાઈથી ઘડાઈ ગએલો કાકુ તો એનાથી નિર્ભય છે! એટલે એ ફરી વાર આવશે તો હું તેનો સહેલાઈથી સત્કાર કરી શકીશ!

**ભાગ્યદેવી**—કાકુ! હવે બસ કર! જાણ્યું તારૂં પાંડિત્ય! પરંતુ યાદ રાખજે કે તારી આ હઠિલાઈનાં ફળ બહુજ બુરાં આવશે! તારૂં સર્વસ્વ નાશ પામશે!

**કાકુ શેઠ**—સર્વસ્વ નાશ પામશે તો મારૂં હતુંએ શું અને ગયુંએ શું! કાકુ પાલીથી અહીં આવ્યો, ત્યારે સાથે શું લાવ્યો હતો?

**ભાગ્યદેવી**—એટલે તું તારો નિશ્ચય નહિજ ફેરવે ખરૂં ને?

**કાકુ શેઠ**—ના! જે થવાનું હશે તે થશે, પણ મારો નિશ્ચય નહિ ફરે! આ કાકુ મારવાડી શીલાદિત્યે કરેલા જુલમનું વેર વાળ્યા વિના નહિ રહે! એ તો એને પાયમાલ કરી ગરિબાઈનો લહાવો લેવડાવશે!

**ભાગ્યદેવી**—કાકુ! બસ! હવે એક શબ્દ પણ ન બોલીશ! તારે માથે દુર્દશા ભમે છે, તેથીજ તને અવળું સૂઝે છે! જો મારૂં ઉગ્ર સ્વરૂપ! (ભાગ્યદેવી ભયંકર સ્વરૂપ બતાવી અદશ્ય થઈ જાય છે. કાકુ કંપી જાય છે અને તેની આંખ ઉઘડી જાય છે.)

જાગૃતાવસ્થા

કાકુ શેઠ—અરે ! આ શું ? આતે સ્વપ્નું કે સાચું ? સત્ય બના-વની પેઠે એ આખુંએ સ્વપ્નું અત્યારે મારી નજર આગળ તરવરી રહ્યું છે ! મારાં ભાગ્યદેવી સાથે થએલો વાદવિવાદ મને અક્ષરે અક્ષર યાદ છે. તેમણે અદૃશ્ય થતી વખતે બતાવેલું ભયંકર સ્વરૂપ આ જાગૃતાવસ્થામાં પણ મને કંપાવી રહ્યું છે ! એ ભયંકર સ્વરૂપે મને ભયંકર ભવિષ્યનું સૂચન કર્યું એમાં તો કંઈ શક નથી ! ત્યારે હવે મારે શું કરવું ? ગઈ ગુજરી ભૂલી જાઉં ? ( મનોરમા પ્રવેશ કરે છે. )

મનોરમા—બાપુજી ! આટ વાગી ગયા ! તમે હજુ પણ ઊઠ્યા નથી ? મને તો આખી રાત જરાએ ઊંઘ આવી નથી ! આવી ને આવી આંખે વહાણું વાયું છે ! બાપુજી ! મારી કાંસકી લુટાઈ ગઈ ! રાજાની કુંવરી હતી અને હું હારી ! દાનવરાજ વૃષપર્વાની કુંવરી શર્મિષ્ઠાથી હારેલી દેવયાનીને તો તેના પિતા શુક્રાચાર્યે જીતાડી હતી ! બાપુજી ! તમે મારે માટે કંઈ નહિ કરો ? ( રડી પડે છે )

કાકુ શેઠ—બેટા ! રડીશ નહિ ! તારે માટે મારાથી જેટલું બની શકશે તેટલું બધું કરીશ ! તારી કાંસકી લૂંટી લેનારને હું સુખે સુવા નહિ દઉં ! શીલાદિત્ય રાજાને પાયમાલ કરી તારી કાંસકી પાછી મેળ-વવાની મેં પ્રતિજ્ઞા કરી છે ! અને સિંધના પાદશાહની મદદ માટે હું આજેજ જવાનો છું. બેટા ! આપણા ભોંયરાના ભંડારમાં પેલો અમૂલ્ય હીરો છે તે કાઢી લાવ. એ એકજ હીરો સિંધના પાદશાહને પાણી પાણી કરી નાખવા માટે પુરતો છે. ( મનોરમા જાય છે. )

કાકુ શેઠ—(સ્વગત) અરેરે ! પુત્રી બે દિવસમા તો અર્ધી થઈ ગઈ ! જો ભયંકર ભવિષ્યની આગાહીથી ડરીને હું ગઈ ગુજરી ભુલી જાઉં, તો મારા જેવા નિષ્ઠુર પિતાને હજાર વાર ધિક્કાર છે ! બસ ! મારો નિશ્ચય હવે પ્રાણાંતે પણ નહિ ફરે ! ચાલ હવે નિત્યકર્મથી પરવારીને પ્રયાણની તૈયારી કરું. ( જાય છે. )

---

(૩) સિંધનો આરબ પાદશાહ
(૪) પાદશાહનો સેનાધિપતિ

કાકુ— શિખરિણી

પુરો હું પસ્તાયો યવનદળ લાવ્યો ખુરૂં કર્યું,
લૂંટી લીધું બાળ્યું વલ્લભીપુર હા! ગૌરવ ભર્યું;
મુઓ શીલાદિત્યે યવનદળ સામે લડી શુરો,
બન્યો કેદી કાકુ અનુભવ થયો છેકજ બુરો,

અરેરે! હાથનાં કર્યાં હૈયે વાગ્યા! ભાગ્યદેવીએ મને ચેતાવ્યો, પણ હું મૂર્ખ ન ચેત્યો! પરિણામે મારે આ પ્રમાણે કેદી બનવાનો પ્રસંગ આવ્યો! અરેરે! મેં મારાજ કકો ખરો કરવાને સિંધ તરફ પ્રયાણ કર્યું. સિંધના પાદશાહના પાટનગરમાં જઈ તેની મુલાકાત લીધી. પેલા કીમતી હીરાનું પાદશાહને નજરાણું ધર્યું. પાદશાહ પ્રસન્ન થયો. તેણે મારી સઘળી હકીકત શાન્તિથી સાંભળી. મેં તેને શીલાદિત્ય ઉપર ચડાઈ કરવા વિનતિ કરી. તે તેણે તરત સ્વીકારી. પાદશાહ પંડે મોટું લશ્કર લઈ મારી સાથે આવ્યો. શીલાદિત્ય રાજાને લડાઈનું કહેણ મોકલ્યું. તે પોતાનું સૈન્ય લઈ યુદ્ધે ચઢ્યો. બન્ને સૈન્ય વચ્ચે દારૂણ યુદ્ધ મચ્યું. બન્ને પક્ષના હજારો યોદ્ધા મરાયા. શુરો શીલાદિત્ય રણમાં પડ્યો. પાદશાહની જીત થઈ. વિજયના મદમાં મસ્ત બનેલું મુસલમાની લશ્કર વલ્લભીપુરમાં પેઠું. રાજમહેલ લુટ્યો. કડો શ્રીમંતોની હવેલીઓ લૂટી. લોકોની કતલ કરી અને શહેરમાં આગ લગાડી. આખું શહેર આગથી તારાજ થઈ ગયું. અરેરે! શીલાદિત્યને સજા કરાવતાં ઈંદ્રપુરી જેવા વલ્લભીપુરનો નાશ થયો! પાપડી ભેગી ઇયળ બફાઈ ગઈ! સુકા ભેગું લીલું પણ બળી ગયું! અરેરે! એ કાળમુખી કાંસકીએ તો, કાળો કેર કરી નાખ્યો! (ભયંકર અવાજ થાય છે અને પૃથ્વીમાંથી જગતની સંહારક શક્તિ પ્રકટ થાય છે)

**સંહારક શક્તિ**—કાકુ! તું મૂર્ખ છે! કાંસકી કાંસકી શું કરી રહ્યો છે! કાંસકી તો માત્ર નિમિત્ત રૂપ હતી! જો, આ સર્વ સંહાર કરનાર બીજું કોઈ નહિ પણ હું આ જગતની સંહારક શક્તિ છું!

**કાકુ**—આપ આ જગતનાં સંહારક શક્તિ! આપેજ આ સર્વ સંહાર કર્યો?

**સંહારક શક્તિ**—હા, મેંજ આ સંહાર કર્યો! એ સુંદર કાંસકી તો મારૂં કાર્ય સિદ્ધ કરવાનું માત્ર સાધન હતું! તેનાથી તારી પુત્રી મોહિત થઈ, શીલાદિત્ય રાજાની કુંવરી મોહિત થઈ, રાજા હઠીલો બન્યો અને

તું પણ હઠીલો બન્યો! એ બાળાની બાળ હઠ, શીલાદિત્ય રાજાની રાજહઠ અને તારી પોતાની હઠ એ બધી હઠની યોજના એ કાંસકી દ્વારા મેં જ કરી હતી!

કાકુ—ઓ જગતનાં સંહારક શક્તિ! આપે અચ્છી જાળ બિછાવી! આપની કળા અકળ છે! પરંતુ શીલાદિત્ય અને વલ્લભીપુરના નાશની કાળી ટીલી તો મારે જ કપાળે ચોટી! ગુજરાતના ઇતિહાસમાં આ કલંક સદાને માટે મારેજ નામે લખાશે ને!

**સંહારક શક્તિ**—કાકુ! એ તો લખાશેજ! એમાં નવું શું છે! રામાયણ અને મહાભારતના ઇતિહાસથી તું અજાણ્યો છે? રામાયણમાં રાવણનું અને મહાભારતમાં દુર્યોધન તથા દુઃશાસનનાં નામ જેવી રીતે લખાયાં છે, તેવી રીતે ગુજરાતના ઇતિહાસમા તારૂં નામ લખાશે!

કાકુ—અરેરે! આ કલંકજ મને કંપાવી નાખે છે! જો મેં વેર વાળવાનો વિચાર માંડી વાળ્યો હોત, તો આ કલંક મને ન ચોટત! મેં મોટામાં મોટી ભૂલ કરી, અને એ ભૂલનો મને ભારે પશ્ચાત્તાપ થાય છે!

**સંહારક શક્તિ**—કાકુ! હવે પાણી વહી ગયા પછીનો પશ્ચાત્તાપ શા કામનો છે! તને ક્રોધમાં અંધ બનાવી આ ભારે ભૂલ કરાવનાર પણ હું જ છું! કાકુ! તારૂં અજ્ઞાન દૂર કર અને શાન્ત થા.

કાકુ—શાન્ત થવાનો હું ઘણો પ્રયત્ન કરૂં છું, પણ ભૂતકાળના બનાવો ચિત્રપટના દેખાવોની પેઠે એક પછી એક મારી નજર સામે ખડા થઈ જાય છે, અને તે મને શાન્ત થવા દેતા નથી! અરેરે! સિંધના પરધર્મી પાદશાહનો વિશ્વાસ કરીને હું પુરેપુરો ઠગાયો! શીલાદિત્ય રાજાએ તો માત્ર મારી કાંસકીજ લૂટી લીધી હતી, પણ આ પાદશાહે તો મારૂં સર્વસ્વ લૂટી લીધું! આતો બકરૂં કાઢતાં ઊંટ પેઠું! અરેરે! સો ગળણે ગળીને પાણી પીનાર કાકુની બુદ્ધિ વેરની ધૂનમાં બહેર મારી ગઈ! કોઈપણ કામ કરતાં પહેલાં દીર્ઘદૃષ્ટિ ચલાવનાર કાકુ ભીંત ભૂલ્યો!

**સંહારક શક્તિ**—કાકુ! આ બધો તારો ભ્રમ છે! તારી બુદ્ધિને બહેરી કરી નાખનાર, દીર્ઘદૃષ્ટિને દૂર કરનાર અને તને ભીંત ભૂલાવનાર પણ હું જ છું! તારા જોશીની અને તારી ભાગ્યદેવીની સૂચનાથી તને અવળે માર્ગે ચલાવનાર પણ હું જ છું! જો હું એમ ન કરૂં તો આ બધો સંહાર થાય શી રીતે!

કાકુ—(અકળાઈને) ઓ જગતનાં સંહારક શક્તિ! આપે જેવી રીતે આ સર્વનો સંહાર કરી આપની ગોદમાં લઈ લીધાં તેવી રીતે મને

પણ આપની ગોદમાં લઈ લો ! હવે આ મારૂં જીવન મને અકારૂં લાગે છે !

**સંહારક શક્તિ**—કાકુ ! ચિંતા ન કર ! એ વ્યવસ્થા પણ થઈ ચુકી છે ! હવે હું આ ક્ષણભંગુર જગતનો થોડાજ કલાકનો મેમાન છું ! આજે સાયંકાળેજ હું તને મારી ગોદમાં લઈ લઈશ ! સિંધનો પાદશાહ આ કાર્યનું નિમિત્ત બનશે ! કાકુ ! નામ્ તેનો નાશ તો નિર્માએલોજ છે, માટે હવે આ છેલ્લી ઘડીએ આવા નકામા વિચાર નહિ કરતાં માત્ર તારા ઇષ્ટદેવનું જ સ્મરણ કરજે ! કાકુ ! હવે હું જાઉં છું. (સંહારક શક્તિ અદ્દશ્ય થઈ જાય છે. સિંધનો પાદશાહ પ્રવેશ કરે છે.)

**પાદશાહ**—કેમ, કાકુ શેઠ ! શું કરો છો ?

**કાકુ**—તમારા જેવા દગાખોર પાદશાહનો મેં વિશ્વાસ કર્યો, તેનો પશ્ચાત્તાપ કરૂં છું ! જે કાકુએ તમે ધરાઓ એટલું ધન આપ્યું, તેનેજ તમે કેદ કર્યો ? ઉપકારને બદલે અપકાર તે આનું નામ !

**પાદશાહ**—કાકુ ! હવે જવા દે તારૂં ડહાપણ ! ધન તો તેં તારી ગરજે આપ્યું હતું ને ! કંઈ દયાદાન તો નહોતું કર્યું ને ! કાકુ ! એક કાંસકીને માટે તારા પોતાના રાજાનો નાશ કરાવી તું રાજદ્રોહી બન્યો ! વળી જે વલ્લભીપુરે તને તારી રંક દશામાં આશ્રય આપ્યો અને ધનાઢ્ય બનાવ્યો, તેનોજ નાશ કરાવી તું દેશદ્રોહી બન્યો ! કાકુ ! તારા જેવા રાજદ્રોહી અને દેશદ્રોહીને કેદની શિક્ષા બસ નથી ! તારા જેવા દુષ્ટને તો દેહાંત દંડજ યોગ્ય છે ?

**કાકુ**—ભલે, એમ કરો ! આ કાકુને હવે દેહાંત દંડનો જરા પણ ભય નથી !

**પાદશાહ**—ભય હોય કે ન હોય, પણ તારા જેવાને જીવતો રાખવો તેમાં અમારા જેવાની પણ સલામતી નથી ! માટે આજેજ સૂર્યાસ્ત સમયે વલ્લભીપુરની ઉગમણી ભાગોળે તારો શિરચ્છેદ કરવામાં આવશે ! સેનાધિપતિ ! આ દુષ્ટ કાકુને સખત ચોકી પહેરા સાથે વધસ્થાને લઈ જાઓ. હું પણ ત્યાં વખતસર આવી પહોંચીશ.

**સેનાધિપતિ**—(નમન કરીને) જી હજુર, જેવો જહાંપનાહનો હુકમ !

(કાકુને લઈ જાય છે, પાદશાહ પણ જાય છે.)

પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.

**સાકરલાલ પુરુષોત્તમ શુક્લ**
હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

---

## જિનિવાનું જાહેરનામું

મનુષ્ય જાત પાસે જે કોઈ ઉત્તમમાં ઉત્તમ ખજાનો છે તે બાળકને મળવો જોઈએ એવું જાણીને દુનીઆની તમામ પ્રજાઓનાં સ્ત્રી અને પુરુષોએ બાળકના હકનું હાલનું જાહેરનામું જે સામાન્ય રીતે 'જિનિવાના ઢંઢેરા' તરીકે સુપ્રસિદ્ધ છે તેની રૂઈએ એવું જાહેર કર્યું છે અને સ્વીકાર્યું છે કે જાતિ, પ્રજા અને ધર્મનાં તત્ત્વોની લાગણીઓને બાજુએ મૂકીને બાળકો પ્રત્યે તેમની નીચે પ્રમાણે ફરજો બજાવવીઃ—

(૧) બાળકનો શારીરિક તેમજ આત્મિક વિકાસ થાય તેટલા માટે તેમને જોઈએ તેટલાં સાધનો મળવાં જોઈએ.

(૨) બાળક ભૂખ્યું હોય તો તેને ખાવા આપવું; માંદુ હોય તો તેની માવજત કરવી; જો તે પછાત હોય તો તેને આગળ વધવામાં મદદ કરવી; જો તેને વારંવાર ગુન્હો કરવાની ટેવ પડી હોય તો તેને સુધારવું; ન માબાપા અથવા ભટકતા બાળકને રક્ષણ આપવું અને તેને મદદ કરવી.

(૩) આપત્તિમાં આવી પડેલા બાળકને પહેલી તકે રાહત આપવી.

(૪) બાળક પોતાનું ગુજરાન ચલાવી શકે તેવી સ્થિતિએ તેને પહોંચાડવું, અને તેનો કોઈપણ પ્રકારનો અયોગ્ય લાભ ન લેવાય તેવી રીતે તેનું રક્ષણ કરવું.

(૫) બાળકને એવી રીતે ઉછેરવું જોઈએ કે તેની બુદ્ધિ તેના ભાઈઓની સેવા કરવા તત્પર રહે અને તેની અંતઃકરણની વૃત્તિ પણ તેવીજ બંધાય.

## રમતનું શિક્ષણમાં મહત્ત્વ

રમતની વૃત્તિ કુદરતી છે, જન્મથીજ બાળક રમત રમવા માંડે છે. આપણે બરાબર નિરીક્ષણ કરીશું તો માલમ પડશે કે બાળક કંઈ ને કંઈ રમત રમી સ્વર્ગીય આનંદ અનુભવે છે. રમતથીજ તેનો બુદ્ધિવિકાસ થાય છે. માટેજ હાલના નૂતન કેળવણીકારો બાળકને રમત સાથેજ કેળવણી આપવાની હિમાયત કરે છે. મોન્ટીસોરી પદ્ધતિનાં બીજ રમતમાંજ સ્થપાએલાં છે. રમતથી બાળકની શારીરિક ખીલવટ સાથે માનસિક ચપળતા વધે છે.

યુરોપ વિજેતા નેપોલિયન બોનાપાર્ટ જ્યારે ઇગ્લાંડની સામે વૉટર્લૂમાં હારી ગયો ત્યારે તેણે કહ્યું હતું કે "ઇગ્લાંડનો આ વિજય ઇટન અને હેરોના રમતગમતના મેદાનનેજ આભારી છે" શારીરિક કેળવણી ઉપર દેશની ઉન્નતિ અને વ્યક્તિની ઉન્નતિનો આધાર છે. શારીરિક કેળવણી

કેટલી અગત્યની છે તે ઉપરની બાબતથી સમજાશે.

રમતના ફાયદા બે રીતે થાય છેઃ

(૧) આંતરિક, (૨) બહારના.

## આંતરિક ફાયદા

**(૧) ઇંદ્રિયજ્ઞાન:**—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, આ પાંચ ઇંદ્રિયનું જ્ઞાન રમતમાંજ થાય છે, અને તેનો યથાવિકાસ થાય છે. રમતના બીજા ફાયદામાં આ ફાયદો પ્રથમ અને અગ્રસ્થાને છે.

**(૨) સામાજિક:**—દરેક બાળકનો સ્વભાવ જુદો જુદો હોય છે અને તેના વિચાર તથા વર્તનમાં મતભેદ હોય છે તેથી આગળ ઉપર સહકારનો પ્રચાર થતો નથી અને ધારેલાં કામો પેશ જતાં નથી. આજનું શિક્ષણ લીધેલાં બાળકો અને સમાજ વચ્ચે વિચારનું હિમાલય જેવડું અંતર છે અને અતડાપણું માલમ પડે છે. રમતથી આ દોષો દૂર થાય છે અને સંપ તથા પ્રેમ વધે છે. રમત એ સમાજમાં દાખલ થવાનું પ્રવેશદ્વાર છે. આજના યુગમાં સમાજસેવાનાજ ગુણ ખીલવવા એ દરેક નાગરિકની પ્રથમ ફરજ છે.

**(૩) સંયમન:**—આપણામાં આત્મશ્રદ્ધા નથી. બાળકમાં પણ સંયમ નથી. દરેક કામમાં એ ગુણ કેળવવો ઘણો જરૂરી છે. ઉપરીનો હુકમ માનવો એજ વિજયની આશા છે. હુકમ શબ્દથીજ આપણે ભડકીએ છીએ. જે હુકમ માને છે તેજ સેનાધિપતિ થવાને લાયક છે. જે બીજાનો હુકમ માને છે તેજ બીજા પાસે હુકમ પળાવી શકે છે. રમતગમતની હરિફાઈ વખતે આ ગુણ કેળવવો અને સંયમ રાખવો કેટલો જરૂરી છે તે રમનાર બાળક કે શિક્ષકને માલમ છે. વ્યવસ્થા અને નિયમન રાખવામાં સર્વ રમનારમાં એ ગુણ સંપૂર્ણપણે પચેલો હોવો જોઈએ. આ ગુણ રમત રમાડવાથી સહેલાઈથી આવી જાય છે.

**(૪) ઉત્ક્રાન્તિ:**—બાળક જેમ જેમ મોટું થાય છે તેમ તેમ તેની બુદ્ધિ તીક્ષ્ણ થતી જાય છે. બાળક માત્રને સરદાર કે રાજા થવાની ઇચ્છા પ્રબળ હોય છે. ત્યારબાદ રણસંગ્રામના યોદ્ધાના શૂરવીરપણાની, સાહસની અને શોધખોળની વાતો ઘણી ગમે છે. બાળકની બુદ્ધિ વધે તેવી અને તેમને લાયક રમતો રમાડવી કે જેથી તેને મનમાં આનંદ થાય.

**(૫) શિક્ષણ સાથે સંબંધ:**—બાળકને જેમાં રસ પડે તેજ શિક્ષણ ફળદાયી બને છે. માત્ર ઓરડામાં ગોંધી મૂકવાથી તેને ઉપયોગી જ્ઞાન પણ એકાગ્રતાથી શીખવી શકાતું નથી. મગજ થાકી જતાં તેને અમૃત પણ ઝેર જેવું લાગે છે. દરેક વિષયમાં રમતનો ઉપયોગ થાય છે.

નિશાળની ઇજ્જત તથા શાળાનું વાતાવરણ સારૂં બને છે. તેની સાથે બાળકના માબાપનો સહકાર પણ વધે છે. રમતને વ્યાપક રીતે રમાડવાની યોજના શિક્ષકે ઘડી કાઢવી જોઈએ. રમતથી વ્યક્તિગત શિક્ષણ અમલમાં મુકાય છે.

## બહારના ફાયદા

(૧) કસરત, (૨) આનંદ, (૩) સંગઠન કરવાની ટેવ પડે છે, (૪) આજ્ઞાપાલન, (૫) ચપળતા–ચાંચલ્ય, (૬) સમયસૂચકતા, (૭) સહનશીલતા (૮) સર્વ ઇંદ્રિયજ્ઞાન-સર્વ ઇંદ્રિયવિકાસ.

## રમતનું વર્ગીકરણ

૧—સાધનવાળી

૨—સાધન વગરની

ઘણીખરી દેશી રમત સાધન વગરની છે અને કેટલીક દેશી રમતમાં નજીવો ખર્ચ કરવો પડે છે. જ્યારે પશ્ચિમની રમતના વધારે પૈસા તેના રમવાનાં સાધનો માટે ખરચવા પડે છે.

૩—કેટલીક રમતઃ–છોકરા છોકરીને જુદી રમાડવી.

૪—રચના અનુસારઃ–

અ—કેટલીક કુંડાળામાં O

બ—આડી લાઇન પાડીને

xxxxxxxx
xxxxxxxx

ક—ઉભી લાઇન પાડીને

x x
x x
x x
x x
x x
x x
x x
x x

ડ. (x આકારે + ની બે ત્રાંસી હાર)

(૬) સમય અને સ્થળઃ—વરસાદ વખતે બહાર મેદાનમાં રમત રમવાની અડચણ પડે છે ત્યારે ઓરડામાં રમત રમાય એવી રમાડવી. જંગલમાં રમી શકાય એવી રમત રમાડવી. દા. ઝાડ ઉપર દોરડાં બંધાવવાં અને તેના ઉપર રમી શકાય તેવી રમત રમાડવી, સંતાઈ જવાની, પાંદડાં, ડોડવા, ફળ, ફૂલ ભેગાં કરવાની રમત માટે જંગલમાં રમવાની અમૂલ્ય તક છે.

દરીઆ કિનારે દોડવાની, તથા શંખલાં, સીપ ભેગાં કરવાની કે એવી બીજી રમત ત્યાંના વાતાવરણને અનુકૂળ રમાડવી. સ્થળ અને સમય બંને ધ્યાનમાં રાખવાં.

(૭) ગતિઃ—રમત રમવામાં ચાલ ઘણી જાતની આવે છે. —

(૧) દોડવું, (૨) કુદકા મારવા, (૩) ફેંકવું, (૪) ચડવું (૫) ઉંચકવું.

(૮) ઇંદ્રિયવિજ્ઞાનઃ—બેઠાં બેઠાં જ્ઞાન મળે છે.

આંખઃ—(૧) બધાં છોકરાંને બેસાડવા. પછી એક બાળકને બહાર મોકલવું. ત્યારબાદ બીજા એક બાળકને સંતાડી દેવો. પછી પહેલા બાળકને બોલાવવું અને પછી પૂછવું કે કોણ ખોવાઈ ગયું ? આ રમતથી બાળક માત્રને અનહદ આનંદ થશે. બધા છોકરાનાં નામ દરેકને પરિચિત હોવાં જોઈએ.

(૨) વર્ગમાં આપણે સંપૂર્ણ પોષાક સાથે ઉભા રહેવું પછી બધાં બાળકને આપણે ક્યાં ક્યાં કપડાં પહેરેલાં છે તે બરાબર ધ્યાનમાં રાખવા કહેવું. ત્યારબાદ આપણે બહાર જઈ મોજાં કાઢી નાખવાં, લખવાની પેન, રૂમાલ, ઘડિઆળ, બુટની દોરી, વગેરે કાઢી નાખી વર્ગમાં આવવું. પછી બાળકને કહેવું કે બોલો કેવો ફેરફાર થયો.

(૩) વર્ગમાં એક મેજ પર એક થાળીમાં ૩૦ વસ્તુ મૂકવી. તે વસ્તુ વ્યવહારમાં જાણીતી હોવી જોઈએ. જેવી કે—ચાપુ, દીવાસળી, કોયલો, બટન, દોરી, કલમ વગેરે. પછી બધાં બાળકને એક મિનિટ આ વસ્તુ બતાવવી, અને પછી લખી લાવવા કહેવું. ઓછામાં ઓછી ૧૨ વસ્તુ ખરી આવવીજ જોઈએ. ૨૦ વસ્તુ બીજે નંબરે અને ૨૫ વસ્તુ પહેલે નંબરે ગણાય. આથી આંખ અને સ્મરણશક્તિ તીવ્ર બને છે.

**કાન શબ્દઃ**—એકાંત તંબુમાં કે કપડું આડું રાખી ફરતે બધાં બાળકને સ્લેટપેન લઈ બેસાડવાં અને અંદર આપણે સિક્કાનો, લાકડાનો, પાણીનો, ફીડલ, ઝાંઝર, ગ્રામોફોન વગેરેનો અવાજ કરવો. પછી કેટલાં ખરાં પડ્યા તે તપાસવું.

**સ્પર્શ:**—ખાદીનું, સુતરાઉ, રેશમી, ઊનનું, વગેરે કાપડ આંખ બંધ કરી પરખાવવું. જેથી સ્પર્શેન્દ્રિયનો સુવિકાસ થાય છે.

**રસઃ**—સાકર, મીઠું, ફટકડી, વગેરેનો રસ કરી પરખાવવું.

**ગંધઃ**—એક ટેબલ પર હીંગ, જીરૂ, કાંદા, કપુર, મૂકવાં અને પછી વારાફરતી એકેક બાળકને બોલાવી આંખ બંધ કરી પરખાવવું.

આવી આવી બીજી ઇંદ્રિયવિકાસની બાબતો શિક્ષકો કાળજી રાખે તો શોધીને તેનો ઉપયોગ કરાવે તો બાળકને જ્ઞાન સાથે ગમત મળે છે.

**(૯) ઉંમરઃ**—ઉંમર પ્રમાણે ટુકડી પાડવી, ધોરણ પ્રમાણે નહિ. આ વાત ખાસ ધ્યાનમાં રાખવી.

**(૧૦) વિભાગઃ**—રમતના ખાસ બે વિભાગ છેઃ

(૧) અમુકજ છોકરા રમે:

(૨) ગમે તેટલા છોકરા રમે.

પહેલીને બંધ રમત કહે છે. બીજીને રીતે રમત કહે છે.

જુથ રમત—આટાપાટા, ખોખો, ક્રિકેટ વગેરે.

સમૂહ રમત—સાતતાળી, કોણ ખોવાઈ ગયું, બકરાંની ઝાંઝર, ગોળ સર્કલની રમત, ભાઈભાઈની વગેરે.

પ્રાથમિક શાળાના સંજોગ પ્રમાણે રીતે રમત વ્યાવહારિક અને સાધારણ થઈ પડે છે.

**રમતમાં ધ્યાન રાખવાની બાબતો.—**

**૧. સમય:**—૪૦ મિનિટ રાખવી. ૫ મિનિટમાં તૈયારી કરવી. છેલ્લી ૫ મિનિટ આરામ આપવો. ૩૦ મિનિટ બરાબર રમત રમાડવી.

**૨. આનંદસહિત રમત:**—ડ્રિલ વખતે બાળકોને કંટાળો આવી જાય છે માટે આનંદ આવે એવી રમત રમાડવી. ખસુસ કરીને શિક્ષકે ચપળતા અને ઉત્સાહ વધારે રાખવો. કેટલેક અંશે શિક્ષક ઉપરજ ઉત્સાહનો મુખ્ય આધાર છે. "ઉત્સાહ જ રમતનો પ્રાણ છે."

**૩. તૈયારી:**—જે શીખવવાનું છે તેનાં સાધનોની પહેલેથી તૈયારી રાખવી. રમત વખતે દોડાદોડ કરી ધાંધલ કરવાથી અવ્યવસ્થા અને બેદરકારી માલમ પડે છે.

**૪. સમય અનુસાર:**—વખત પ્રમાણે બે કે ત્રણ રમત રમાડવી અને દરેક રમત બે વખત રમાડવી, જેથી તે બરાબર આવડી જાય છે.

**૫. સરળતા:**—રમવામાં સરળતા અને સહેલાઈ હોવી જોઈએ કે વખત બગડે નહિ અને લોકોને મઝા પડે.

**૬. રમનારની ચુંટણી:**—રમનારની ચુંટણી યોગ્ય રીતે થવી જોઈએ. બંને ટોળીમાં સરખી શક્તિવાળા છોકરા રાખવા કે જેથી કોઈ ટોળીને અન્યાયથી નિરાશ થવું ન પડે.

**૭. વ્યવસ્થા:**—દોડવાની કે બીજી રમત હોય તેમાં અવ્યવસ્થા ન થાય તે જોવું. આગળથી નક્કી કર્યા પ્રમાણે પોતપોતાની જગ્યા પર તરતજ ઉભા રહેવું અને રમતી વખતે દોડવામાં આગળ ઉડી ન જાય તે જોવું. અનુક્રમેજ દોડે.

**૮. મહેનતવાળી રમત:**—બધી રમતમાં થાક લાગે તેવી રમત એક જરૂર રાખવી કે જેથી વ્યાયામનો હેતુ સિદ્ધ થાય.

**૯. સામાન્ય શિષ્ટતા:**—રમતી વખતે બહુ કડક થવું નહિ. પ્રેમથી કામ લેવું, પણ હુકમનો અમલ ચુસ્તપણે કરાવવો.

**૧૦. નીતિથી રમાડવી:**—સત્યથી રમત રમાડવી. પક્ષપાત કરવો નહિ. પ્રમાણિકપણે રમાડવું. દરેકને રમવાનો દાવ આપવો.

**૧૧. ડંટાળો આવે ત્યારે રમત બંધ કરવી:**—ડંટાળો આવે ત્યારે રમત બંધ કરવી. દરેક વાતને હદ હોય છે. ધૂળ ઉડે, ગાડીનો ધુમાડો આવે, કે એવી વખતે રમત તરતજ બંધ કરવી હિતકર છે.

**૧૨. સમજણ ટુંકમાં આપવી:**—બધા છોકરા શાંતિથી સાંભળે તેવી રીતે ટુંકમાં સમજણ આપવી, અને એક વખત શિક્ષકે જાતે રમી બતાવવી.

**૧૩. વ્યવસ્થાપક ચુંટવા:**—જે જે દેખરેખ રાખનાર નીમવા હોય તે આગળથીજ ચુંટી કાઢવા. નાયક, અમ્પાયર વગેરે.

**૧૪. શાંતિ રાખવી:**—રમતી વખતે જ્યારે શાંતિ થાય ત્યારે જ રમત શરૂ કરવી.

**૧૫. દેખાવવાળી રમત:**—માણુસ માત્રને આગળ વધવાનું ગમે છે. માટે એકાદ દેખાવવાળી લોકોને ગમે એવી રમત રમાડવી કે જેથી રમનારની પ્રશંસા થાય અને હરિફાઈનો ગુણ વધે.

**૧૬. જલદીથી શરૂઆત કરવી:**—રમત રમાડતી વખતે, શરૂઆત કરતી વખતે વખત બગાડવો નહિ. ઢીલ રાખવાથી અવિશ્વાસ આવે છે.

**૧૭. નાની નાની ભૂલ સુધારવી:**—નાની નાની ભૂલ ધીરે ધીરે સુધારવી. ભૂલ એકદમ તાત્કાલિક સુધરી શકતી નથી. કાળજી રાખી સુધારવી જ જોઈએ.

**૧૮. સિસોટીનો ઉપયોગ:**—રમત રમાડતી વખતે શિક્ષક પાસે સિસોટી હોવી જોઈએ.

**—: ઉપયોગ :—**

એક ટુંકો અવાજ:—હીલચાલ અટકી જાય.

બે ટુંકા અવાજ:—શિક્ષક રમત રમી બતાવે તે જોવું.

**ત્રણ અવાજ :**—સાંભળવું.

**લાંબો એક અવાજ :**—રમતની શરૂઆત કરવી.

**ત્રણ ટુંકા ને એક લાંબો :**—દરેક ટુકડીના નાયક શિક્ષક પાસે આવે.

**ત્રણ ટુંકા ને એક લાંબો, પછી એક ટુંકો :**—આખી સેનાનો ઉપરી કે ટ્રુપ નાયક શિક્ષક પાસે આવે.

**ટુંકાટુંકા ઘણા અવાજ :**—દૂર નાસી જવું.

**૧૯. શિક્ષણની તૈયારી :**—જે રમત રમાડવી હોય તે રમત શિક્ષકને તો બરાબર આવડવી જોઈએ; કેટલીક વખત ચોપડીમાંથી રમત વાંચે ત્યારે આવડે; પછી રમતના મેદાનમાં રમાડતી વખતે ગુંચવાઈ જાય છે.

**૨૦. ઉત્તેજન :**—જે ટુકડી હારવાની લાગે તેને બમણું ઉત્તેજન આપવું. જે છોકરા નીકળી જાય તેને જુદા; બહાર બેસાડવા. જોનાર લોકો

વચ્ચે આવે અને રમતમાં ભંગાણ પડે માટે પહેલેથી જ દોરડાંથી અથવા લાકડીથી વ્યવસ્થા કરી રાખવી.

૨૧. **જુદો દેખાવ:**—દરેક ટુકડી જુદી પડે માટે ટુકડીવાર છોકરાંના ખમીસ ઉપર રાતા કે પીળા રંગનાં પત્તાં લગાવવાં અથવા એક ટુકડીના છોકરા રાતાં ફૂલ રાખે, બીજી ટુકડીના છોકરા બીજા રંગનાં પાંદડાં રાખે, અથવા એક ટુકડી ટોપી રાખે બીજી ટુકડી ટોપી રાખે નહિ. આવી રીતે જ્યારે એક ટુકડી જ રમતી હોય ત્યારે નંબરવાર રંગ રાખે. દાખલા તરીકે, બધા એક નંબર રાતાં પત્તાં રાખે; ૨ નંબર લીલાં, ૩ નંબર વાદળી; વગેરે.

૨૨. **શિક્ષકે રમવું:**—બાળક સાથે શિક્ષકે પણ રમવું. ખાસ કરીને નાનાં બાળક રમે ત્યારે તો એ વાત ચોક્કસ યાદ રાખવી. "બાળક સાથે બાળક બની જવું."

૨૩. **જખમની દરકાર:**—કેટલીક વખત રમત રમતાં ઇજા થાય છે. તે વખતે શિક્ષકે કાળજી રાખી ઉપાય કરવા, પણ થોડું થોડું દુઃખ ખમવાની શક્તિ પણ બાળકોને આપવી જોઈએ. થોડું વાગે તેની બહુ દરકાર રાખી, મોટું દુઃખ ઉત્પન્ન કરવું નહિ. ભાવી જિંદગીમાં એવાં અનેક દુઃખો આવે છે, જેથી તેની સ્વસ્થતાનાં બીજ અહિં જ વાવવાં.

૨૪. **સચ્ચાઈની રમત:**—વિજય-જીત વસ્તુ અગમ્ય છે. કોની સંપૂર્ણપણે જીત છે તે જણાવી શકાતું નથી, પણ એક વાત તો નક્કી, કે તે એકજ વ્યક્તિ કે એક જ પાર્ટીને વિજય વરમાળા પહેરાવે છે.

રમતની હરિફાઈમાં આખરે હારેલી પાર્ટી નિરાશ થઈ નિર્ણય આપનારને નિંદે છે. કદાચ કોઈ વખત એમ બને, પણ તે જવલ્લેજ. ઘણે ભાગે એમ બનતું નથી, પણ નિર્ણય આપતી વખતે કોઈનો પક્ષ કરવો નહિ, સત્યથી ચુકાદો આપવો. હારેલી પાર્ટીની નિંદા કે ભોળાપણું કે અજ્ઞાન તે વખતે પ્રદર્શિત કરવું નહિ. રમનારે પણ વિવેકથી રમત રમવી. રમતનો હેતુ જીતમાંથી મળતા ગુણો ઉપર છે.

૨૫. **પરીક્ષકનું માન:**—રમતી વખતે પરીક્ષકનું કહેલું જ માન્ય રાખવું. લોકોની વાત ધ્યાનમાં લેવી નહિ. લોકો તો ગમે તેમ કહે છે, તેથી રમનારે દોરવાઈ જવું નહિ, પરીક્ષકને જેટલો અનુભવ છે તેટલો બીજા પ્રેક્ષકને નથી.

ઉપરના મુદ્દાઓ રમત રમાડતી વખતે સંજોગ પ્રમાણે ધ્યાનમાં રાખવા જેવા છે. રમતગમતના ફાયદા અનેક છે, જેવા કે ઉંઘ આવે, ખોરાક પચે,

પાચનક્રિયા નિયમસર ચાલે, લોહી જોસથી શરીરમાં ફરે, ઓક્સિજન શરીરમાં વિશેષ આવે, મેલ બહાર નીકળે, વગેરે.

## કન્યાઓને રમતની ખાસ જરૂર છે.

એ હાથ વગર તાલી પડતી નથી. સ્ત્રી વગરની દુનિયા નથી. જગતની સંસ્કૃતિમાં સ્ત્રીઓનો ફાળો અજબ છે. દુનિઆની પ્રગતિ જોતાં હિંદુસ્તાનમાં પણ આગળના વખતમાં અનેક સ્ત્રીઓએ રણસંગ્રામમાં પુરુષને નવાઈ પમાડે તેવાં કામો કર્યાં છે. એની કોનાથી ના પાડી શકાય તેમ છે. પણ હાલમાં તો પુરુષોએજ ઇજારો રાખ્યો છે, તેથી જ સમાજનું અધઃપતન થઈ રહ્યું છે. સ્ત્રીઓની શારીરિક શક્તિ ઘણી જ નબળી છે; કારણ કે તેમને જાહેરમાં આવવા દેતા જ નથી. ગામડાંઓમાં ઘણે ભાગે સહ-શિક્ષણ મળે છે, ત્યાં છોકરા ભેગી છોકરીઓને પણ જરૂર રમત રમાડવી. એથી છોકરીઓની શારીરિક શક્તિ સુદૃઢ થશે, અને શરીરની બળવાન માતાઓ તેમના ગૃહસંસારને, સમાજને, અને તેના બાળકને અનુપમ સાહાય્ય આપી માર્ગદર્શક બનશે.

ટૂંકામાં દરેક ગામે રમતગમતનું મેદાન હોવું જોઈએ. ત્યાં બાળકો નિયમિત કસરત કરે એવી વ્યવસ્થા થવી જોઈએ. તોફાની કે મસ્તીખોર બાળકો સીધે રસ્તે ચાલતાં થશે, અને એથી આખો બાળસમાજ અને આવતી કાલનાં સ્ત્રીપુરુષો તાકાતવાન અને ચંચળ બનશે એ નિઃશંસય છે.

શિક્ષક
વેગામ જિલ્લે—સુરત. } ભીખુભાઈ કસનજી નાયક

---

## રેડિઓ-ટેલિફોન—

વાયરલેસ ટેલિગ્રાફની નવી શોધથી વેપારી જગતને બહુ લાભ છે; પરંતુ વિજ્ઞાન આટલેથી સંતોષ નથી પામ્યું. અત્યારે રેડિઓ-ટેલિફોનની નવી શોધ એનાથી પણ વધારે આશ્ચર્યજનક હોવાથી દુનિયાના વ્યાપારની ઉન્નતિ થઈ રહી છે. સાધારણ ટેલિફોન વ્યાપાર માટે કેટલો ઉપયોગી છે એ વાત અજાણી નથી. તાર વગર વિદ્યુતદ્વારા વાતચીત કરવી એજ રેડિઓનો અભિપ્રાય છે.

રેડિઓ-ટેલિફોન અને વાયરલેસટેલિગ્રાફની શોધના ઇતિહાસને એકબીજા સાથે સંબંધ છે. એ સંબંધમાં સૌથી પ્રથમ સફળ પ્રયત્ન અને

૧૮૯૬માં માર્કોનિએ કર્યો હતો. એના પછી એક વર્ષે ઇંગ્લાંડમાં બે મુખ્ય સ્થાનો પર સ્ટેશન બનાવી એ અદ્ભુત યંત્રના શોધકે પંદર મિનિટ સુધી પોતાનો સંદેશ મોકલ્યો હતો. ઇ. સ. ૧૮૯૯માં માર્કોનિ ઇંગ્લિશ ચૅનલની આસપાસ ત્રીસ માઇલના અંતર પર સંદેશો મોકલવામાં સફળ થયો. આ પ્રયત્નને છ માસ સુધી જારી રાખ્યો, અને તેથી નક્કી થયું કે કોઇપણ ઋતુની અસર એની સફળતામાં અડચણ કરી શકશે નહિ. એની દ્વારા એક મિનિટમાં વીસથી ત્રીસ શબ્દ મોકલાતા હતા.

તેજ વર્ષમાં આ પ્રયત્ન સફળ કરવા માટે જુનો અને યુરોપ નામની બે અંગ્રેજ આગબોટો પર એ યંત્ર રાખીને સંદેશો મોકલવાનો અનુભવ કરવામાં આવ્યો. માર્કોનિએ સ્વયં સર્વ નકળતાપૂર્વક પ્રયોગ પૂર્ણ કર્યો.

જાન્યુઆરિ ઇ. સ. ૧૯૦૧માં લિઝાર્ડ અને નાઇટન નામના બે નગરોમાં જેની વચ્ચે બસો માઇલનું અંતર છે. ત્યાપણ એ અનુભવ સફળ થયો.

આથી માર્કોનિને પૂર્ણ વિશ્વાસ થયો કે એની શોધ નક્કી દુનિયાને માટે અત્યંત લાભકારી નીવડશે. કાર્નવાલના પોલધુ નામના સ્થળે એક વિશાળ સંદેશવાહક મંદિર ઉભું કરવામાં આવ્યુ. ન્યુફાઉન્ડલૅન્ડમાં સંદેશ પ્રાપ્ત કરવા માટે એક યંત્રાલય બનાવવામાં આવ્યું. એ બેની વચ્ચે ત્રણ હજાર માઇલનાં વિસ્તારવાળો આટલાંટિક મહાસાગર છે. પછી જ્યારે નક્કી કરેલા સમયે ૧૨મી ડિસેમ્બરે અંગ્રેજી મૂળાક્ષરના અક્ષર 'S' ને મોર્સપ્રણાલિની જેમ સાંકેતિક ચિહ્ન તરીકે મોકલવામાં આવ્યો ત્યારે માર્કોનિને ત્યાં તે ચિહ્ન મળ્યું એ અનુભવના થોડાક મહીના પછી ફેબ્રુઆરિ સને ૧૯૦૨માં આ ક્રિયા ફરી કરવામાં આવી. માર્કોનિ એસ-એસ-ફિલાડેલફિયા નામની આગબોટમાં આટલાંટિક મહાસાગરમાં થઈને ન્યૂયોર્કથી ઇંગ્લાંડ જતો હતો એ સમયે એને ફરીથી 'S' નો સંકેત ૨૦૯૯ માઇલ પર મળ્યો. એજ આગબોટ પર બેઠેલા માર્કોનિએ ૧૫૫૭ માઇલના અંતર પર મોર્સપ્રણાલિની અનુસાર પૂર્ણ સંદેશ મેળવ્યો. એ સફળતાનું પરિણામ એ આવ્યું કે ઇ. સ. ૧૯૦૪માં પોલધુ અને કેપબ્રિટનના વચમાં જતી આગબોટો પર સમાચારનો વિનિમય થવા લાગ્યો. એના પછી ત્રણ વર્ષે ઇ. સ. ૧૯૦૭માં આયર્લૅંડના કલીફ્ડન્ડ અને ગ્લેસબેના વચમાં, આટલાંટિકની આસપાસ સમાચાર મોકલાવવા લાગ્યા. તેજ વર્ષે ૧૭મી ઑક્ટોબરે સૌથી પહેલીવાર બંને બાજુએથી સંદેશ મોકલવામાં આવ્યા.

આ સફળતાથી વિજ્ઞાનીઓએ નક્કી કર્યું કે વિદ્યુતદ્વારા તાર વગર સંદેશ મોકલાવી શકાય છે; તો મનુષ્યની વાણીદ્વારા પણ એ થવું મુશ્કેલ નથી.

અમેરિકાના વૈજ્ઞાનિકો વિશેષ કરીને એ શોધમાં તલ્લિન થયા. એ સંબંધમાં સૌથી મહાન કાર્ય ડૉકટર ફેરેસ્ટ નામના એક પ્રસિદ્ધ વૈજ્ઞાનિકે આઢીઅન અથવા ત્રણ એલ્યુમેન્ટ વેકયુમટયુબ બનાવીને કર્યું છે. એ શોધથી રેડિઓ–ટેલીફોનના રસ્તામાંથી એક મોટી અડચણ દૂર થઈ ગઈ.

એ પછી આઠ વર્ષ એ કામ ચાલુ રહ્યું. એ કામ વધારે સફળ અને સમૃદ્ધ અમેરિકાની ટેલીફોન અને ટેલીગ્રાફ કંપનિએ કર્યું છે. પહેલી જાન્યુઆરિ ઇ. સ. ૧૯૦૫માં સફળતાની જાહેરાત થઈ. બૉસ્ટન, ન્યૂયોર્ક, સાનફ્રાન્સિસ્કોના વચમાં તાર વગર મનુષ્યનો અવાજ સાંભળવાનું પ્રદર્શન કરવામાં આવ્યું. આ સફળતાથી જગત આશ્ચર્યચકિત થઈ ગયું.

ચોથી એપ્રિલ ઇ. સ. ૧૯૧૫માં ન્યૂયોર્કથી વેલમીંગટન વચમાં ૨૫૦ માઇલના અંતર પર તાર વગર વાતચીત કરવાની યોજના થઈ. ત્યારથી અમેરિકાની સરકારે પણ પોતાનો સંદેશ મોકલવા માટે નવી શોધનો પ્રયોગ શરૂ કરી દીધો. એની આગળના દિવસોમાં પાસિફિક મહાસાગરની આસપાસ વાતચીત કરવાનો પ્રયત્ન સફળ થયો. એ અનુભવોથી તાર વગરના ટેલિફોનની ઉપયોગીતામાં કોઈપણ જાતનો શક રહ્યો નહિ.

એક માસ પછી ૨૨મી ઑકટોબરમાં અમેરિકાના આર્લિંગ્ટન નામના નગર અને પેરિસની વચ્ચે બંને દેશોની સરકારે પરસ્પર વ્યવહાર માટે એનો ઉપયોગ કર્યો. પછી લડાઈ શરૂ થવાથી એ સંબંધમાં વધારે ઉન્નતિ થઈ શકી નહિ; પરંતુ યુરોપીય મહાસંગ્રામમાં એની દ્વારા મોટાં મોટાં આવશ્યક અને મહત્ત્વપૂર્ણ કાર્ય સફળ થયાં. લડાઈની નીતિ સંબંધી સર્વ વિચારો એની દ્વારા થતા રહ્યા. એ સમયના વચમાં અનુસંધાનનું કાર્ય ચાલુ રહ્યું, અને એનો ઉપયોગ આગબોટો પર પણ થવા લાગ્યો.

સાધારણ જગતના લાભ માટે એનો પહેલીજ વાર ઉપયોગ ઈ. સ. ૧૯૨૦માં થયો. ફળરૂપ સેન્ટાકાટેલી નામે બેટનો કોઈપણ રહીશ કોઈપણ સમયે અમેરિકાના કોઈપણ રહીશ સાથે તાર વગર વાતચીત કરી શકતો હતો. સાધારણ માણસો જેમ સાધારણ ટેલિફોનનો ઉપયોગ અત્યારે કરે છે એવીજ રીતે રેડિઓ–ટેલિફોનનો ઉપયોગ તેઓ કરે છે. એની એક વિશેષતા એ છે કે એકજ સમયે એ સ્ટેશનો પર ટેલિફોન અને ટેલિગ્રાફ બંનેના પ્રયોજન માટે પ્રયોગ કરવામાં આવે છે. અત્યારે એવા પ્રકારનાં સ્ટેશનો દરેક દેશોમાં તૈયાર થઈ રહ્યાં છે.

એ સંબંધી સૌથી વધારે આશ્ચર્યજનક અનુસંધાન અત્યાર સુધી ચાલુ છે. એની દ્વારા એ પ્રયત્નો થઈ રહ્યા છે, કે બોલનાર શબ્દના ચિત્ર લઈને તેને પ્રકાશિત કરવામાં આવી શકે. એની મારફત પણ એક નવી વિજ્ઞાનની પ્રગતિનો પ્રકાશ થવા લાગ્યો છે.

વૈજ્ઞાનિક અનુસંધાનોના પ્રયત્નોથી એ દિવસ આવવાનો છે, જ્યારે દુનિયાના કોઈપણ દેશની વ્યક્તિ કોઈ બીજા દેશના રહીશ સાથે તાર વગર ને થોડા ખર્ચે વાર્તાલાપ કરી શકશે. અમેરિકામાં તો આજકાલ પણ એનો પ્રયોગ સાધારણ ટેલિફોનની જેમ વ્યાવહારિક જગતમાં થઈ રહ્યો છે. દુર્ભાગ્યે આપણા દેશમાં અત્યારે એવા પ્રયોગોને હવાઈ કિલ્લાથી વધારે મહત્વ નથી. (હિંદી ઉપરથી)

ગંગાબાઈ જૈન કન્યાશાળા } લક્ષ્મીકાન્ત એમ. ઠાકોર
અમદાવાદ

## આદર્શ શિક્ષક

બાળક તણી મૂર્તિ લઈ, સજતો હતો શણગાર તે;
ભૂખ્યા નહિ એ અંગની પણ, ક્ષુધા એનાં હીરની.
મંદિર એનું સ્કૂલ છે, ને દેવ એના બાળકો;
જ્ઞાનની આહૂતિઓથી, યજ્ઞ એણે આદર્યો.
નિઃસ્વાર્થસેવા આદરી, પરકાર્યને એ સારતો;
નિજ વિત્ત માનસ શક્તિનું પરકાજ તો એ ખરચતો.
'પરદુઃખે દુઃખ' મંત્રને એ, નિજ હૃદયમાં ધારતો;
પરવા નહિ નિજ સ્વજનની પણ કાર્ય પરનું સારતો.
સુકલ શરીરે શોભીતો ને, ઉચ્ચ આદર્શે ભર્યો;
નવ પ્રેરણાના મંત્ર એ, નિજ શિશુઓને અર્પતો,
સાત્વિકતા અવતાર એવા, પ્રત્યક્ષ મૂર્તિ યોગની;
ધન્ય હો તવ ધન્ય હો, ઓ સરજતા નવ ભાવિને.

ગિરિજાશંકર જયશંકર ભટ્ટ
હેડ ટ્રેનિંગ કોલેજ ફેલમેન, રાજકોટ.

# ઇનામ માટે વર્ગીકૃત યાદી

### ( તમામ પુસ્તકો મંજુર છે )

**ધોરણ સાતમું: (ગુજરાતી)**
**( ત્રીજું અંગ્રેજી )**

| | |
|---|---|
| ફુરસદ | ૦—૪—૬ |
| અખો | ૦—૪—૬ |
| બાળ વિહાર (૧) | ૦—૧૨—૦ |
| બાળ વિહાર (૨) | ૦—૬—૦ |
| જગતની ધર્મશાળામાં | ૦—૧૦—૦ |
| ગીતાંજલિ | ૧—૪—૦ |

**ધોરણ છઠ્ઠું: (બીજું અંગ્રેજી)**

| | |
|---|---|
| ટોલ્સ્ટોયની ૩ વાતો | ૦—૫—૦ |
| ભૂલભૂલામણી | ૦—૧—૦ |
| મેઘધનુષ | ૦—૪—૦ |
| મિઆઉં | ૦—૧—૦ |
| [illegible]સા કાકા | ૦—૫—૦ |
| [illegible]ધપૂડો | ૦—૧૨—૦ |

**ધોરણ પાંચમું: (પહેલું અંગ્રેજી)**

| | |
|---|---|
| ભીષ્મ | ૦—૪—૦ |
| સબરસ | ૦—૩—૦ |
| કીર્તિસ્તંભ | ૦—૪—૦ |
| પુસ્તકાલય | ૦—૨—૦ |
| જયબજરંગ | ૦—૬—૦ |
| બીરબલનો બન્ધુ | ૦—૮—૦ |
| ખરેખરી વાતો | ૦—૩—૦ |
| રશીદની પેટી | ૦—૪—૦ |

**ધોરણ ચોથું:**

| | |
|---|---|
| બંગાળી બિરબલ | ૦—૬—૦ |
| કચુંબર | ૦—૩—૦ |
| બાળ ગયરી | ૦—૩—૦ |
| મૂરખરાજ | ૦—૮—૦ |
| સવાકાની આપવીતી | ૦—૧—૦ |
| ખોટી ખોટી વાતો | ૦—૪—૦ |
| પ્રાણી પુરાણ ભાગ ૨ | ૦—૪—૦ |

**ધોરણ ત્રીજું:**

| | |
|---|---|
| બકુલ | ૦—૬—૦ |
| ધૂપસળી | ૦—૪—૦ |
| સારંગીવાળો | ૦—૨—૦ |
| મોતીના દાણા | ૦—૫—૦ |
| તોફાની ટીપુડો | ૦—૬—૦ |
| નીલમ | ૦—૬—૦ |
| સોનાકુમારી | ૦—૪—૦ |
| બરફીપુરી | ૦—૪—૦ |
| રિફ્રિટિફ્રિ | ૦—૪—૦ |
| જાદુઈ હાર | ૦—૪—૦ |

**ધોરણ બીજું:**

| | |
|---|---|
| કેરીના ભજીયાં | ૦—૩—૦ |
| નવનીત | ૦—૩—૦ |
| રમકડાંની દુકાન | ૦—૧—૦ |
| મોસાળની મોજ | ૦—૩—૬ |
| ગધેડાનું રાજ | ૦—૧—૦ |
| સિપાઈ દાદા | ૦—૨—૬ |
| મકનો મરતાનો | ૦—૧—૬ |

**ધોરણ પહેલું:**

| | |
|---|---|
| ચોપગાંની ચતુરાઈ | ૦—૪—૦ |
| નવનીત | ૦—૩—૦ |
| વાઘોનું વન | ૦—૪—૦ |
| હાથી ધમધમ ચાલે | ૦—૧—૦ |
| લાડ કાવ્યો | ૦—૪—૦ |
| એક હતો કુતરો | ૦—૪—૦ |
| પ્રાણીપુરાણ ભાગ ૧ | ૦—૩—૦ |

**ગાંડીવ :: ભાગાતળાવ, સુરત.**

બાળકો માટેના ગાંડીવ પખવાડિકનો નમૂનો મફત.

# ઇનામ માટે વર્ગીકૃત યાદી

( તમામ પુસ્તકો મંજુર છે )

**ધોરણ સાતમું:** (ગુજરાતી)
( ત્રીજું અંગ્રેજી )

પુરસદ ૦—૪—૬
અખો ૦—૪—૬
બાળ વિહાર (૧) ૦—૧૨—૦
બાળ વિહાર (૨) ૦—૬—૦
જગતની ધર્મશાળામાં ૦—૧૦—૦
ગીતાંજલિ ૧—૪—૦

**ધોરણ છઠ્ઠું:** (બીજું અંગ્રેજી)

ટોલ્સ્ટોયની ૩ વાર્તા ૦—૫—૦
ભૂલભૂલામણી ૦—૧—૦
મેઘધનુષ ૦—૪—૦
મિઆઉં ૦—૧—૦
ગલસા કાકા ૦—૫—૦
મધપૂડો ૦—૧૨—૦

**ધોરણ પાંચમું:** (પહેલું અંગ્રેજી)

ભીષ્મ ૦—૪—૦
સબરસ ૦—૩—૦
કીર્તિસ્તંભ ૦—૪—૦
પુસ્તકાલય ૦—૨—૦
જયબજરંગ ૦—૬—૦
બીરબલનો બન્ધુ ૦—૮—૦
ખરેખરી વાતો ૦—૩—૦
રશીદની પેટી ૦—૪—૦

**ધોરણ ચોથું:**

બંગાળી બિરબલ ૦—૬—૦
કચુંબર ૦—૩—૦
બાળ ડાયરી ૦—૩—૦
મૂરખરાજ ૦—૮—૦
સવાકાની આપવીતી ૦—૧—૦
ખોટી ખોટી વાતો ૦—૪—૦
પ્રાણી પુરાણ ભાગ ૨ ૦—૪—૦

**ધોરણ ત્રીજું:**

બકુલ ૦—૬—૦
ધૂપસળી ૦—૪—
સારંગીવાળો ૦—૨—
મોતીના દાણા ૦—૫—
તોફાની ટીપુડો ૦—૬—
નીલમ ૦—૬—
સોનાકુમારી ૦—૪—
બરફીપુરી ૦—૪—
રિક્રિટિક્રિ ૦—૪—
જાદુઈ હાર ૦—૪—

**ધોરણ બીજું:**

કેરીના ભજીયાં ૦—૩
નવનીત ૦—૩
રમકડાંની દુકાન ૦—૧
મોસાળની મોજ ૦—૩
ગધેડાનું રાજ ૦—૧
સિપાઈ દાદા ૦—૨
મટનો મસ્તાનો ૦—૧

**ધોરણ પહેલું:**

ચોપગાંની ચતુરાઈ ૦—૪—
નવનીત ૦—૩—
વાઘોનું વન ૦—૪—
હાથી ધમધમ ચાલે ૦—૧—
લાડ કાચ્યો ૦—૪
એક હતો કુતરો ૦—૪
પ્રાણીપુરાણ ભાગ ૧ ૦—૩

**ગાંડીવ :: ભાગાતળાવ, સુરત**

બાળકો માટેના ગાંડીવ પખવાડિકનો નમૂનો મફત.

પુસ્તક ૭૩ ] [ અંક ૧૦-૧૧

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## ઑક્ટોબર—નવેમ્બર સને ૧૯૩૪

"નવા જમાનામાં નવા સુધારા અને અંગતિમાંનું માણસની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપ-દાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થયેલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી; એમ. એ.
હેડમાસ્તર-પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



"ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ

## અનુક્રમણિકા

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૩ ] ઑક્ટોબર-નવેમ્બર ૧૯૩૪ [ અંક ૧૦-૧૧


## ગ્રામસુધારણાની યોજના

### કેળવણી

#### ગ્રામશાળા

**તેનું કર્તવ્ય.—**

(૧) કેળવણી દાખલ કરવી.

(૨) બુદ્ધિ, અવલોકનશક્તિ, વહેવારૂ બુદ્ધિ, ચારિત્ર્ય અને સારી ટેવો કેળવવી.

(૩) ગામડાની બહારના જગતનું તેમજ જગત અને ગામડા વચ્ચેના સંબંધ વિષેનું જ્ઞાન વધારવું.

ગ્રામજનો ( માતપિતા અને વાલીઓ ) જો શિક્ષકો સાથે સહકાર ન કરે તો એકલા શિક્ષકોથી આ કામ પાર પાડી શકાય નહિ; એટલા માટે નીચેની બાબતોની અગત્ય માબાપોને સમજાવવી જોઈએ:-

(૧) તેમનાં બાળકો શાળામાં દાખલ થવાં જોઈએ;

(૨) તેઓ નિયમિત રીતે અને વખતસર હાજર થવાં જોઈએ.

(૩) જો તેઓ સાતમું ધોરણ પુરૂં ન કરે તો ઓછામાં ઓછા ચોથા ધોરણ સુધીનો અભ્યાસ તેઓએ પુરો કરવો જોઈએ.

કેવળ બોલી બતાવવાથી માબાપોને સંતોષ નહિ થાય પણ પ્રત્યક્ષ

વસ્તુથી તેઓને વધારે ખાતરી થશે. કેળવણીથી તેમનાં બાળકો વધારે સારાં પુત્રપુત્રીઓ તરીકે નીવડે છે, તેઓ વધારે સારૂં કામ કરે છે અને તેમના ગામની આબાદી, આરોગ્ય અને શાંતિમાં તેમનાં બાળકો નિશાળે જતાં હોવાથી અને નિયમિત હાજરી આપવાથી સુધારો થાય છે એમ તેમને માલમ પડશે તો તેઓ શાળાને મદદ કરશે અને પોતાનાં બાળકોને શાળામાં રાખશે, તે એવા હેતુથી કે શાળા છોડયા પછી તેમનાં બાળકો તેમને વધારે ઉપયોગી થઈ પડશે.

એટલા માટે **પહેલી અગત્યની બાબત** એ છે કે કેળવણીથી તેમનાં બાળકો માટે શું શું કરવામાં આવે છે અને શું શું કરવામાં આવતું નથી એ માબાપોએ સમજવું જોઈએ.

કેળવણીથી તેમને સુરત ગ્રામજન બનાવવાનો યત્ન કરવામાં આવે છે; પછી ભલે તે કૃષિકાર, ધંધાદારી કે કારીગર હોય.

કેળવણીથી તેમને વ્યાયઉદ્યોગના કામને માટે નાલાયક નહિ બનાવવામાં આવે, પણ તેમની બુદ્ધિમાં વધારો કરવાથી અને તેમને વાંચતાં શીખવવાથી તેઓ તેમના કામમાં વધારે બુદ્ધિ વાપરશે એટલે કે તેઓ વધારે સારા કામ કરનારા થશે. ( યુરોપમાંથી મળી આવતા દાખલાથી આ બાબત સત્ય ઠરે છે.)

તેમને શિક્ષક, તલાટી કે સરકારી નોકર બનાવવા એવો કેળવણીદ્વારા યત્ન કરવામાં આવતો નથી.

**બીજી મુદ્દાની બાબત** એ છે કે શાળાએ પોતાનું કર્તવ્ય બરાબર બજાવવું જોઈએ, અને તેમ કરીને શાળાની અગત્યનો રોજનો પ્રત્યક્ષ દાખલો બેસાડવો જોઈએ એટલુંજ નહિ પણ તેનું મકાન, તેનો બોજો અને શાળામાં રહેનાર વ્યક્તિઓનાં ચારિત્ર્ય અને રીતભાત વગેરે ગામડાનાં લોકોને આદર્શરૂપ નીવડવા જોઈએ.

**મકાન**:-(અ) મકાનમાં બેસવાની તેમજ હવાઉજાસની પુરતી સગવડ હોવી જોઈએ અને ઇજનેરી તેમજ આરોગ્યની દૃષ્ટિએ તે બરાબર લાયક હોવું જોઈએ.

તળ મુંબઈ ઇલાકા માટે જમીનતળ મુરમનું અને સિંધની બાબતમાં ચાર ઇંચની કાંકરેટ ઉપર પાથરેલી તકતીઓનું ભોંયતળીઉં બનાવેલું હોવું જોઈએ.

(બ) વિદ્યાર્થી દીઠ ૧૦ ચો. ફુ. જમીન, એ હિસાબે જગાની સગવડ રાખવી જોઈએ અને વર્ગના ઓરડામાં પુરતું અજવાળું અને હવા આવવાં

જોઈએ; અને જગા ઓછા પ્રમાણમાં નહિ પણ ઉલટી વધારે પ્રમાણમાં હોવી જોઈએ.

(ક) તળ મુંબઈ ઇલાકામાં શાળાનું મકાન પૂર્વ–પશ્ચિમ બાજુએ આવે અને દક્ષિણે ૭ ફુટનો ઓટલો રાખવો; જ્યારે સિંધમાં પવનની જે દિશા હોય તે દિશા સામે શાળાનાં મકાન આવવાં જોઈએ અને આગળ તેમજ છેડાની બાજુઓમાં ૭ ફુટનો ઓટલો રાખવો જોઈએ, પણ કરાંચી અને નીચલા સિંધમાં પાછલા ભાગમાં ઓટલાની જરૂર નથી.

કરાની ભીંતોમાં બારણાં રાખવાં નહિ. આ ભીંતોમાં બારીઓ પણ ન જોઈએ, પણ જો રાખવી હોય તો લાકડાની ચીપોની બનાવેલી રાખવી. પણ ગ્લેઝડ—પ્રકાશથી અંજાઈ જવાય તેવી બારીઓ નહિ.

(ડ) છોકરા કે છોકરી જ્યાં બેસે ત્યાં સરળતાથી વાંચી શકે તેવી રીતે તે દરેક બાળક માટે પુરતું અજવાળું અંદર આવવું જોઈએ. આટલા માટે તેમજ તાજી હવા આવે અને સ્વચ્છતા જળવાય તેટલા માટે ઘણી અને મોટી મોટી બારીઓ ખાસ જરૂરની છે.

મુંબઈ ઈલાકો તળ

વર્ગના ઓરડામાં અજવાળું મોટે ભાગે ઉત્તર દિશા તરફથી આવવું જોઈએ.

ઉત્તરાદિ ભીંતોની બારીઓની જગા ભોયતળીઆની જગાના $\frac{1}{7}$ થી ઓછી હોવી જોઈએ નહિ; અને ઉત્તરાદિ તેમજ દક્ષિણાદિ ભીંતોની બારીઓની કુલ જગા જમીનતળની જગાના $\frac{1}{5}$ થી ઓછી હોવી જોઈએ નહિ.

સિંધ

વર્ગના ઓરડામાં ઉત્તરદિશા અથવા ઇશાન કોણમાંથી અજવાળું આવવું જોઈએ. પછીતની ભીંતની બારીની જગા જમીનતળની જગાના $\frac{1}{7}$ થી ઓછી હોવી જોઈએ નહિ, અને પછીતની અને આગળની ભીંતની બારીઓની કુલ જગા જમીનતળની જગાના $\frac{1}{5}$ થી ઓછી ન જોઈએ. આગળની ભીંતોની બારીઓ ગૌણ બાબત છે. તેવી બારીઓ ખાસ હવા માટે છે;

(ઇ) સ્થાનિક સત્તાની જાણ માટે સરકારે શાળાની મકાનબાંધણી માટે જે સૂચનાઓ પ્રગટ કરી છે તેમાથી આ સંબંધી વધારે હકીકત મળી શકશે.

શાળાનાં મકાનોની યોજના અને બાંધણીની બાબતમાં હવાઉજાસ તથા આરોગ્ય માટે કઈ કઈ બાબતો જરૂરી છે તેના સંબંધી સૂચનાઓ

સને ૧૯૨૫ના ઑગસ્ટની ૧૧ મી તારીખના ઠ. એ. ઇ. ડી. નં. ૨૩૫૪ થી મંજુર કરવામાં આવી છે. આ સૂચનાઓ સઘળી જિલ્લા લોકલબોર્ડો તથા મ્યુનિસિપાલિટીઓને મોકલવામાં આવી હતી, અને તે સૂચનાઓની પત્રિકાઓમાં ગ્રામસુધારણાની યોજનાઓ સંબંધી અગત્યની સૂચનાઓ પણ મળી આવશે.

પ્રાથમિક શાળાઓનાં મકાનો માટેની નમુનારૂપ યોજના સરકાર તરફથી મંજુર કરવામાં આવી હતી અને તેની નકલો સઘળી સ્થાનિક સત્તાઓને મોકલવામાં આવી હતી.

શાળાનાં મકાનો સસ્તી અને સાદી બાંધણીનાં થઈ શકે તેવી આ યોજનાઓ છે. કોઈપણ વ્યક્તિ અથવા મંડળ જેને ગ્રામસુધારણાની મકાનબાંધણીની યોજના મોકલવાની મરજી હશે તેને માટે તપાસવા માટે આ યોજનાઓ ખુલ્લી રહેશેજ.

જો બની શકે તો શાળાની આસપાસ બગીચો તથા રમતગમતનું મેદાન રાખી શકાય એવું કંપાઉન્ડ પણ જોઈએ. આ કારણને લીધે, શાંતિ તથા ચૂપકી જાળવી શકાય અને આરોગ્ય જળવાય તેટલા માટે ગામની બહાર અથવા તેને છેડે શાળાનું મકાન રાખવું એ પ્રશંસા જોગ છે.

દરેક શાળામાં એક બગીચો, રમતગમતનું મેદાન અને નીચેના ધોરણે જાજરૂઓ હોવાં જોઈએ :—

| | છોકરીઓ | છોકરાઓ |
|---|---|---|
| ૩૦ બાળકોથી ઓછા- | ૨ | ૧ |
| ૫૦ ,, ,, | ૩ | ૨ |
| ૭૦ ,, ,, | ૪ | ૨ |
| ૧૦૦ ,, ,, | ૫ | ૩ |
| ૧૫૦ ,, ,, | ૬ | ૩ |
| ૨૦૦ ,, ,, | ૮ | ૪ |
| ૩૦૦ ,, ,, | ૧૨ | ૫ |
| ૫૦૦ ,, ,, | ૨૦ | ૮ |

શિક્ષકો માટે અલાયદી ગોઠવણ કરવી જરૂરી છે. પાણી માટે પણ સગવડ કરવી જોઈએ. આદર્શરૂપ પણ અશક્ય નહિ એવી વ્યવસ્થા તો એ છે કે પીવા માટે પાણીની એક ઓરડી અને બે ધોવાના કામ માટેની ઓરડીઓ એક છોકરાઓ માટે અને એક છોકરીઓ માટે જોઈએ. જરૂર જણાય તો તેના ઉપર પતરાં ઢાંકવાં અથવા ઘાસ-પરાળનું ઢાંકણ કરવું.

શાળાના ફર્નિચરની બાબતમાં પાટલીઓની જરૂર રહેતી નથી. છતાં પાછળ પીઠવાળી ડ્યુઅલ પાટલીઓ પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણો માટે રાખવી એ ઈચ્છવા જોગ છે. સાદડીઓ અને નાની નીચી ડેસ્કો જુદી જુદી ઉંચાઈનાં બાળકોને બરાબર થઈ રહે તેવી જુદી જુદી ઉંચાઈની પાટલીઓ બધા વર્ગો માટે બસ થઈ પડશે. લાકડાની બેઠકો જ્યાં જ્યાં હોય ત્યાંથી ખસેડી લેવી જોઈએ, કારણ કે એની નીચે ધૂળ, જંતુ વગેરે એકઠાં થાય છે અને તેની વારંવાર મરામત કરાવવાની જરૂર રહે છે.

સ્વચ્છ રાખેલું અને વારંવાર મરામત કરાવેલું મકાન હોય તો તેમાં બાળકો અને ગ્રામજનો મગરૂબી લે છે અને જો એમ હોય તો પહેલેથીજ નીચેના સિદ્ધાંતો અમલમાં મૂકવા શક્ય બને છેઃ—

(૧) બાળકોનાં શરીર, કપડાંની અને મકાન અને તેના આંગણાની સ્વચ્છતા,

(૨) જાજરૂનો યોગ્ય ઉપયોગ—અને આ બાબતમા દરેક શાળામાં કચરો નાખવાનો એક ખાડો હોવો જોઈએ કે જેમાં સઘળો મેલ અને કચરો નાખી દેવાય,

(૩) રમત ગમત અથવા બગીચાના કામરૂપે નિયમિત કસરત.

આવી બાબતો માટે શિક્ષકો ખાસ આગ્રહ રાખે, પણ તેમનું કામ જો માબાપો નીચે પ્રમાણે તેમને મદદ કરે તો વધારે સરળ થાયઃ—

(૧) માબાપો તેમનાં બાળકોને શાળામા નિયમિત રીતે અને વખતસર મોકલે,

(૨) તેમને શરીરે ચોકખાં રાખી તેમજ સ્વચ્છ કપડાં પહેરાવી મોકલે,

(૩) તેમના બાળકને કોઈ ચેપી અથવા ઉડતો રોગ લાગુ પડ્યો છે એવી શિક્ષક જો માબાપને ખબર આપે તો તેઓ તેને દાકતર પાસે મોકલે,

(૪) શાળાની શિસ્ત, સ્વચ્છતા અને બાળકની ટેવ કેળવવાની બાબતોમાં તેઓ પુરતી મદદ આપે.

જો ગામડાનો શિક્ષક તેનું કામ કરે તો તેની પાસે બહુ કામ હોય છે અને તેની સત્તા અથવા લાગવગનો માબાપો અને વાલીઓ ઘણી વખત અનાદર કરે છે અને માબાપો તેના કામમાં મુશ્કેલીઓ વધારી મૂકે છે. દાખલા તરીકે, જો તે બાળકને શાળાના બગીચામાં કામ કરાવે છે તો તેને માથે આક્ષેપ મૂકવામાં આવે છે કે પોતે પોતાના લાભાર્થે કામ કરાવે છે; જો તે બાળકને શિક્ષા કરે છે તો તેમ કરી છોકરા દાર

માબાપની લાગણી દુઃખાવે છે એવો આરોપ મૂકવામાં આવે છે; જ્યારે તે સ્કાઉટની ટુકડીઓ ઉભી કરે છે અથવા જુનિઅર રેડક્રોસની શાખા ખોલે છે ત્યારે તેને તેમના તરફથી મદદ મળતી નથી; તેઓ એવું ધારે છે કે શિક્ષક તેમને ખેતરનાં કામ છોડાવી બીજા કામ માટે લઈ જાય છે જેનો હેતુ ગ્રામજનો સમજી શકતા નથી; અથવા તો આ જાતની પ્રવૃત્તિના સિદ્ધાંતો તેમની પરંપરાથી અથવા તો ચાલ્યા આવતા રીતરિવાજો વિરુદ્ધ છે.

ગામડામા તેનો મોભો ઘણા ઉંચા પ્રકારનો હોતો નથી. તે પોતે જાહેર મતથી વિરુદ્ધ જઈ શકતો નથી. એટલા માટે બીજા અધિકારીઓ તેમજ સુધારણાની દિશામાં કામ કરતા બીજા માણસો તરફથી તેને મદદ મળવી જોઈએ અને તેને માન પણ મળવું જોઈએ. જો આવી રીતે તેને ટેકો મળે તો સ્વચ્છતા, આરોગ્ય અને આખાએ ગામની વહેવારૂ બુદ્ધિ કેળવવા માટે તે પોતાની શાળાને આદર્શરૂપ બનાવી શકે અને તેમ કરવાથી કીમતી પ્રચારકામ કરી શકે.

વસુલાતાધિકારીઓ, પોલિસ ખાતાના અધિકારીઓ અને સુધારણાકામમાં કામ કરનારા માણસોએ એટલા માટે તેને બને તેટલી મદદ કરવી જોઈએ અને તેનો માનમરતબો સચવાય તે પણ જોવું જોઈએ. વળી તેઓએ તેને છોકરાઓની સ્કાઉટની ટુકડીઓ ઉભી કરવાની બાબતમાં તેમજ હિંદી રેડક્રોસ મંડળીઓ સ્થાપવાની બાબતમાં સલાહ આપવી જોઈએ અથવા તો જે જે ગામડામાં ભણેલાગણેલા માણસો હોય ત્યાં તેમને આવી પ્રવૃત્તિઓ સ્થાપવા માટે સમજાવવા એ વધારે સારૂં છે. પણ આવી હીલચાલો બધી એકદમ ઉપાડી ન લેવી એ સલાહભરેલું છે. જુનિઅર રેડક્રોસ અથવા તો છોકરાઓની સ્કાઉટની અથવા છોકરીઓની ગાઈડ હીલચાલ પણ પુરતી છે; તેથી તંદુરસ્તી અને સામાન્ય આરોગ્યની બાબતમાં શિક્ષકના હાથ મજબુત થશે. ગામડાનો શિક્ષક જાતે આવી જાતનું ઘણું પ્રચારકામ કરી શકે નહિ, પણ પોતાની શાળાદ્વારા તે આડકતરી રીતે ઘણું કરી શકે. ગામડાનાં માણસોને શાળાની અગત્ય અને તેના ઉદ્દેશ સમજાવવા, શિક્ષકો સાથે સહકાર કરવા તેમને ઉત્તેજન આપવું અને શિક્ષકોને વાસ્તવિક તેમજ નૈતિક એમ બંને પ્રકારની હરકોઈ મદદ આપવી એ સરકારી, સ્થાનિક સત્તાના અધિકારીઓ તેમજ સુધારણાના કામમાં ભાગ લેતા માણસોનું કામ છે.

# પરીક્ષાની નવીન પદ્ધતિ

## ૧. પરીક્ષા પદ્ધતિનો પ્રાચીન ઇતિહાસ

એક અથવા બીજી જાતની પરીક્ષાની રીતોનો ઉપયોગ વ્યવહારમાં સાધારણ રીતે જોવામાં આવે છે. પ્રાણીઓની દુનિયામાં સ્ત્રી મેળવવાને માટે બુદ્ધિ અથવા તો સહનશક્તિની સ્પર્ધા થતી જોવામાં આવે છે. વસંત ઋતુમાં મોરનું નૃત્ય, ઘણાં પંખીઓનું ગાન, સ્પર્ધા કરતા નરસમૂહનું મધમાખી પાછળનું ઉડ્ડયન, એ આવી પરીક્ષાનાં દૃષ્ટાન્તો છે. માણસ જાતમાં શરૂઆતની પરીક્ષાઓ શારીરિક હતી. પ્રાચીન કાળમાં ઐતિહાસિક વખતથી તે અત્યારસુધીમાં અનાર્યોની ઘણી જાતોનાં દુનિયાના ઘણા ભાગમાં છોકરાને ઘણી સખત કસોટીઓ અને નિર્દય તપાસણીમાંથી પાર ઉતર્યા પછીજ પોતાની જાતમાં અગ્રણી તરીકે ગણાવાનું માન મળી શકતું. તેની પરીક્ષા તંદુરસ્તી, બુદ્ધિ અને સહનશક્તિથી થતી. શરૂઆતમાં પરીક્ષાઓ મોઢે લેવાતી અને તે મોટે ભાગે ધર્મગુરુઓને હાથે થતી. આ **પરીક્ષાના** વિષયોમાં ધર્મના નિયમો અને ઐતિહાસિક દંતકથાઓનો સમાવેશ થતો. ગ્રીક અને હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસમાં આપણે જે પરીક્ષાઓ જોઈએ છીએ તેમની ઉત્પત્તિ આમાંથી થએલી છે. ખરી વાત એ છે કે માણસે પોતે કરેલા કામની નોંધ કાયમ રાખવાનાં સાધનો શોધી કાઢયાં તે પહેલાં તેનો જ્ઞાનભંડાર ઘણો આગળ વધી ગયો હતો. ભાષાલેખનની શરૂઆત ચિત્રોથી થઈ હતી. હજુ પણ નાનું બાળક ભાષાલેખનની શરૂઆત ચિત્રથી કરે છે. ચિત્રકારો ગુફાઓનો અંદરનો ભાગ ઘણી સુંદર રીતે શણગારવામાં પોતાની કળાની એક જાતની સ્પર્ધા કરે છે. હમણાં કલકત્તા અને મુંબઈના ચિત્રકારો વચ્ચે નવા દિલ્હી અને લંડનના ઇંડિઆ હાઉસના શણગારકામનું માન મેળવવા માટે જે હરિફાઇ ચાલે છે, તે આરંભકાળના મનુષ્યજીવનના સ્વભાવના અવશેષનું એક દૃષ્ટાંત છે.

જ્યારે માણસોએ ચિત્રોને બદલે ચિહ્નો વાપરીને પદાર્થો, વિચારો વગેરે દર્શાવવાની યોજના કરી, ત્યારે તેમાંથી લિખિત પરીક્ષાની પદ્ધતિની શરૂઆત થઈ. લિખિત પરીક્ષા દાખલ કરવાનું માન ચીનાઓને ઘટે છે. તેમની પરીક્ષાનો ઉદ્દેશ સરકારી નોકરીઓને માટે ચીનની ચંદ્રભાષાનું

ઉંચામાં ઉંચું જ્ઞાન તેમના યુવાનોમાં છે કે નહિ તે તપાસવાનો હતો. આ પદ્ધતિ આજસુધી ચાલુ રહી છે, અને તેમાં મહાભારત સ્મરણશક્તિની કસોટીનો સમાવેશ થએલો છે. આ કસોટીઓ ઘણા દિવસ સુધી ચાલતી, અને તેને માટે દરેક ઉમેદવારને એક સાંકડી ઓરડીમાં પુરાવું પડતું. ડૉક્ટર **મનરો** પોતાના " કેળવણીના ઇતિહાસ " નામના પુસ્તકમાં આનો તાદૃશ્ય ચિતાર આપતાં કહે છે કે " આ કસોટી દરમિઆન ઘણી વખત ઉમેદવારો બેહદ પરિશ્રમને લીધે મરી જતા."

હિંદુસ્તાનની માફક પશ્ચિમના દેશોમાં લિખિત પરીક્ષાની પદ્ધતિ ઘણીજ અર્વાચીન છે; કારણકે કેળવણી લેવાનો અધિકાર ઘણા થોડા માણસોને છે, એવી તે વખતની માન્યતા હતી. શિક્ષણને માટે હાલના જેવી શાળાઓ ન હતી, તેમ યુનિવર્સિટીઓ પણ ન હતી, પણ કોઈ વિદ્વાન પંડિત કે ગુરુને ત્યાં જ્ઞાનની કથા કે ચર્ચા થાય, અને તે દ્વારા જે જ્ઞાન મળે તે રાજ્યની નોકરી કે જાહેર ધંધાને માટે પૂરતું ગણાતું. પણ હવે કેળવણી અને જ્ઞાનના બહોળા પ્રચારને લીધે નોકરીઓને માટે હરિફાઈ વધી ગઈ છે, અને સંગીન જ્ઞાન ધરાવતા માણસોની ખાસ માગણી થતી જાય છે. તેને લીધે પરીક્ષાનું ચોક્કસ સ્વરૂપ રાખવાની શાળાઓ અને યુનિવર્સિટીની ફરજ વધતી જાય છે. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ ત્રણ વર્ગો જુદા પાડવા માટે લિખિત પરીક્ષાની જરૂરિઆત પરાપૂર્વથી સ્વીકારાઈ છે.

### ૨. બાળ સ્વભાવનું સ્વરૂપ:—

હવે આપણે પરીક્ષાનો વિષય ક્ષણભર દૂર રાખીને પરીક્ષા આપનાર બાળક અને પરીક્ષક વિષે વિચાર કરીએ અને બાળવિકાસનો ઇતિહાસ તપાસીએ. પ્રાચીન કાળમાં બાળક એ માણસનું નાનું સ્વરૂપ છે, એમ માનવામાં આવતું અને તેના તરફનું સૌનું વર્તન પણ તેવુંજ હતું. ખરી વાત તેમ નથી. બાળક એ નાનો માણસ નથી. બાળકની એક દિવસની અથવા એક કલાકની હીલચાલ તપાસનારને આ બાબત આપોઆપ સહજ સમજાય તેવી છે. બાળક કોઈ અપરિચિત ઓરડામાં દાખલ થાય છે, તો તરતજ પોતે કોઈ ચઢી શકાય તેવી ચીજ હોય તો તેના ઉપર ચઢવા માંડે છે. સોફા ઉપર ચઢવામાં જો કાંઈ મુશ્કેલી પડે છે, તો તે એક ડઝન વખત ઉપર નીચે જવાનાં ફાંફાં મારશે અને પછી જ્યારે તે તેના કામમાં ફતેહ મેળવશે, ત્યારેજ તે જંપશે. જો તેને આ ક્રિયામાં કંઈ

દરકાર હોય છે, તો તે ચીસો પાડે છે. ટેબલ ઉપર મૂકેલી તમામ વસ્તુઓ તે નીચે ઉતારી જમીન ઉપર ગોઠવશે, અને પછી તેને અસલ જગાએ મૂકી દેશે. તે કોઈ અત્યંત રસદાયક વિષયમાં રોકાઈ જાય નહિ, અથવા તો ઊંઘી જાય નહિ ત્યાંસુધી એક પળ પણ શાંત રીતે બેસી રહેશે નહિ. જો કોઈ માણસ એક તન્દુરસ્ત બાળકની માફક ઉપર પ્રમાણે વર્તે, તો આપણે તેને માણસ નહિ, પણ મૂર્ખ ગણીશું. તેજ પ્રમાણે જો કોઈ ઉગતો તન્દુરસ્ત છોકરો તે પ્રમાણે કરે, તો આપણે તેને માનસિક દુર્બળતાવાળોજ ગણીશું. આ પ્રમાણે જોતાં બાળક માણસનું નાનુ સ્વરૂપ નથી. તે તેનાથી ઘણી રીતે જુદું પડે છે. આ બાબત પ્રાચીન શિક્ષકો જાણતા નહોતા; કેમકે તેમનું ધ્યાન પોતાના શિષ્યો કરતા તેમના અભ્યાસની વસ્તુઓમાં વધારે પરોવાએલું રહેતું; પણ આગ્રહી, બાળકોનો પ્રેમી ને જન્મસિદ્ધ શિક્ષક **પેસ્ટેલોઝીએ** માણસોના મગજને નવી દિશામાં વાળ્યા અને તેના અનુયાયીઓએ પોતાનું દિલ બાળસ્વભાવના અભ્યાસ તરફ વાળ્યું, અને બાળકને પોતાના અભ્યાસનુ કેન્દ્રસ્થાન બનાવ્યું, અને તેના અભ્યાસ કરવાના વિષયોને ગૌણ સ્થાન આપ્યું. શિક્ષણના ઇતિહાસમાં આવો ફેરફાર વીસમી સદીની શરૂમાં થયો. ડૉક્ટર **બેલાર્ડના** શબ્દમાં કહીએ તો "પેસ્ટેલોઝીના વખતથી બાળસ્વભાવના અભ્યાસનો શિક્ષણશાસ્ત્રમાં સમાવેશ કરવામાં આવ્યો."

### ૩. બુદ્ધિની શાસ્ત્રીય પરીક્ષાનો નવીન ક્રમ :—

આ ફેરફાર જરૂરિઆતને લીધે થયો. દરેક શિક્ષક જાણે છે કે સાધારણ પરીક્ષાથી પરીક્ષાનો ખરો હેતુ સફળ થતો નથી. તે વડે બકરામાંથી ઘેટાં છૂટાં પાડી શકાતાં નથી. હોશિયાર છોકરા નાપાસ થાય છે, અને કેટલીક વખત મંદબુદ્ધિનાં બાળકો સફળ નીવડે છે, અને વધારે અગત્યની બાબત તો એ છે કે તેનાથી બાળકોને મળેલા જ્ઞાનની પરીક્ષા સંપૂર્ણ રીતે થતી નથી, તેમજ તેની શક્તિની પરીક્ષા પણ યથાયોગ્ય થતી નથી. પ્રખ્યાત ફ્રેન્ચ કેળવણીકાર બિનેટને આ ખામી સ્પષ્ટ રીતે સમજાઈ અને તેણે બાળકની જ્ઞાન મેળવાની શક્તિ તપાસવાને એક યોજના ઘડી કાઢી. સને ૧૯૦૮માં બુદ્ધિની ખીલવણીનો ક્રમ તેણે યોજી કાઢ્યો. તે કેળવણીના ક્ષેત્રમાં એક ઐતિહાસિક બનાવ ગણાય છે. આનાથી શાસ્ત્રીય માપ કાઢી શકાય છે, અને બાળકની સામાન્ય માનસિક શક્તિ આપણે જાણી શકીએ છીએ. આ યોજનામાં નીચેની બાબતોનો સમાવેશ કર્યો હતો :—

૧. દેશના જુદા જુદા ભાગોની ઘણી શાળાઓમાં હજારો વિદ્યાર્થીઓને તપાસીને એક એવું ધોરણ રચવું, કે જેનાથી બીજાં બાળકોની શક્તિઓનો અંદાજ કાઢી શકાય.
૨. જુદા જુદા વિષયોની પરીક્ષાના પ્રશ્નોના આંતરસ્વરૂપનું સામ્ય શોધી કાઢવું.
૩. "અકબરના ચારિત્ર્યની ચર્ચા કરો."
"નૈર્ઋત્યના મોસમી પવન વિષે તમે જે જાણતા હો તે લખો."
એવા નિબંધ સ્વરૂપના પ્રશ્નો રદ કરવા.
૪. જવાબ એક શબ્દથી અથવા તો કોઈ ચિહ્ન કરીને આપવો.
૫. આપણા હાલના રિવાજ પ્રમાણે એક કલાકના સવાલપત્રકમાં ચાર અથવા પાચ પ્રશ્નો પૂછીએ છીએ, તેને બદલે ઘણી મોટી સંખ્યામાં લગભગ બસેં જેટલા પ્રશ્નો પૂછવા.

એકજ જાતનો "માનસિક પરીક્ષાપત્રક" જુદી જુદી વયનાં બાળકોને માટે અમુક હદમાં રહીને વાપરી શકાય છે. હજારો બાળકોને તપાસીને કાળજીપૂર્વકના પ્રયોગોથી દરેક વયનાં બાળકો માટેનાં ધોરણો આ સંબંધમાં નક્કી કરી શકાય. જો કોઈ બાળક તેની ઉંમરને માટે નક્કી કરેલા પ્રશ્નોના જવાબ અમુક સંખ્યામાં સાચા આપે તો તેની બુદ્ધિનું માપ આંકી શકાય. બાળકની બુદ્ધિનું માપ કાઢવાને માટે તેની માનસિક શક્તિઓના પ્રમાણમાં ઉપલી યોજનાના ધોરણથી તેની જે ઉંમર આપી શકાય તેને ખરી ઉંમરના આંકડાથી ભાગી પછી તેને સોની સંખ્યાથી ગુણવી. દાખલા તરીકે, એક સાધારણ શક્તિના બાળકની ઉંમર ૭ છે, અને તેની માનસિક ઉંમર પણ ૭ છે, તો $\frac{૭×૧૦૦}{૭}$=૧૦૦ એ સંખ્યા તે બાળકની શક્તિના માપના ગુણ બતાવે છે. તેજ પ્રમાણે જો ૭ વર્ષની ઉંમરનું બાળક સામાન્ય રીતે ૯ વર્ષની ઉંમરના બાળક જેટલા જવાબ આપવાનું માની શકાય તેટલા જવાબ આપે તો $\frac{૯×૧૦૦}{૭}$=૧૨૮ તેની શક્તિનું માપ ગણી શકાય. એથી ઉલટું જો એ ૭ વર્ષની ઉંમરના સાધારણ બુદ્ધિના છોકરા, જેટલા સારા જવાબ આપી શકે તો તેની બુદ્ધિના માપના ગુણ $\frac{૬×૧૦૦}{૭}$ ૮૫ આવે.

આ પ્રમાણે આપણી પાસે બાળકની શક્તિ માપવાનો ક્રમ તૈયાર થયો છે. આ વસ્તુસ્થિતિ પહેલાં ન હતી. મધ્યકાળમાં હવામાન ગરમ છે કે ઠંડું છે તેની તકરારમાં બે માણસ ઉતરી પડે તો તેમની સમાધાની કરવા માટે ગરમીમાપક યંત્રનું સાધન ન હતું, તેવીજ રીતે લંબાઈ માપ-

થાનું જે વખતે ગજ કે વાર જેવું સાધન ન હતું, તે વખતે પગલાં કે હાથથી માપ લેવામાં આવતું; પરંતુ પ્રત્યેક માણસ દીઠ તે માપનાં સાધનોમાં નાનાં મોટાંનો ફેરફાર હોવાથી કોઈ પણ જાતનું ચોક્કસ માપ થઈ શકતું નહિ. તેજ પ્રમાણે માણસની કુદરતી માનસિક શક્તિનું માપ પણ માણસ જાતના પ્રારંભકાળમાં થઈ શકતું નહિ, અને જે માણસ હમણાં પણ એમ કહે કે હું પુરેપુરૂં માપ કાઢી શકું છું તે ખરેખર અવિચારી માણસ ગણી શકાય; કારણકે બુદ્ધિ એ ઘણી મુશ્કેલ અને વિલક્ષણ વસ્તુ છે, અને આપણાં માપનાં સાધનો મર્યાદિત અને અપૂર્ણ છે. ભરુચથી મો માઇલથી ઓછે અંતરે એક હોશિયાર અમેરિકન જુવાન સર્જન રહે છે. તેણે પોતાની જુવાની હિન્દુસ્તાનમાં ગુજારી છે. બીજા અમેરિકનો કરતા તેને જુદી રીતનું શિક્ષણ ઘણી સારી રીતે મળ્યું હતું, પણ જ્યારે તે અને તેના ભાઈ ઉંચી કેળવણી માટે અમેરિકા ગયા, ત્યારે ઉપર પ્રમાણેના માનસિક પરીક્ષાપત્રકોથી તેમની પરીક્ષા લેવામાં આવી. પરિણામે કૉલેજનાં શિક્ષણો માટે તેઓ નાલાયક ઠર્યા; તેમ છતાં તેઓ કૉલેજમાં દાખલ થયા, અને અંતે બેઉ પોતાનો અભ્યાસ પૂરો કરી ઝળકતી કારકીર્દિ સાથે બહાર પડ્યા. તેમાંનો એક હાલ હિન્દુસ્તાનમાં સર્જન છે, અને બીજો અમેરિકાની યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાનના પંડિત તરીકે કામ કરે છે. તેમના માનસિક પરીક્ષાપત્રકો અમેરિકાના વાતાવરણમાં ઉછરેલા વિદ્યાર્થીઓને અનુકૂળ હતા. આ દાખલા ઉપરથી આપણે હિન્દુસ્તાનના વિદ્યાર્થીઓને પાશ્ચાત્ય ધોરણથી તપાસતાં કેટલું સાવધ રહેવાનું છે તે સમજાય છે. એમ છતાં આ સંબંધમાં આપણા નિર્ણયમાં વખતોવખતની ભૂલો છતાં પણ આપણે આ વિષયમાં કંઈક સાચા રસ્તા ઉપર છીએ; કેમકે આપણે હવે વિદ્યાર્થીની સમજશક્તિનું માપ લઈ શકીએ છીએ, કેવળ કલ્પના કરતા નથી.

## ૪. વિદ્યાભ્યાસની શક્તિની પરીક્ષા :—

ઉપર પ્રમાણેનો બિનેટનો ક્રમ સને ૧૯૦૮માં બહાર પડ્યો, એટલે યુરોપ અને અમેરિકાના માનસશાસ્ત્રીઓએ પ્રયોગ કરવા માંડ્યો. સને ૧૯૧૪માં મહાન યુદ્ધ ફાટી નીકળ્યું, અને ૧૯૧૭માં અમેરિકા મિત્ર રાજ્યો સાથે જોડાયું—એક પ્રજાવાદી અને લશ્કરી ભાવનાથી અલગ પ્રજા નાના લશ્કરમાંથી પોતાના સામાન્ય શહેરીઓને ભેગા કરી મોટું સૈન્ય ઉભું કરવા તૈયાર થઈ. તેમની પાસે આ શહેરીઓને કેળવવાને અને તેમને લડાઈના મેદાનમાં લઈ જવાને પુરતા અમલદારો ક્યાં હતા? તેની પાસે આ કામ

કરવાને માટે વંશપરંપરાથી તાલીમ લીધેલા માણસોનો એક ખાસ વર્ગ ક્યાં તૈયાર હતો? થોડા વખતમાં તેના માનસશાસ્ત્રીઓએ ૨૧૨ માનસિક પરીક્ષાના સવાલપત્રકોનો સુપ્રસિદ્ધ ક્રમ ના (અડધા) કલાકમાં જવાબ આપવા માટે સામાન્ય બુદ્ધિ તપાસવાને યોજી કાઢ્યો. જે માણસોએ આ પરીક્ષામાં સૌથી વિશેષ ગુણ મેળવ્યા, તેમને સૌથી વધારે જવાબદારીની જગાઓ આપી. આમ બીજાઓને પણ ચઢઉતર જગાઓ આપી. આ પદ્ધતિ થોડાક અપવાદ સિવાય કાર્યસાધક નીવડી. આ પછી આ પદ્ધતિ સર્વમાન્ય થઈ ગઈ. આ પદ્ધતિ શિક્ષકોને ઉપયોગી છે; કેમકે તેનાથી બાળકોથી શું ન થઈ શકે તેનો ખ્યાલ આવે છે, એટલે બાળક અને શિક્ષકની નિરર્થક મહેનત બચે છે, અને સરકારનો ખોટો ખર્ચ બચે છે એટલુંજ નહિ, પણ તેનાથી બાળકો શું કરી શકશે તેનો આપણને ખ્યાલ આવે છે, અને તેથી તેને સાચી દિશામાં કેળવીને ઉપયોગી શહેરીઓ બનાવીએ છીએ; એમ છતાં બાળકના ભવિષ્યનો આધાર આવી કસોટીના પરિણામ ઉપર રહેવો જોઈએ નહિ. આ પરિણામને તેમણે પ્રાપ્ત કરેલા જ્ઞાનની સાથે ધ્યાનમાં લેવું જોઈએ, અને આ સંબંધમાં તેને બરાબર સારી રીતે ઓળખનાર તેના શિક્ષક અને તેના માબાપના અભિપ્રાય ઉપર પણ આધાર રાખવો જોઈએ.

હવે આપણે અંગ્રેજ અને અમેરિકન બાળકો માટે યોજેલા આવા માનસિક પરીક્ષાપત્રકોના કેટલાક નમુનાઓ જોઈએ.—

### ૫. માનસિક પરીક્ષાનાં પત્રકોના નમુનાઓ :—

૧ મા, બાપ, કાકી, બેન, ભત્રીજી, આમાંના ચાર એકજ જાતિના ઇસમો છે. તેમાં સૌથી જુદો પડતો શબ્દ લખો. (બાપ)

૨ એક ઉજાણીમાં રાયચંદે વિક્રમથી વધારે ખાધું, અને દયાળજીએ રાયચંદથી વધારે ખાધું. કોણે સૌથી ઓછું ખાધું? જ. વિક્રમે.

૩ શનિવારની પહેલાં કયો વાર આવે છે? આગલા શબ્દનો ફક્ત પહેલો અક્ષર લખો. જ. શુ.

૪ "ઊંઘતો" એ શબ્દથી ઉલટું શું? જાગતો.

૫ નીચેના શબ્દો કબરની એક તકતીમાં કોતરેલા છે તે ખરા કે ખોટા? "અહીંઆં જાનમહમદનું શબ દાટેલું છે, તે દરિયામાં ખોવાઈ ગયો હતો, અને ફરી જડ્યો નથી."

૬ મહાલક્ષ્મી જયા કરતાં મોટી છે, અને જયવતી કરતાં નાની છે, તો તેમાં સૌથી મોટું કોણ?

૭ જો તમારા પિતા બીડી પીતા ન હોય તો તેમને નીચે જણાવેલી ભેટ આપવાની વસ્તુઓમાંથી તમે કઈ પસંદ કરશો ?
ચુંગી, સાઇકલ, સિગારેટનો ડબ્બો.

૮ વખત–ઘડિયાળ–બતાવે છે. આ શબ્દોની યોગ્ય વાક્યરચના કરો, અને તેનો છેલ્લો શબ્દ લખો.

૯ નીચેના શબ્દોમાંથી જે વસ્તુ હંમેશાં શહેરોમાં જોવામાં આવે છે તે લખો.—
ગાડાંઓ, મોટરો, ઘોડાઓ, ઘરો, ધુમાડો.

૧૦ કઈ સંખ્યા ૧૫ પછી એક સંખ્યા છોડીને આવે છે ?

૧૧ નીચેની હારમાં પછીની સંખ્યા કઈ આવે ?
૧૫, ૨૦,..............?

૧૨ મૂકો, ઉપર, ચોકડી, કાગળ–આ શબ્દોને યોગ્ય વાક્યમાં ગોઠવો, અને તેનો અર્થ ક્રિયાથી સમજાવો.

૧૩ નીચેના મહીનાઓમાં કયા મહીનામાં સૌથી વધારે ઠંડી હોય છે ?
ઓક્ટોબર, જાન્યુઆરિ, માર્ચ, એપ્રિલ.

૧૪ કઈ ચીજ સૌથી મોટી છે ?.....દોરીનો કકડો, પાટીનો કકડો, રબરની પાટીનો કકડો. જો તમને લાગે કે તે બધા એક સરખા છે તો "એક સરખા" એમ લખો. જો તમે તેને જોયા વગર કહી ન શકો એમ હોય તો "૦" લખો.

૧૫ મારી માની છોકરીનો છોકરો મારો શું સગો થાય ?

૧૬ આ સલાહ સાચી છે કે ખોટી ? "શિઆળામાં બદામ હંમેશાં ઉકાળવાં જોઈએ.

૧૭ એક કુટુંબમાં ત્રણ ભાઈઓ છે, તેમાંના દરેકને એક બેન છે. તો તે કુટુંબમાં કેટલાં બાળકો છે ?

૧૮ નીચેની સંખ્યામાંથી વધારાનો સંખ્યાંક છેકી નાખો.—
૬, ૨, ૮, ૭, ૪, ૧૦.

૧૯ નીચેના જવાબોમાં ખરા નીચે લીટી દોરો.
જેમ હાથ સાથે આંગળી સંબંધ ધરાવે છે, તેમ અંગુઠા સાથે (ઘુંટી, કોણી ને પગ) સંબંધ ધરાવે છે.

૨૦ નીચેની સંખ્યાઓમાં જે સંખ્યા પછી બોલાય તે લખો.—
૧૭, ૧૫, ૧૩, ૧૧, ૯, ૭.

૨૧ નીચેના દરેકમાં ખરૂં અથવા ખોટું લખો.—
નદીઓ, પર્વતો ઉપર વહે છે, માણસો પૈસા માટે કામ કરે છે.
સૂર્ય સવારમાં આથમે છે.

૨૨ એક માણસને પોતાને ઘેરથી સ્ટેશને ચાલીને જતાં ૨૦ મિનિટ થાય છે, તેના છોકરાને પણ ૨૦ મિનિટ થાય છે, બેઉ જણા સાથે જાય તો કેટલો વખત લાગશે?

૨૩ નીચેના પ્રશ્નોના જવાબમાં જ્યાં "હા" અથવા "ના" છે ત્યાં જે ખરૂં હોય તેની નીચે લીટી દોરો.
"શું સિપાઈઓ છાવણીમાં રહે છે?" હા......ના.
શું સવારમાં દરરોજ વરસાદ પડે છે? હા......ના.
શું છોકરાઓના પોશાકો હંમેશાં આસમાની રંગના હોય છે? હા......ના.
શું ઘરો ઈંટોનાં બનાવેલાં હોય છે? હા......ના.

ઉપરના દરેક પ્રશ્ન માટે પંદર સેકન્ડ એટલે આખા સવાલપત્રકો માટે એકંદરે ૭ મિનિટ આપવામાં આવે છે. જે નાનાં બાળકો સમજીને વાંચી શકતાં નથી તેઓ માટે ચિત્રમય બુદ્ધિપરીક્ષાના પત્રકો આપવામાં આવે છે હવે આપણે આવા સવાલ પત્રકના વિષયની બાબત વિચારીએ. નવીન પદ્ધતિની પરીક્ષા બાળકોની બુદ્ધિનું માપ ઉપર પ્રમાણેના સવાલ પત્રકોથી આંકે છે.

## ૬. હાલની નવી પરીક્ષાપદ્ધતિ.—

હવે આપણે નૂતન પરીક્ષાપદ્ધતિની ચર્ચાનો વિષય હાથ ધરીએ. એ પદ્ધતિ બિનેટના ક્રમ પ્રમાણે તૈયાર કરેલા માનસિક પરીક્ષાનાં પત્રકોમાંથી જન્મ પામી છે. અમેરિકન લશ્કરના માનસિક પરીક્ષાનાં પત્રકો જાહેર પ્રજાને ઘણાં પસંદ પડયાં અને તેની વિદ્યાભ્યાસની પરીક્ષાનાં પ્રશ્નપત્રકો ઉપર ભારે અસર થઈ. હવે આપણે માસિક, ત્રિમાસિક કે સાપ્તાહિક પરીક્ષાઓ લઈએ છીએ તેનો હેતુ તપાસીએ અને દરેક પરીક્ષાપદ્ધતિથી કેળવણીનો હેતુ કેટલે દરજ્જે સફળ થાય છે તે આપણે વિચારીએ.

૧ આપણે વિદ્યાર્થીઓને શીખવેલું તે તેમણે કેટલું ગ્રહણ કરેલું છે, અને તે કેટલા પ્રમાણમાં પાછું વ્યકત કરી શકે છે તે જોઈએ છીએ.
૨ તેમને શિક્ષણ આપવામાં મદદ કરવાને તેમને વિચાર કરવામાં અને તેમના જ્ઞાનનો ઉપયોગ કરવામાં ઉત્તેજન આપવામાં.

૩ તેમને સમાલોચના કરવામાં અને પોતાનું જ્ઞાન બરાબર વ્યવસ્થિત ગોઠવવાનું ઉત્તેજન આપવામાં.

૪ ઉચ્ચશ્રેણીના જ્ઞાનને માટે અધિકારી વ્યક્તિઓને તારવવા માટે.

પરીક્ષાઓને એક દૂષણરૂપ ગણવામાં આવે છે. (अ) વારંવાર પરીક્ષા લેવી, (ब) પરીક્ષાનો 'હાઉ' ઉભો કરવો, (क) ઘણી કડક પરીક્ષાની પદ્ધતિ કે જેનાથી વિદ્યાર્થીઓનું વ્યક્તિત્વ કચરાઈ જાય, (ड) ગોખણપટ્ટી માટે ઊંઘ અને કસરતથી અલગ રહેવા કેટલાક વાલીઓ ઉત્તેજન આપે છે, (इ) ઘણા નાનાં બાળકો અને નબળાં મનવાળાં બાળકો તેમાં ખાસ કરીને નેવી છોકરીઓની પરીક્ષાઓ આ બધી બાબતો એક દૂષણરૂપ છે; પરંતુ બરાબર વ્યવસ્થાસરની નક્કી કરેલા સમયાન્તરે લેવાની પરીક્ષા અને તે પણ વિદ્યાર્થીની નિયમિત પ્રગતિને અનુસરીને હોય તો તે જરૂરી અને લાભદાયી છે. તેથી વિદ્યાર્થીઓને આનંદ થાય છે અને તેને માટે આશાભરી રાહ જોવાય છે. શિક્ષણશાસ્ત્રી ફિશર જણાવે છે કે મોટાની પરીક્ષાથી બુદ્ધિની ખીલવણીને સારું ઉત્તેજન મળે છે. બાળક હાજર જવાબી બને છે. લિખિત પરીક્ષાની પદ્ધતિથી મગજને તીવ્ર રહેવાની ટેવ ને આત્મશ્રદ્ધા શિખવાય છે. તેમા ચોકસાઈ અને સતેજ સ્મરણ-શક્તિની જરૂર પડે છે. ઉપરાંત તેને અંગે એકાગ્રતા અને વિચારોને મૂર્તિમાન કરવા અને ગોઠવવાની શક્તિઓની જરૂર પડે છે.

**બેગબી** લિખિત પરીક્ષાનું મૂલ્ય ઘણી સખત ભાષામાં આંકતાં કહે છે કે બાળકના જ્ઞાનની પરીક્ષા કરવી એ કંઈ પરીક્ષાનો અગત્યનો હેતુ નથી, પણ પોતાનું જ્ઞાન વ્યવસ્થિત કરવાનો પ્રસંગ આપવાનો તેનો સૌથી મોટો હેતુ છે. પરીક્ષાની પહેલા જ્ઞાનનો ઉપયોગ કરવામા એકાગ્રતાની ભારે કસોટી થાય છે. પરીક્ષાના ખાસ ગુણ, વિગતો અને સિદ્ધાંતોના મોટા સંગ્રહને એકત્રિત કરવા માટે મગજશક્તિને ભારે પ્રયત્ન કરવાની ફરજ પાડવાનો છે.

**૭. પરીક્ષાઓનો ઉપયોગ અને તેના પ્રકાર :—**

આપણે એમ કબુલ કરીએ કે પરીક્ષાઓ જરૂરની છે, અને તેમને કેળવણીના ઉપયોગી સાધન તરીકે વાપરી શકાય તેમ છે. હવે આપણે આ નવીન પરીક્ષાપદ્ધતિ કેટલે દરજ્જે ચઢિયાતી છે તે તથા નવા માન-સિક પરીક્ષાનાં પત્રકો તથા જુના જ્ઞાનપ્રાપ્તિની પરીક્ષાના પ્રશ્નપત્રોના તફાવત તપાસીએ.

૧. કોઈપણ બે અથવા ત્રણ કલાકના પ્રશ્નપત્રકથી વિદ્યાર્થીઓના લાંબા વખતના અભ્યાસની પુરેપુરી પરીક્ષા થઈ શકતી નથી; પણ જેમ જેમ પ્રશ્નોમાં વિષયોની વિવિધતા હોય છે તેમ તેના સમગ્ર જ્ઞાનનું અવલોકન કરવાનું સરળ થઈ પડે છે. દાખલા તરીકે—કેરીનો વેપારી પોતાનો માલ પસંદ કરવાને માટે ગમે તે પાંચ ૭ કેરીઓ ઉપલક તપાસશે નહિ, પરંતુ તે ગાડામાંની ઉપરથી, તળેથી અને ચારે તરફથી કેરીઓ લઈને તપાસી જુએ છે, અને તેથી કેરીના તમામ માલની યથાર્થ કિંમત આંકી શકે છે. ઘણા પ્રશ્નોને લીધે નવીન પરીક્ષાપદ્ધતિમાં જુની પરીક્ષાપદ્ધતિ કરતાં માલની વાનગી કાઢવાનું કામ વધારે સંગીન થાય છે, અને તેથી શિક્ષક વિદ્યાર્થીના કામને સારો ન્યાય આપી શકે છે. વિદ્યાર્થીની કોઈપણ ભાગની તૈયારી નિરર્થક જતી નથી; જો કે શિક્ષકો જાણે છે કે કોઈપણ સંગીન કામ એકંદરે નિરર્થક જતું નથી, તોપણ બાળકની દૃષ્ટિ વિશાળ હોતી નથી, અને જો પ્રશ્નપત્રક વ્યાપક ન હોય તો તે વધારે નિરાશ થાય છે; કારણ કે વિષયના કેટલાક ભાગો તેણે સારા અભ્યાસથી પોતાના કરી નાખ્યા હોય છે, અને કેટલાક ભાગો તેણે છોડી દીધા હોય છે, અને પરીક્ષક જો પ્રશ્નપત્રક વ્યાપક ન રાખે તો વિદ્યાર્થીએ છોડી દીધેલા ભાગમાંથી વિશેષ પ્રશ્નો આવી જાય અને તેણે સારી રીતે પાકા કરેલા ભાગમાંથી એકે પ્રશ્ન ન પુછાય, એમ ઘણી વખત બને છે. આ નવીન પરીક્ષાપદ્ધતિથી વિદ્યાર્થીનું કામ સરળ થાય છે, અને તે પોતાના વિષયની સમગ્ર તૈયારી કરે છે. ગોખણપટ્ટીને તેમાં સ્થાન રહેતું નથી, અને ભોમીઆનાં પુસ્તકો વાંચવાની જરૂર રહેતી નથી. છોકરો જાણે છે કે તેનું જ્ઞાન વિષયની વિવિધતા સાથે ચોક્કસ હોવું જોઈએ. તેને ખાત્રી હોય છે કે પોતાનું અજ્ઞાન માત્ર શબ્દજાળથી તે ઢાંકી દઈ શકવાનો નથી.

જ્ઞાનનાં જુદાં જુદાં પગથીઆં તપાસવા જુદા જુદા પ્રશ્નોની જરૂર નથી. મિસ્ટર રશ ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રનો એક જુની પદ્ધતિનો પ્રશ્ન નીચે પ્રમાણે આપે છે:—

" મોઢામાં કોળીઓ મૂક્યો, ત્યારથી તે આંતરડા વાટે નકામા પદાર્થો એટલે મળમૂત્રના રૂપમાં બહાર કાઢવામાં આવે, ત્યાંસુધીની ખોરાકની સંપૂર્ણ પાચનક્રિયા લખો." (૨૦)

મિ. રશ આ પ્રશ્નનો તમામ ઉત્તર લખી કાઢે છે, અને તેમાં અગત્યની ક્રિયા દર્શાવનારા શબ્દોની જગા ખાલી રાખે છે. આ ખાલી રાખેલી જગા વિદ્યાર્થી સમગ્ર લખાણ વાંચીને વિચારપૂર્વક પુરે છે. આ નવીન પદ્ધતિમાં વિદ્યાર્થીને ગુણ આપવાનું કામ જેટલું સરળ છે તેટલું પ્રશ્નપત્રક તૈયાર કરવાનું કામ સરળ નથી. કાળજીવાળો શિક્ષક પોતાના પાઠોની નોંધના હાંસીઆમાં અગત્યની બાબતો પરીક્ષાને માટે નોંધી રાખે છે, એટલે પરીક્ષા વખતે પ્રશ્નપત્રક તૈયાર કરવાનું કામ સરળ થાય છે.

૨. નિબંધના રૂપમાં જવાબ આપવાના પ્રશ્નો કાઢી નાખવાનો હેતુ કાંઈ નિબંધનો વિષય અભ્યાસક્રમમાંથી કાઢી નાખવાનો નથી. બીજા વિષયોમાં નિબંધના રૂપમાં જવાબ માગતો પ્રશ્ન તેના ગુણ નક્કી કરવામાં ઘણી અડચણ કરે છે. દાખલા તરીકે, "અકબરની આંતર રાષ્ટ્રીય રાજનીતિની ચર્ચા કરો." એવો પ્રશ્ન હોય તો તેના ગુણ નક્કી કરવામાં ઉમેદવારની ભાષા, વ્યાકરણ, જોડણી, અક્ષર, વિચાર, રચના અને ટુંકમાં બીજી એવી ઘણી બહારની બાબતો-થી પરીક્ષક દોરવાઈ જાય છે, અને પ્રશ્નના વિષયનું જ્ઞાન તપાસ-વાની મુદ્દાની બાબત તો આઘીજ રહી જાય છે. આમાં શિક્ષકનો દોષ નથી, કેમકે તેને એક સત્રની આખરે પરીક્ષાપત્રકોના થોક-થોક જુદા જુદા વિષયોમાં તપાસવાના હોય છે, અને જોકે તે ઘણો સાચા દિલનો હોય છે, તોપણ આવા પ્રશ્નોને બરાબર ઇન્સાફ આપવાનું કામ તેની શક્તિની બહારનું બની જાય છે. આના સંબંધ-માં હું એક રમુજી દાખલો આપીશ. એક ઇતિહાસના પ્રશ્નપત્ર-કના ઉત્તરો યુનિવર્સિટીના ૭ શિક્ષકોએ સને ૧૯૨૦માં તપાસ્યા હતા. આ પરીક્ષકોમાંના એકે પોતે પણ ઉત્તરો લખ્યા હતા, અને ગફલતચૂકથી બીજા પાંચ પરીક્ષકોએ તે જવાબોને વિદ્યાર્થીના જાણી ૪૦ થી ૮૦ ટકા સુધીના ગુણો આપ્યા હતા. પરીક્ષામાં ૬૦ ગુણથી ઓછા ગુણ મેળવનારને નાપાસ ગણવામાં આવતો હતો, એટલે આ વિદ્વાન પરીક્ષકને પણ તેના વિદ્વાન મિત્રોએ નાપાસ ગણ્યો હતો. જ્યારે તેમણે પોતાના જવાબપત્રકના ગુણ ૧૦૦ ટકા આંક્યા હતા. આ પ્રમાણે નિબંધરૂપે જવાબ આપવાનું પ્રશ્નપત્રક જ્ઞાનપ્રાપ્તિની ખરી પરીક્ષા કરવામાં પુરેપુરું ભરોસો રાખવા લાયક હોતું નથી. નવીન પરીક્ષાપદ્ધતિમાં મોટી ઉંમરના છોકરાઓ માટે નિબંધરૂપમાં જવાબ આપવાના એક બે પ્રશ્નો દરેક વિષયના

પ્રશ્નપત્રકમાં રાખવાની જરૂર સ્વીકારાઈ છે. આનાથી પરીક્ષાનો ઉપર જણાવેલો હેતુ કેટલેક અંશે પાર પડે છે; જોકે યથાર્થ ગુણ આપવાનું નક્કી કરવાનું કામ તો મુશ્કેલ છે.

૩. નિબંધરૂપમાં જવાબ આપવાના પ્રશ્નોને બદલે એક શબ્દ અથવા એક ચિહ્નથી જવાબ આપવાના પ્રશ્નો નવીન પદ્ધતિમાં પૂછવામાં આવે છે. આ જાતના પ્રશ્નોની બે પેટા જાતો છેઃ—

૧. સ્મરણ પ્રધાન ૨. ઓળખ પ્રધાન

પહેલી જાતમાં વિદ્યાર્થીએ કોઈપણ રીતની સૂચના અગર મદદ વિના શીખેલી પહેલી વિગતો સ્મરણમાં લાવવાની હોય છે. બીજી જાતમાં આપેલી ત્રણ ચાર બાબતોમાંથી ખરી બાબત પારખી કાઢવાની હોય છે.

સ્મરણપ્રધાન પ્રશ્નોની બીજી બે જાતો છેઃ—

૧. એક અથવા બે શબ્દોમાં જવાબ આપવાનો પ્રશ્ન.

ઉદાહરણ—પાણીપતના પહેલા યુદ્ધની તારીખ આપો.
કયા બે પક્ષ તેમાં લડયા હતા ?
દરેક પક્ષના નાયકનાં નામ આપો.

૨. વાક્યોમાં ખાલી રાખેલી જગાઓમાં શબ્દો પુરવા.
શ્વાસ લેવાનું કામ......કરે છે.

ઓળખવાની ક્રિયાના પ્રશ્નોની ઘણી જાતો છે, જેવી કે, આપેલું વાક્ય ખરું છે કે ખોટું તે દર્શાવવા માટે "ખરું", "ખોટું", "હા" કે "ના" અથવા તો બીજાં નક્કી કરેલાં ચિહ્નો મૂકવાં.

આવા પ્રશ્નપત્રોમાં અભ્યાસનો સમગ્ર વિષય ક્રમવાર સમાવી દેવો જોઈએ. સંયુક્ત ઉત્તરમાં કેટલાક ઉત્તરો સૂચવેલા હોય છે. તેમાંથી વિદ્યાર્થી આપેલા શબ્દોની નીચે લીટી અગર વર્તુળ દોરીને પસંદગી કરે છે.

ઉદાહરણ—(૧) ઘરની માખી. (પ્લેગ, ટાઢીઓ તાવ, ટાઈફોઈડ, શીતળા) ફેલાવે છે.
(૨) નીચેના શબ્દો રસાયણિક મિશ્ર પદાર્થોનાં નામો છે.
( હવા, પાણી, નાઈટ્રોજન, ખાંડ )
(૩) પોરીનસ એક રક્તવાહિની છે. તેની મારફતે શુદ્ધ લોહી વહે છે. હૃદયથી ફરતું લોહી / આસમાની લોહી

(૪) જુગલ (જોડકાં) પદ્ધતિના પ્રશ્નોમાં વિદ્યાર્થીઓને ઘણો આનંદ પડે છે. નીચેના પ્રશ્નોમાં વિદ્યાર્થીઓએ ખાલી જગામાં પાસેની નદી પર આવેલાં શહેરોનો સંખ્યાંક લખવાનો છેઃ—

સરળ પ્રશ્નોઃ—

૧ કાશી......... ( ) નર્મદા
૨ સુરત......... ( ) ગોદાવરી
૩ ભરુચ......... ( ) જેલમ
૪ શ્રીનગર.........( ) તાપી
૫ નાશિક......... ( ) કૃષ્ણા
( ) સરસ્વતી

વધારે કઠિન પ્રશ્નોઃ—

૧ કાળા એટલા ભૂતના સાળા નહિ.
૨ મધ હોય ત્યાં મધમાખ પણ બણબણે.
૩ ઝાઝા હાથ રળિઆમણા.

(अ) ખોટા મિત્રો આફત વખતે આપણો ત્યાગ કરે છે.
(ब) ઉજળું એટલું દૂધ નહિ.
(क) એક કરતાં બે ભલા.

ઉપરની કહેવતો અને તેને મળતાં વાક્યોનો સંખ્યાંક એક સાથે લખવાનો ઉપલો પ્રશ્ન છે.

સાદૃશ્ય પદ્ધતિના પ્રશ્નોઃ—

તેમાં સિદ્ધાંતો અને તેની વિગતો વચ્ચેના સંબંધના જ્ઞાનની પરીક્ષા હોય છે

ગુસ્સો...........લડાઈ........... ભય. (ક્રોધ, દ્વેષ, પલાયન)
વર્તુળ............પરિધ............દો (ચોરસ, ઘન)

નવી પદ્ધતિનાં પ્રશ્નપત્રકો તૈયાર કરવામાં નીચેના મુદ્દાપર ખાસ ધ્યાન આપવું જોઈએ.

૧ અભ્યાસના વિષયની કોઈ પણ બાબત છોડી દેવી જોઈએ નહિ.
૨ પ્રશ્નો સહેલા, મધ્યમસરના અને કઠિન એ ત્રણ જાતના હોવા જોઈએ.
૩ સૌથી સહેલા પ્રશ્નોથી શરૂ કરવું, કે જેથી ઉમેદવારમાં હિંમત પેદા થાય.
૪ પ્રશ્નમાં ગૂંચવાડો આવવા દેવો નહિ.
૫ એક પ્રશ્નમાં એકથી વધુ બાબત પૂછવી નહિ.

૬ એક જાતના પ્રશ્નો એકત્ર કરવા જોઈએ.
૭ પ્રશ્નો એવી રીતે ગોઠવવા જોઈએ કે સમગ્ર જ્ઞાનની સંકલિત પરીક્ષા થઈ શકે.
૮ જુદી જુદી જાતના પ્રશ્નો પૂછવા જોઈએ.
૯ ઉત્તર આપવાની પદ્ધતિના સંબંધમાં સૂચનાઓ ચોક્કસ આપવી જોઈએ.

આવા પ્રશ્નોના ઉત્તરની કુંચી તૈયાર કરી શકાય, અને તે પ્રમાણે બહુજ ઓછામાં ઓછી ભૂલ કર્યા વગર ગમે તે કોઈ માણસ તેના ગુણ આપી શકે. ડૉક્ટર બેલાર્ડ આ જવાબપત્રકો વિદ્યાર્થીઓ પાસેજ તપાસાવવામાં કેળવણીનું એક અમૂલ્ય અંગ છે, એમ માને છે. દરેક છોકરો પોતાનું જવાબપત્રક તપાસે તો વધારે સારૂં, એમ એ કહે છે. શિક્ષક ખરા જવાબ વાચી સંભળાવે છે, અને બાળકો તે પ્રમાણે ઉત્તરો તપાસે છે. બાળકો સામાન્ય રીતે ભરોસાપાત્ર હોય છે; પરંતુ તેમને તેવા થવાની શરૂઆતથી તાલીમ આપવી જોઈએ. જો શિક્ષકને જવાબો બરાબર તપાસાયા નથી એમ લાગે તો ફરી એક બીજી વાર બીજાં છોકરાંઓ પાસે તપાસાવવા. આ રીતે નૂતન પરીક્ષાપદ્ધતિથી પરીક્ષા થાય છે અને શિક્ષણ પણ મળે છે.

### ૮. નિબંધ તપાસવાની શાસ્ત્રીય પદ્ધતિ.—

અમેરિકન પ્રયોગશાસ્ત્રીઓએ અથાગ શ્રમ લઈને નિબંધ તપાસવાનો ક્રમ નક્કી કર્યો છે. નિબંધો એકજ વિષય ઉપર સંખ્યાબંધ લખાવવામાં આવ્યા હતા. અને તેમાંથી વિચારસંગ્રહ, શૈલી, વાક્યરચના, જોડણી વિરામચિહ્ન, વ્યાકરણ વગેરે બાબતો તપાસી ગુણ આપવામાં આવ્યા હતા.

પરીક્ષકોએ ત્યારપછી ઉપરની બાબતો ધ્યાનમાં લઈ કંઈક યથાર્થ ગુણ આપી શકાય એવી પદ્ધતિ યોજવાના માપનો ક્રમ ઘડી કાઢયો છે, એમ છતા પણ નિબંધના યથાર્થ ગુણ આપવાનું કામ પહેલાંના જેટલુંજ હજી વિકટ છે.

### હવે શું કરવું જોઈએ !

૯. નવીન પરીક્ષાપદ્ધતિ દાખલ થયાને ૪૦ વર્ષ થયાં છે. તોપણ હજુ બહુજ થોડી નિશાળોમાં તેની અસર જોવામાં આવે છે. સામાન્ય પ્રજાની માફક શિક્ષક ચીલામાં ચાલનારો અને રૂઢિને વળગી રહેનારો છે. એટલે નવા વિચારો એકદમ તે ગ્રહણ કરતો નથી. આ નવીન પદ્ધતિ ટ્રેનિંગ કૉલેજો અને ખાસ શાળાઓમાં દાખલ કરી તેનાં પરિણામો તપાસવાં જોઈએ. જોકે હવે એ પદ્ધતિ પ્રયોગની શ્રેણીમાંથી ઘણી આગળ

વધી ગઈ છે, અને તે શિક્ષક તેમ શિષ્ય એ બેઉને એકસરખી લાભદાયી અને સફળ યોજના થઈ છે; એટલે આપણે તેનો વધારે બહોળે હાથે લાભ લેવો જોઈએ.*

મિસ નિધામ
પ્રિન્સિપાલ, મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલ,
વડોદરા

## પ્રમાણના દાખલાઃ એકમ રીતિ અને ગુણક રીતિ

૪ ફ્રાનસના રૂ. પા। બેસે તો ૬ ફ્રાનસના રૂ. ૮। બેસે છે. એ ઉદાહરણમાં ૬ ફ્રાનસ ૪ ફ્રાનસ કરતાં દોઢગણાં છે. તેવીજ રીતે રૂ. ૮। એ રકમ રૂ. પા। કરતાં દોઢગણી છે. તે ઉદાહરણમાં ગમે તે ત્રણ પદ આપેલાં હોય તે ઉપરથી ચોથું પદ શોધી શકાય છે. ત્રણ પદ આપેલા હોવાથી તે જાતના દાખલાને ત્રિરાશિના દાખલા કહે છે.

ઉપરનું ઉદાહરણ નીચેની રીતે પૂછી શકાયઃ—

૧. ૪ ફ્રાનસના રૂ. પા। બેસે તો ૬ ફ્રાનસનું શું?
૨. ૪ ફ્રાનસના રૂ. પા। બેસે તો રૂ. ૮। ના કેટલાં ફ્રાનસ આવે?
૩. ૬ ફ્રાનસના રૂ. ૮। બેસે તો ૪ ફ્રાનસનું શું?
૪. ૬ ફ્રાનસના રૂ. ૮। બેસે તો રૂ. પા। નાં કેટલાં ફ્રાનસ આવે?

આ જાતના હિસાબ ગણવાની જુની રીત નીચે બતાવી છેઃ—

૧. ૪ ફ્રાનસ : ૬ ફ્રાનસ :: રૂ. પા। : જવાબ

$\therefore$ જવાબ = રૂ. પા। $\times \frac{૬}{૪}$ = રૂ. ૮।

૨. રૂ. પા। : રૂ. ૮। :: ૪ ફ્રાનસ : જવાબ

$\therefore$ જવાબ = ૪ ફ્રાનસ $\times \frac{૮।}{પા।}$ = $\frac{૩}{૪}$ ફ્રાનસ $\times$ ... = ૬ ફ્રાનસ.

એ પ્રમાણે ત્રીજો અને ચોથો દાખલો ગણી શકાય. તેમાં જે બે પગથીઆં લખેલાં છે તેમાં બાળકને કારણ સમજાવવામાં આવતું નથી અને તે પ્રમાણસરની વધઘટનો સિદ્ધાંત સમજ્યા વિના તે સિદ્ધાંત ઉપર આધાર રાખતા દાખલા ગણે છે; એટલે તેમાં ઘણાં બાળકો ભૂલો કરે છે, અને સાદી તથા વિશેષ સંખ્યાનો સમજપૂર્વક ઉપયોગ થતો નથી.

* ભરૂચ કેળવણી સોસાઈટી પ્રસંગે આપેલું ભાષણ. ગુજરાતી ભાષાંતર કર્તા નરહરિ કરુણારામ દેસાઈ.

આ કારણને લઈને યુરોપ અમેરિકામાંથી આ રીત દૂર થઈ છે અને તેનું સ્થાન એકમરીતિ અથવા ગુણકરીતિએ લીધું છે. આઠ દસ વર્ષથી આપણા દેશમાં પણ એકમરીતિ ચાલે છે અને ગુણકરીતિએ પણ ડોકીઉં કર્યું છે. એટલે એ રીતો આપણે સમજવી જોઈએ.

**દાખલો ૧ લો.** ૫ શેર ચહાની કિંમત રૂ. ૪-૧૦ આના પડે તો ૧૫ શેર ચહાની શી કીમત?

(૧) એકમ રીતિ:

૫ શેર ચહાની કિંમત = રૂ. ૪-૧૦ આ.

$\therefore$ ૧ શેર ચહાની કિંમત = $\frac{\text{રૂ. ૪-૧૦ આ.}}{\text{૫}}$

$\therefore$ ૧૫ શેર ચહાની કિંમત = $\frac{\text{રૂ. ૪-૧૦ આ.}}{\text{૫}} \times \text{૧૫}$ = રૂ. ૧૩-૧૪ આ.

(૨) ગુણક રીતિ:

૫ શેર ચહાની કિંમત = રૂ. ૪-૧૦ આ.

$\therefore$ ૧૫ શેર ચહાની કિંમત = રૂ. ૪-૧૦ આ. $\times \frac{\text{૧૫ શેર}}{\text{૫ શેર}}$ = રૂ. ૧૩-૧૪ આ.

ઉપર ઉપરથી જોતાં એમ લાગશે કે બંને રીતો એકજ છે. પહેલીનું વચલું પગથીઉં ઉડાડી મૂકીએ તો બીજી રીત બને છે. અંતિમ પગથીઉં બંને માટે એકજ છે, હોવું જોઈએ-ભૂલ થઈ હોય તોજ ન હોય.

પણ બંનેમાં એક ભેદ ખાસ છે. પહેલીમાં એકની કિંમતનો ખ્યાલ લક્ષમાં છે, બીજીમા ત્રણ ગણી વસ્તુનો એટલે ૧૫ શેર ચહા ૫ શેરથી ત્રણ ગણી છે તેનો ખ્યાલ લક્ષમાં છે.

આ બે રીતોમાંથી કઈ સ્વીકારવી જોઈએ તે સમજવા નીચેના બે દાખલા તપાસીએ:—

**દાખલો ૨ જો.** ૫ મણ બાજરીની કિંમત રૂ. ૭ાા છે તો ૭ મણની શી કિંમત?

**દાખલો ૩ જો.** ૫ મણ બાજરીની કિંમત રૂ. ૭-૧૩ આના બેસે તો ૨૦ મણનું શું બેસે?

ઉપરના બે દાખલામાં પહેલો દાખલો, ૫ મણની કિંમત રૂ. ૭ાા, માટે ૧ મણની કિંમત રૂ. ૧ાા, માટે ૭ મણની કિંમત રૂ. ૧૦ાા એ રીતે ગણીશું. પણ બીજો દાખલો, ૫ મણથી ૨૦ મણ ચાર ગણા છે, માટે કિંમત ચાર ગણી થાય, એટલે જવાબ રૂ. ૩૧-૪ આના આવે એમ ગણવું-જ ઠીક પડશે.

એકંદર જોતાં એકમરીતિ સારી છે, પણ ગુણકરીતિ તેથી પણ વધારે સારી છે. તે જુની ત્રિરાશિની રીતને મળતી છે અને તેમાં એકમરીતિની સરળતા છે-તેની માફક સમજી શકાય તેવી છે. વળી તે ઉપરાંત વધઘટનું સમપ્રમાણ છે કે વ્યસ્ત, તે દાખલો ગણતી વખતે વિચારવાની જરૂર રહેતી નથી. એ વાત નીચેના દાખલાથી સ્પષ્ટ થશેઃ—

ગુણકરીતિમાં બે પગથીઆં છેઃ

(૧) જવાબની રકમ મૂકવી.

(૨) પછી બાકીની બે રકમોના બે અપૂર્ણાંકમાંથી એક વડે ગુણવા એમ લખવું. તેમાંથી જવાબ વધારે આવવાનો છે કે ઓછો એ પ્રશ્નના ઉત્તર અનુસાર અપૂર્ણાંકની પસંદગી કરવી.

**દાખલો ૪ થો.** ૧૨ માણસો રૂ. ૨૦ કમાયા હોય તો તેમાંના ૭ માણસોને ભાગે શું આવે?

૧ લું પગથીઉંઃ રૂ. ૨૦, જવાબ રૂપીઆ માગ્યા છે.

૨ જું પગથીઉં: તે રકમને $\frac{\text{૭ માણસો}}{\text{૧૨ માણસો}}$ અથવા $\frac{\text{૧૨ માણસો}}{\text{૭ માણસો}}$ વડે

એટલે $\frac{૭}{૧૨}$ અથવા $\frac{૧૨}{૭}$ વડે ગુણવા જોઈએ. જવાબમા રકમ ઓછી આવે,

∴ જવાબ = રૂ. ૨૦ × $\frac{૭}{૧૨}$ = રૂ. $\frac{૩૫}{૩}$ = રૂ. ૧૧–૧૦–૮ પાઈ.

**દાખલો ૫ મો.** ૧૩ ઘડિઆળની કીમત રૂ. ૧૨૩–૮ આના બેસે તો રૂ. ૭૬ ની કેટલી ઘડિઆળ આવે?

૧ લું પગથીઉં: ૧૩ ઘડિઆળ

૨ જું પગથીઉં: ૧૩ ઘડિઆળ × $\frac{\text{રૂ. ૧૨૩–૮ આ.}}{\text{રૂ. ૭૬}}$ કે $\frac{\text{રૂ. ૭૬}}{\text{રૂ. ૧૨૩–૮ આ.}}$

જવાબ ૧૩ ઘડિઆળથી ઓછો આવશે કારણકે કિંમત (રૂ. ૭૬) ઓછી છે.

∴ જવાબ = ૧૩ ઘડિઆળ × $\frac{૭૬}{૧૨૩\frac{૧}{૨}}$ = ૧૩ ઘડિઆળ × ૭૬ × $\frac{૨}{૨૪૭}$ = ૮

૮ ઘડિઆળ જવાબ.

**દાખલો ૬ ઠ્ઠો.** ૧૨ માણસો એક કામ ૧૪ દિવસમાં પુરૂં કરે, તો ૨૧ માણસને તે કામ કરતાં કેટલા દિવસ લાગશે?

જવાબમાં દિવસ માગ્યા છે.

∴ જવાબ = ૧૪ દિવસ × $\frac{\text{૧૨ માણસો}}{\text{૨૧ માણસો}}$ કે $\frac{\text{૨૧ માણસો}}{\text{૧૨ માણસો}}$

૧૨ માણસ કરતાં ૨૧ માણસો વધારે કામ કરે એટલે તેમને ઓછા દિવસ લાગે.

∴ જવાબ = ૧૪ દિવસ × $\frac{૧૨}{૨૧}$ = ૮ દિવસ.

**દાખલો ૭ મો.** ૧૨ માણસો ૩૬ એકરની વાવણી ૫ દિવસમાં કરે, તો ૪૮ એકરની વાવણીનું કામ ૮ દિવસમાં કરવાને કેટલા માણસો જોઈએ ?

જવાબમા માણસોની સંખ્યા માગી છે.

∴ જવાબ = ૧૨ માણસો × $\frac{૩૬}{૪૮}$ કે $\frac{૪૮}{૩૬}$ ( ૩૬ ને બદલે ૪૮ એકરની વાવણી કરવાને માટે ) × $\frac{૮}{૫}$ કે $\frac{૫}{૮}$ (૫ ને બદલે ૮ દિવસ કામ કરવાનું છે તેથી ).

પહેલી બાબતમા માણસ વધારે જોઈએ કારણકે કામ વધારે કરવાનું છે, ∴ ગુણક = $\frac{૪૮}{૩૬}$.

બીજી બાબતમા કામ કરવામાં વધારે દિવસ મળે છે, માટે માણસ ઓછાં જોઈએ એટલે ગુણક = $\frac{૫}{૮}$.

∴ જવાબ = ૧૨ માણસો × $\frac{૪૮}{૩૬}$ × $\frac{૫}{૮}$ = ૧૦ માણસો.

પહેલો અને ત્રીજો દાખલો ઉપર ગણ્યો તેવા ઘણા દાખલા ગણાવી બાળકોને ગુણક રીતિ સાધ્ય કરાવવી જોઈએ. તેમ ન કરવામાં આવે તો રીતના ફેરફારનો હેતુ સફળ થતો નથી. વિદ્યાર્થી સમજીને નિયમ શોધે અને તે નિયમનો ઉપયોગ કરી પોતાના કામમાં ઝડપ મેળવે એ રીતે કામ લેવાનું છે.

ઉપર આપણે ગણાના સંબંધની વાત કરી એ સંબંધ દર્શાવનાર અંકને ગુણોત્તર કહે છે. આગળ વધતાં ક્રમે ક્રમે બાળકોને ગુણોત્તરનો ખ્યાલ આપી શકાય. એકજ જાતની બે રકમોમાંથી એક બીજીથી કેટલા ગણી છે અથવા એક બીજીનો કેટલામો ભાગ છે તે બતાવનાર અંકને ગુણોત્તર કહે છે. ૧૦ રૂપીઆ અને ૫ રૂપીઆનું ગુણોત્તર = $\frac{\text{રૂ. ૧૦}}{\text{રૂ. ૫}}$ = $\frac{૧૦}{૫}$ = ૨ ૫ રૂપીઆ અને ૧૦ રૂપીઆનું ગુણોત્તર = $\frac{\text{રૂ. ૫}}{\text{રૂ. ૧૦}}$ = $\frac{૫}{૧૦}$ = $\frac{૧}{૨}$. ૫ આના અને રૂ.૧ નું ગુણોત્તર = $\frac{\text{૫ આના}}{\text{રૂ. ૧}}$ = $\frac{\text{૫ આના}}{\text{૧૬ આના}}$ = $\frac{૫}{૧૬}$ = $\frac{૧}{૪}$. પણ ૨૦ આના અને ૪ એ બેનું ગુણોત્તર ન હોય, કારણ કે પહેલી વિશેષ સંખ્યા છે અને બીજી સાદી સંખ્યા છે. ૫ વાર અને રૂપીઆ ૨ નું પણ ગુણોત્તર ન હોય, કારણ કે બંને જુદી જાતની સંખ્યા છે.

ગુણોત્તર એ સાદી સંખ્યા છે. એટલે $\frac{\text{૩ માણસો}}{\text{૫ માણસો}} = \frac{\text{૩ રૂપીઆ}}{\text{૫ રૂપીઆ}} = \frac{\text{૩ મણ}}{\text{૫ મણ}} = \frac{\text{૩ વાર}}{\text{૫ વાર}} = \frac{૩}{૫}$. જુદાં પરિમાણ હોવા છતાં દરેક ગુણોત્તર=$\frac{૩}{૫}$. ÷, –, : એ ચિહ્નોનો અર્થ ભાગ્યા એવો છે. એટલે ૩÷૫ = $\frac{૩}{૫}$ = ૩ : ૫. બરાબરના (=) ચિહ્નની લીટીઓના છેડાનાં ટપકાં (: :) એ પણ બરાબરનું ચિહ્ન છે.

ઉપર લખ્યું તે ઉપરથી સમજાશે કે જુની ત્રિરાશિની રીત, એકમ રીતિ તેમજ ગુણકરીતિની પાછળ એકજ સિદ્ધાંત, પ્રમાણનો સિદ્ધાંત રહેલો છે. એટલે ત્રિરાશિની રીત આપણે બદલીશું પણ તેની પાછળ રહેલો પ્રમાણનો સિદ્ધાંત તો અમર રહેવાનો. રૂ. ૪ : રૂ. ૫ : : શેર ૧૨ : શેર ૧૫ એ રૂપ જાય પણ તેમાં રહેલા સિદ્ધાંત અને નિયમો રહેવાના.

સમપ્રમાણમાં કે વ્યસ્ત પ્રમાણમા જ્યાં વધઘટ એક સરખી ન હોય, ત્યાં ઉપરની એક પણ રીત કામમાં નહિ આવે તે નીચેનાં ઉદાહરણ ઉપરથી માલમ પડશે :—

૧. ચાર વરસના છોકરાની ઉંચાઈ ૨ ફુટ હોય તો ૨૦ વરસની ઉંમરે તેની ઉંચાઈ કેટલી થશે ?
૨. એક બંદુક એક મિનિટમાં બે માઈલ ગોળો ફેંકે તો ૧૦ માઈલ ગોળો ફેંકતાં તેને કેટલો વખત લાગશે ?
૩. ૬ માણસોને જમતાં $\frac{૧}{૨}$ કલાક લાગે તો એક માણસને જમતાં કેટલો વખત લાગે ? ૩૦ માણસને જમતા કેટલો વખત લાગે ?
૪. ચાર ઈંચ બાજુના ચોરસનું ક્ષેત્રફળ ૧૬ ચો. ઇ થાય તો પાંચ ઇંચ બાજુના ચોરસનું ક્ષેત્રફળ કેટલું થશે ?
૫. પાશેર ચોખા ચઢતાં ૨૦ મિનિટ લાગે તો અચ્છેર ચોખા ચઢતાં કેટલો વખત લાગશે ?
૬. એક કુતરૂં ભસ્યા કરે તો ૧૦ માણસની ઉંઘ બગડે તો પાંચ કુતરાં ભસે તો કેટલાંની ઉંઘ બગાડે ?
૭. ત્રણ તારના થાંભલાની વચ્ચેનું અંતર ૨ ફર્લાંગ હોય તો ૭ તારના થાંભલા વચ્ચે કેટલું અંતર થાય ?

આ ઉદાહરણોમાં ત્રિરાશિ, એકમરીતિ કે ગુણકરીતિ એ ત્રણમાંથી એક પણ નહિ ચાલે. એટલે સમ પ્રમાણમા કે વ્યસ્ત પ્રમાણમાં વધઘટ એક સરખી થાય છે કે નહિ, તે જાણ્યા પછી આ રીતોમાંથી એકનો ઉપયોગ થઈ શકે. આ બાબત પણ બાળકના મન ઉપર ઠસાવવી જોઇએ.

એકમરીતિ, ગુણકરીતિ એવાં નવાં નામ તરફ ઘણાંએ પોતાનો અણગમો જાહેર કર્યો છે અને હજુ જાહેર કર્યા જાય છે. પણ અનુભવ ઉપરથી માલમ પડયું છે કે જેઓ આ પ્રમાણે કહે છે તેમાંનાં ઘણાં નથી ચોક્કસ સમજ્યાં ત્રિરાશિ, કે તેમને નથી ચોક્કસ આવડતી એકમ અથવા ગુણક રીતિ. એટલે પ્રમાણના સિદ્ધાંત સાથે એકમરીતિ તેમજ ગુણકરીતિની શિક્ષક પુરેપુરી સમજ મેળવી લે, અને તેને કેવી રીતે શીખવવી તે જાણી લે તો તેનું પરિણામ ઘણું સારૂં આવે. ગુણકરીતિ શીખવવી કે એકમરીતિ શીખવવી તેમાં બાળક સમજી શકશે કે નહિ એ સવાલ નથી. પણ વધઘટ સમ પ્રમાણમાં થાય છે કે વ્યસ્ત પ્રમાણમાં અથવા વધઘટ કયા નિયમ અથવા નિયમોને અનુસરે છે તેની પુરેપુરી સમજ શિક્ષકને હોવી જોઈએ તે છે કે નહિ એ અગત્યનો સવાલ છે.

પી. આર. ટ્રેનિંગ કોલેજ,
અમદાવાદ. } ચંદુલાલ કેશવલાલ અમીન

## બાળકોને બચાવો.

રખડુ બાળક વિષે આપણે બહુ ઓછો વિચાર કર્યો છે. કેટલાએ અનાશ્રિત, અનાથ બાળકો, યોગ્ય રક્ષણના અભાવે કુમળી વયે મવાલીઓના હાથમાં જઈ પડે છે, અને વંઠી જઈ, પોતાના જીવનને બરબાદ કરી મૂકે છે. આવાં બાળકો માટે આપણા ઇલાકામાં કેવી વ્યવસ્થા છે તે જણાવવાનો આ લેખનો હેતુ છે. એક મુંબઈમાં આવાં રખડુ બાળકોની સંખ્યા કેટલી છે તે ઉમરખાડીની સંસ્થાનો રિપોર્ટ વાંચવાથી માલમ પડશે. છેલ્લાં ચાર વર્ષોથી દર વર્ષે તે અનાથાલયમાં ૭૦૦–૮૦૦ બાળકો દાખલ થાય છે. આ ક્ષેત્રમાં કામ કરનારાઓ કહે છે કે આ તો 'પારેશમાં પહેલી પૂણી' છે. આવાં તો અનેક સેંકડો બાળકો રખડે છે; તે બધાંનો પત્તો પણ મળી શકતો નથી.

ઇલાકામાં ચારેક આવી સંસ્થાઓ છે. પહેલાં, ઉમરખાડીની સંસ્થા જોઈએ. બાળકો અને બાળિકાઓને અહીં આશ્રય આપવામાં આવે છે. બાર વર્ષથી નાની ઉમરના છોકરાઓ માટે એક શાળા પણ છે. મિસ ડેવિસની દેખરેખ નીચે આ સંસ્થા ચાલે છે. જે. જે. હરિપટાલની નજીકમાં જુની જેલના મકાનમાં આ સંસ્થા આવેલી છે. આગળ એક સુંદર બાગ છે, રમવા માટે મેદાન છે, બાગમાં કેળનાં ઝાડ તથા ફૂલના કયારા દેખાય

છે. નાણાના અભાવે, મકાન પુરતાં નથી; તોપણ બની શકે તેટલી સગવડ તો અંદર કરવામાં આવી છે. આસરે એંસી છોકરાઓ તથા સાડેક છોકરીઓ માટે રહેવાની સગવડ છે. નિશાળમાં સીત્તેર એંસી છોકરાઓની સંખ્યા કાયમ હોય છે. ઉમરખાડીમાંનાં બાળકો ઘણુંખરું ઉત્તર હિન્દુસ્તાનમાંથી આવેલાં હોય છે. મુંબઈની શેરીઓમાંથી ભટકતાં અમુકને પોલીસ અહીં પકડી લાવેલ હોય છે; તેમજ કેટલાંક 'ગુન્હેગાર' હોય છે. તેઓને તપાસ માટે અહીં મોકલવામાં આવે છે. અહીં દર શનિવારે બાળકો માટેની કોર્ટ બેસે છે.

છોકરીઓ માટે રહેવાની અલાયદી વ્યવસ્થા છે. હિન્દી બ્હેનની દેખરેખ નીચે તેઓને મૂકવામાં આવેલ છે. એક નર્સ પણ ત્યાં છે. તેની ફરજ તે બાળિકાઓની તંદુરસ્તી પરત્વે ધ્યાન આપવાની છે. અનીતિના ખાડામાંથી ઉગારી લેવામાં આવેલ છોકરીઓને અહીં ઉમરખાડીમાં મોકલવામાં આવે છે. કેટલીક છોકરીઓ બહુ તોફાની તથા હઠીલી પણ હોય છે. અમુકમાં બુદ્ધિજ હોતી નથી. આપણે ત્યાં એવાં બાળકો માટે વ્યવસ્થાજ નથી. બંગાળામાં એકાદ સંસ્થા હમણા નીકળી છે. ઉમરખાડીમાં નિર્દોષ બાળ-સ્વભાવ વિકૃત રૂપમાં દેખાય છે, અને ત્યાંના કાર્યકર્તાઓની કઠણ ફરજ છે કે તેને મૂળ સ્વરૂપમાં ફરીથી લાવવો.

ક્રીડાંગણ આગળ પતરાંનું એક છાપરૂં છે. ત્યાં બાળકો જમવા બેસે છે. ભોજનમાં રોટલી, દાળ, ભાત અને શાક હોય છે. માંદાઓ માટે દૂધ હોય છે. હિન્દુ, મુસલમાન, ક્રિશ્ચિયન વગેરે કોમોનાં બાળકો અહીં આવે છે. આ બાળકોની મોટી સંખ્યા અકથ્ય ચેપી રોગોથી દૂષિત હોય છે. કોઈ અનાથ હોય છે; તો કોઈને ચોરી, દાણચોરી, તોફાન, જુગાર તથા જાતીય દોષો માટે ઉમરખાડીમાં લાવવામાં આવેલ હોય છે. અહીં કેટલાંક બાળકોને ડેવિડ સાસુન રેફર્મેટરી સ્કૂલમા મોકલવામાં આવે છે. ઉમરખાડીમાં પણ બાળકો માટે દૈનિક સમયપત્રક હોય છે. તેઓને હંમેશાં કામમાં ગુંથાએલાં રાખવામાં આવે છે. ડ્રિલ, રમતો, કાગળની ટોપલીઓ બનાવવી, કાંતવું, ગાવું, બાગકામ, સ્વચ્છતા, લુગડાં ધોવાં વગેરે કાર્યોમાં તેઓ પરોવાએલ રહે છે. આ ઉપરાંત અલાયદી એક નિશાળ પણ છે. ત્યાં નિયમિત પાઠો ઉપરાંત સુથારીકામ, બોર્ડ ચીતરવાનું કામ, ડ્રોઈંગ, પોલીસ કામ, વગેરે શીખવવામાં આવે છે. લૉર્ડ બ્રેબર્ને એક ઝુલો ભેટ આપ્યો છે. હમણાં કોઈ ઉદાર ગૃહસ્થે નિશાળને વાયરલેસ સૅટ અને ગ્રામોફોન ભેટ આપ્યાં છે. બાળકોને તેથી બહુ આનંદ આવે છે. કોઈકોઈ વખતે

છોકરાંઓને બહાર પર્યટન પર લઈ જવામાં આવે છે. સિનેમા જોવા પણ તેઓ જાય છે.

ઉમરખાડીમાં સારું કાર્ય થઈ રહ્યું છે. તેને સ્વયંસેવકોની જરૂર છે. આપણે મિશનરીઓ જોઈએ છીએ. કેળવણીને જીવન કર્યું હોય તેવા ભાવનાશાળી યુવકો જોઈએ છીએ. ફંડની પણ જરૂર છે.

(૨)

આવી બીજી સંસ્થા માટુંગાની ડેવિડ સાસુન રેફર્મેટરી સ્કૂલ છે. અનાથ કે ગુન્હેગાર બાળકોને અંધ નસીબ પર છોડી શકાય નહિ. તે તો સામાજિક ક્રૂરતા કહેવાય. સારાંનરસાં બાળકોને રસ્તે ચઢાવવાં એ સ્ટેટ તેમજ સમાજનુ કાર્ય છે. આ હેતુથી ૧૯૨૪માં બાળકો માટેનો કાયદો પસાર થયો. આ કાયદા પ્રમાણે રખડતાં બાળકોને તેમજ ગુન્હામાટે પકડાએલ બાળકોને પહેલા ઉમરખાડી મોકલવામાં આવે છે. તેમનો કેસ પતે ત્યાંસુધી તેઓને ત્યાં રાખવામાં આવે છે. તે પછી તેમને માટેની કોર્ટની ભલામણ મુજબ એક યા બીજી નિશાળમાં તેમને મોકલવામાં આવે છે. આવી એક નિશાળ ઉમરખાડીમાં જ છે. ત્યાં બાર વર્ષની અંદરનાં બાળકો રહી શકે છે. બારથી મોળ, વર્ષ માટે ડેવિડ સાસુન સ્કૂલ છે.

૧૮૪૩ માં 'ટાઈમ્સ ઑવ ઇન્ડિઆના તંત્રી ડૉ. બુસ્ટે સિવરી આગળ એક રખડુ બાળકોને સુધારવા માટે એક શાળા કાઢેલી હતી. ૧૮૫૭ માં ડેવિડ સાસુનના પુત્રોએ લેમિંગ્ટન રોડ પર ઉપલા કાર્ય માટે જમીન કાઢી આપી ઉદાર સખાવત પણ કરી. ૧૯૧૧ માં તે સ્થાન ખાલી કરી, સંસ્થા માટુંગા ખસેડવામાં આવી. આ સંસ્થાની દેખરેખ મુંબાઈ સરકારનો એક અમલદાર-પછાત કોમો માટેનો અમલદાર રાખે છે. માનાર્થતા ગવર્નર સાહેબ દર વર્ષે હોળી ઉપર ઇનામ વ્હેંચવા આવે છે. તેઓ સંસ્થાના મુરબ્બી છે અને હાઈકોર્ટના વડા ન્યાયાધીશ પણ આ સંસ્થાના ઉપપ્રમુખ છે. ૭ સભ્યોની કમિટી બધી દેખરેખ રાખે છે. બે સભ્યો સાસુન-કુટુંબમાંથી; બે, કમિટી પોતે ચુંટે છે. અત્યારે કમિટીના પ્રમુખ તરીકે મિ. આર. કે. ઈન્સ કામ કરે છે. સ્કૂલસ્ટાફમાં, મિ. જે. ડી. દેસાઈ-સુપરિન્ટેન્ડન્ટ, મિ. ઇ. એલિસા, સેક્રેટરી, મિ. મહેતા હેડમાસ્તર અને એક ડૉક્ટર તથા વ્યાયામ શિક્ષક મુખ્ય છે. આ ઉપરાંત, અન્ય શિક્ષકો તથા મિસ્ત્રીઓ છે.

૩૭૦ છોકરાઓ માટે અહીં સગવડ છે. અહીં દાખલ થવા માટે માગણી ખૂબ હોય છે. પહેલી પસંદગી મેજિસ્ટ્રેટો જે બાળકોને મોકલે

તેમની હોય છે. મોટા વિશાળ કમ્પાઉન્ડમાં નિશાળનાં મકાન આવેલાં છે. ચોતરફ ઉંચી દિવાલ છે. અંદર રમતગમત માટે મેદાનો તેમજ બાગ છે. કેદખાનું નથી. એક સામાન્ય નિશાળ જેવી જ આ સંસ્થા છે. બાળકો આનંદથી ભણે છે. બાળકોને સુથારી કામ, ચિત્રકામ, ફ્રેન્ચ-પોલીશ, લુહારીકામ, ટોપલા કરવાનું કામ, પ્રિંટીંગ, દરજીનું કામ, કંસારા કામ વગેરે અહીં શીખવવામાં આવે છે. જે બાળકોને ઉપલા કાર્ય માટે શોખ ન હોય તેમને ખેતીકામ, બાગકામ તેમજ મોટરને લગતું કામ શીખવવામાં આવે છે. આ સ્કૂલમાં એવી પદ્ધતિ છે કે એક ટુકડી અર્ધો દિવસ નિશાળમાં કામ કરે, અને બાકીને અર્ધો દિવસ કાર્યાલયમાં કામ કરે. જ્યારે એક ટુકડી કાર્યાલયમાં કામ કરે ત્યારે બીજી ટુકડી નિશાળમાં જાય. આ જાતની વિભાગ પદ્ધતિ છે. ગુજરાતી, મરાઠી અને ઉર્દુ-એમ ત્રણ શિક્ષણવિભાગો છે. શિક્ષણ અહીં સારૂં અપાય છે, કેમકે નેવુ ટકા જેટલાં બાળકો તો સરકારી પરીક્ષાઓ પસાર કરે છે.

અહીં ધાર્મિક શિક્ષણ અપાય છે. ઝેવિયર હાઇસ્કૂલના કાર્યકર્તાઓ રોમન કેથોલિક બાળકો માટે વર્ગો ચલાવે છે. એક મૌલવી મુસલમાન બાળકોને કુરાનનો બોધ આપે છે. હિન્દુ બાળકો માટે એક પંડિત આવે છે. આ બાળકો અકસ્માતો વખતના ઉપાયો પણ શીખે છે. ગઈ પરીક્ષામાં ચાળીસમાંથી ચાળીસ પાસ થયા હતા.

વર્કશોપ જોવા જેવી છે. અહીં બાળકો ફર્નિચર બનાવે છે. નેતરની ખુરસીઓ, ટેબલો, લોટાનાં પારણાં, પલંગ, વગેરે અહીં બનાવે છે. દરેક કાર્ય માટે જુદો મિસ્ત્રી હોય છે. છોકરાઓને કસરત ખુબ મળે છે. અન્ય રમતગમતો પણ હોય છે. સર લેસ્લિ વિલ્સને એક સ્નાનાગાર બંધાવી આપ્યો છે. સ્કાઉટિંગ હમણાં દાખલ કરવામાં આવ્યું છે.

આ બાળકો અહીંની નિશાળમાં અભ્યાસ પુરો કરે તે પછી શું ? કેટલાકને ઘર પણ હોતું નથી. ઘણાને મિલમાં, ડૉકમાં કે રેલ્વેમાં નોકરી તો મળી જાય છે, તોપણ એવી સંસ્થાની જરૂર છે કે જે પછીથી પણ ધ્યાન રાખે. શેઠ્ઠની શાળા છોડયા પછી બાળકોની દેખરેખ રાખનાર મંડળ તરફથી એક હોસ્ટેલ ચાલે છે અને ત્યાં, નોકરી મળે ત્યાંસુધી આ છોકરાઓને ખોરાક તથા કપડાં આપવામાં આવે છે, ડેવિડ સાસુન સ્કૂલનાં અમુક, અમુક બાળકો તો ઠીક ઠેકાણે પડી ગયા છે, તોપણ પછીથી બાળકોની સંભાળ રાખે એવા મંડળની ખાસ જરૂર છે; નહિતો લીધેલી બધી મહેનત નકામી જશે. આ 'સુધરેલાં' બાળકો, સાધનના અભાવે,

ફરીથી નૈતિક તેમજ આર્થિક દરિદ્રતામાં ન લપસી પડે તે જોવાની 'સુધરેલ' સમાજની ફરજ છે.

આવી ત્રીજી સંસ્થા ભાયખલામાં છે. મુક્તિ-ફોજના વડા બુથટકરે તે સ્થાપી હતી. ૧૯૧૫ માં લેડી વિલિંગ્ડને તે સંસ્થા The Willingdon Boys' Industrial Home ખુલ્લી મૂકી હતી. મુંબઈ ઇલાકાની કેળવણીના વડા મે. ડિરેક્ટર સાહેબ આ સંસ્થાની કમિટીના પ્રમુખ છે.

આવી ચોથી સંસ્થા માટુંગા કિંગ્સ સર્કલમાં આવેલી છે. તેનું નામ ' બેરામજી જીજીભાઈ ગૃહ ' છે. એની કેટલીક વિશિષ્ટતાઓ છે. સત્તર વર્ષ પહેલાં ગ્રાન્ટ રોડ આગળ એક ન્હાનું અનાથાશ્રમ નીકળ્યું. તે ન્હાનું આશ્રમ, ફાલીફૂલીને આત્યારે મોટું વસતિગૃહ બન્યું છે. આ ' ખાનગી ' સંસ્થા છે, પણ અનાથ, રખડુ તેમજ બુદ્ધિહીન બાળકો માટે તેણે એવું સરસ કામ કરેલું છે કે સરકારે તેને 'સ્વીકારેલી' છે અને વાર્ષિક ગ્રાન્ટ પણ તે આપે છે. અહીં ૧૨૫ બાળકો રહે છે. ગૃહનો દેખાવ એક ખાનગી મકાન જેવો છે. ઉંચી દિવાલો કે કેદખાનાના જેવા દરવાજા ત્યાં નથી. સ્થાન આટલું ખુલ્લું છે તોપણ એકેય બાળક અહીંથી નાસી ગએલું નથી. આપણે યાદ રાખવાનું છે કે અહીં તો રખડુ તેમજ વંઠેલ છોકરાઓ ભેગાં થાય છે; તોપણ જ્યારે કોઈ નાસી જતું નથી, તો એ સ્પષ્ટ કરે છે કે ગૃહની વ્યવસ્થા બહુ સુન્દર અને શાસ્ત્રીય હોવી જોઈએ.

અહીં રહેનાર બાળકો અભ્યાસ માટે દાદર, માટુંગા કે મુંબઈ સ્કૂલોમાં જાય છે. ' ગૃહ 'માં ઘણુંખરૂં કામ બાળકો પોતે કરે છે. વળી, અહીં એક રસમય અખતરો શરૂ થયો છે. જે બાળકોની સામાન્ય માનસિક શક્તિ વિકુંઠિત હોય તેઓની સારવાર કરવાનું અહીં શરૂ કર્યું છે. દરેક બાળક માટે રિપોર્ટ બૂક રાખવામાં આવી છે. વિકુંઠિત બાળકોનો પ્રશ્ન એક ગહન પ્રશ્ન છે. એક સામાન્ય બાળકની જરૂરિઆતોથી તેઓની જરૂરિઆતો તદ્દન ભિન્ન છે. એક સારા, નિષ્ણાત માનસશાસ્ત્રીની તેઓ માટે આવશ્યકતા છે.

ભોજનનું પત્રક રાખવામાં આવ્યું છે. બાળકોને ફરવા બહાર લઈ જવામાં આવે છે. દર શુક્રવારે ધાર્મિક પ્રવચનો અપાય છે. મહીને એક વાર સિનેમા જોવા જાય છે. લેન્ટન લેકચરો પણ અપાય છે. આ ગૃહની મુલાકાતે કેટલાક કેળવણીકારો આવે છે અને બાળકોને વાર્તાઓ કહે છે, સંગીત સંભળાવે છે. આ ગૃહને પણ એ પ્રશ્ન તો છે જ કે છોકરાઓ મોટા થાય અને ગૃહ છોડી જાય ત્યારપછી તેઓનું શું ? જેઓને

માબાપ હોય છે તેમને માબાપોને ત્યાં મોકલી આપવામાં આવે છે. છોકરીઓ માટે લગ્નની માગણીઓ બહારથી આવે છે.

આવી રીતે વિદ્યાર્થીની ભાવી સંભાળ બહુ અગત્યની છે. તે માટે પ્રજાના સહકાર તેમજ સ્વયંસેવકોની જરૂર છે.

રખડુ તેમજ વિકૃંઠિત બાળકોની કેળવણી તરફ આપણું ધ્યાન વિશેષ જાય એ જ અભિલાષ.×

પ્રિન્સિપાલ, ગુરુકુળ મહાવિદ્યાલય, શુકલતીર્થ — મનુભાઈ પ્રાણજીવન વૈદ્ય એમ. એ., બી. ટી.

# નાટ્યપ્રયોગ
## પંચાસરનો ઘેરો
### પ્રવેશ પહેલો

સ્થળ:—કલ્યાણ નગરમાં ભૂપતિ ભુવડનો રાજદરબાર.

પાત્રો:—

(૧) ભુવડ-કલ્યાણપતિ સોલંકી મહારાજાધિરાજ

(૨) મિહિર-ભુવડનો મુખ્ય સેનાપતિ

(૩) શંકર કવિ-પંચાસર પતિ ચાવડામણિ મહારાજા જયશિખરી ગુર્જરેશ્વરનો રાજકવિ. તે સિવાય દરબારીઓ, છડીદાર, પ્રતિહાર વગેરે.

છડીદાર—શ્રીમંત ચક્રવર્તી મહારાજાધિરાજ દિગ્વિજયી શ્રી કલ્યાણપતિ ભુવડ મહારાજાને ઘણી ખમ્મા...નિઘા રખો મહેરબાન

(ભૂપતિ ભુવડ પ્રવેશ કરે છે. દરબારીઓ ઉભા થઈ રાજાને નમન કરે છે. રાજા સિંહાસન ઉપર બિરાજે છે.)

ભુવડ—સેનાધિપતિ! આપણા લશ્કરમાં જે ઉમેદવાર યોદ્ધાઓની ભરતી કરવાની હતી તેનું શું થયું?

મિહિર—મહારાજાધિરાજ! આપની આજ્ઞા પ્રમાણે જે યોદ્ધાઓ લશ્કરી કસોટીમાં ઉત્તમ નીવડયા તેમને આપણા લશ્કરમાં દાખલ કર્યા છે.

પ્રતિહાર—(નમન કરીને) કૃપાનાથ! રાજદરબારને દરવાજે કોઈ કવિ આવ્યા છે. તે દરબારમાં આવવાની આજ્ઞા માગે છે.

ભુવડ—પ્રતિહાર! જલદી જા, અને કવિરાજને કહે કે સુખેથી પધારો.

(પ્રતિહાર જાય છે. કવિરાજ પ્રવેશ કરે છે.)

કવિરાજ—(નમન કરીને) જય હો રાજનનો.

---

× 'રાઇમ્સ ઑફ ઇન્ડિયા' માંના લેખ ઉપરથી સૂચિત

### શાર્દૂલવિક્રીડિત

આનંદે હસતી ખીલે કમલિની જોઈ ઉગી સૂર્યની,
આકાશે રજનીપતિ નિરખીને ખીલે હસે પોયણી;
એ રીતે નિજ ભૂપતિ નિરખીને હૈયાં પ્રજાનાં હસે,
રાજાના હદયે પ્રજાહિત વસે, રાજાપ્રજા ધન્ય છે!

ભુવડ—શાબાશ કવિરાજ! આપે યથાર્થ કહ્યું. જે રાજાના દિલમાં નિરંતર પ્રજાનું હિત વસે, તે રાજાને ધન્ય છે; અને રાજાને જોઈ પ્રજાનાં હૈયાં હસે, તે પ્રજાને ધન્ય છે! કવિરાજ! આવા ઉત્તમ ભાવવાળી કવિતા બનાવનાર આપને પણ ધન્ય છે! આપ ભલે પધાર્યા! કવિરાજ! આપનું નામ શું? આપ કયા ભાગ્યશાળી ભૂપતિના રાજદરબારને શોભાવો છો?

કવિરાજ—રાજન! મારૂં નામ શંકર કવિ છે ચાવડામણિ મહારાજાધિરાજ રાજેન્દ્ર જયશિખરી ગુર્જરેશ્વરનો હું રાજકવિ છું. ગુર્જરેશ્વર જયશિખરી કેવા છે, તે સાંભળો:—

### કુંડવિજય

તારક હોય અનેક નભે પણ ચંદ્ર સમાન ન ચાંદની રેલે,
ભૂપ અનેક વસે અવની પર કોઈ, નથી જયશિખર તોલે;
શૌર્ય અનુપમ, તેજ અનુપમ શાન્તિ ક્ષમાથી વિભૂષિત ભાસે,
સિંહ સમાન ખરે જયશિખર દર્શન માત્રથી દુશ્મન નાસે.

ભુવડ—કવિરાજ! આપે આપના જે રાજાનાં આટલાં બધાં વખાણ કર્યાં, તે અમારા તો ખંડીઆ રાજા છે ને?

શંકરકવિ—રાજન! આપની ભૂલ થાય છે! ગુર્જરેશ્વર જયશિખરી તો સર્વથા સ્વતંત્ર છે, અને સર્વદા સ્વતંત્રજ રહેશે! તેમના દેહમાં પ્રાણ રહેશે ત્યાંસુધી તે પોતાની સ્વતંત્રતા અવશ્ય સાચવી રાખશે!

...ર્ણાતો તદ્દન
મારે આવશ્યકતા મિહિરને) સેનાપતિ! આપણા ખંડીઆ રાજાઓની યાદી
ભોજનનું પત્ર શિખરીનું નામ તેમાં છે કે નહિ?
જવામાં આવે છે. દર શુક્રવારે ને) કૃપાનિધાન! આપણા ખંડીઆ રાજાની
-વાર સિનેમા જોવા જાય છે. લેન્ટન ખોટી હતી! કવિરાજ! આપનું
મુલાકાતે કેટલાક કેળવણીકારો આવે
-છે, સંગીત સંભળાવે છે. આ ગૃહને ણી પોતાના સામ્રાજ્યમાં બીજાનું
-રાઓ મોટા થાય અને ગૃહ છોડી જાય ? જેવો શૂરવીર તો જેનો સેનાધિ-

તિ છે ! રાજાએ સર્વોત્તમ અને સેનાપતિએ સર્વોત્તમ ! રાજન ! એ તો સોનામાં સુગંધ ' અને 'દૂધમાં સાકર' જેવો સંયોગ થયો છે !

**ભુવડ**—વાહ ! કવિરાજ ! આપની વાણી પણ સાકર સમી મીઠી અને મનોહર છે ! વારુ, આપની ગુર્જર ભૂમિ અને ગુર્જરી પ્રજા વિષે તો કંઈ કહો !

**શંકર કવિ**—રાજન ! અમારી ગુર્જર ભૂમિની જોડી તો જગતમાં જડવી મુશ્કેલ છે ! સાંભળો:—

**વસંતતિલકા**

છે ગુર્જરી અતિ મનોહર ને રસાળી,
વાડી બનાવી પ્રભુએ બની ખૂબ માળી;
કાચા સુવર્ણ સમી એ ફળદ્રુપ ભૂમિ,
છે સ્વર્ગ જેવી રળિયામણી દેવભૂમિ.

રાજન ! જેવી સર્વોત્તમ ગુર્જર ભૂમિ છે, તેવીજ સર્વોત્તમ તેમાં વસતી પ્રજા છે ! શંકર સમા જયશિખરી અને જગદંબા સમાં રૂપસુંદરી રાણીની સ્નેહભીની અમીદષ્ટિથી સમસ્ત ગુર્જરી પ્રજાનાં હૃદય અહોનિશ પ્રફુલ્લિત રહે છે ! ગુર્જરી પ્રજા પોતાનાં રાજારાણીને માટે પ્રાણ પાથરે એવી છે !

**ભુવડ**—કવિરાજ ! આપની વાણી તો ખરેખર અમૃત વરસાવે છે ! વારુ, આપ અમારા દરબારમાં રાજકવિ તરીકે રહેશો ?

**શંકર કવિ**—રાજન ! આપ એ શું બોલ્યા ! સાચા સેવકને તો જીવન-પર્યંત એકજ સ્વામી હોય ! આપ તો શું, પણ સ્વર્ગનો રાજા ઇંદ્ર પોતે તેના દરબારમાં મને રાજકવિ થવા વિનવે, તોએ હું તેની વિનતિનો અસ્વીકાર કરું ! મારો ગુર્જરેશ્વર મારે મન સુરેશ કરતાં પણ શ્રેષ્ઠ છે !

**ભુવડ**—કવિરાજ ! જ્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે, ત્યારે કપાળ ધોવા શા માટે જાઓ છો ? અહીં અમે આપને મોં માગ્યું વર્ષાસન આપીશું !

**શંકર કવિ**—રાજન ! ગુર્જરેશ્વરનો રાજકવિ લક્ષ્મીની લાલચમાં લપટાશે એમ આપે શાથી માની લીધું? નીરક્ષીરનો વિવેક કરનાર રાજહંસ તો સાચાં મોતીનોજ ચારો ચરે ! મારા સ્વામી ગુર્જરેશ્વરનું વર્ષાસન તો સાચાં મોતી સમાન છે; અને આપનું મોં માગ્યું વર્ષાસન તો મારે મન સરોવરનાં સ્વચ્છ જળમાં આકાશના ઝગઝગતા તારાનાં પડેલાં પ્રતિબિંબ

રૂપી મિથ્યા મોતી સમાન છે. ધર્મભ્રષ્ટ કરનાર લક્ષ્મી મેશનો કરવા આવે તો તેને લાતજ ધરે !

ભુવડ—વાહ ! કવિરાજ વાહ ! ધન્ય છે તમારી અનન્ય સ્વામીભક્તિને અને ધન્ય છે તમારી લાલચને લાત મારનારી અડગ ટેક તમારી સ્વામીભક્તિ અને તમારી અડગ ટેક અચળ રહો. કવિરાજ ! શિરપાવ આપ સ્વીકારશો એવી આશા છે,

(ભુવડ રાજા પંડે શંકર કવિને કીમતી શિરપાવ આપે છે.)

**શંકર કવિ**—(શિરપાવ સ્વીકારીને) રાજન ! હવે હું આપની રજા લઈશ.

ભુવડ—કવિરાજ ! પધારજો. આજે આપનાં પુનિત પગલાંથી અમારો રાજદરબાર પુનિત થયો છે !

**શંકર કવિ**—રાજાનો જય હો ! (નમન કરીને જાય છે.)

ભુવડ—સેનાધિપતિ ! હું તો આજ સુધી એમજ માનતો હતો, ગુજરાત આપણા તાબાનો મુલક છે. જો શંકર કવિએ આજે આ બાબત ઉપર પ્રકાશ પાડયો ન હોત, તો આવું આંધળે બહેરૂં કોણ જાણે કયાંસુધી કુટાત ! ગુર્જરેશ્વર સ્વતંત્ર હોય ત્યાંસુધી મારે ચક્રવર્તી અને દિગ્વિજયીની ઉપાધિ ધારણ કરવી એ એક જાતનો દંભ છે !

મિહિર—કૃપાનાથ ! આપની શી આજ્ઞા છે ?

ભુવડ—સેનાધિપતિ ! જેમ બને તેમ જલદી લશ્કર તૈયાર કરી ગુજરાત ઉપર ચડાઈ કરો; અને ગુર્જરેશ્વરને નમાવો. આજથી આઠમે દિવસે તમારે લશ્કર સાથે પંચાસર તરફ પ્રયાણ કરવું.

મિહિર—કૃપાનાથ ! જેવી આપની આજ્ઞા.

ભુવડ—સેનાધિપતિ ! તૈયારી સારી કરજો ! જરા પણ ગફલત ન રાખશો ! આતો શંકર કવિના કહેવા પ્રમાણે સિંહની બોડમાં હાથ ઘાલવા જેવું છે ! સમજ્યા ?

મિહિર—મહારાજાધિરાજ ! સિંહની બોડમાં સિંહને જતાં ભય શો ! શંકર કવિને મન તો એનો ગુર્જરેશ્વર સિંહ અને બીજા શિઆળ ! કવિની ઉક્તિમાં તો હંમેશાં અતિશયોક્તિ હોય જ ! એ તો જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ ! કૃપાનાથ ! કવિઓ નિરંકુશ હોય છે !

ભુવડ—સેનાધિપતિ ! શંકર કવિની અતિશયોક્તિ છે કે યથાર્થ ઉક્તિ છે, એ જાણવાનું તો તમારે હવે હાથવેંતમાં છે ! પરંતુ મારી તમને ખાસ સૂચના છે, કે કવિની ઉક્તિને અતિશયોક્તિ માનીને ગાફલ ન રહેશો.

ગુર્જરેશ્વરને સિંહ માનીને જ પગલાં ભરજો ! ચાલો, હવે દરબાર બરખાસ્ત કરો. (દરબાર બરખાસ્ત થાય છે.)

## પ્રવેશ બીજો

**સ્થળ:**—કલ્યાણ નગરમાં ભુવડનો રાજમહેલ.

**પાત્રો:**—

(૧) **ભુવડ**—કલ્યાણપતિ મહારાજાધિરાજ
(૨) **પ્રધાનજી**—ભુવડનો પ્રધાન
(૩) **મિહિર**—ભુવડનો સેનાધિપતિ
(૪) **રાજજોશી**—ભુવડ રાજાનો જોશી.
દ્વારપાળ, અનુચર વગેરે.

ભુવડ— શિખરિણી

વિજેતાનું હૈયું ગજગજ ફુલે હર્ષ ઉછળે,
અને હારેલાને ભડભડ દિલે આગજ બળે,
લડે બન્ને પક્ષો વિજય કદી બેને નવ મળે,
વિચારે હારેલો હૃદયદુઃખ ઓછું થઈ ટળે.

**પ્રધાનજી**—કૃપાનાથ ! આપે સત્ય કહ્યું. યુદ્ધમાં જીતનાર રાજી થાય અને હારનાર દિલગીર થાય, એ સ્વાભાવિક છે; પરંતુ યુદ્ધમાં એક પક્ષને તો અવશ્ય હારવાનું હોય જ, એમ વિચારી મન વાળે તોજ હારનારનું હૃદયદુઃખ શમે.

ભુવડ—પ્રધાનજી ! સેનાધિપતિ મિહિરને પરાજયનો જબરો આઘાત થયો છે ! ગુર્જરેશ્વરના સેનાપતિ સુરપાળથી પરાજય પામીને ભગ્ન હૃદયે તે ગઈ કાલે અહીં આવ્યા, ત્યારે મેં તેમને પૂર્ણ આશ્વાસન આપ્યું હતું.

**પ્રધાનજી**—કૃપાનાથ ! આપના આશ્વાસનથીજ તેમના દિલને કંઈક શાન્તિ મળી છે. તેમના હૃદયમાં પરાજયના ઉદ્વેગ સાથે આપની ઈતરાજીની ભીતિ પણ હતી. તેમની એ ભીતિ આપના સ્નેહભર્યા દિલાસાથી દૂર થઈ છે.

**ભુવડ**—મારી ભીતિ ! શું તે એમ ધારતા હતા કે હું તેમને ઠપકો આપીશ કે શિક્ષા કરીશ ?

**પ્રધાનજી**—હા કૃપાનાથ ! કેટલાક રાજાઓ હારીને આવનાર સરદાર કે સેનાપતિની ગુસ્સાના આવેશમાં દુર્દશા કરે છે અથવાં તેમને દેહાંતદંડની સજા કરે છે !

ભુવડ—એ તો પડ્યા ઉપર પાટુ કહેવાય! એમ કરવાથી પરાજયનો વિજય થઈ જાય!

પ્રધાનજી—એમ તો ન જ થાય; પરંતુ એમની માન્યતા એવી હોય છે, કે આવો ત્રાસ બેસાડવાથી ભવિષ્યમાં લાભ થાય!

ભુવડ—પ્રધાનજી! એ તો એમની મોટી ભૂલ છે! ક્ષમા અને પ્રેમથી જેવો લાભ થાય છે, તેવો ત્રાસથી કદી પણ થતો નથી!

પ્રધાનજી—કૃપાનાથ! આપના દ્વંદ્વાતીત અને ક્ષમાશીલ હૃદયની આ માન્યતામાં સંપૂર્ણ સત્ય છે!

દ્વારપાળ—મહારાજાધિરાજ! સેનાપતિજી પધારે છે. (મિહિર પ્રવેશ કરે છે.)

ભુવડ—આવો, સેનાધિપતિ! બેસો. હવે આપનું હૃદય સંપૂર્ણ શાન્ત થયું કે નહિ?

મિહિર—કૃપાનાથ! સંપૂર્ણ શાન્તિને માટે હું ઘણોએ પ્રયત્ન કરું છું, પણ પરાજયની ખટક મારા હૃદયમા ખીલીની પેઠે ખટક્યાજ કરે છે! સુરપાળે મારી કમાએલી કીર્તિને કાતીલ ફટકો લગાવ્યો છે! કૃપાનાથ! મારે કબુલ કરવું જોઈએ કે સુરપાળની વ્યૂહરચના મારી વ્યૂહરચના કરતાં ઉત્તમ પ્રકારની હતી; અને તેનું શૌર્ય મારા શુરાતનને શરમાવે એવું હતું! શંકર કવિએ તેના જે વખાણ કર્યા હતા તેમાં જરાપણ અતિશયોક્તિ નથી!

ભુવડ—મિહિરજી! બહુ રત્ના વસુંધરામાં શેરને માથે સવાશેર કેમ ન હોય! પરંતુ ગઈ ગુજરી સંભારી સંભારીને શોચ કરવાથી શો લાભ? એ તો ઉદ્વેગના આવેગને અટકાવી જો સવાશેરને માથે દોઢશેર થવાનો પ્રયત્ન કરવામાં આવે તો જ લાભ થાય! 'હિંમતે મરદા તો મદદે ખુદા!'

મિહિર—કૃપાનાથ! આપનું કહેવું યથાર્થ છે. આપ કહો છો એવો પ્રયત્ન કરવાનો મેં દૃઢ નિશ્ચય કરી દીધો છે. સુરપાળની સરસાઈમાં શ્રેષ્ઠ નીવડી ગંએલી આબરૂ પાછી મેળવીશ ત્યારે જ હું જંપીશ.

ભુવડ—તમારો એ નિશ્ચય વખાણને પાત્ર છે, હાર્યો જુગારી બમણું રમે તો કદાચ તે પાયમાલ પણ થાય, પરંતુ હારેલો યોદ્ધો બમણું રમે તો તેનો અવશ્ય ઉત્કર્ષ થાય!

મિહિર—કૃપાનાથ! આપના શબ્દે શબ્દે મારા હૃદયમાં શાન્તિનું સામ્રાજ્ય સ્થપાતું જાય છે. રાજાધિરાજ! ગુજરાત ઉપર ફરી ચડાઈ કરવાની આપ મને સત્વર આજ્ઞા આપો, એવી મારી નમ્ર વિનતિ છે.

ભુવડ—સેનાધિપતિ ! એમ ઉતાવળ ન કરો. 'ઉતાવળે આંબા ન પાકે !' 'ઉતાવળા સો બાવરા ને ધીરા સો ગંભીર !' ગુજરાત ઉપર ફરી ચડાઈ કરવા માટે કેવી તૈયારીની જરૂર છે, એ જાણો છો ? તમારી સારી તૈયારી ગુર્જરેશ્વરના સેનાપતિએ જ નિષ્ફળ કરી નાખી, અને હવે તો એ શુરા સેનાપતિ ઉપરાંત પેલા શંકર કવિના સિંહ ગુર્જરેશ્વર સાથે પણ બાથ ભીડવી પડશે !

મિહિર—કૃપાનાથ ! ઉતાવળ નહિ કરૂં ! આપની દીર્ઘદૃષ્ટિ અજબ પ્રકારની છે !

ભુવડ—પ્રધાનજી ! આ બાબતમાં આપની શી સલાહ છે ?

**પ્રધાનજી**—કૃપાનાથ પ્રથમ તો આપણા આશ્રિત રાજાઓને પોત પોતાનું સૈન્ય લઈ આ યુદ્ધમાં મદદે આવવાનાં ફરમાન મોકલવાં; અને તે આવી પહોંચે તે દરમિઆન યુદ્ધને માટે અખૂટ સરંજામ એકઠો કરવો. આ પ્રમાણે સંપૂર્ણ તૈયારી કર્યા પછી જ ગુજરાત ઉપર બીજી સવારી કરવામાં આવે તો અવશ્ય વિજય મળે.

ભુવડ-પ્રધાનજી ! આપની સલાહ ઉત્તમ છે. આપ અને સેનાધિપતિ આ બધી વ્યવસ્થા કરો. આ વખતે હું પણ એ યુદ્ધમાં અવશ્ય જઈશ. આ ચડાઈ માટે આપણા રાજજોશી પાસે ઉત્તમ મુહૂર્ત જોવડાવીશું. તેમને બોલાવવાને માટે મેં અનુચરને મોકલ્યો છે, એટલે તે આવતાજ હશે.

**અનુચર**-કૃપાનિધાન ! જોશીજી પધાર્યા છે.

ભુવડ—આવવા દે. (રાજજોશી પ્રવેશ કરે છે.)

**રાજજોશી**—મહારાજાધિરાજનો જય હો.

ભુવડ—પધારો જોશીજી ! આ આસને બિરાજો. (રાજજોશી બેસે છે.) જોશી મહારાજ ! આપે સેનાધિપતિને એવું કેવું મુહૂર્ત જોઈ આપ્યું કે તેમને પંચાસરથી પરાજિત થઈને પાછા ફરવું પડ્યું ?

**રાજજોશી**—કૃપાનાથ ! એમાં મારો દોષ નથી. મેં તો તે દિવસે તેમને પ્રયાણ કરવાની ના કહી હતી, કારણકે તે દિવસે ચગજોગ હતો. જ્યોતિશશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

### શાર્દૂલવિક્રીડિત

જે વારે દિશ જે વિષે વિચરતા સામી વસે જોગણી,
થાયે નિષ્ફળ કાર્ય તે પથિકનું આવે ઉપાધિ ઘણી;
સામું હોય શશાંકનું ઘર જતાં તે શ્રેષ્ઠ છે. સર્વદા,
સિદ્ધિ કાર્ય તણી કરે પથિકની ટાળે બધી આપદા.

સેનાપતિજીએ જે દિવસે પંચાસર તરફ પ્રયાણ કર્યું, તે દિવસે તે દિશામાં જોગણીનું ઘર હતું, તેથી મેં તેમને બીજે દિવસે પ્રયાણ કરવા સૂચવ્યું હતું. બીજે દિવસે તે દિશામાં જતાં સન્મુખ ચંદ્રનું ઘર હતું. જો મારા કહેવા પ્રમાણે તે બીજે દિવસે ગયા હોત તો આ પરિણામ ન આવત! કેમ સેનાપતિજી! મેં આપને આ પ્રમાણે સૂચન કર્યું હતું કે નહિ ?

**મિહિર**–હા મહારાજ! આપે તો સૂચન કર્યું હતું.

ભુવડ–ત્યારે જોશીજીની સૂચના પ્રમાણે તમે બીજે દિવસે પ્રયાણ કેમ ન કર્યું ?

**મિહિર**–કૃપાનાથ! આપની આજ્ઞા પ્રમાણે મેં બરાબર આઠમે દિવસેજ પંચાસર તરફ કુચ કરી; અને મુહૂર્તની દરકાર ન કરી.

ભુવડ–ઠીક, મારી આજ્ઞામાં પણ કંઈક ઉતાવળ હતી! હશે! ભાવી કોઈ કાળે પણ મિથ્યા થતું નથી! જોશીજી! આજે તમને એટલા માટે બોલાવ્યા છે કે એક માસ પછી ગુજરાત ઉપર બીજી ચઢાઈ કરવાની છે, માટે પ્રયાણનું શુભ મુહૂર્ત આપ જોઈ આપો.

**રાજજોશી**–(બરાબર ગણતરી કરીને) મહારાજાધિરાજ! એક મહીના પછી પાંચમે દિવસે પ્રાતઃકાળમાં બરાબર સાત વાગે પંચાસર તરફ પ્રયાણ કરવાનું ઉત્તમ મુહૂર્ત છે. કૃપાનાથ! આ વખતે આપને અવશ્ય વિજય મળશે.

ભુવડ–બહુ સારૂ. એટલા સમયમાં બધી તૈયારી પણ થઈ જશે. જોશીજી! હવે આપ પધારો.

**રાજજોશી**–મહારાજાધિરાજનું કલ્યાણ થાઓ. (જાય છે.)

ભુવડ–પ્રધાનજી! સેનાપતિજી! તમે પણ હવે જાઓ, અને આજથી-જ બધી તૈયારી કરવા માંડો. હું પણ પ્રયાણની તૈયારી આજથી શરૂ કરીશ.

(પ્રધાનજી અને મિહિર ભુવડને નમન કરીને જાય છે.) અપૂર્ણ.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, **અમદાવાદ** } **સાકરલાલ પુરુષોત્તમ શુકલ** હેડમાસ્તર પ્રેક્ટિસિંગ સ્કૂલ

## બાળકની વાર્તા

બાળમાનસનો વિકાસ પ્રથમ બે વસ્તુઓ પર અવલંબે છેઃ એક વાર્તા અને બીજી રમત. માનસશાસ્ત્રની દ્રષ્ટિએ બાળકનું બારીક અવલોકન કરતાં આપણને સ્પષ્ટ જણાશે કે કેટલાંક બાળકોને વાર્તા વધુ પ્રિય હોય

છે, જ્યારે કેટલાંકને રમત વધુ પ્રિય હોય છે. શાળાનાં બાળકોમાં જે બાળકોને વાર્તા વધુ પ્રિય હોય તેમનું માનસ વાર્તાદ્વારા વિકસાવવું જોઈએ અને જે બાળકોને રમત વધારે પ્રિય હોય તેમનો વિકાસ મોન્ટેસોરી, કિન્ડરગાર્ટન કે અન્ય સાધનો દ્વારા સાધવો જોઈએ.

બાળકને વાર્તા સાંભળવી બહુ ગમે છે, માટેજ વાર્તા એ બાળમાનસના વિકાસનું પ્રથમ પગથીઉં છે. શિક્ષકોએ બાળકના આગળ ગમે તેવી વાત રજુ કરવી જોઈએ નહિ, પરંતુ હેતુસર અને બાળકની પ્રકૃતિને અનુકૂળ વાર્તા કહેવી જોઈએ. જો શિક્ષકને વ્યક્તિગત શિક્ષણ આપવાનું હોય તો જે બાળક વધુ પ્રમાણમાં તોફાની હોય તેને સત્ય અને નીતિની વાર્તા કહેવી જોઈએ. જે બાળક શુષ્ક અને નિર્બળ હોય તેને વીરરસની વાર્તા કહેવી જોઈએ અને જેઓ માયકાંગલાં, રોગગ્રસ્ત કે ઉદાસીન હોય તેમને હાસ્યરસની વાર્તા કહેવી જોઈએ; પરંતુ આપણે ત્યાં સમૂહશિક્ષણમાં તેમ થવું અસંભવિત હોવાને સબબે વાર્તાનો ક્રમ સંયુક્ત સ્વીકારવો પડશે છે. પરિણામે એક વાર્તા કેટલાક બાળકોની પ્રકૃતિને અનુકૂળ હોય તો કેટલાકને તે પ્રતિકૂળ નીવડે છે. અને વાર્તા કહેવાનો હેતુ સાધ્ય થતો નથી.

કેટલીક વખત શિક્ષકોના આળસે કરીને યા તેમની સર્જનશક્તિને અભાવે કરીને મુખપરંપરા ઉતરી આવેલી વાર્તાઓ બાળકોને કહેવામાં આવે છે, અને તેમાંય ખાસ કરીને કાગડો કે શિઆળની લુચ્ચાઈની વાર્તા, વાંદરો કે અન્ય પશુપક્ષીઓની વેરની વસુલાતની વાર્તા, ચોરોની, સિંહ કે ઉંદરની વગેરે વાર્તાઓ તો શાળામાં રજિસ્ટર જેવી થઈ ગએલી હોય છે; પછી ભલે ને તે વાર્તાઓ લાંબી હોય યા ટુંકી હોય, બાળકોને ગ્રાહ્ય હોય યા નહિ. બાળકોને અનુકૂળ હોય યા પ્રતિકૂળ હોય તેનો કશોજ વિચાર કરવામાં આવતો નથી. પરંતુ વાર્તા, વર્ગમાં કહેવા ખાતર કહેવી જોઈએ તેમજ વર્ષની આખરે અમુક ગણત્રીની વાર્તાઓ થવી જોઈએ એવી માન્યતા બંધાઈ ગઈ છે અને શિક્ષકો પણ તેમ સંતોષ માને છે. આ વસ્તુ શિક્ષક જેવી આદર્શ વ્યક્તિને માટે યોગ્ય નથી. વાર્તા કહેવાની ખાતર કહેવાથી વાર્તાના હેતુને બાજુએ મૂકીએ તોપણ ઉલટું બાળકોના મગજ ઉપર એક જાતનો પરાણે સ્મૃતિનો બોજો લાદવામાં આવ્યો હોય એવો ભાસ સહેજે પણ થયા વિના રહેતો નથી.

વાર્તા કહેવા ખાતર કહેવી જોઈએ નહિ, પરંતુ બાળકની કલ્પનાશક્તિને સંતુષ્ટ કરવા, સ્મરણશક્તિને કેળવવા, બાળકને શુદ્ધવાચાવાળો

કરવા તેમજ તેના જીવનને નીતિમય અને સર્વગુણગ્રાહી બનાવવા કહેવી જોઈએ.

સમૂહશિક્ષણની પ્રથામાં વાર્તાનો ક્રમ શિક્ષકે એવી રીતે યોજવો જોઈએ કે જેથી બાળકો પોતાનો વિકાસ ઝડપથી સરળ રીતે સાધી શકે. વીસમી સદીના જમાનામાં શિઆળ કે કાગડાની વાતો બાળકનો કશો વિકાસ સાધવાની નથી. જમાનો પ્રગતિને પંથે પરવરે છે ત્યાં શિઆળ ને કાગડાની લુચ્ચાઈની વાતો બાળકના કુમળા મગજ પર મૂકવી નિરર્થ છે. શિક્ષકોએ વાર્તાની એ જુની પુરાણી પ્રણાલિકાને ફગાવી દેવી જોઈએ અને દેશ અને કાળને અનુરુપ વાર્તાઓ યોજી ઉચ્ચ આદર્શની ભાવનાઓવાળી વાર્તાઓ બાળકો સમક્ષ રજુ કરવી જોઈએ. કારણ કે શિક્ષકનું ખરૂં કર્તવ્ય બાળકની બાલ્યવયથીજ તેના માનસમાં ઉચ્ચ આદર્શોનું પ્રતિબંબ પાડવાનું છે. જે પ્રતિબંબદ્વારા આગળ જતાં મોટી વયે "હું મનુષ્ય છુ" એવી ભાવના તેમનામા પ્રગટે અને પોતે પોતાની જાતને ઓળખતા શીખે.

બાળકને જ્યારે મારકાડની, દોડવાની, નાસીજવાની, કૂદવાની એવી વાર્તા કહેવામા આવે છે ત્યારે તે તેમાં ખૂબ રસ લે છે; કારણકે એ તેની પ્રકૃતિ છે; એટલે બાળકને શરૂઆતમાં વીરરસની વાર્તાઓ કહેવી જોઈએ. વીરરસની વાતોથી બાળકને મઝા પડે છે, તે ઉત્તેજિત થાય છે, ધ્યાન આપે છે, અને સાથે સાથે તેની કલ્પના અને સ્મરણશક્તિનો પણ વિકાસ થાય છે. શિક્ષકો પોતાના વિશેષ વાચનને વધારીને ટુંકી અને સરળ વાર્તાઓ યોજી શકે છે. સદ્દભાગ્યે આર્યાવર્તમાં વીરરસની વાતોની ખોટ નથી. ટુંકી વાર્તા, એટલા માટે કે બાળકો સ્મરણમાં રાખી શકે અને સરળ એટલા માટે કે તેઓ સહેલાઇથી બોલી શકે. તદુપરાંત બાળકો રસહીન કે બેધ્યાન ન બને. લાંબી વાર્તાઓ બાળકને કંટાળો આપે છે માટે બાળવર્ગનાં બાળકોનાં વય અને માનસને અનુસરી શરૂઆતમાં પાંચ સાત વાકયોવાળી વાર્તા કહેવી. પછી ધીરે ધીરે આગળ વધતાં દશ પંદર વાકયો સુધી જવું. એ રીતે ક્રમશઃ આગળ ધપવું. બાળવર્ગમાં શરૂઆતની વાર્તાના બેએક નમુના અત્રે આપું છું. —

(૧) એક હતો છોકરો. તેનું નામ વનરાજ. વનમાં રહે. ખૂબ તોફાનમસ્તી કરે. છોકરાં સાથે લડે ને તેમને હરાવે. મોટા માણસને પણ હરાવે. એમ કરતાં લશ્કરને અને રાજાનેય હરાવ્યાં, અને મોટો રાજા થઈ ગયો. તેની માતા તો ખૂશ ખૂશ થઈ ગઈ.

(૨) એક હતા રાજા. તેમને રામ નામનો દીકરો. રામે એક વખત ચાંદામામા જોયા. તેમને ચાંદામામા જોઈતા હતા. એટલે ખૂબ રડવા લાગ્યા. માબાપ સમજાવે પણ કેમે કર્યો છાના ન રહે. પછીથી પ્રધાનજી આરસી લાવ્યા. તેમાં તેમને ચાંદામામા બતાવ્યા. રામ છાના રહ્યા, અને બધાય ખડખડાટ હસી પડયા.

ઉપર મુજબ વિવિધ રસવાળી વાર્તાઓ શિક્ષકો યોજી શકે અને બાળકોને તેમાં રસ લેતા કરી શકે છે. વાર્તાની પસંદગી પછી તે એવી શૈલીમાં કહેવી જોઈએ કે બાળકો વાર્તા સાંભળે તેની સાથે તેમના મનના ભાવો અને મુખાકૃતિ વાર્તાના પાત્રરૂપ બની જાય; માટે વાર્તાની પસંદગી પછી તે કહેવાની શૈલીમાં પણ નિષ્ણાત થવું જોઈએ. બારોટ લોકોની વાતો અતિશય લાંબી હોવા છતાં તેમજ ગમે તેટલી મુદ્દત ચાલવા છતાંય આપણને તે સાંભળવાનું મન થાય છે. તેનું કારણ એ છે કે તેની વાર્તા કહેવાની શૈલી ઉત્તમ પ્રકારની છે. શિક્ષકોએ પણ વાર્તા કહેવાની શૈલી તેટલીજ આકર્ષક રાખવી જોઈએ. વાર્તામા આવતા હાવભાવ તેમજ અન્ય ફેરફારો પ્રત્યે ધ્યાન આપવું ઘટે.

વાર્તા કહી રહ્યા પછી બાળકો પાસે વાર્તા કહેવરાવવાનો આગ્રહ શિક્ષકોએ રાખવો જોઈએ નહિ; કારણ કે બાળકને એકદમ વાર્તા કહેતું કરવું મુશ્કેલ છે. તેને બદલે શિક્ષક હંમેશાં ટૂંકી ટૂંકી વાર્તાઓ કહે, બાળકો તે સાંભળે અને તેમ કરતાં કરતાં બાળક સ્વમુખ વાર્તા સાંભળવાની ઇચ્છા પ્રદર્શિત કરે તેવે સમયે શિક્ષકે કોઈપણ વાત ન કહેતાં " આજે તમે તો એકાદ વાત કહો " એવી રજુઆત બાળકો સમક્ષ મૂકવી. એનું પરિણામ એ આવશે કે બાળકો આપણી કહેલી યા બીજી કોઈપણ વાર્તા તેના ગજા પ્રમાણે તેઓ જરૂર કહી સંભળાવશે, અને ત્યારેજ બાળકની વાચાનો, તેની સ્મરણશક્તિનો, કલ્પનાશક્તિનો કે અન્ય ઇન્દ્રિયોના વિકાસનો ખરેખરો ખ્યાલ આપણને સ્પષ્ટ દેખાઈ આવશે.

વાર્તાહેતુ સિદ્ધ કરવા આ સિવાય બીજા અનેક માર્ગો છે. જેવા કે ચિત્રદર્શન, નાટ્યપ્રયોગ વગેરે. ચિત્રાવલોકનદ્વારા બાળકની સ્મરણશક્તિ વધે છે, પરંતુ તે એકલું ન કરાવવું. તેમાં પણ ઘટતો ફેરફાર થઈ શકે છે. છૂટાં છૂટાં ચિત્રો લઈ તે ચિત્રોની વાર્તાના સ્વરૂપમાં બાળકો પાસે ગોઠવણી કરવામાં આવે તો તેનાથી સ્મરણશક્તિ ઉપરાંત બુદ્ધિનો પણ વધુ વિકાસ થાય છે. બાળકને વાચામય બનાવવા માટે નાટ્યપ્રયોગ વધુ શ્રેયસ્કર છે. દરેક બાળકને રાજા થવું, શેઠ કે ગુમાસ્તા થવું, લડાઈમાં

ઉતરવું, હરાવવું વગેરે વધુ પ્રિય હોય છે, એટલે વાર્તા પ્રમાણે નાટ્યપ્રયોગ કરાવવાથી બાળક વાર્તાના વિષયમાં વધુ રસ લે છે અને તે શરમીંદુ મટીને વાચાળ બને છે. તે હિંમત અને ધીરજના ગુણો સેવતું થાય છે.

ઉપર્યુક્ત રીતોએ વાર્તાદ્વારા આપવામાં આવતા શિક્ષણથી શિક્ષક શિષ્યના અનેક ગુણો ખીલવી શકે છે; પરંતુ જો બાળકોને યોગ્ય શિક્ષક મળે તો દરેક શિક્ષકે એ યાદ રાખવું જોઈએ કે **વાર્તા આનંદની ખાતર નહિ પરંતુ શિક્ષણની દૃષ્ટિએ બાળકની મનોવૃત્તિને ઉત્તેજન મળે, તેની સ્મરણશક્તિ પોષક બને અને સ્વાશ્રય, સ્વાતંત્ર્ય, અને સ્વદેશાભિમાનના તેનામાં અંકુરો ફુટે; તદુપરાંત તેના માનસિક શિસ્તને પણ રાહત મળે એટલા માટે કહેવાવી જોઈએ.**

માસ્ટર્સ ટ્યુટોરિઅલ હાઈસ્કૂલ, મુંબઈ } ચુનીલાલ કાળીદાસ દવે

---

# રેડીઓથી વ્યાપારની ઉન્નતિ

સમયની પ્રગતિની સાથે સાથે જગતમાં વ્યાપારોન્નતિનાં સાધનોમાં પણ આશ્ચર્યજનક ક્રાંતિ થઈ રહી છે. પહેલાના સમયમાં વ્યાપારનું ક્ષેત્ર સંકુચિત હતું, કેમકે માણસોને આવશ્યકતા થોડી હતી અને મુસાફરીનાં સાધનોનો અભાવ હતો. એજ કારણથી વિશેષ કરીને બધા દેશોમાં વ્યાપાર અભણ અને સાધારણ માણસોના હાથમાં હતો. ભારતમાં હાલમાં તેમજ છે. આજ કારણથી આપણા દેશમાં નવા ઉદ્યોગ-ધંધાનો પ્રારંભ કરવામાં અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે; પરંતુ વર્તમાનકાળમાં રાજકીય તથા સામાજિક વ્યવસ્થાઓમાં પરિવર્તન થવાના કારણથી પૂર્વના દેશોનો વ્યાપાર એ અભણ માણસોના હાથમાંથી નીકળતો જાય છે. ઉપયોગિતા એટલી બધી વધી ગઈ કે આધુનિક સમયમાં સઘળા વ્યાપારીઓએ નવીન વૈજ્ઞાનિક અનુસંધાનોમાં અનુભવ રાખવો જરૂરનો છે. એના વગર વ્યાપારની ઉન્નતિ અટકી રહે છે. વિજળી, તાર, એરોપ્લેન તથા ટેલિફોન વગેરે સંબંધી વૈજ્ઞાનિક શોધોથી જગતના વ્યાપારને અદ્ભુત સહાયતા પ્રાપ્ત થઈ રહી છે.

વસ્તુસ્થિતિ એ થઈ છે કે એરોપ્લેન તથા ટેલિફોન વગેરે જે શોધો

આશ્ચર્યજનક વસ્તુઓ ગણાતી હતી તે આજે તો દરેક દેશમાં બાળકોની રમત બની રહી છે. આપણા દેશમાં પણ એ સ્થિતિ જલદી આવવાની છે. આ પ્રગતિના સમયમાં પણ એક નવીન યંત્ર આપણા દેશ માટે હમણાં એક નવીન મહત્ત્વનું ગણાય છે. અમેરિકામાં તો એના પ્રયોગ સર્વ સ્થળોએ સાધારણ રૂપમાં થઈ રહ્યા છે. એ નવા વૈજ્ઞાનિક પ્રયોગ તે રેડીઓના.

રેડીઓના વ્યવહારે અલ્પકાળમાં પણ આટલી લોકપ્રિયતા મેળવી છે. અમેરિકા વગેરે દેશોમાં આજ તો પ્રત્યેક ઘરમાં એની સહાયતાથી ગાયનો સંભાળાઈ રહ્યાં છે. મોટા મોટા પ્રોફેસરો તે પોતે પોતાના વિષયો પર ભાષણો આપી સંભળાવી રહ્યા છે. દેવળોમાં પાદરી એની દ્વારા પોતાનો ધર્મોપદેશ શ્રોતાજનોના ઘર સુધી પહોંચાડી રહ્યા છે. દેશમાં થએલા ખેલોનું પરિણામ લોકો સાંભળી રહ્યા છે. નાવ, ઘોડાની સંખ્યા અને તેનું પરિણામ પ્રકટ કરવામાં આવે છે અને રાજપુરુષો મોટા રાજનીતિના નિર્ણયો તેના દ્વારા જણાવી રહ્યા છે. તાત્પર્ય એ છે કે આધુનિક જગત જે મોટાથી મોટાં અને નાનાથી નાનાં કામો એજ યંત્રની સહાયતાથી બહુ સગવડ પૂર્વક તથા શીઘ્રતાથી કરી રહ્યું છે. આવી લાભપ્રદ શોધોનો પ્રભાવ વ્યવહારિક ક્ષેત્રપર પણ પડવાની જરૂર હતી. આજે અમે એ જાણીને આશ્ચર્યચકિત થઈ જઈએ છીએ કે રેડીઓ પ્રત્યેક સરળ વ્યાપારનો એક પ્રધાન સહાયક સિદ્ધ થઈ રહ્યો છે.

વિદેશનાં સમાચારપત્રોને માટે તે જરૂરી છે, કેમકે તે આપણા દૈનિક ખબરોમાં રેડીઓનો સમય-વિભાગ પ્રકાશિત કરે છે. એ સમય-વિભાગને અનુસરી દેશને સઘળા વ્યાપારી તથા રેડીઓના દ્વારા વસ્તુઓનાં વૃત્તાંતો, બજારની ચઢઉતર, અને વ્યાપારસંબંધી અન્ય સઘળા મામલાની પૂર્ણ ખબરો મળે છે; અને એ બધાને લીધે બહુજ થોડી કિંમત આપવી પડે છે. દરેક દેશના વ્યાપારની વાસ્તવિક સ્થિતિના દૈનિક અનુભવ થવાથી વ્યાપારીઓને એટલો લાભ થઈ રહ્યો છે કે રેડીઓ વિના તેમનું એક ક્ષણ પણ કામ ચાલી શકતું નથી.

રેડીઓના સામાન વેચવાવાળા દુકાનોની સંખ્યા પ્રતિદિન વધતી રહી છે. એનું એક માત્ર કારણ રેડીઓના વિવિધ રૂપોમાં પ્રયોગ છે. ગાડીઓમાં, મોટરકારોમાં, એરોપ્લેનોમાં, સ્ટીમરોમાં, નાવોમાં, દેવળોમાં, હોટલોમાં બધી જગાએ એનો ઉપયોગ અનિવાર્ય થઈ રહ્યો છે.

વળી હોર્ન વગાડી બારણાની બહાર સડક પર આવવા જવાવાળા માણસોનું મનરંજન પણ એનાથી થાય છે.

રેડીઓની એ અદ્ભુત સફળતાના કારણે એનો વ્યાપારિક વ્યવહાર સુસંગઠિત રૂપમાં ચલાવવાને માટે વિદેશોમાં મોટી મોટી કંપનીઓના સંઘટન થઈ ચૂક્યાં છે. આપણા દેશમાં દુર્ભાગ્યથી એ પ્રયાસ હમણાં સફળ થઈ શકયો નથી; પરંતુ એ દિવસ દૂર નથી, જ્યારે ભારતમાં પણ રેડીઓ-ટેલિફોન એટલો સુલભ થઈ જશે કે જેટલું ગ્રામોફોન છે.

અમેરિકામાં રેડીઓનો પ્રચાર વધારે છે. એનો અનુભવ નીચેના લખાણથી થઈ શકશે:—

રેડીઓ સ્ટેશનોની સંખ્યા પચાસહજાર અને રેડીઓ યંત્ર ૪૨ લાખ જેટલાં છે.

અમેરિકાના સહુથી મોટાં રેડીઓ સ્ટેશન કંઈ હજારો મીલો ને ઘરમાં છે. ત્યાં રેડીઓના સમય વિભાગ કેટલા લાભપ્રદ છે, એનું એક ઉદાહરણ એક દૈનિકપત્રમાંથી લઈને લખ્યું છે:—

૯વાગે સવાર, બપોર અને ૫-૩૦ વાગે સાંજે કૃષિ સંબંધી સમાચાર.
૯વાગે સવાર, બપોર ૧૨-૫૫ વાગે, ચાર વાગે સાંજ અને ૭ વાગે રાત-સંગીત.બપોર અને ૪ વાગે સાંજે-બજાર ભાવ. બપોર ૫-૩૦ સાંજ અને ૧૧ વાગે રાત, ઋતુ સમાચાર.
૧૨-૫૫. ૪-૭ અને ૯ વાગે રાતખેલોના સમાચાર.
૧-૫૫-૪ વાગે, ૭ વાગે સાંજ અને ૯ વાગે રાત-વ્યાવહારિક ચઢઉતાર.
૫-૩૯ સાંજ અને ૯ વાગે રાત. સામુદ્રિક સમાચાર.
૭-૩૦ વાગે સાંજ-બાળકો માટે વાર્તા, ૯ વાગે રાત-કઈ સ્ટીમર સમુદ્રપર કયા સ્થાનમાં છે, ખેલોની સૂચનાઓ, બંધ બજારના ભાવ, હુંડી, અનાજ, કૉફી અને ખાંડ;
૯-૧૦ વાગે રાત-પ્રહસન.
૯-૧૫ વાગે રાત- વ્યાખ્યાન.
૧૦-૩૦. વાગે રાત-નૃત્ય.
૧૦-૫૨ વાગે રાત-ઠીક સમયની જાહેરખબરો.
૧૧ વાગે રાત-સરકારી સૂચનાઓ અને સંગીત.

આ સંબંધમાં જ્યાં સરકારની સહાયતા મળે છે, ત્યાં વ્યાપારી લોક પણ બહુ સહાયક સિદ્ધ થઈ શકે છે. એની ઉન્નતિ સાથે સાથે વ્યાપારમાં

પણ અધિક ઉન્નતિની આશા રાખી શકાય છે. એની ઉપયોગિતા માટે એક વાત અત્યંત આકર્ષક છે, કે એના ઉપયોગથી જગતના કોઈપણ ખુણામાં રહેલી વ્યક્તિ દૂરદૂરના પ્રદેશના સમાચાર વાતની વાતમાં જાણી શકશે.

ગંગાબાઈ જૈન કન્યાશાળા, અમદાવાદ } લક્ષ્મીકાન્ત એમ ઠાકોર

## શિક્ષક અને ગ્રામજીવન

**ગામડાંમાં ભણેલાં ગણેલાં માણસો:**—શિક્ષકોની સંખ્યામાં ગ્રામજીવન સેવતા શિક્ષકો એકંદરે વધુ પ્રમાણમાં હોય છે. પોતાના ગામોમાં ઉપયોગી નીવડવાના ઘણા સંજોગો તેમને મળે છે. ગામડાંની વસ્તીનો મોટો ભાગ ભણેલો હોતો નથી. ભણેલા અગર કંઈક સંસ્કારી માણસોની શોધ કરવામાં આવે તો તલાટી અને શિક્ષક સિવાય બીજા કોઈ મળવા મુશ્કેલ છે. કોઈ કોઈ ગામમાં પાંચ સાત માણસો છુટાછવાયા અપવાદ-રૂપે આગળ કહેલી બે વ્યક્તિ ઉપરાંત વાંચી લખી સમજી શકે એટલું અક્ષરજ્ઞાન ધરાવતા નજરે પડે છે.

**ગામનું વાતાવરણ:**—વારસા સંબંધી તકરાર ઘણે ભાગે જમીનની વહેંચણીને લગતી હોય છે. ભાગ પાડતા કોઈ એક પક્ષને એકાદ બે વીઘા, અથવા ગુંઠા, જમીન ઓછી વત્તી આવે કે તરતજ તકરાર પડે; ઝગડો અદાલતે ચઢે અને પરિણામે ટુકડા જમીન ખાતર હજાર પંદરસો રૂપીઆ ખરચાય અને બે પક્ષમાં હંમેશની કડવાશ બંધાય. એ કડવાશમા નતીજા તરીકે વેરને શાંતિ આપવા ઘરોને આગ લગાડી શકાય, ખેતરમાં તૈયાર થએલો પાક પણ કાપી નખાય, ધાડ પણ પડાવાય અને ક્વચિત્ ખુન પણ કરાવાય. આવી કડવાશભરેલી લાગણી કેટલાંક કુટુંબોમાં પરંપરા ઉતરી આવે છે અને લાંબો વખત તેની જ્વાળા ભભકતી રહે છે.

વળી ખોટી મોટાઈની વાસના ગામડાંમાં કંકાસનું બીજું મૂળ છે. તેનાથી પણ ઘણી વખત ઝગડા ઉભા થવા પામે છે. તેના પરિણામે ગામમાં બે પક્ષ પડે છે.

**શિક્ષકની ગામ પ્રતિ ફરજ:**—આવું વાતાવરણ બધા ગામનું તો નહિ, પણ ઘણાં ગામનું હોય છે. એવાં ગામોમાં શિક્ષક અને તલાટીને

નોકરી કરી રહેવાનું હોય છે. તલાટીને ગામડાંમાં આખું વર્ષ રહેવાનું હોતું નથી, શિક્ષકને તો આખું વર્ષ ગામમાંજ રહેવાનું હોય છે. એ બેમાં ગમે તે એક વ્યક્તિની અગર બન્નેની સહાય ગામના પક્ષો શોધે છે. જ્યાં તેઓ યોગ્ય સલાહકાર હોય છે ત્યાં કજીઆનો જલદી અંત આવે છે. તેવા શિક્ષક અને તલાટી તરફ ગામનો પ્રેમ વધે છે, અને લોકોમાં તેમની આબરૂ વધે છે.

**શિક્ષક તરફ ગામ લોકોની નજર:**—શિક્ષકને બારે માસ ગામમાં રહેવાનું હોવાથી તેના સદ્ગુણ તેમજ દુર્ગુણ ત્યાંના રહીશોની નજરે બહુ વાર આવે છે. તે ભણેલો ગણેલો ગણાવાથી તેના પગલે ચાલવા કેટલાક પ્રયત્ન કરે છે; આથી શિક્ષકે હંમેશાં પોતાનો પ્રભાવ યોગ્ય રીતે ગામમાં પાડવા ધ્યાનમાં રાખવું.

**શિક્ષકનું મુખ્ય કર્તવ્ય:**—શિક્ષકનું ખરૂં કામ તો તેની નિશાળ આબાદ કરવાનું હોય છે. તેનો ઉદ્દેશ ગામ લોકનો ભાવ નિશાળ તરફ વધારે પ્રમાણમાં આકર્ષવાનો અને બાળકોને યોગ્ય અભ્યાસ કરાવી તેમના ચારિત્ર ઉપર શક્તિ પ્રમાણે સચોટ છાપ પાડવાનો હોય છે.

**સાવચેતી:**—શિક્ષક ગામ સમાજની એક વ્યક્તિ પણ છે. સંસ્કારી માણસ તરીકે તેની કેટલીક ફરજો ગામ તરફ છે. પોતે કંઈ ભણેલો છે એ બાબત તેના લક્ષ બહાર જવી જોઈએ નહિ. તેણે પોતાની વિદ્યાને છાજે તેવી વર્તણુક ગામમાં રાખવી જોઈએ. ગામમાં તે પરગામી તો ગણાય છે; છતાં નોકરીવાળા ગામની સ્થિતિમાં પોતાના સદ્ગુણથી કંઈ સુધારો કરી શકાતો હોય તો તે તેણે કરવો. તેણે ગામલોકથી તદ્દન અતડા તો નજ રહેવું; યોગ્ય પ્રમાણમાં ભળવું અને તેઓ સારે રસ્તે ચઢે એવો બોધ આપવો. કોઈને કદીએ ખોટી સલાહ આપવી નહિ. ગામના કોઈ પક્ષમાં તેણે ભળવુંજ નહિ, કોઈ પક્ષના નેતાને ત્યાં ગામગપાટા મારવા જવું નહિ, કોઈની વાત બીજાને આપવી નહિ, ને પેટ સાગર જેવું રાખવું. જે કોઈ કહે તે કદીએ બહાર પાડવું નહિ; ઉલટી એકબીજાની ગેરસમજ થતી હોય તો તે દૂર કરવા ચૂકવું નહિ.

**પક્ષપાતી શિક્ષકથી થતું નુકસાન:**—જો શિક્ષક ગામના બે પક્ષમાંથી ગમે તે એકમાં ભળી જાય છે તે પોતાની આબરૂને ધોકો પહોંચાડે છે. તે એક પક્ષી ગણાય છે, એટલે બીજા પક્ષના માણસોના તિરસ્કારને પાત્ર કરે છે. આવે વખતે તેનું અપમાન પણ થાય છે. વળી તે જે પક્ષમાં વધારે રસ લેતો થાય છે, તે પક્ષના માણસો તેના વધારે સહ-

વાસના લીધે તેની કદર કરી શકતા નથી. તેઓ તેના સ્વમાનનો વારંવાર ભંગ કરે છે. તેની નાની ભૂલોનો લાભ સામો પક્ષ તેને હેરાન કરવા લે છે. એવો શિક્ષક નિશાળની બરબાદી કરે છે.

**બેઠકીઓ શિક્ષક:**—કેટલીક વખતે શિક્ષક બેઠકીઆ થઈ જાય છે. ગામમાં ઘણાં માણસને ત્યાં ગમે તે વખતે આવજા કરતો હોવાથી ગમે ત્યારે કોઈ તેને બોલાવા આવે ત્યારે તે ના પાડી શકતો નથી. જો ના પાડે છે તો તરત તેને કહેવામાં આવે છે, " મહેતાજી, ફલાણાને ત્યાં તો ગયા હતા, અમારે ત્યાં આવતાં શી હરકત ? પાંચેક મિનિટ ચાલો." ગામડીઓ માણસ દેખીતો અન્યાય સમજી શકે છે અને તેથીજ ઉપર મુજબ કહે છે. એટલે એવા શિક્ષકને જવું પડે છે; પછી ગમે તો તે ઘરના કે નિશાળના કામમાં રોકાયો હોય. અમુક નિયમનો એક વખત ભંગ કરવાથી તેનો વારંવાર તેને ભંગ કરવો પડે છે. આથી ગામલોકો આડકતરી રીતે સમજી શકે છે કે શિક્ષક પોતાની ખરી ફરજ ચૂકે છે; પણ જ્યાંસુધી કડવાશ ઉભી થતી નથી ત્યાંસુધી આ બધો કારભાર ઠીકઠીક ચાલે છે. સહજ કડવાશનો જન્મ થતાં આપોઆપ સઘળી ટપકાપાત્ર બીના બહાર પડી જાય છે.

**મળતાવડાપણું અને બેઠકીઆપણું:**—આ ઉપરથી એમ સમજવાનું નથી કે શિક્ષકે મળતાવડા ન થવું. મળતાવડા થવું અને બેઠકીઆ થવું એમાં ફેર છે. મળતાવડો માણસ વિવેક અને નિયમની મર્યાદા છોડતો નથી. બેઠકીઆને તે બધુંએ છોડવું પડે છે. મળતાવડો માણસ ન્યાયી રહી શકે છે. ગામલોકો તેને પૂજે છે. બેઠકીઓ ન્યાયી રહી શકતોજ નથી, તેથી ગામલોકો તેને વહેલા મોડા ધિક્કારે છે. મળતાવડા શિક્ષકનો પ્રભાવ પડી શકે છે; બેઠકીઆનો પડતોજ નથી. આ પરથી શિક્ષકે સમજવું કે મળતાપણું સદ્‌ગુણ છે અને બેઠકીઆપણું દુર્ગુણ છે.

**આદર્શ ચારિત્રના આવશ્યક સદ્‌ગુણો:**—શિક્ષકની રહેણી ગામના લોક તપાસ્યાજ કરે છે. સારા ચારિત્રની હંમેશાં કદર થાય છેજ. એવા કેટલા શિક્ષકો છે કે જેમનો પ્રભાવ ગામલોકમાં સારો પડયો હોય છે; પણ તેવા તો ઘણા થોડાજ. તેઓનું ચારિત્ર આદર્શ હોય છે. એવા ચારિત્રમાં નીચેના સદ્‌ગુણોનો સમાવેશ થાય છે:—

(૧) **સત્ય:**—આ સદ્‌ગુણ સિવાય બધું નકામું છે. ચારિત્રનો પાયો એના પરજ ચણાય છે.

(૨) **જાહેર હિંમત:**—વિવેકબુદ્ધિવડે જે ખરૂં લાગે તે કહી દેવું અને તે પ્રમાણે વર્તવું; પછી તો ગમે તેવા મોટા સમૂહને તે અરુચિકર નીવડે તેનો ખ્યાલ ન કરવો. આ સદ્ગુણ દઢતાનો વિકાસ કરે છે: ઘણામાં આની ખામી હોય છે.

(૩) **વિદ્યાર્થીઓ તરફ એકસરખો પ્રેમ:**—વિદ્યાર્થીઓ તરફ એકસરખો પ્રેમ રાખવાથી બાળકોનો પ્રેમ શિક્ષક સહેલાઈથી મેળવી શકે છે. નિશાળમાં કોઈ ઠાકોરનો છોકરો હોય, કોઈ જાગીરદારનો હોય, કોઈ મોટા વતનદારનો હોય, કોઈ સાધારણ માણસનો છોકરો પણ હોય અને કોઈ ગરીબ મજુરવર્ગનો હોય; તો તે બધા તરફ ન્યાયપૂર્વક પ્રેમ દર્શાવવામાં આવે અને કોઈપણ પ્રકારનો નિશાળમાં પક્ષપાત કરવામાં ન આવે તો શિક્ષક તે સર્વ બાળકો ઉપર લાંબો વખત ટકે તેવી સારી છાપ પાડી શકે છે.

(૪) **નિષ્પક્ષપાતપણું:**—સત્ય, હિંમત અને સારાસારનો તોલ કરવાની શક્તિને પરિણામે આ સદ્ગુણ પ્રાપ્ત થાય છે. એનો પ્રભાવ ભારે છે. નબળાં માણસો તેનાથી હંમેશાં આઘાજ રહે છે.

(૫) **વ્યવહારકુશળતા:**—અમુક સંજોગોમાં કેવા પ્રકારનું વર્તન રાખવું, સામા માણસનો હેતુ હોય તે સમજી જવો, છેતરાવું નહિ, પાંચ માણસો હોય ત્યા વજન પડે તેવી રીતે બોલવું અને હાંસી ન થાય તેમ વર્તવું, એ સર્વનો સમાવેશ વ્યવહારકુશળતામાં થાય છે. આ શક્તિનો ઉપયોગ ભલા માટેજ કરવો.

(૬) **સમયસૂચકતા:**—આમાં હાજરજવાબીપણાનો સમાવેશ થાય છે. અમુક સંજોગોમાં કેવો જવાબ આપવો, ગભરાઈ કે ડરી જવું નહિ અને મનની બધી વૃત્તિઓ શાંત રાખી રસ્તો શોધી કાઢી વર્તવું એ સમયસૂચકતા કહેવાય.

(૭) **નિશાળ તરફ પવિત્ર ભાવના:**—જેટલે દરજ્જે શિક્ષક નિશાળને પવિત્ર રાખે તેટલે દરજ્જે તે રહી શકે છે. ગામના ગમે તે માણસને નિશાળના મકાન અથવા કમ્પાઉંડમાં સ્વચ્છંદીપણે બોલવા ન દેવો; નિશાળના કોઈ ભાગને નુકસાન ન થવા દેવું, નિશાળના મકાનમાં કોઈપણ પ્રકારની અયોગ્ય ચેષ્ટા થવા ન દેવી, બહાર તેમજ અંદર ગંદવાડ થાય નહિ તેની કાળજી રાખવી.

જે શિક્ષક ઉપરના સદ્ગુણોની ખીલવણી કરશે તે પોતાના ગામનાં

સમાજના અંગ તરીકે સારી સેવા બજાવી શકશે. લુચ્ચા, ઠગારા, ચાંપલા અને દાંભિક લોકો તેનો તાપ જીરવી શકશે નહિ. આમ નિઃસ્વાર્થી થઈને રહેવાથી તે ઉચ્ચ જીવનની લહેજત આપોઆપ મેળવી શકશે.

**શિક્ષક-ઉપદેશક:**—પોતાના કામ ઉપરાંત તે ઉપદેશક હોવો જોઈએ. પોતાનું કામ બગાડી ઉપદેશક થવું તે પાપ છે. ઉપદેશક થવા માટે તેને ઠેરઠેર ભાષણો આપવાની જરૂર નથી; પણ જ્યારે જ્યારે પોતાના સમાગમમાં આવતાં ગામડી માણસોને ઉપદેશ કરવાની તક મળે ત્યારે તે ગુમાવવી નહિ.

**ઉત્સાહી શિક્ષક:**—ઉપદેશક થવા ઉત્સાહની જરૂર છે. ઉત્સાહ એ મુશ્કેલી દૂર કરનાર જબરૂં બળ છે. ઉત્સાહી શિક્ષક એટલે ધમાલીઓ શિક્ષક તો નહિજ. જે શિક્ષક નિશાળમા નવચેતન લાવી શકે, ગામમાં નવું જીવન ઉભું કરી શકે, અને ગામલોકોની પ્રમાદ અને સ્વચ્છંદી મોટાઈની વાસના દૂર કરી શકે તે ઉત્સાહી કહેવાય. જુવાન, તાજા, ટ્રેઈન્ડ થએલા શિક્ષકોમાં પણ નિરુત્સાહ ઘણી વખત જોવામાં આવે છે. કેટલાક જાણે બે વર્ષના અભ્યાસના બોજા નીચે ચગદાઈ ગએલા હોય એવા ઢીલા માલમ પડે છે, કેટલાકમાં ઉત્સાહ સાથે સ્વચ્છંદીપણું હોય છે, કેટલાક નિશાળમાં ઠીક ઠીક કામ કરે છે, તો સમાજના અંગ તરીકે વઢવાડીઆ નીવડે છે. કેટલાકમાં ભણતર હોય છે, તો ગણતર દેખાતું નથી; કેટલાક પ્રભાવશાળી, સારો ખ્યાલ ધરાવનારા, ઉત્સાહી ને સદ્‌ગુણી હોય છે. આ લોકો ગામમાં સારૂં કામ કરી શકે છે, અને સ્વમાન જાળવી શકે છે. વળી તે ગામમાં પોતાની કાયમની પવિત્ર યાદગીરી મૂકી જાય છે.

મ્યુનિ૰ શાહપુર શાળા નંબર ૪, અમદાવાદ } ગિરધરલાલ બાપુલાલ ઠાકર

## કાવેરીના દીવી ધોધનું વર્ણન

સુરત જિલ્લાના ચીખલી તાલુકામાં કાવેરી નામની નદી છે. આ નદી વાંસદાના ડુંગરામાંથી નીકળી વાઘ્રેચ ગામ આગળ અંબિકા નદીને મળે છે. કાવેરી નદી ઉપર આવેલા બ્રાહ્મણવેલ ગામ નજીક દીવી નામનો એક ધોધ છે. આ ધોધને મહાન ધોધ કહી શકાય નહિ, પણ એક નાનો ધોધ છે. એ એક નાનો ધોધ છે પરંતુ ખરેખર જોનારને તે કુદરતનું

મહત્વ બતાવે છે. હાલમાં નદીનાં પૂર વખતે લગભગ બે માઇલ દૂરથી તેનો ધ્વનિ સંભળાય છે. ધોધ આગળ જઈને જોવાથી ખરેખર આપણું મન પ્રફુલ્લિત થયા વગર રહેતું નથી. આ ધોધની સપાટી સરખી નથી. ધોધની લંબાઈ લગભગ ૯૦ ફુટ છે. ધોધની ઉંચાઈ સરખી નથી. તેની વધારેમાં વધારે ઉંચાઈ ૩૦ ફુટની છે. સાધારણ ઉંચાઈ લગભગ ૧૫ ફુટની છે. જે વખતે નદીમાં સખત પૂર આવે છે, તે સમયે પુરેપુરી લગભગ ૩૦ ફુટની ઉંચાઈએથી પાણી પડે છે. તે વખતે ધોધનો ધ્વનિ ઘણીજ મનોહર રીતે ઘણે દૂર સુધી સંભળાય છે. સાધારણ વહેણ વખતે ધોધનું પાણી લગભગ ૧૫ ફુટની ઉંચાઈએથી પડે છે.

જે વખતે નદીમાં સામાન્ય વહેણ હોય છે તે વખતે ત્રણ મોટી નીકો વાટે પાણી સુસવાટા કરતું નીચે પડે છે. તે વખતનો દેખાવ જોનારને હેરત પમાડે તેવો છે. વિશ્વમા કુદરતી સ્થાનો અગણિત છે; પરંતુ તેમને નિહાળવા જેઓ શક્તિમાન નથી તેઓને માટે તો આવો નાનો કુદરતી દેખાવ જોવો આવશ્યક છે એવું આ ધોધ જોનારને માલમ પડયા વગર રહેશે નહિ. પાણીનું ઉંચેથી પડવું, ત્રણ મોટી લાંબી અને ઢાળ પડતી નીકોમાં થઈને પાણીનું વહેવું, તથા ધોધ આગળથી પાણીના વહેણની ઉતાવળી ગતિ, આ સર્વ બાબતનું પ્રત્યક્ષ ભાન થયાથી મનુષ્યની ભાવના વિકાસ પામ્યા વગર રહી શકતી નથી.

આ ધોધનું નામ દીવી ધોધ કેમ પડયું તે સંબંધી કાંઈ ચોકસ વાત સાંભળવામાં આવી નથી; પરંતુ જે વખતે પિંઢારાનો મહાન ત્રાસ હતો તે વખતે ધોધની આજુબાજુના ગામના લોકો આ ધોધની નજીકની પત્થરની ગુફામાં સંતાઈ રહેતા. જે વખતે લોકો અજવાળા માટે દીવા સળગાવતા તે વખતે ત્યાં દીવાદીવા થઈ રહેતા અને તેને પિંઢારા લોકો દૂરથી જોતા તો તેમને લાગતું કે આ તો અહીં જબરો ભૂતવાસો છે, એમ ધારી ત્યાં તેઓ જતા નહિ. તે ઉપરથી ધોધનું નામ દીવી ધોધ પડયું છે, એ બાબત ત્યાંના લોકો જણાવે છે.

લલ્લુભાઈ ઝીણાભાઈ પટેલ
આ. શિ. તાલુકા સ્કૂલ, ચીખલી, જિ. સુરત

# શિક્ષક થયો હું પ્રેમથી

હરિગીત

શિશુને સુપંથે વાળવા, ટેવો કુછંદી ટાળવા,
દુર્ગુણ દિલથી ખાળવા, શિક્ષક થયો હું પ્રેમથી. ૧
મન બાળનું વિકસાવવા, દિલ દેશ પ્રેમ જગાવવા,
શુભ નાગરિક બનાવવા, શિક્ષક થયો હું પ્રેમથી. ૨
હિત કાજ આ અમ દેશના, આ દેહને ધરશું દેના,
શિશુ ઊર્મિઓ પ્રગટાવવા, શિક્ષક થયો હું પ્રેમથી. ૩
ઉત્સાહી બાળ બનાવવા, નીતિધર્મ ઉર ખિલાવવા,
સદ્ગુણ પાઠ પઢાવવા, શિક્ષક થયો હું પ્રેમથી. ૪
શિશુ સદ્ગુણે શણગારવા, આલસ્ય વ્યસન વિદારવા,
પથ્ય અપથ્ય બતાવવા, શિક્ષક થયો હું પ્રેમથી. ૫
નિઃસ્વાર્થ જીવન ગાળશું, પરમાર્થતાને પાળશું,
"જયસુખ" ધરી એ ધારણા, શિક્ષક થયો હું પ્રેમથી. ૬

જયસુખલાલ માનશંકર ત્રિવેદી
સરધાર (કાઠિઆવાડ)

ઈ. સ. ૧૯૩૪-૩૫માં લેવાએલી એન. પી. વકીલ સ્કોલરશિપ પરીક્ષાનું પરિણામઃ—

| નંબર | નામ | ઉમ્મર | કઈ શાળામાં અભ્યાસ કરે છે | માસિક સ્કોલરશિપની રકમ |
|---|---|---|---|---|
| ૧ | વર્ગ—અ<br>રમેન્દ્રબાળા જે. ભટ | ૧૩ | ગવર્મેન્ટ ગર્લ્સ હાઇસ્કૂલ, અમદાવાદ. | રૂ. ૪ |
| ૨ | વર્ગ—બ<br>સરસ્વતી એસ. શાહ | ૧૪ | ... | ૫ |
| ૩ | વર્ગ—ક<br>મેબલ હરૂન પાટે | ૧૫ | ... | ૬ |
| ૪ | વર્ગ—ડ<br>ધનબાઇ જે. મોકેલ એદજી | ૧૬ | ... | ૬ |

અમદાવાદ.
તા. ૨૮-૮-૧૯૩૪.

બી. પી. ઠાકોર
પ્રમુખ,
અમદાવાદ મ્યુનિસિપાલિટી.

## પાઠ્યપુસ્તક ઇનામ અને લાયબ્રેરી માટે .. ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થ કર્તા | પ્રગટ કર્તા (ઠેકાણા સહિત) | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | આરોગ્યવિજ્ઞાનશાસ્ત્ર (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. ડી. બી. બર્વે | મિ. ડી. બી. બર્વે, ૮૦૨, શદાશિવ પેઠ, પુના. | ૦—૧૨—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજોમાં પાઠ્યપુસ્તક તરીકે. | |
| ૨ | સંગીત માર્ગપ્રવેશ પોથી ,, | ડૉ. બી. કે. મેહતા | ડૉ. ભીમભાઈ કે. મેહતા, માંડવીની પોળ, અમદાવાદ. | ૦—૮—૦ | ,, | |
| ૩ | સંગીત વિદ્યાસાગર ભાગ ૧ ,, | ,, | ,, | ૩—૦—૦ | ,, | |
| ૪ | ઇંગ્લંડનો સરળ ઇતિહાસ અને રાજ્યવ્યવસ્થા (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. જી. એલ. ભટ્ટ અને મિ. સી. બી. પટેલ | મેસર્સ એસ. બી. શાહ એન્ડ કં. ૧૧૮૩, પાનકોરનાકા, અમદાવાદ. | ૧—૧૨—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજોમાં પાઠ્યપુસ્તક તરીકે. | |
| ૫ | માધ્યમિક શાળાઓ માટે ઇંગ્લંડનો ઇતિહાસ અને રાજ્યબંધારણ (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | મિ. એ. એન. જોષી | ધી ગુજરાત ઓરિએન્ટલ બુક ડેપો, રીચીરોડ, અમદાવાદ. | ૨—૦—૦ | માધ્યમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે, | |
| ૬ | માધ્યમિક શાળાનું અંકગણિત ધોરણ ૧ લા માટે, (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. જી. જે. ભટ્ટ અને મિ. એમ. એચ. પંચોલી | મિ. પોપટલાલ મગનલાલ ગજ્જરાવાલા, ગાંધીરોડ, અમદાવાદ | ૦—૭—૦ | ,, | |
| ૭ | ,, ,, ધોરણ ૨ જા માટે | ,, | ,, | ૦—૭—૦ | ,, | |
| ૮ | ,, ,, ધોરણ ૩ જા માટે | ,, | ,, | ૦—૭—૦ | ,, | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | અંકગણિતનાં મૂળતત્ત્વો (સને ૧૯૩૩ની ૫૦ મી આવૃત્તિ) | મિ. એલ. યુ. ત્રિવેદી સુધારો કરનાર મિ. એમ. ડી. દલાલ | મિ. ટી. અન. નવાડા, અમ્રતલાલની પોળ, ખાડીઆ, અમદાવાદ. | ૦—૮—૦ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૧૦ | નવયુગ વાચનમાળા પુસ્તક બીજું | મિ. એમ. ડી. વ્યાસ અને મિ. એસ. આર. દેસાઇ | ધી કર્નાટક પ્રેસ, મુંબઈ નં.૨ | ૦—૫—૬ | ,, |
| ૧૧ | ,, પુસ્તક ત્રીજું | ,, | ,, | ૦—૬—૬ | ,, |
| ૧૨ | અનડા ગણિત ધોરણ ચોથું (ભૂમિતિ વિભાગ સાથે) (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. આર. પી. અનડા | મિ. આર. પી. અનડા ગેરી બ્રાઉન મેમોરિયલ ટ્રેનિંગ કોલેજ, બોરસદ | ૦—૪—૦ (કાગળનું પૂંઠું) ૦—૪—૬ (કા. બો. પૂંઠું) | ,, |
| ૧૩ | મોટું અંકગણિત (સને ૧૯૩૩ની પહેલી આવૃત્તિ) | મિ. એલ. યુ. ત્રવાડી સુધારો કરનાર મિ. જી. જે. ભટ્ટ | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત | ૧—૪—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ કોલેજોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૧૪ | લેખનકળા માધ્યમિક શાળાઓ માટે બુક નં. ૧ | ,, | મેસર્સ એન. ડી. મેહતા એન્ડ કોં., કાલબાદેવી મંદિર પાસે, મુંબઇ ૨. | ૦—૧—૬ | માધ્યમિક સ્કૂલોમાં વાપરવા માટે. |
| ૧૫ | ,, બુક નં. ૨ | ,, | ,, | ૦—૧—૬ | ,, |
| ૧૬ | ,, બુક નં. ૩ | ,, | ,, | ૦—૧—૬ | ,, |
| ૧૭ | ગ્રંથોદય કોપિબુક નં. ૧ | મિ. ડી. કે. ત્રિપાઠી | મિ. હરગોવિંદદાસ હરજીવનદાસ પારેખ, અમદાવાદ. | ૦—૧—૩ | પ્રાથમિક સ્કૂલોમાં વાપરવા માટે. |
| ૧૮ | ,, નં. ૨ | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૧૯ | ,, નં. ૩ | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૦ | ,, નં. ૪ | ,, | ,, | ૦—૧—૩ | ,, |
| ૨૧ | ,, નં. ૫ | ,, | ,, | ૦—૧—૩ | ,, |

# નોટિસ

સને ૧૯૩૪ના એપ્રિલમાં પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજમાં લેવાએલી વાર્ષિક પરીક્ષામાં નીચેના સ્કૉલરોને ચંદ્રકો તથા ઇનામો આપવાનું નક્કી કરવામાં આવ્યું છેઃ—

## બીજું વર્ષ

| ઇનામ મેળવનાર સ્કૉલરનું નામ | કયા વિષયમાં | ચંદ્રક અથવા ઇનામનો પ્રકાર |
|---|---|---|
| નટવરલાલ લક્ષ્મિશંકર આચાર્ય | ભાષા | રા. સા. મહિપતરામ રૂપરામનો ચાંદીનો ચંદ્રક રૂ. ૨૦)નો. |
| ,, | શિક્ષણ | રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનો સુવર્ણચંદ્રક રૂ. ૩૦)નો |
| ,, | ભાષા | શ્રીયુત હિંમતલાલ ગણેશજી અંજારીઆ સુવર્ણ ચંદ્રક. |
| ભુભાઈ પુરુષોત્તમ પટેલ | ડ્રોઇંગ | જાઇલ્સનું રૂ. ૧૨)નું ઇનામ. |
| ોત્તમ વિઠ્ઠલદાસ જોષી | સંગીત | જાઇલ્સનું ઇનામ રૂ. ૯)નું |

## પહેલું વર્ષ

| ઇનામ મેળવનાર સ્કૉલરનું નામ | કયા વિષયમાં | ચંદ્રક અથવા ઇનામનો પ્રકાર |
|---|---|---|
| લાલભાઈ દુર્લભભાઈ નાયક | શિક્ષણ | સર થિઓડોર હોપનું રૂ. ૧૨)નું પહેલું ઇનામ. |
| મોહનલાલ ગુલાબભાઈ જોષી | શિક્ષણ | સર થિઓડોર હોપનું રૂ. ૯)નું બીજું ઇનામ. |
| કૃષ્ણસુખ હરિહર ભટ | વિજ્ઞાન | રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનું રૂ. ૨૫)નું ઇનામ. |

એમ. એચ. ચોકસી, હેડમાસ્તર,
પી. આર. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

### શુદ્ધિપત્રક

ગુજરાત શાળાપત્ર પુસ્તક ૭૩ અંક ૮ પૃષ્ઠ ૩૩૩ અનુક્રમ નં. ૨૯ કાનજીભાઈ છીતાભાઇ પટેલને બદલે કાનજીભાઇ છીકાભાઈ પટેલ એમ સુધારી વાંચવું.

## જાહેરખબર

"મિસિસ માસ્ટર સીવણ તથા ભરત ફંડના" વ્યાજમાંથી ઇનામ માટે ખેડા જિલ્લાની નામદાર સરકારે માન્ય કરેલી સઘળી પ્રાથમિક કન્યાશાળાઓમાં ભણતી બાળાઓએ બનાવેલા સીવણ તથા ભરતના નમુનાનું બીજું પ્રદર્શન ભરવાનું છે માટે તેવા નમુનાઓ **તા. ૧૫મી નવેમ્બર, ૧૯૩૪ પહેલાં** સિનિઅર આસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, નડિઆદ, મુકામે મોકલી આપવા.

(૧) નમુનાઓ બાળાઓએજ બનાવેલા જોઈએ.

(૨) નમુના બાળાઓએ બનાવ્યા છે તેવું પ્રમાણપત્ર બે સદ્‌ગૃહસ્થોનું નમુના સાથે મોકલવું.

(૩) નમુના મોકલવા લઈ જવાનો ખર્ચ નમુના મોકલનારને શીર છે.

(૪) એક દરે બે ઇનામો છે. તેમાં પહેલું રૂ. ૧૦)નું ને બીજું રૂ. ૫)નું છે.

ગવર્મેન્ટ હોસ્ટેલ,
બી. બ્લોક,
સિનિઅર આસિસ્ટન્ટ
ડે. એ. ઈ.ની-ઓફિસ,
નડિઆદ.
તા. ૭-૯-૧૯૩૪.

**એન. એલ. બ્રહ્મચારી**
સિનિયર-આ. ડે. એ. ઇ. ખેડા
ને
એકસ ઓફિશિઓ સેક્રેટરી,
"મિસિસ માસ્ટર સોઈંગને
એમ્બ્રોઇડરી પ્રાઈઝફંડ."

## જાહેરખબર

રાવસાહેબ માધવલાલ હરીલાલ સ્મારકફંડની કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે-અમદાવાદ ને ખેડા જિલ્લો અને ખેડા એજન્સિની કોઈ સ્ત્રી શિક્ષકને સ્મારક ઇનામ તરીકે રૂ. ૩૦) અંકે ત્રીસનાં ઇનામનાં પુસ્તકો અથવા સાહિત્યો આપવાની ધી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ગોઠવણ કરી છે. પરીક્ષા તા. ૧૧-૧૨-૩૪ ને મંગળવારના રોજ અમદાવાદની ધી મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં સદરહુ કોલેજનાં લેડી સુપરીન્ટેન્ડન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના હેડમાસ્તર સાહેબ લેશે. પાઠનો વિષય અને વર્ગનું નામ એક કલાક અગાઉ જણાવવામાં આવશે. સઘળી અરજીઓ તા. ૫-૧૨-૩૪ સુધીમાં પોતાના ઉપરી અધિકારી મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજનાં લેડી સુપરીન્ટેન્ડન્ટ સાહેબ તરફ ઉમેદવારે મોકલવી. પાંચ વરસ ઉપરની અને પંદર વરસ અંદરની નોકરીવાળાં સ્ત્રી શિક્ષકો આ ઇનામ માટે હરિફાઈ કરી શકશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ
ફોર વીમેન,
અમદાવાદ. તા. ૧૫-૯-૩૪

મિસ બેપ્ટિસ્ટા
લેડી સુપરીન્ટેન્ડન્ટ

# ઈનામપત્રક

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| નાના ઉભડા | મિ. ધરમશીભાઈ ભૂદરભાઈ પટેલે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. ભીખાભાઈ જેશંગભાઈ પટેલે | ૨૦—૦—૦ | ” |
| | મિ. ઇશ્વરભાઈ વહાલદાસ પટેલે | ૨૦—૦—૦ | ” |
| | મિ. રમણીકલાલ રવિશંકર ખોરશમાએ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| પાટડી | મિ. સોમનાથ શીવલાલ દેશાઇએ | ૯—૧૦—૦ | ગુજરાતી તથા ઇંગ્લીશ સ્કૂલોમાં કેળાં વહેંચ્યાં. |
| | મિ. શીવાભાઈ બાવાભાઈ દેશાઈએ | ૧૮—૦—૦ | બધી સ્કૂલોમાં પેંડા વહેંચ્યા. |
| પુંસરી | મિ. છગનલાલ વેણીચંદે | ૧૭—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| ઝુંડાલ | પા. ગોવિંદભાઈ શનાભાઈએ | ૪૦—૦—૦ | ” |
| પોલારપુર | ભીમનાથ મહંત સાહેબે | ૩૫—૦—૦ | સ્કૂલને હેંડ હાર્મોનિયમ ભેટ આપ્યું. |
| વાળ ડાંગરવા | મહારાજ હનુમાનદાસજી રઘુનન્દનદાસજીએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| પાટડી | શેખ ઇબ્રાહીમ જીવાભાઈએ | ૧૦—૦—૦ | ઉર્દૂ સ્કૂલને ઘડિયાળ ભેટ આપ્યું. |
| રૈથળ | બાઈ જમના કોળીપટેલ ડાહ્યા વસરામની વિધવાએ લાલજી નામે વિદ્યાર્થીને દત્તક તરીકે લીધો તેની ખુશાલીમાં | ૧૨—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| સાણોદા | મુખી પા. મરઘાભાઈ જેસીંગભાઈએ | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| વાસણા કેલીઆ | પા. મણિલાલ ઝવેરભાઈએ | ૪૦—૦—૦ | બંને સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ચંડીસર | દરબારી વાંટાના ચોરાનું મુહુર્ત હોવાથી તે પ્રસંગે તાલુકદારો તરફથી | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| | ” | ૨—૦—૦ | સ્કાઉટોના કામથી ખુશ થઇ પતાસાં વહેંચ્યાં. |
| પિલુદ્રા | શી સુળજીભાઈ ગણપતરામે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા વાગતું ઘડિયાળ ભેટ આપ્યું |
| | પોતાની સ્ત્રીના શ્રીમંત પ્રસંગે | ૨૫—૦—૦ | |

| | | | |
|---|---|---|---|
| પિલુદ્રા | જોશી જોઈતારામ વહાલજીના મરણ પ્રસંગે | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ભડીઆદ | મિ. જેઠાલાલ ત્રીભુવને પોતાના દીકરાના લગ્ન પ્રસંગે | ૭—૦—૦ | સાકર વહેંચી તથા બાળલાયબ્રેરીમાં આપ્યા. |
| | મિ. અહમીયાં ભાઈમીયાંએ પોતાના દીકરાને નિશાળે બેસાડયો તે પ્રસંગે | ૪—૦—૦ | ,, |
| કેશાળા | પા. કેશવલાલ પ્રભુદાસે પોતાની પત્નીના મરણતિથિ નિમિત્તે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કુહા | પેન્શનર મહેતાજી રામભાઈ રણછોડભાઈ પટેલે | ૪૫—૦—૦ | બને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વરામણ | ફર્સ્ટ વહીવટદાર પ્રભાશંકર ગૌરીશંકર ભટ્ટે | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | સેકન્ડ વહીવટદાર સરતાનસિંહ માધવસિંહ વાઘેલાએ | ૦—૮—૦ | રોકડા ઈનામ તરીકે વહેંચ્યા. |
| નાદેજ | ડો. જેઠાલાલ મોતીરામ ભટ્ટે | ૪—૦—૦ | ઇનામો વહેંચ્યાં. |
| પરબડી | ગામ તરફથી | ૨—૪—૯<br>૧—૦—૦ | ઇનામો તથા પતાસાં વહેંચ્યાં. |
| મોરીયા | લોકલ સ્કૂલ કમિટિના મેમ્બર કુંવરજી મલુકચંદે પોતાના પુત્રના લગ્ન પ્રસંગે | ... | વિદ્યાર્થીઓને જમાડયા |
| જેતલપુર | પા. પરસોતમ છગનલાલે | ૫૦—૦—૦ | બંને સ્કૂલોના ,, |
| | બાઈ અંબા ત્રવાડી શીવરામ છગનલાલની વિધવાએ | ૫૦—૦—૦ | ,, ,, |
| | બાઈ મણી ત્રવાડી અમરતલાલ પીતાંબરદાસની વિધવાએ | ૫૦—૦—૦ | ,, ,, |
| | બાઈ ચંચળ પટેલ હીરમલાલ મોતીભાઈની વિધવાએ | ૫૦—૦—૦ | ,, ,, |
| | પટેલ વેલજી કાકુજીએ | ૫૦—૦—૦ | ,, ,, |
| | પટેલ નાથાલાલ કેવળદાસે | ૫૦—૦—૦ | ,, ,, |
| | પટેલ પરસોતમ વ્રજલાલે | ૫૦—૦—૦ | ,, ,, |
| કમળેજ | વળા સ્ટેટના નેકનામદાર યુવરાજ સાહેબ શ્રી ગંભીરસિંહજી સાહેબે. | ૨૫—૦—૦ | બાળપુસ્તકાલય ખોલવા માટે આપ્યા. |
| બેંસાનાડા | ગુટાલના ગુણી તા. લો. બો. ના મેમ્બર નાથાભાઈ શિવાભાઈ તરફથી તલાટી કાસમભાઈએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |

| | | | |
|---|---|---|---|
| પીપળી | મિ. ભગવાનસંગ રાયસંગજી તથા મિ. સરદારસંગ રાયસંગજીએ | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગોરૈયા | મતાદાર નરસીભાઈ મોતીલાલે | ૧૧—૦—૦ | ,, |
| | મિ. શંભુરામ હરજીવને | ૧૧—૦—૦ | ,, |
| | સોની મનસુખ ધારશીએ | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| મોવદ | શા. કાળીદાસ વીરચંદભાઈએ | ૧૨—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ડાંસોલ | અમદાવાદના ગોર-નાથાલાલ મોતીરામે | ૬—૦—૦ | વૉલ પીકચર સ્કૂલમાટે લાવી આપ્યા. |
| હીરાપુર | મિ. છોટાભાઈ મોતીભાઈએ | ૩૦—૦—૦ | અંતે નિશાળના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ,, | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મહાજન સમસ્ત તરફથી | ૩૦—૦—૦ | અંતે નિશાળના વિદ્યાર્થીઓને જમાડયા. |
| કાસંદ્રા | સરોડાના દવે છોટાલાલ બુલાભાઈએ | ૫—૦—૦ | વાગતું ઘડિઆળ કન્યાશાળાને ભેટ આપ્યું. |
| | અત્રેના પા. મંગળભાઈ ઈશ્વરભાઈએ | ૩—૦—૦ | |
| | સાણંદના ગરાશીયા તખતસંગજી કેશાજીએ | ૨—૦—૦ | વાગતું ઘડિઆળ કન્યાશાળાને ભેટ આપ્યું. |
| | અત્રેના શેઠ ઓધડદાસ વનમાળીદાસે | ૪—૪—૦ | |
| ખેરવાજતના | હેડમાસ્તર વિઠ્ઠલભાઈ મનસુખભાઈ રાવળે પોતાને ત્યાં પુત્ર પ્રસવ થયાની ખુશાલીમાં | ૪—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | પાટડીના કુંવરસાહેબનો જન્મ દિવસ હોવાથી સ્ટેટ તરફથી મુખી સાતાભાઈ ગંગારામ પટેલે | ૨૫—૦—૦ | મગજના લાડુ વહેંચ્યા. |
| ગાગેર | સ્કૂલ કમિટિના મેમ્બર ભાવસાર પરશુદાસ હરજીવનદાસે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ભાવસાર પરસોતમ છગનલાલે | ૧—૦—૦ | વાર્ષિક પરીક્ષામાં ઈનામ તરીકે ચોપડીઓ તથા મિઠાઈ વગેરે વહેંચી. |
| | પરીખ રમણલાલ મણીલાલે | ૧—૦—૦ | |
| | મિ. ધારસીભાઈ ઝવેરચંદ હીરાણીએ | ૩—૦—૦ | |
| | ભાવસાર ફુલચંદભાઈ રામદાસે | ૧—૦—૦ | |
| | મિ. મથુરદાસ જેતાજી ઠાકોરે | ૧—૦—૦ | |
| | મિ. જીવરાજપુરિ વીરપુરી ગોસાંઈએ | ૧—૦—૦ | |
| | ભાવસાર નાથાભાઈ દલીચંદે | ૧—૦—૦ | |

| | | | |
|---|---|---|---|
| અચેર | મિ. નારણભાઈ પાનાચંદ ભાવસારે | ૦—૮—૦ | વાર્ષિક પરીક્ષામાં ઇનામ તરીકે એ-પરીઓ, તથા મિ. ઠાઈ વગેરે વહેંચી. |
| | મિ. મગનલાલ લાલચંદ શાહ | ... | પેન્સિલો, પેનો વગેરે વહેંચી. |
| મણીપુર | મહેતા આશરચંદ ખોડીદાસે | ૩-૧૨-૦ | પુસ્તકો વહેંચ્યાં. |
| | ,, | ૨—૪—૦ | મિઠાઈ વહેંચી. |
| નાના ઉભડા | તલાટી ચીમનલાલ ફુલચંદે | ૧—૦—૦ | વાર્ષિક પરીક્ષા વખતે પતાસાં વહેંચ્યાં. |
| રીબડી | મુખી ભગવાનદાસ રામદાસે | ૧—૦—૦ | ,, સાકર વહેંચી. |
| | ગામ તરફથી | ૫—૦—૦ | ફરતી શાળા લાયબ્રેરી-માં આપ્યા. |
| દસલાણા | મુખી કાળીદાસ નાગજીભાઈએ | ૧૩—૮-૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | મિ. દલસુખરામ અમૃતલાલ ભાવસારે | ૨ – ૦—૦ | દૂધ સાકર પાયું. |
| | દોશી હરીસંગ તેજપાળે | ૦-૧૨-૦ | સાકર વહેંચી. |
| | મિ. દલસુખરામ અમૃતલાલે | ૧ ૧૨-૦ | પેંડા વહેંચ્યા. |
| વિસલપુર | અમદાવાદના મિ. જયેન્દ્રરાવ વણુભાઇ દીવેટીઆ એમ. એ. એલ. એલ. બી. | ૮—૪—૦ | ક્રિકેટનો સામાન લાવી આપ્યો. |
| | અમદાવાદના ડૉ. છોટાલાલ હરિલાલ દૂધીયાએ | ૨-૧૨-૦ | ફૂટબોલ આપ્યો. |
| | અમદાવાદના ડૉ. ચુનીલાલ ત્રિ. બહેરાવાળાએ | ૧—૦-૦ | ... |
| તલોદ | મિ. પરશોતમભાઈ હાથીભાઈ લાટીવાળાએ | ૨—૦—૦ | સ્કાઉટોને મિઠાઈ વહેંચી. |
| | અને તેમનો વહીવટ કરતા મિ. ભીખાભાઈ અને પરશોતમભાઈ તરફથી | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| પાટડી | સોની વલ્લભજીભાઈ મુળજીભાઈએ પોતાની બહેન મુળીના સ્મરણાર્થે | ૧૦—૦—૦ | માવાના પેંડા વહેંચ્યા. |
| લાંભા | મિ. ગેલાભાઈ ખોડીદાસે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | ગામલોક તરફથી | ૩—૧—૬ | બાળાઓને લુગડાંના કકડા વહેંચ્યા. |
| | મિ. સોભાભાઈ કેવળદાસ | ૨—૦—૦ | ખાદીની ટોપીઓ [illegible]ઓને વહેંચી. |
| | હેડમાસ્તર આશાભાઈ પટેલે | ૧—૦—૦ | |
| | આસિ. માસ્તર ગણપતરામે | | |

| | | | |
|---|---|---|---|
| લાભા | મિ. અમીચંદભાઈ ભાઈજીદાસે | ૫—૦—૦ | બાળલાયબ્રેરી તથા સ્કાઉટ ગરીબ વિદ્યાર્થીઓને મદદ તરીકે આપ્યા. |
| | મિ. દેવશંકર લલ્લુરામ મહેતાએ | ૫—૦—૦ | |
| | મિ. છગનલાલ ખુશાલદાસે | ૫—૦—૦ | |
| | મિ. ખોડાભાઈ કાળીદાસે | ૫—૦—૦ | |
| | મિ. નાથાલાલ માધવદાસે | ૫—૦—૦ | |
| નરોડા | કપોલના દશા નરસિંગપુરા જૈન વાણીઆની જાન આવેલી તેના તરફથી મિ. શીવલાલ નાનચંદ શાહે | ૮૫—૦—૦ | મુખ્ય સ્કૂલમાં પતાસાં અને કન્યાશાળામાં ચ્યાલારફાળી વહેંચ્યા. |
| કામદા | તાલુકા લો. બો. ના વાઈસ પ્રેસિડન્ટ સાહેબ દા. સુરસંગજી સાહેબે પોતાના દીકરાના જન્મ પ્રસંગે | ૭—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળામાં સાકર વહેંચી. |
| | , | ૩—૦—૦ | અને નિશાળમાં પતાસા વહેંચ્યા. |
| હાસોલ | પા. લાલભાઈ નાગરદાસે | ... | ટ્રંકની પેટી બાળલાયબ્રેરીના પુસ્તકો મૂકવા માટે આપી. |
| | પટેલ માણેકલાલ મગનલાલે | ૨—૦—૦ | નિશાળના ઉપયોગ માટે આપ્યા. |
| | પા. મોહનલાલ ગોપાળદાસે | ૧—૮—૦ | ,, |
| | પા. સોમાભાઈ જેસંગે | ૧—૦—૦ | ,, |
| | પા. મગળદાસ શંભુદાસે | ૧—૦—૦ | ,, |
| | પા. ડાહ્યાલાલ મગનલાલ | ૧—૦—૦ | ,, |
| | પા. મગનલાલ કાળીદાસે | ૧—૦—૦ | ,, |
| | માસ્તર પુરષોત્તમ ભવાશંકરે | ૧—૦—૦ | ,, |
| | નાથી નાના વાલચંદે | ૧—૦—૦ | ,, |
| | પા. માધવદાસ વનમાળીદાસે | ૦—૧૫—૦ | ડોલ નં. ૩ આપી. |
| વરસા | સિરફ મોમાસાહેબ ગુલામહુસેન બુખારીએ | ૮૧—૦—૦ | સ્કાઉટ કેમ્પમાં તાલીમ લેવા આવેલા ૭૦ શિક્ષકો તથા ત્રણે સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| દહેમાઈ | સુતાર રણછોડભાઈ પીતામ્બરદાસે પોતાને ત્યાં શ્રીમત ચંડી પ્રસંગે | ૫૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| જલાલપુરવંટા | પા. ભુલાભાઈ મનોરભાઈએ | – | |

| | | | |
|---|---|---|---|
| | રા. ધનાભાઈ ગોવિંદભાઈ એ ગંગાપૂજન નિમિત્તે | ... | ,, |
| | વ્યાસ સોમાભાઈ હરગોવિંદે ભત્રિજાના અવસાન નિમિત્તે | ... | ,, |
| પાટડી | મિ. દેશાઈ સોમનાથ શીવલાલે પોતાના ભાઈ ચીનુભાઈના સ્મર્ણાર્થે | ૨૦૦—૦—૦ | મુખ્ય સ્કૂલ, કન્યાશાળા, ઉર્દુ સ્કૂલ, ઉર્દુ કન્યાશાળા, અંત્યજ સ્કૂલ તથા ઇંગ્લિશ સ્કૂલના તમામ વિદ્યાર્થીઓને જમાડયા. |
| નાના ઉભડા | મિ. મોહનલાલ દેવજીદાસપટેલે | ૧૫—૦ ૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વળાદ | મુખી નાથાભાઇ દેશાઇભાઇ એ | ૫૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સોની કાળીદાસ લલ્લુભાઈની વિધવાએ | ૫૦—૦—૦ | ,, |
| ગાંફ | સ્વર્ગસ્થ ગાંડાલાલ ભાઇશંકરના ટ્રષ્ટ | ૫— ૦—૦ | વિદ્યાર્થીઓની સહાયકારી મંડળીની યોજનામાં રોકડા આપ્યા તથા સુખડીના |
| | વ્યાસ જગજીવન છગનલાલે | ૩—૦—૦ | લાડુ વહેંચ્યા. |
| મોરૈયા | ગોધાવીના શાહ કેશવલાલ નગીનદાસે | ૧—૪—૦ | મિઠાઈ વહેંચી. |
| પીસલપુર | મિ. અંબાલાલ શોભારામ જોશીએ | ૧—૦—૦ | ચવાણું વહેંચ્યું. |
| | મિ. મગન શનાભાઈ નાથાભાઈ ઠક્કરે | ૧—૦—૦ | ,, |
| | મિ. તલકચંદ અનોપચંદશાહે | ૧—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| ઉસ્માનાબાદ | સ્કૂલ કમિટિના મેમ્બર શા. મફતલાલ તરભોવનદાસે | ૧૦—૪ ૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કુહા | પેન્સનર મહેતાજી ભીખાભાઇ નરસીભાઈ પટેલે પોતાના મકાનના વાસ્તુ નિમિત્તે | ૪૦—૦—૦ | ,, |
| | મિ. તળશીભાઈ નરોતમદાસ પટેલે પોતાના ભાઈના મરણ નિમિત્તે | ૪૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ભોળાદ | પાઠક અમરજી રામેશ્વરે | ૧—૦—૦ | પરીક્ષા વખતે સાકર વહેંચી. |
| મહેમનગર | નારણપુરાના સુથાર પીતાંબર દેવજીએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| મોહેમનગર | પા. સોમાભાઈ જેઠીદાસે | ૨—૮—૦<br>૧—૦—૦ | લાકડશી લાડુ તથા ચવાણું વિદ્યાર્થીઓને વહેંચ્યું. |
| | | ૮—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| ઓરૈયા | મે. પાટવી કુંવર સાહેબના જન્મ દિવસની ખુશાલીમાં સ્ટેટ તરફથી | ૧૨૫—૦—૦ | તમામ સ્કૂલોના વિદ્યાર્થીઓને મગજના લાડુ વહેંચ્યા. |
| પાટડી | મે. ખા. બા. મેનેજર સાહેબ કોર્ટ ઑફ વોર્ડ્ઝ પાટડી સ્ટેટ તરફથી | ... | કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| વાગડ | રજપુત દલુ રૂપસંગે | ૧—૦—૦ | પેંડા વહેંચ્યા. |
| | સુ. ટેમુભા દાનુભા | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| | સુ. અમુભા કાનુભા | ૧—૦—૦ | પેંડા વહેંચ્યા. |
| | સુ. બીખુભા સુરૂભા | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | બા શ્રી સદાબાએ | ૨૦—૦—૦ | અને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | રજપુત દલુભાઈ રૂપસંગ મકવાણાએ | ૧૦—૦—૦ | બાળ લાયબ્રેરી માટે રોકડા આપ્યા. |
| સાળંગપુર | વડવાલ ગાદીના ધ. ધુ. આચાર્ય મહારાજ શ્રી આનંદપ્રસાદજી મહારાજશ્રીએ | ૩૦—૦—૦ | અને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| કુણડથલ | મણીલાલ વિદ્યારામ ભટ્ટે | ૧૫—૦—૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| લાંબા | પા. બાકુચરભાઈ ઝવેરદાસે | ૧—૦—૦ | દૂધ પાયું. |
| | " | ૧—૦—૦ | " |
| ગઢોડા | મિ. અમૃતલાલ છગનલાલે<br>પા. કુશાભાઈ ખોડાભાઈએ | ૭—૮—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાની બાળાંઓને સાકર તથા દૂધ પાયું. |
| બોપલ | ગામશેઠીઆએ<br>"<br>" | ૧૦—૦—૦<br>૪—૬—૦<br>૧—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા ઇનામ વહેંચ્યાં તથા પતાસાં વહેંચ્યાં. |
| ચખાદ | મિ. જેસંગભાઈ રણછોડભાઈ શાહે | ૨—૦—૦ | લાયબ્રેરીમાં આપ્યા. |
| | મિ. નાથાલાલ જેઠતિરામ શાહે | ૨—૦—૦ | |
| | મિ. મોહનલાલ મોતીભાઈ વ્યાસે | ૫—૦—૦ | |

| | | |
|---|---|---|
| મિ. રણછોડભાઈ વાલચંદભાઈ શાહે | ૨—૦—૦ | લાયબ્રેરીમાં આપ્યા. |
| મિ. નાથાભાઈ દેશાઈભાઈ મુખીએ | ૨—૦—૦ | ” |
| વ્યાસ મોહનભાઈ મોતીભાઈએ | ૩—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| વ્યાસ વનમાળી ગોપાળદાસે | ૨—૮—૦ | ” |
| વ્યાસ શનાલાલ ઝીણાભાઈએ | ૨—૮—૦ | ” |
| વ્યાસ વનમાળી વલ્લવભાઈએ | ૩—૦—૦ | ” |
| નગોઈ હનુમાન મંદીરના મહંતશ્રીએ | ૧૦—૮—૦ | સ્કાઉટોને જમાડયા. |
| ” | ૩—૮—૦ | તાજમહાલ શાળાના ઉપયોગ માટે આપ્યા. |
| મિ. હમીરબેગ સમશેરબેગે | ૧—૦—૦ | પીક્ચર આપ્યા. |
| મિ. ત્રીભુવન અંબારામે | ૧—૦—૦ | ” |
| મિ. આત્મારામ મોહને | ૧—૦—૦ | ” |
| મિ. જોઈતારામ છગનલાલે | ૧—૦—૦ | ” |
| મિ. પ્રહલાદ જેસીંગભાઈએ | ૧—૦—૦ | ” |
| મિ. રણછોડ કલ્યાણભાઈસુથારે | ૧—૦—૦ | ” |
| મિ. અંબારામ જીવીદાસે | ૧—૦—૦ | ” |
| મિ. સોમા રામાએ | ૧—૦—૦ | ” |
| મિ. રણછોડ રામદાસે | ૧—૦—૦ | ” |
| મિ. મણીલાલ કેશવલાલે | ૧—૦—૦ | ” |
| નડિઆદના દેશાઈ ડાહ્યાભાઈ મોતીભાઈએ | ૧૫—૦—૦ | જર્મનના રકાબીપ્યાલા વહેંચ્યા. |
| ” | ૧—૦—૦ | વિદ્યાર્થીફંડમાં આપ્યો. |
| અમદાવાદના ભાવસાર ગોરધનદાસ મનસુખરામે. | ૧૭—૨—૦ | ચોપડીઓ તથા સ્લેટો વહેંચી. |
| કુમાર શ્રી જયવંતસિંહજી સુરસિંહજી સાહેબે | ૧૦—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળામાં પુસ્તકો વહેંચ્યાં. |
| ” | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| શાહ ગુલાબચંદ પાનાચંદે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મિ. કાળીદાસ જમનાદાસ શાહે | ૫—૧૦—૦ | ” |
| ગામ સમસ્ત મહાદેવના હવન વખતે | ૫—૧૪—૦ | ” |
| ભેરવાજતનાની લો. બો. સ્કૂલનો હેડમાસ્તર મિ. વિઠ્ઠલભાઈ મનસુખરામ રાવળે | ૨—૦—૦ | સાકર વહેંચી. |
| પા. મોહનલાલ પૂંજદાસે. | ૨—૦—૦ | ” |
| [illegible] | ૧—૦—૦ | |

| | | | |
|---|---|---|---|
| ડાસંદ્રા | રબારી ભેગાર જેસંગની વિધવાએ | ૫૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| નનાનપુર | દોસી ભોલાભાઈ નાનચંદે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઊવારસદ | નડિયાદ ડાકરખાડના મિ. ડાહ્યાભાઈ રણછોડભાઈ એ | ૫૫—૦—૦ | બાળાઓને શુદ્ધ ખાદીના કકડા વહેંચ્યા. |
| નનાનપુર | તલાટી હરિલાલ છગનલાલ દેસાઈ એ | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને પુસ્તકો અને બાળાઓને કકડા વહેંચ્યા. |
| | મિ. મૂળચંદભાઈ જોઈતનદાસ પટેલે | ૧૫—૦—૦ | વિદ્યાર્થી, સ્કાઉટો તથા બાળાઓને પિત્તળના રકાબીપ્યાલા વહેંચ્યા. |
| કમળેજ | નેસડાના મિ. રતિલાલ નંદલાલ રાવળે | ૨૦—૦—૦ | બાળ લાયબ્રેરી માટે કબાટ ભેટ આપ્યું. |
| ચાંડી | મિ. જેટાલાલ ડોસાભાઈ એ | ૨—૪—૦ | પેંડા તથા સાકર વહેંચી. |
| ગુંજાલ | શાહ સોમચંદ કચરાભાઈ એ | ૩—૦—૦ | " |
| | ગરાસીઆ રતનજી લાલજીએ | ૪—૦—૦ | ગોળધાણા વહેંચ્યા. |
| | ગરાસીઆ માધુજી ગલજીએ | ૩—૦—૦ | સાકર વહેંચી. |
| રાચાણા | સ્કૂલ કમિટિના મેમ્બર મહાભાઈ મણીલાલ દેશાઈ એ | ૩—૦—૦ | બાળાઓને કકડા તથા છોકરાઓને ચોપડીઓ વહેંચી. |
| હાથીજણ | મહુધાના મિ. ચંદુલાલ અરજનલાલ ભટ્ટ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | સલકીના શા. ગાંડાભાઈ દલસુખના દીકરાના લગ્ન પ્રસંગે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| પરેડોલ | મિ. ભલાભાઈ નાથાલાલ શાહે | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. સોમાભાઈ માધાભાઈ પટેલે | ૧—૦—૦ | " |
| | મિ. ઝીણાભાઈ ધનાભાઈ પટેલે | ૧—૦—૦ | " |
| | શા. વાડીલાલ છગનલાલ વહેલાલવાળાએ | ૨—૦—૦ | " |
| | શા. રવચંદ માધવલાલ વહેલાલવાળાએ | ૨—૦—૦ | " |
| | શા. હરિલાલ હેમચંદે | ૩૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. મોહનલાલ મથુરભાઈ ભટ્ટ | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | મિ. ઝવેરભાઈ શામળભાઈ પટેલે | ૧—૦—૦ | " |
| કુંભડથલ | ગામલોકોએ | ૨—૧—૯ | વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં. |
| | | ૦—૧૫—૯ | કન્યાશાળામાં " |

| | | | |
|---|---|---|---|
| ચોરવડોદરા | મે. પ્યારે સાહેબ સમશુદ્દીન કાદરી સાહેબે | ... | ત્રણે શાળામાં પતાસાં વહેંચ્યાં. |
| કેરાળા | જમાલપુર અમદાવાદના પા. આત્મારામ પુરુષોત્તમદાસ દાળવાળાએ રૂ. ૨૦૦) વ્યાજે મૂકેલા તેના વ્યાજમાંથી | ૧૨—૦—૦ | વિદ્યાર્થીને જમાડયા. તથા પતાસાં વહેંચ્યાં. |
| વિસલપુર | ગામના આગેવાન ગૃહસ્થોએ મળી | ૧૦—૦—૦<br>૨—૦—૦ | ઇનામની ચોપડીઓ તથા પતાસાં વહેંચ્યાં. |
| વિઠલાપુર | દા. જવાનસંગ અદાજી તથા દા. બાલસંગ વજેસંગે | ૧—૦—૦ | સાકર વહેંચી. |
| બડોદરા | મેમ્બર શા. ભાયચંદભાઈ નાથજીભાઈ તરફથી શા. કેશવલાલ ભાયચંદે તારીખ ૧-૩-૩૪ થી તા. ૧૫-૬-૩૪ સુધી | ... | વિદ્યાર્થી માટે પાણીની પરબ બેસાડી. |
| | મેમ્બર શાહ આશાભાઈ ખેમચંદે | ૨—૦—૦ | સ્લેટો તથા પેનો વહેંચી. |
| તણુસા | બા શ્રી બા કેસાબા કાળુભાઈએ | ૨—૧૨—૦ | સાકર વહેંચી. |
| સાંભા | હેડમાસ્તર આશાભાઈ પટેલ તરફથી | ૨—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | મિ. અમીચંદભાઈ ભાઈજીદાસે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| | મિ. મહેચરભાઈ બાપુભાઈએ | ૧૫—૦—૦ | ” |
| | મિ. અમીચંદભાઈ ભાઈજીદાસે | ૪—૦—૦ | પુસ્તકો વહેંચ્યાં, તથા દૂધ પાયું. |
| | પગી શ્રીરાજી નથુજીએ | ૧—૮—૦ | પતાસાં વહેંચ્યાં. |
| સુંઢલ | મહેતા ઇશ્વરલાલ ડાહ્યાભાઈએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| કેસરંડી | મેમ્બર તલાટી વીઠલભાઈ ભાઈશંકર મહેતાએ | ૨—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |
| | ગામ લોકોએ તથા તલાટીએ મળી | ૧૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| ખરકડી | મિ. જઠુભા જીણાભાઈ ગોહેલ<br>મેતા જગજીવન દુર્લભદાસ<br>હમીર જસા આહેર<br>પરભાતસંગ વાઘાભાઈ ગોહેલ<br>દરજી ડાહ્યાલાલ માવજી | ૧૮—૦—૦ | સુખડીના કકડા વહેંચ્યા, વિદ્યાર્થીઓને જમાડયા તથા સાકર વહેંચી. |
| | ગામલોકો તરફથી | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| | સોની ત્રિભોવન હરજીભાઈએ | ૨—૦—૦ | પેંડા વહેંચ્યા. |
| | મુખી નરસીંહ ધરરામે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પટેલ ગોવિંદ રામજીએ | ૧૫—૦—૦ | ” |
| કોઠા | જૈન મહાજન તરફથી | ૧—૦—૦ | પતાસાં વહેંચ્યાં. |

# ઇનામ માટે વર્ગીકૃત યાદી

( તમામ પુસ્તકો મંજુર છે )

## ધોરણ સાતમું: (ગુજરાતી)
( ત્રીજુ અંગ્રેજી )

| | |
|---|---|
| પુરસદ | ૦—૪—૬ |
| અખો | ૦—૪—૬ |
| બાગ વિહાર (૧) | ૦—૧૨—૦ |
| બાગ વિહાર (૨) | ૦—૬—૦ |
| જગતની ધર્મશાળામાં | ૦—૧૦—૦ |
| ગીતાંજલિ | ૧—૪—૦ |

## ધોરણ છઠ્ઠું: (બીજુ અંગ્રેજી)

| | |
|---|---|
| ટૉલ્સ્ટૉયની ૩ વાતો | ૦—૫—૦ |
| ભૂલભૂલામણી | ૦—૨—૦ |
| ગોધણ | ૦—૪—૦ |
| મિયાઉં | ૦—૨—૦ |
| કોલસા કાકા | ૦—૭—૦ |
| મધપૂડો | ૦—૧૨—૦ |

## ધોરણ પાંચમું: (પહેલુ અંગ્રેજી)

| | |
|---|---|
| ભીષ્મ | ૦—૪—૦ |
| સબરસ | ૦—૩—૦ |
| કીર્તિસ્તંભ | ૦—૪—૦ |
| પુસ્તકાલય | ૦—૨—૦ |
| જયબજરંગ | ૦—૬—૦ |
| બીરબલનો બંધુ | ૦—૮—૦ |
| ખરેખરી વાતો | ૦—૩—૦ |
| રશીદની પેટી | ૦—૪—૦ |

## ધોરણ ચોથું:

| | |
|---|---|
| બંગાળી બિરબલ | ૦—૬—૦ |
| કસુંબર | ૦—૩—૦ |
| બાળ ડાયરી | ૦—૩—૦ |
| મૂરખરાજ | ૦—૮—૦ |
| સવાકાની આપવીતી | ૦—૧—૦ |
| ખોટી ખોટી વાતો | ૦—૪—૦ |
| પ્રાણી પુરાણ ભાગ ૨ | ૦—૪—૦ |

## ધોરણ ત્રીજું:

| | |
|---|---|
| બકુલ | ૦—૬—૦ |
| ધૂપસળી | ૦—૪—૦ |
| સારંગીવાળો | ૦—૨—૦ |
| મોતીના દાણા | ૦—૫—૦ |
| તોફાની ટીપુડો | ૦—૬—૦ |
| નીલમ | ૦—૬—૦ |
| સોનાકુમારી | ૦—૪—૦ |
| બરફીપુરી | ૦—૪—૦ |
| રિક્કિટિક્કિ | ૦—૪—૦ |
| જાદુઈ હાર | ૦—૪—૦ |

## ધોરણ બીજું:

| | |
|---|---|
| કેરીના ભજીયા | ૦—૩—૦ |
| નવનીત | ૦—૩—૦ |
| રમકડાની દુકાન | ૦—૧—૦ |
| ગોવાળની મોજ | ૦—૩—૬ |
| ગધેડાનું રાજ | ૦—૨—૦ |
| સિપાઈ દાદા | ૦—૨—૬ |
| મકનો મસ્તાનો | ૦—૧—૬ |

## ધોરણ પહેલું:

| | |
|---|---|
| ચોપગાની ચતુરાઈ | ૦—૪— |
| નવનીત | ૦—૩ |
| વાઘોનું વન | ૧—૪ |
| હાથી ધમધમ ચાલે | ૦—૧ |
| લાડ કાવ્યો | ૦—૧ |
| એક હતો કુતરો | ૦— |
| પ્રાણીપુરાણ ભાગ ૧ | ૦—૦ |

**ગાંડીવ :: ભાગાતળાવ,**

બાળકો માટેના ગાંડીવ પખવાડિકનો નમૂનો મફત.

પુસ્તક ૭૩] [અંક ૧૨

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ડિસેમ્બર સને ૧૯૩૪

"નવા જમાનામાં નવા સુધારા અને પ્રગતિમાન માણસોની જરૂર પડે છે. દુનિયા આગળ વધે છે, અને તેથી આપણા બાપદાદાના વખતમાં જે રીતરિવાજ તથા કાનુનો ઉત્તમ ગણાતા હતા તે હવે નિરુપયોગી નીવડે છે, અને ખરેખર આપણા મૃત્યુ પછી સત્યના દઢ અને ધીમા વિકાસને લીધે વધારે ડાહ્યા થએલા લોકો હાલના કરતાં વધારે સારી યોજના ઘડી કાઢશે."

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક (ઑગસ્ટ ૧૯૨૯ થી)
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ.
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ-અમદાવાદ

## અનુક્રમણિકા

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૩ ]  ડિસેમ્બર ૧૯૩૪  [ અંક ૧૨ મો.

# પરીક્ષાપદ્ધતિ

શાળામાં શિક્ષક જે કંઈ શીખવે તે વિદ્યાર્થીઓ કેટલું શીખ્યા છે તે જાણવાની જરૂર તો છે. શાળાના વાતાવરણની તેમજ શિક્ષકના ચારિત્રની જે છાપ તેના મગજ પર પડે છે તે કેવી છે અને તે કેટલા પ્રમાણમાં અસરકારક નીવડે છે તે પણ જાણવું જોઈએ. વળી વિદ્યાર્થીઓની રીતભાત અને તેની ટેવોની પરીક્ષા પણ કરવી જોઈએ. જ્યાંસુધી અમુક કામ કેટલું થયું છે અને તે કેવી જાતનું છે તે જાણવામાં આવે નહિ ત્યાંસુધી તેમાં સુધારો થઈ શકે નહિ. છોકરાઓ શાળામાં શું જ્ઞાન મેળવે છે તે શિક્ષકે તેમજ માબાપે જાણવું જોઈએ. આ હેતુને અનુસરી પરીક્ષા-પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. શિક્ષક દરરોજ વિદ્યાર્થીને સવાલ પુછીને તેના કામની પરીક્ષા લે છે, પણ અમુક સમય પછી તેના કામની બારિકાઈથી જે તપાસ કરવામાં આવે છે તેને પરીક્ષા કહેવામાં આવે છે. શિક્ષકના શિક્ષણની અસર બાળક ઉપર કેટલી થઈ છે તે પરીક્ષાથી સમજાય છે. વળી વિદ્યાર્થીઓએ કેટલે દરજ્જે જ્ઞાન મેળવ્યું છે, તેનો કયો વિષય કાચો છે, તેમણે લખવામાં શી શી ભૂલો કરી છે, તેની માહિતી પરીક્ષાથી મળે છે. વળી અમુક નક્કી કરેલા વખતમાં તેને જવાબ લખવાના હોવાથી અભ્યાસ કરવાનો ખંત તથા આગ્રહ અને તેની સાથે પૂર્ણ તૈયારી, ત્વરાથી જવાબ આપવાની ટેવ, મનની એકાગ્રતા, વિચાર દર્શાવવાની

પદ્ધતિનું જ્ઞાન તથા યોગ્ય શબ્દોમાં જવાબ આપવાની ટેવ, જવાબ શોધી કાઢવાની મનની ચપળતા તથા વિચાર અને વિવેક વગેરે ગુણો પરીક્ષાને લીધે વિદ્યાર્થીઓમાં ખીલે છે. આવી રીતે પરીક્ષાની ખાસ જરૂર છે. હાલમાં પરીક્ષામાં પાસ થવા મુજબ વિદ્યાર્થીની લાયકાત સ્વીકારવામાં આવે છે અને તેને લીધે સમાજમાં પ્રતિષ્ઠા બંધાય છે, તેથી વિદ્યાર્થીઓ જલદીથી પરીક્ષા પાસ કરે એમ માબાપ તેમજ શિક્ષકની ઇચ્છા હોય છે. વળી પરીક્ષા પાસ કરવાની ઉતેજનરી હોવાથી કયા સવાલ પરીક્ષામાં આવશે તે ઉપર તે વિશેષ ધ્યાન આપે છે, તેથી વ્યવહારમાં તેનો કેમ ઉપયોગ કરવો તે એને આવડતું નથી. આવી રીતે વિદ્યાર્થીનું મન પરીક્ષામાં રહેવાથી તેનામાં જ્ઞાનનો શોખ ઉત્પન્ન થતો નથી. જ્ઞાનની ખાતર જ્ઞાન મેળવવાનો ઉદ્દેશ નહિ હોવાથી ગમે તેમ ગોખણપટ્ટી કરી પરીક્ષા પાસ કરવા માટે વિષયો તૈયાર કરવામા આવે છે, તેથી તેમને ખરી કેળવણી મળતી નથી.

આપણા દેશની કેળવણીનો એક મોટો દોષ એ ગણાય છે કે તેમાં ઘણી ગોખણપટ્ટી જોવામા આવે છે. જેટલી આપણે ત્યાં પરીક્ષાઓ થાય છે તેટલી બીજા દેશોમા થતી હોય એમ જણાતું નથી. અમુક પરીક્ષા પાસ કરવાને માટે શાળામા વિદ્યાર્થીને તૈયાર કરવાના છે એ ભાવના શિક્ષકવર્ગમા હોય છે, તેથી નક્કી કરેલો અભ્યાસક્રમ ગમે તે રીતે વિદ્યાર્થીઓને જલદી પુરો કરાવી દે છે અને તે શાળાને વિદ્યાર્થીઓ પાસ થાય છે. જો પરીક્ષા પાસ કરાવી જેમ બને તેમ વધારે ટકા પરિણામ લાવવું એજ શિક્ષણનુ ધ્યેય હોય તો તેથી વિદ્યાર્થીનાં શરીર, બુદ્ધિ તથા હૃદયની કાર્યિક્ષ શક્તિની ખીલવણી થતી નથી, કારણકે નીચે જણાવેલી બાબતોની પરીક્ષા થતી નથી, તેમજ પરીક્ષા વખતે તે બાબતો કેવા પ્રકારની છે તે ઉપર કંઇ લક્ષ પણ આપાતું નથી, પણ જેમ બને તેમ બાળકના મગજમાં વધારે જ્ઞાન ભરવું એવી સાધારણ ઇચ્છા માલમ પડે છે.

વિદ્યાર્થીઓનું શરીર દુરસ્ત, સુદૃઢ અને સહનશીલતાના ગુણવાળું હોવું જોઈએ. તેની બુદ્ધિ તીવ્ર અને તર્કસિદ્ધ હોવી જોઈએ. તેનું માનસ વૈજ્ઞાનિક હોવું જોઈએ. તેનું હૃદય હુંફાળું અને વિશાળ હોવું જોઇએ. વળી તેની વૃત્તિ પારમાર્થિક હોવી જોઇએ અને તેની સાથે તે ધાર્મિક પણ હોવી જોઈએ. વળી તેનામાં નાગરિકતાની લાગણી હોવા ઉપરાંત બંધુભાવ પણ હોવો જોઈએ. તેની કલ્પના પવિત્ર હોવી જોઇએ. વળી તેની સર્જકશક્તિનો વિકાસ થવો જોઇએ, કારણકે નૈસર્ગિક વૃત્તિ વિના કંઇ પણ

નવું ઉત્પાદન થઈ શકતું નથી. આ ઉપરાંત તેનામાં પોતાનું સ્વતંત્ર ગુજરાન કરવાની શક્તિ તો હોવી જોઈએ. વળી સ્વચ્છતા, સમાજસેવા, સ્વતંત્ર મનન, અહિંસા જેવા ગુણ આવે એવી તાલીમ તેને આપવી જોઈએ. આ બાબતો એવી છે કે જે હાલમાં લેવામાં આવતી પરીક્ષાની મર્યાદામાં આવી શકતી નથી. વિદ્યાર્થીની યોજના કે તર્કની શક્તિનો કેટલો વિકાસ થયો છે તે જાણવાનું સાધન પરીક્ષક પાસે હોતું નથી. વળી તેનામાં દીલસોઝ, દયા, સેવાભાવ, આગ્રહ, કર્તવ્યની લાગણી વગેરે નીતિના ગુણ કેટલા પ્રમાણમાં છે તે પરીક્ષક જાણી શકતો નથી. બુદ્ધિવિકાસના ક્ષેત્રમાં પણ તેની કલ્પના કે વિવેકશક્તિ કેવા પ્રકારની છે તે પરીક્ષકની દૃષ્ટિમર્યાદામાં આવતી નથી. મુખ્યત્વે યાદદાસ્તીની કસોટીના સવાલના ઉત્તર વિદ્યાર્થીને આપવાના હોય છે, તેથી તે પરીક્ષા વખતે ઘણી તસ્દી લઈને ગોખી કાઢે છે. પરીક્ષા પુરતીજ તેની તૈયારી હોવાથી તે બાબત થોડોકજ વખત તેને યાદ રહે છે, એટલે પરીક્ષા પછી તે તરત ભૂલી જાય છે. આ કારણને લીધે શિક્ષણના સંસ્કાર તેના મનમાં ઝાઝુ રહેતા નથી. વળી આવી ગોખણપટ્ટીને લીધે તેને ભણતર ઉપર કંટાળો આવે છે અને પછી તે ચોપડીનો કટ્ટો દુશ્મન બને છે. પરીક્ષાને લીધે ગોખણપટ્ટી વધે છે અને તેની સાથે તેમનાં શરીર નિર્માલ્ય બની જાય છે. તેમનો જુસ્સો અને બળ કમી થાય છે. તેમની સ્વતંત્ર વિચાર કરવાની શક્તિનો હ્રાસ થાય છે. તેમની કલ્પનાશક્તિ કુંઠિત થાય છે. તેમની લાગણીનો સદુપયોગ થતો નથી. તેમનું હૃદય સંકુચિત બને છે. વળી તેમના ચારિત્ર્યમાં નીડરતા, ત્યાગવૃત્તિ કે ઉદારતા જોવામાં આવતી નથી.

આવી વસ્તુસ્થિતિ સુધારવામાં મુખ્ય ઉપાય સુવ્યવસ્થિત સંગીન શિક્ષણ છે. જ્યાંસુધી શિક્ષકો બરાબર તૈયારી કરી વિદ્યાર્થીને સારી રીતે ભણાવે નહિ, ત્યાંસુધી હાલની પરીક્ષાપદ્ધતિ રહેવાનું સબળ કારણ મળી આવે છે. વિદ્યાર્થીઓએ આખા વરસમાં શું જ્ઞાન મેળવ્યુ છે તેની કસોટી પરીક્ષા વડેજ થાય છે; પણ હાલની પરીક્ષાપદ્ધતિની ઘણીજ કડવી ફરિયાદો ચારે તરફ સંભળાય છે. વિદ્યાર્થીઓએ જે મોઢે કર્યું હોય, તેનીજ ખાતરી કરવા પુરતા સવાલ પૂછવામાં આવે છે, તેથી પરીક્ષા માટેજ હકીકત ગોખી નાખવામાં આવે છે અને પરીક્ષા પુરી થતાંની સાથે તે બધું ભૂલી જાય છે. આનું કારણ પરીક્ષાની શૈલી તેમજ શિક્ષકના શિક્ષણની પદ્ધતિ જવાબદાર છે. ગોખણપટ્ટીને લીધે વિદ્યાર્થીના મગજ ઉપર ઘણી નકામી બાબતનો બોજો પડે છે, તેથી તેને વિચાર કરવાનો અવકાશ

રહેતા નથી. પરીક્ષા વખતે વિદ્યાર્થીઓ ગોખેલી હકીકત પરીક્ષાના પત્રમાં શું માગ્યું છે તે સમજ્યા વગર પાનેપાનાં લખી નાખે છે. તેમાં ઘણી બીનજરૂરી બાબતો હોવાથી પરીક્ષકને કંટાળો આવે છે. જો શિક્ષક વિદ્યાર્થીને સારી રીતે શિક્ષણ આપે નહિ તો તે ગોખણપટ્ટીનો ઉપયોગ કરે તેમાં નવાઇ નથી. વળી જો પરીક્ષક યાદદાસ્તીની કસોટી કરવા પુરતાજ પ્રશ્ન પૂછે, તો તેમાં તે પોતેજ જવાબદાર છે; કારણકે તેથી તે વિદ્યાર્થીઓને ગોખવા માટે એક રીતે ઉત્તેજન આપે છે, માટે તેની બુદ્ધિની કસોટીને લગતા પ્રશ્નો મૂકવા જોઇએ. આવી રીતની પરીક્ષાપદ્ધતિ દાખલ કરવામાં આવે તો શિક્ષણમાં સારો સુધારો થવાનો સંભવ છે, કારણ કે જેવી રીતની પરીક્ષા લેવામાં આવે છે તે મુજબ શિક્ષક તેના કામની યોજના રચે છે અને તેથી પછી તે ઉંચા પ્રકારનું કામ કરે છે. ઘણી વખત પરીક્ષક એવા અટપટા સવાલ પૂછે છે કે શિક્ષકની તેમજ વિદ્યાર્થીની મહેનત સફળ થતી નથી. જો પરીક્ષાના પ્રશ્નો બાહોશ વ્યક્તિએ વિચારપૂર્વક કાઢેલા હોય છે, તો તેથી શિક્ષણપદ્ધતિમાં સારો ફેરફાર થાય છે. હવે આ ઉપરથી એમ નિઃસંશય રીતે કહી શકાય કે પરીક્ષા યોગ્ય પદ્ધતિથી લેવામાં આવે, તો તે કેળવણીનું અગત્યનું સાધન છે; કારણકે જેવી પરીક્ષા હોય છે તેવી શિક્ષણપદ્ધતિ યોજાય છે.

પરીક્ષાનો હેતુ વિદ્યાર્થીઓનામાં કેટલું જ્ઞાન ભરેલું છે તે તપાસવાનો હોય તો તે પ્રમાણે શિક્ષકો તેમને તૈયાર કરે છે; પણ જો તેનો ઉદ્દેશ શક્તિનો વિકાસ જોવાનો હોય તો તે મુજબ શિક્ષણ આપવામાં આવે છે. ફક્ત યાદશક્તિને લગતાજ પ્રશ્ન પૂછી તેણે કેટલું જ્ઞાન ગોખેલું છે તે તપાસી જોવામાં આવે તો કેળવણીનો જે હેતુ બાળકની શક્તિઓનો વિકાસ છે એ ફળીભૂત થતો નથી. વિદ્યાર્થીના મગજમાં સમજાવ્યા વગર ઠાસી ઠાસીને જ્ઞાન ભરવામાં આવે છે, તેને લીધે તેના મગજ ઉપર વધારે બોજો પડે છે. તેની સાથે તેમને વિષયો રસિક રીતે શીખવવામાં આવતા નથી. આથી કરીને અમુક વિષય ઉપર તેને અણગમો પેદા થાય છે. વળી કેળવણી સંગીન અપાતી નહિ હોવાથી વિદ્યાર્થીને કંટાળો આવે છે, તેથી તે શાળા તરફ તિરસ્કાર બતાવે છે. આવી રીતે પરીક્ષા અને શિક્ષણ વચ્ચે અગત્યનો સંબંધ છે, તેથી પરીક્ષામાં જેટલો સુધારો થાય તેટલો સુધારો શિક્ષણમાં થવાની વકી રાખી શકાય. પરીક્ષાની ઉત્તમ પદ્ધતિ ઉપર જ સારી ઉંચા પ્રકારની કેળવણીનો આધાર રહે છે એમ નિઃસંશય કહી શકાય. વિદ્યાર્થીઓનો અભ્યાસ કેટલો અને કેવો થયો છે

તથા તેની શક્તિનો કેવી જાતનો વિકાસ થયો છે એ જાણવા માટે પરીક્ષાની તો જરૂર છેજ. કોઈ પણ જાતની પરીક્ષા વગર ચાલે એમ નથી, પણ સવાલ એ છે કે કેવી જાતની પરીક્ષા લેવી કે જેથી બાળકની શક્તિનો સારો વિકાસ સાધી શકાય અને તેને લગતી બદીઓ માટે ચારે તરફથી જે પોકાર ઉઠે છે તે દૂર કરી શકાય.

પ્રથમ તો આપણે ત્યાં જે ઘણી પરીક્ષાઓ થાય છે તે લેવી નહિ. જે શિક્ષક પોતાનું કામ સંગીન રીતે કરે છે અને વર્ગમાં તેનું બરોબર પુનરાવર્તન કરે છે, તેને દર અઠવાડીએ કે મહીને પરીક્ષા લેવાની જરૂર રહેતી નથી; પણ તેને ત્રિમાસિક કે છમાસિક પરીક્ષા લેવી જોઈએ. તેને લીધે જ્ઞાન સંગીન અને ચોકસ થાય છે અને અભ્યાસમાં શી કચાસ છે તે જાણવામાં આવે છે. તેથી તેમાં શો સુધારો કરવો તે માલુમ પડે છે. વળી ટુંકી પરીક્ષા વારેવારે લેવાથી વધારે ફાયદો થાય છે. તેમાં જવાબ એકાદ શબ્દનો હોય છે. જ્ઞાનની ખરી કસોટી માટે પહેલેથી ખબર આપ્યા સિવાય પરીક્ષા લેવાથી વિદ્યાર્થી તેના દરરોજના અભ્યાસ ઉપર સારૂં ધ્યાન આપે છે. શિક્ષકોએ જે જવાબપત્ર તપાસ્યા હોય તેમાં બતાવેલી ભૂલની ચર્ચા વર્ગમાં અવશ્ય થવી જોઈએ; અને વિદ્યાર્થીઓએ તે ભૂલો કાળજીથી સુધારવી જોઈએ, કે જેથી બીજી પરીક્ષામાં તેવી ભૂલો થાય નહિ. વળી શિક્ષકે પોતાના જવાબ નમુના તરીકે વિદ્યાર્થીઓ આગળ વાંચી બતાવવા કે જેથી તેમને સારો લાભ થાય. હાલમાં પ્રાથમિક શાળામાં તેમજ મિડલ સ્કૂલના વિદ્યાર્થીઓની લેખી પરીક્ષા વિશેષ થાય છે તે ઠીક નથી; કારણકે નાનાં બાળકોને લખવાનું કામ થોડું આપવું જોઈએ. તેમની ઘણી ખરી પરીક્ષા મોઢેથી લેવી જોઈએ. જો શિક્ષક તેના વિષયનું વારંવાર પુનરાવર્તન કરે છે તો પરીક્ષાની બહુ જરૂર રહેતી નથી એ બાબત તેણે બરાબર યાદ રાખવા જેવી છે.

પ્રશ્નપત્રો આખાએ પુસ્તકમાંથી કાઢવા જોઈએ; એકાદ ભાગમાંથી સવાલ કાઢવાથી જે વિદ્યાર્થીઓએ તે વિષયના ભાગનો અભ્યાસ કર્યો હોય છે તેને ફાયદો થાય છે અને કદાચ કોઈ વિદ્યાર્થીએ માંદગી કે બીજા કંઈ કારણસર એ ભાગ વાંચ્યો ન હોય તો તેને ગેરલાભ થાય છે. આખા પુસ્તકમાંથી અગત્યની બાબતને લગતા પ્રશ્નો કાઢવા જોઈએ.

સવાલ બધા વિદ્યાર્થીની એક સરખી કસોટી થાય તેવા હોવા જોઈએ એ નહિ, પણ તેમાં કેટલાક સવાલ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ માટે

હોવા જોઈએ, થોડાક સાધારણ બુદ્ધિવાળા વિદ્યાર્થીઓને અનુકૂળ પડે તેવા અને બાકીના હલકી બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ પણ લખી શકે તેવા હોવા જોઈએ. વળી તે બહુ સહેલા કે અઘરા હોવા જોઈએ નહિ. વળી તેમને અમુક નક્કી કરેલા બધાજ સવાલ લખવાની ફરજ પાડવી નહિ, પણ તેમને પસંદગી કરવા માટે વધારાના સવાલ કાઢી તેમાંથી અમુક સંખ્યાના જવાબ લખવાના છે એમ નક્કી કરવું; પણ તેમાં કેટલાક અગત્યના સવાલ બધા માટે ફરજિઆત રાખવામાં આવે તો તેમાં વાંધો નથી. કેટલીક વખત પરીક્ષક ઘણો લાંબો પ્રશ્ન પત્ર કાઢે છે. તેમાં વિદ્યાર્થીઓને કેટલું લખવું પડશે તેનો અંદાજ તેણે પ્રથમથી કાઢવો જોઈએ. કેટલાક પરીક્ષક ગણિતના દાખલા પોતે પ્રથમ ગણી જાય છે અને તે ઉપરથી તેનો વખત નક્કી કરે છે. લાંબા સવાલ હોય છે ત્યારે વિદ્યાર્થીઓ નકામું લખી નાખે છે, અને તેમને બીજા સવાલના જવાબ લખવાનો વખત રહેતો નથી. વિદ્યાર્થીને પરીક્ષકનો અમુક સવાલ પૂછવાનો શો હેતુ છે તે સમજાતું નથી. માગેલી બાબત સ્પષ્ટ ભાષામાં જણાવેલી હોવી જોઈએ. પ્રશ્નપત્રમાં કંઈ પણ ભૂલ હોવી જોઈએ નહિ. જ્યારે સવાલમાં ભૂલો હોય છે, ત્યારે વિદ્યાર્થીઓ ગભરાય છે અને તેથી કંઇકને બદલે કંઇક લખી નાખે છે અને તેને લીધે તેમનો કેટલોક વખત નકામો જાય છે. વિદ્યાર્થીઓને કેટલું આવડતું નથી તે જાણવા માટે કદી સવાલ કાઢવા નહિ. પરીક્ષા તો તેમને શું આવડે છે તે જાણવા માટેજ હોય છે. વળી કોઈ કોઈ વખત પરીક્ષક પોતાની પંડિતાઈ બતાવવા અઘરા સવાલ કાઢે છે તેથી વિદ્યાર્થીઓને ભારે નુકસાન થવાનો સંભવ રહે છે; કારણકે તેમને જે આવડતું હોય છે, તે બાબત તેઓ લખી શકતા નથી. વળી વિદ્યાર્થીને પ્રશ્ન અઘરા પડે છે, ત્યારે પરીક્ષક રહેમ નજર રાખી જવાબો તપાસે છે; એટલે ગમે તેમ માર્ક આપવાથી તેમના જ્ઞાનની ખરી કસોટી થતી નથી. જો શિક્ષણશૈલી સુધારવા માટે નવીન જાતના પ્રશ્નો મૂકવાની જરૂર હોય તો તેમાં એકદમ ફેરફાર કરવો નહિ. ધીમે ધીમે તેમાં નવી જાતના સવાલ દાખલ કરવા જોઈએ. એકદમ ફેરફાર કરવાથી વિદ્યાર્થીઓને ઘણું ખમવું પડે છે, કારણકે અપરિચિત શૈલીને લીધે તેઓ બરાબર લખી શકતા નથી. પ્રશ્નપત્ર કાઢતી વખતે પરીક્ષકે બહુ ઉંચો આદર્શ ધ્યાનમાં રાખવો જોઈએ નહિ. ઉંચા આદર્શની સાથે સાધારણ પંક્તિના વિદ્યાર્થીઓની શક્તિનો પણ વિચાર કરવાની જરૂર છે. વળી છોકરાઓ વધારે નાપાસ થાય, એ હેતુને અનુસરી પ્રશ્નપત્ર કદી કાઢવો નહિ. ફક્ત યાદદાસ્તીને લગતા પ્રશ્નો પૂછવા એ એક

ભૂલ છે. કાર્યકારણને લગતા તર્યા વિદ્યાર્થીની સ્વતંત્ર વિચારશક્તિ કેળવાએલી છે કે કેમ તે જાણવા બુદ્ધિની કસોટીના પ્રશ્ન પૂછવાની જરૂર છે.

છેલ્લા થોડા વખતમાં પરીક્ષાની પદ્ધતિમાં કેટલાક સુધારા કરવામાં આવ્યા છે. હાલમાં લેવામાં આવતી પરીક્ષામાં વિદ્યાર્થીઓના જ્ઞાનની એકસરખી કસોટી થતી નથી. એકજ જવાબપત્રના માર્ક જુદા જુદા પરીક્ષકો વધારે ઓછા આપે છે. એક વિદ્યાર્થીના ભૂગોળના જવાબમાં એક પરીક્ષક ૫૦ માર્ક આપે છે, તો બીજો ૬૦, ત્રીજો ૪૦ અને ચોથો ૩૦ માર્ક આપે છે. વળી પરીક્ષકના તે વખતના માનસ પ્રમાણે જવાબના માર્ક મૂકવામાં આવે છે. જો તે ખુશમિજાજમાં હોય છે તો વિદ્યાર્થીને સારા માર્ક મળે છે. જો ચિડાએલો હોય છે, તો ઘણા માર્ક કાપી નાખે છે. વળી ઘણી વખત ઘણા જવાબપત્રો તપાસવાને લીધે પાસ થવાને લાયક વિદ્યાર્થીઓ નાપાસ થાય છે. આ કારણોને લઈને વિદ્યાર્થીઓની બુદ્ધિનું યોગ્ય શાસ્ત્રીય માપ કાઢવાને માટે હજારો વિદ્યાર્થીઓના જવાબ ઉપરથી અમુક ઉંમરના વિદ્યાર્થીને કયા સવાલ પૂછવા જોઈએ તેનો નિર્ણય કરવામાં આવ્યો છે. અકબરની રાજ્યનીતિનું વર્ણન કરો. હિંદુસ્તાનની આબોહવા વિષે જે જાણતા હો તે લખો. આવા સવાલ નિબંધરૂપે છે. હાલના એક કલાકમાં ત્રણ કે ચાર સવાલ પૂછવામાં આવે છે, પણ નવી પદ્ધતિમાં તેટલા સમયમાં દોઢસોએક સવાલ પૂછવામાં આવે છે. ને સવાલ ટૂંકા હોય છે, અને તેને જવાબ એક શબ્દથી કે ચિહ્નથી આપવાનો હોય છે. તેવા કેટલાક પ્રશ્નો નમુનારૂપે આપ્યા છેઃ—

(૧) એક છોકરો પોતાને ઘેરથી નિશાળમાં દસ મિનિટમાં જાય છે. તેનો નાનો ભાઈ પણ દસ મિનિટમાં જાય છે. તો બંને સાથે જાય તો કેટલો વખત લાગે?

(૨) નીચેના દરેકમાં જે ખરું કે ખોટું હોય તે બતાવોઃ-ઉનાળામાં તાપ પડે છે. સૂર્ય સાંજે ઉગે છે. નદીઓ પર્વત ઉપર વહે છે.

(૩) નીચેના કયા મહીનામાં બીજાથી વધારે વરસાદ પડે છે? કારતક, અસાડ, પોષ, ફાગણ, માગશર.

(૪) ત્રણનો, છનો, દસનો, અને પાંચનો, એ શબ્દોથી ઉલટા અર્થના શબ્દો લખો.

(૫) શાંતિ, કાંતિ કરતાં મોટો છે પણ જગન કરતાં તે નાનો છે, તો સૌથી મોટું કોણ ?

(૬) કઈ સંખ્યા ૧૨ પહેલાં એક સંખ્યા છોડીને આવે છે ?

(૭) નીચે, લાવો, ચોપડી, અને પહેલું, એ શબ્દો વાક્યોમાં વાપરો.

(૮) પાંદડાં ઝાડ પડયાં છે પરી, એ વાક્ય બરાબર ગોઠવો.

(૯) એક કુટુંબમાં ત્રણ બેન છે. તેમાંની દરેકને એક ભાઈ છે; તો કુટુંબમાં બધાં મળીને કેટલાં બાળકો છે ?

(૧૦) તમારી બાના ભાઈનો છોકરો તમારો શો સગો થાય ?

(૧૧) (क) હિંદુસ્તાનનો ઉંચામાં ઉંચો પર્વત કયો છે ?

(ख) હિંદુઓની સૌથી પવિત્ર નદી કઈ છે ?

(ग) હિંદમાં વધારેમા વધારે કેરોસીન કયાં નીકળે છે ?

(घ) કયે બંદરેથી વિલાયત વધારે ઘઉં જાય છે ?

(च) પાણીપતનું ત્રીજું યુદ્ધ કયારે થયું હતું ?

(छ) ઈગ્લાંડમા સૌથી વધારે કાપડ કયાં બને છે ?

(૧૨) ૧ કરાચી ... ... ( ) તાપી

૨ આગ્રા ... ... ( ) નર્મદા

૩ ભરૂચ ... ... ( ) જમના

૪ સુરત ... ... ( ) સિંધુ

આ સવાલમા જે નદી ઉપર શહેર આવ્યું હોય તેનું નામ ખાલી જગામાં મૂકવાનું છે.

કેટલાક સવાલ યાદદાસ્તીની કસોટીના હોય છે અને કેટલાક બુદ્ધિની કસોટીના હોય છે. ઉપર જણાવેલા ટુંકા જવાબ એકસરખી રીતે જલદીથી તપાસી શકાય છે. તેમાં અમુક ચોકસ બાબતજ માગવામાં આવેલી છે, તેથી વિદ્યાર્થીને મુંઝવાઈ જવાનો સંભવ નથી. વળી તેને લીધે વિદ્યાર્થીની બુદ્ધિશક્તિનું માપ તેમજ તેના અભ્યાસમાં કેટલી પ્રગતિ થઈ છે તે બરાબર જાણી શકાય છે.

# ઢીમથી દમણગંગા

( સુરત જિલ્લાનો દરીઆકિનારો )

ઉત્તરમાં ઢીમ નદી અને દક્ષિણમાં દમણગંગા સુરત જિલ્લાની કુદરતી મર્યાદા બાંધે છે. આ બે નદીઓની વચ્ચે આવેલો આ જિલ્લાના પશ્ચિમ ભાગના આખા પ્રદેશને દરીઆનો લાભ મળે છે. આ કિનારા પર ઘણાં બંદરો આવેલાં છે અને તેમના સંબંધી કેટલીક હકીકત જાણવા જેવી છે.

ઢીમ નદીથી દક્ષિણ તરફ દરીઆકિનારે ચાલીએ તો સેના નદી દરીઆને મળતી જણાય છે. આ બારાંની એક બાજુએ **ભગવા** અને બીજી બાજુએ **દાંડી** નામનાં બંદરો આવેલાં છે.

ભગવાદાંડીથી દરરોજ એક વહાણ ઘોઘા તરફ રવાના થાય છે અને ઘણાં માણસો સુરતથી ઘોઘા દરીઆ રસ્તે જાય છે. વહાણમાં એક માણસનું ભાડું દોઢથી બે રૂપીઆ આપવું પડે છે.

દાંડીથી આગળ વધીએ એટલે તે નાની ખાડી વટાવ્યા બાદ **સુંવાળી** બંદર આવે છે. જુના વખતમાં આ સ્થળે ઇસ્ટ ઇન્ડિઆ કંપનિનાં મોટાં વહાણો આવીને અટકતાં અને ત્યાંથી નાની હોડીઓદ્વારા માલ સુરતના બંદરે મોકલવામાં આવતો.

અંગ્રેજ લોકોને હિંદુસ્તાનમાં જહાંગીર બાદશાહે વેપાર કરવાનો પરવાનો આપ્યો ત્યારે પશ્ચિમ તરફના દરીઆમાં પોર્ટુગીઝોની સત્તા પ્રબળ હોવાથી પોર્ટુગીઝો અંગ્રેજોનાં વહાણોને આવવા દેતા ન હતા, તેથી કેપ્ટન બેસ્ટની સરદારી નીચે સુંવાળી આગળ મોટી લડાઈ થઈ હતી અને અંગ્રેજોની જીત થઈ હતી. આ લડાઈનાં ચિહ્નો અત્યારે પણ કેટલીક કબરો ઉપરથી જોઈ શકાય છે. હાલમાં સુંવાળીમાં મુખ્યત્વે પારસી લોકોની વસ્તી માલમ પડે છે.

સુંવાળીની નજદીકમાં હજીરાનું હવા ખાવાનું સ્થળ આવેલું છે. આ જગ્યાએ એક અંગ્રેજ અમલદાર વેકસ સાહેબનો હજીરો બાંધવામાં આવેલો છે તેથી આ સ્થળને હજીરા કહેવામાં આવે છે. આ ગામનું ખરૂં નામ કઉ છે. તાપી નદી આ જગ્યાએ દરીઆને મળે છે. અહીંનાં હવાપાણી ઘણાં સારાં ગણાય છે અને ખાસ કરીને ઉનાળામાં ઘણા લોકો આ જગ્યાએ હવા ખાવા જાય છે.

સુરતથી આ સ્થળ ૧૯ માઇલ દૂર છે, પણ જવાઆવવાને મોટરો-ની સારી સગવડ મળી શકે છે. હજીરામાં હિંદુઓ, પારસીઓ અને મુસલમાનો માટે આરોગ્યગૃહો બાંધવામા આવેલાં છે.

હજીરાથી તાપીના દક્ષિણ કાંઠે **ડૂમસનું** બંદર આવેલું છે. સુરતથી આ સ્થળ ૧૧ માઇલ દૂર થાય છે. ડૂમસ અને ભીમપોર નામના બે નાનાં ગામડાંઓની વચ્ચે પુષ્કળ બંગલાઓ બાંધવામાં આવેલા છે, અને ઉનાળાની મોસમમાં ઘણાં માણસો ત્યાં હવા ખાવા જાય છે. ભીમપોર આગળ **મીંઢોળા** નદી દરીઆને મળે છે. આ સ્થળે પણ મધ્યમ વર્ગના માણસો માટે આરોગ્યગૃહો બાંધવામાં આવેલાં છે. હજીરા ફરતાં ભરતીનાં પાણી ફરી વળતાં હોવાથી ત્યાંના કરતાં ડૂમસમાં રહેવું વધારે અનુકૂળતા-વાળું છે, જોકે હજીરાના હવાપાણી ડૂમસના કરતાં વધારે વખણાય છે.

દરીઆકિનારે આગળ વધીએ તો પૂર્ણાનું બારૂં છોડયા બાદ જલાલ-પુર તાલુકામા અસહકારના વખતમાં ઐતિહાસિક ખ્યાતિ પામેલું **દાંડી** અને તેના પાસે કરાડી, મટવાડ, વગેરે ગામડાંઓ આવે છે.

દાંડીમાં આગાખાની બીબીની એક કબર છે. કહેવાય છે કે શિઆ વહોરાઓના ધર્મગુરુના માતુશ્રી અને તેમની બહેન હજ કરવા ગયેલાં. પાછા આવતાં તેઓ જે વહાણમાં બેઠાં હતાં તે ડૂબી ગયું અને બન્ને મરણ પામી કિનારા પર તણાઈ આવ્યાં. આ બન્નેને અત્રે દફનાવવામાં આવ્યા છે. તેમના સંબંધી અનેક દંતકથાઓ કહેવામા આવે છે. ઘણા વહોરાઓ અત્રે યાત્રા નિમિત્તે આવે છે.

દાંડીની આસપાસનો પ્રદેશ ફળદ્રુપ બનાવવા **સીફ્રીડ** નામના સાહેબે પ્રયાસ કરેલો પણ તેમાં તેમને સફળતા મળી શકી ન હતી. અહીં થતા ચીકુ આખા જિલ્લામાં સૌથી ઉત્તમ પ્રકારના ગણાય છે.

દાંડીથી આગળ જતાં **અંબિકા** નદી ઓળંગીને આગળ વધીએ તો **બસમખાડી**ના નાકા પર **ધરાસણાના** મીઠાના અગર આવે છે. ત્યાંથી આગળ જતાં **ઔરંગાના** મુખની નજીક વલસાડ સ્ટેશનથી ત્રણ માઇલ દૂર **તીથળનું** ગામડું આવે છે. આ સ્થળે ફરવા માટે દરીઆનો લગભગ ત્રણ માઇલ સુધીનો કિનારો ઘણો અનુકૂળ અને આકર્ષક, જણાય છે. આ ભાગને ચોપાટીના નામથી ઓળખવામાં આવે છે. તીથળમાં થોડા બંગલાઓ બાંધવામાં આવેલા છે અને સીઝનમાં ભાડે જોઈતા હોય તો મળી શકે છે.

તીથળથી આગળ વધીએ તો હાફૂસ કેરીના પાક માટે પ્રખ્યાત થએલો પાર નદીનો પ્રદેશ આવે છે. ત્યાંથી આગળ વધતાં પારસીઓનું તીર્થક્ષેત્ર ઉદવાડા અને પછી દમણગંગા ઉપર આવેલું પોર્ટુગીઝોનું દમણ આવે છે. અત્રે ગુજરાતની મર્યાદા પૂરી થાય છે.

આ આખા દરીઆ કિનારાના પ્રદેશમાં મુખ્યત્વે તળપદા કોળી લોકોની, ખારવાઓની તથા માછી લોકોની વસ્તી નજરે પડે છે. સ્વચ્છતા અને સુઘડતામાં તેઓનો નંબર પ્રમાણમાં ઉંચો આવે છતાં દારૂ અને તાડીનાં પીણાઓની બદી તેમનામાં પુષ્કળ પ્રમાણમાં નજરે પડે છે અને કદાચ આ બાબતમાં આખા હિંદુસ્તાનમાં તેમનો નંબર ઉંચો આવે.

કિનારાઓનાં ગામડાંઓમાં પારસી લોકોની વસ્તી પણ અસલ ઘણા પ્રમાણમાં હતી. હાલમાં તે ઓછી થતી જાય છે.

કિનારાના પ્રદેશમાં ખેતી નહિ જેવીજ થાય છે. લોકો મુખ્યત્વે ખલાસીઓનો માંછલાં પકડવાનો અથવા દરીઆઈ સફરો કરવાનો અને વહાણવટાનો ધંધો કરે છે.

મનસુખરામ મણિશંકર દ્વિવેદી
સીનીઅર આસી. ટે. એ. ઇ. સુરત.

---

## બાલમંદિર, મોમ્બાસા (પૂર્વ આફ્રિકા)

---

ત્રણથી ૭ વર્ષ સુધીનાં બાળકો માટેની નર્સરી સ્કૂલ મોમ્બાસાના પ્રખ્યાત શેઠ. નાનજીભાઈ કાળીદાસ મહેતાને હસ્તક તા–૬–૯–૩૪ ના રોજ ખુલ્લી મુકવામાં આવી હતી. શાળાના પ્રેસિડન્ટ શ્રીયુત જી. બી. પટેલે પ્રસંગને અનુસરી નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું.

શેઠ નાનજીભાઈ બહુ સુપ્રસિદ્ધ વ્યક્તિ છે એટલે તેમની ઓળખાણ આપવી એ બીનજરૂરી છે છતાં તેઓશ્રીમાં જે બે મોટા સદ્ગુણો છે તેનો નિર્દેશ કરું તો તે અસ્થાને ગણાશે નહિ. તેઓશ્રી આફ્રીની તેમજ હિંદુસ્તાનની કેળવણીવિષયક પ્રગતિમાં બહુ રસ લે છે અને બીજું આવી સંસ્થાઓને નાણાંની જ્યારે જ્યારે જરૂર પડે છે તે વખતે તેઓ નાણાંની મદદ કરવામાં કદી પણ પોતાનો ઉદાર સ્વભાવ બતાવ્યા વિના રહેતા નથી. તેમ કરીને તેઓએ પૂર્વ આફ્રિકાના સંભાવિત ધનાઢ્ય ગૃહસ્થોને

પોતાનો દાખવો બેસાડ્યો છે અને જે સમાજને પ્રતાપે તેઓ લક્ષ્મીપુત્ર બન્યા છે તે સમાજનું ઋણ અદા કરવાની તેમની એક ફરજ છે એ પ્રત્યક્ષ બતાવી આપ્યું છે.

બાલમંદિર ખોલવાનો પ્રસંગ આ દેશની હિંદીઓની કેળવણીની પ્રગતિમાં એક અખતરારૂપ છે. બાળકોને છેલ્લામાં છેલ્લી ઢબની કેળવણી આપવી એ ત્યાંની હિંદી વસ્તીની ઇચ્છા પ્રદર્શિત કરે છે. તે ઉપરાંત વસ્તીનો કેળવણી ઉપર કેટલો બધો પ્રેમ છે તે પણ સિદ્ધ કરી બતાવે છે. સને ૧૯૩૩ના ત્યાંના કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે પણ ત્યાંની હિંદી વસ્તીની કેળવણીની ધગસની પ્રશંસા કરી છે. આ શાળા ખોલવાનું સાહસ એક ખાનગી પ્રયત્ન છે અને તે ઘણા મુશ્કેલીભર્યા સંજોગોમાં પણ ખોલવામાં આવી છે. શાળાને માસિક ૪૦૦ શિલીંગનું ખર્ચ થશે, અને તે સબંધી અમને થોડી ઘણી ચિંતા છે. અમને આશા અને શ્રદ્ધા છે કે તે ખર્ચની રકમ અમને આવી મળશે. શાળામાં તમામ બાળકોને દાખલ કરવામાં આવશે અને રંગભેદ કે ધર્મભેદ બીલકુલ રાખવામા આવશે નહિ.

શેઠ નાનજીભાઇના અથાગ શ્રમ અને પ્રયત્ને આ શાળા ખોલવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, અને ખાસ તેમની આર્થિક મદદ વિના અને તેમના પ્રોત્સાહન વિના શાળા ચાલી પણ ન શકે.

શાળાના માનદ સેક્રેટરી ડૉ. શેઠે રિપોર્ટ વાંચતાં જણાવ્યું હતું કે શાળાનો ઇતિહાસ અત્રે આપું તો તે અસ્થાને ગણાશે નહિ

હિંદી કન્યાઓ માટેની શાળાનું મકાન જે અહીંથી થોડે દૂર બાંધવામા આવ્યુ છે તે મકાનની હું અને મારા મિત્ર રા. એ. બી. પટેલ જ્યારે પ્રશંસા કરતા હતા તે વખતે અમને એવો વિચાર સુઝી આવ્યો હતો કે, હવે એવો સમય આવી પહોંચ્યો છે કે હિંદી વસ્તીનાં નાનાં બાળકો એટલે ત્રણથી ૭ વર્ષ સુધીનાં બાળકોની કેળવણી માટે કંઇક પ્રગતિ કરવાની જરૂર છે એથી કિન્ડરગાર્ટન કે મોન્ટેસોરી શાળા ખોલવાનો વિચાર અમારા મનમાં ઉદભવ્યો; અને તે વખતથી તે યોજનાને અમલમાં મૂકવાનો નિશ્ચય થયો. અમોએ આ સંબધી અમારા મિત્રોમાં વાતચીત ચલાવી અને તે બાબતમાં બને તેટલી મદદ આપવાનો અમારા મિત્રોએ વચન પણ આપ્યાં. આ સમયે રા. સોમેશ્વર. બેચરભાઇ જોષી ( મુંબઇ ઇલાકાની કેળવણીખાતાના નોકર જેમની નોકરી દશવર્ષ પર દાહોદ ભીલ શાળામાંથી કેનીયા સરકારને ઉછીની આપવામાં આવી હતી,

અને હાલ પણ ત્યાંજ છે તે ) ઈંગ્લંડથી અત્રે પાછા ફર્યાં. આ હેતુ માટે તેઓએ યુરોપની મુસાફરી પણ કરી હતી. તેમણે ત્યાંની પ્રજામાં કેળવણીમાં રસ લેતી તમામ વ્યક્તિઓની પાસેથી યુરોપની આધુનિક છેલ્લામાં છેલ્લી બાળકેળવણીની પદ્ધતિઓ વિષે માહીતી મેળવી છે. તેઓએ આ શાળાને પોતાથી બને તેટલા મદદરૂપ થવા વચન આપ્યું છે. વળી કિનારાના પ્રાંતોની શાળાઓના સ્કૂલ ઇન્સ્પેકટર સાહેબ મિ. ડબલ્યુ. એન. ડૅાલ્ટને અમારા આ વિચારને ખૂબ પ્રોત્સાહન આપ્યું છે અને પોતે જે કરી શકે તે સેવા બજાવવા કહ્યું છે. આ પ્રમાણે મિત્રો તરફથી સંપૂર્ણ સહાય મળી એટલે અમે શાળાનું મંડળ સ્થાપ્યું અને શાળાનું તંત્ર તેમને સોંપવામાં આવ્યું.

હિંદી કન્યાઓ માટેની શાળાની કારોબારી સમિતિએ તેમની પાસેની વધેલી બચત રકમ આ શાળાના ખર્ચને પહોંચી વાળવાને માટે અમને આપી તે અમે ઉપકાર સાથે સ્વીકારી છે.

સદ્‌ભાગ્યે જુદા જુદા નાગરિકો તરફથી શાળાને નાણાં માટે જોગવાઈ કરી આપવામાં આવી અને શાળાનું કામકાજ ૧૯૩૪ના જુલાઈમાં શરૂ થયું. જોઈતો સરસામાન તેમજ સાહિત્યો ઇંગ્લંડ તેમજ હિંદુસ્તાનમાંથી મંગાવવામાં આવ્યાં. શાળાનું મકાન બાંધવા માટે યોગ્ય સગવડવાળી જમીન માટે સરકાર સાથે સમિતિ પત્રવ્યવહાર ચલાવે છે. બાળકો ભવિષ્યનાં નાગરિકો છે તેમજ આવતી કાલની મહાન વ્યક્તિઓ છે એટલે તેમનો વિકાસ કોઈ પણ રીતે અબાધિત થવો જોઈએ એ આજની કેળવણીનો સામાન્ય આદર્શ છે. આ આદર્શ ફળીભૂત કરવા માટે મકાનમાં તમામ જાતનાં શાસ્ત્રીય સાધનો અવશ્ય હોવાં જોઈએ. આ સંસ્થાને અમારે એક આદર્શ સંસ્થા બનાવવી છે જેથી તે બહારથી આવનારાઓના માનને પાત્ર થાય. અમે તેમ કરવામાં અમારી સઘળી શક્તિનો વ્યય કરીશું. સઘળા નગરજનોનો સહકાર મેળવી તેમજ તેમની આશિષ મેળવી આ સંસ્થા એવી બનાવવાનો ઉદ્દેશ છે કે તમામ કોમના નગરજનો સંસ્થા માટે મગરૂરી ધરાવતા થાય.

જુદી જુદી વ્યક્તિઓનો ઉપકાર જણાવ્યા બાદ ભાષણ પુરૂં થયા પછી શાળાના ઉપપ્રમુખ રા. તૈયબજી આદમજીએ જણાવ્યું હતું કે કોઈ પણ વ્યક્તિનો હેતુ જો સકામ અને સાચો હોય છે તો પૈસા આપોઆપ આવી મળે છે. આ સંસ્થાને પણ તેવી રીતે પૈસા મળી રહેશે અને

આ સંસ્થા આપણી કેળવણીના કાયમના અંગ તરીકે રહેશે એમ ઇચ્છા દર્શાવી હતી.

સંસ્થાનના કેળવણીખાતા તરફથી મિ. ડોલ્ટને હિંદી કોમને આવા ઉત્તમ પ્રકારના ખેડેલા સાહસ માટે ધન્યવાદ આપ્યો હતો. તેઓએ જણાવ્યું હતું કે આવી જાતના શિક્ષણના તેઓ મૂળ પ્રચારક ગણાશે. ૭ વરસના મારા હિંદીઓ સાથના સહવાસ દરમિઆન મને ખાસ જણાઈ આવ્યું છે કે હિંદીઓ તેમનાં બાળકોની કેળવણીમાં બહુ રસ લે છે. મોટાંને કેળવણી આપવી એ તો યોગ્ય છે પણ ભવિષ્યના જીવનની સારી તૈયારી માટે તો નાના બાળકોની કેળવણી એ ખરેખરૂં આવશ્યક પગલું છે, કારણકે એ કેળવણીથીજ ખરૂં ભવિષ્ય ઘડાય છે. મિ. ડોલ્ટને કેળવણીખાતાના ડિરેક્ટરની શુભ આશિષ વાંચી સંભળાવી જણાવ્યું હતું કે ખાતા તરફથી સંસ્થાને આ બાબતમા ટેકો મળતો રહેશે. શેઠ નાનજીભાઈએ છેવટે જણાવ્યું હતું કે આ પ્રસંગને અને સંસ્થાના કાર્યને ફળીભૂત કરવા જેઓ સઘળા પધાર્યા છે તેમનો આભાર માનું છું. તેઓએ જણાવ્યું હતું કે **પાંચ વર્ષ સુધીનાં બાળકો તો ઈશ્વરની નિર્દોષ મૂર્તિઓ છે. તેમની સેવા કરવી તે ઈશ્વરની સેવા કરવા બરાબર છે, અને જે સંસ્થાઓમા આવાં બાળકો ભણે છે તે સંસ્થાઓ દેવમંદિરો છે.** વિશેષમા તેઓએ જણાવ્યુ હતું કે શાળાના સંચાલકોને જમીન મળશે તેજ વખતે તના ઉપર હું પોતે મકાન બંધાવી આપીસ.

મેળાવડામા બ્હેનોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. રાષ્ટ્રગીત ગવાયા પછી મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

[ કેનિઆ ડેલી મેઈલમાંથી સારાંશ રૂપે અનુવાદ ]

**મનુભાઈ મલુકચંદ પરીખ** બી. એ.
સિનીઅર. આ. કે. એ. ઇ. અમદાવાદ.

---

## તરુણ શિક્ષકોને

ભાઈઓ, તમે જે ધંધો સ્વીકારેલો છે તે ઉત્તમ છે, અને દેશસેવાનો છે; પરંતુ જેમ કોઈ પણ ધંધામાં પડતાં પહેલાં તેની તાલીમ લેવી પડે છે, તેમ આ ધંધામા પણ છે. તમે બધા તે કાર્યને વાસ્તેજ અત્રે આવેલા છો તેથી એ સંબંધે બે બોલ અત્રે કહેવામાં આવે તો અસ્થાને નહિજ ગણાય.

બડબડાટ કર્યા કરે છે. પરિણામે તેઓ પોતે થાકે છે અને તંદુરસ્તી બગાડે છે અને વર્ગના વિદ્યાર્થીઓને પણ અસ્થિર ચિત્તવાળા બનાવે છે. શિક્ષકના હુકમો ટુંકા અને સચોટ જોઈએ કે જેથી તેની યોગ્ય અસર થાય. જ્યારે તમે શીખવવાનું કામ કરો ત્યારે બરાડા પાડવાના નથી; પરંતુ બાળકો સાથે વાત કરતા હો તે રીતે શીખવો, અને ખાસ લક્ષમાં રાખો કે તમે જાણે વર્ગની છેક છેલ્લી હારના છોકરાઓને સંબોધી વાત કરતા હો તેવી ઢબથી કામ શરૂ કરો કે જેથી આખા વર્ગનું ધ્યાન તમારા તરફ આકર્ષાઈ રહે.

## ૬ પ્રશ્નો.—

પ્રશ્ન એ મનનું હળ છે. શિક્ષક પ્રશ્નો વડેજ બાળકો શું જાણે છે તે સમજી લે છે; કારણકે તેમ કર્યા સિવાય તે તેમને નવું જ્ઞાન આપી શકે નહિ. શિક્ષક આ કાર્ય બરાબર કરી શકે તે માટે સૌથી અગત્યની બાબત તો એ છે કે શિક્ષકને પોતાના શીખવવાના વિષયનું સારૂં જ્ઞાન હોવું જોઈએ. શીખવતી વખતે વિષયનું પુસ્તક તેના મેજ ઉપર ઉઘાડું હોય તેમા કંઈ હરકત નથી. જરૂર પડયે તે પોતાના ભાષણ દરમિઆન તેનો ઉપયોગ કરી શકે છે અને પાઠને નીરસ થતો અટકાવી શકે છે.

૨. પ્રશ્નો ટુંકા અને જેનો જવાબ એકજ હોય તેવા પુછાવા જોઈએ. શિક્ષકના અચોક્કસ પ્રશ્નો બાળકને ગુંચવી નાખે છે. કેટલાક શિક્ષકો બાળકને પ્રથમ ઉભો કરી પછી તેને પ્રશ્ન પૂછે છે. આ પદ્ધતિ ખોટી છે. પ્રશ્ન આખા વર્ગને પુછાવો જોઈએ અને જે બાળકો જવાબ આપવાનાં હોય તેમને પોતાનો હાથ ઉંચો કરવા કહેવું જોઈએ અને ત્યારબાદ હાથ ઉંચો કરનાર છોકરાઓ પૈકી એકની પાસે જવાબ માગવો જોઈએ.

૩. આળસુ છોકરાઓ હાથ ઉંચા ન કરે તોપણ તેને શિક્ષક જરૂર પડયે પ્રશ્ન પૂછી શકે છે. આ રીતે વર્ગના દરેક છોકરાને પ્રશ્નનો જવાબ શોધી કાઢવાની પ્રયત્ન કરવાની તે પ્રેરણા કરી શકે છે. બાલિશ પ્રશ્નો કે જેના જવાબો માત્ર હા કે નાથી આપી શકાય તેવા પ્રશ્નો એકંદર રીતે પસંદ કરવા યોગ્ય નથી.

## ૭ ઉત્તરો.—

પ્રશ્નો વિષે આપણે વાત કરી એટલે ઉત્તરો વિષે પણ કંઈક બોલવું ઘટે છે. વિદ્યાર્થીઓ શીખવવાનો વિષય બરાબર સમજવા જાયછે કે કેમ તેની શિક્ષકે ખાતરી કરવીજ જોઈએ, અને એની પરીક્ષા એજ કે વિદ્યા-

થીઓને પૂછેલા પ્રશ્નોમાંથી-લગભગ ૭૫ ટકા જેટલા પ્રશ્નોના જવાબો સંતોષકારક મળવા જોઈએ. આખો વર્ગ સાંભળી શકે તેવી રીતે જવાબ આપવાની દરેક વિદ્યાર્થીની ફરજ છે એ બાબત વિદ્યાર્થીના મન ઉપર ખાસ ઠસાવવી જોઈએ.

૨. ઉત્તરો મેળવવામાં શિક્ષકે એક વાત લક્ષમાં રાખવાની છે અને તે એ કે બાળકોને વિચાર કરવાને પુરતો સમય મળવો જોઈએ. કેટલાક શિક્ષકો ઉત્તરો મેળવવામાં અધીરા હોય છે. તેમણે ખાસ સમજવું જોઈએ, કે પ્રશ્નનો જવાબ તેમના પોતાના મગજમાં તૈયાર હોય છે પણ બાળકોને તો તે શોધી કાઢવાને હોય છે. વળી કેટલીક વાર શિક્ષકો પોતાની ધારણા પ્રમાણે જવાબ ન મળે તો સ્વીકારતા નથી. આ બરાબર નથી. શિક્ષકે બાળકોના અપૂર્ણ જવાબો હોય તે પણ સ્વીકારી લેવા જોઈએ અને ત્યારબાદ તેણે તે વિદ્યાર્થીની અથવા આખા વર્ગની મદદથી એ અપૂર્ણ જવાબોને પૂર્ણ બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

## ૮ કાળું પાટીઉં. —

કાળા પાટીઆને શિક્ષકના એક અતિ ઉપયોગી મિત્રની ઉપમા આપીએ તો ખોટું નહિ ગણાય; પણ તેનો ઉપયોગ કરવામાં શિક્ષકે વિવેક-શક્તિ વાપરવાની છે. ટૂંકી નજરવાળા છોકરાઓને પાટીઆની નજીક બેસાડવા જોઈએ. પાટીઆ ઉપરના અક્ષરો એટલા મોટા હોવા જોઈએ કે સામાન્ય દૃષ્ટિવાળાઓ તે સહેલાઈથી વાંચી શકે.

૨. કાળું પાટીઉં હંમેશાં સ્વચ્છ રાખવાનું છે; અને જ્યારે જ્યારે તેનો ઉપયોગ કરવાનો આવે ત્યારે તેના ઉપરનું લખાણ ટુંકું અને મુદ્દાસર હોવું જોઈએ. કેટલીક વાર પાટીઆ ઉપરનું લખાણ બેદરકારીથી ભુંસવા-થી અસ્પષ્ટ વંચાયા કરે છે અને આવો દેખાવ વર્ગની સમક્ષ આખો વખત રહે છે એ ખોટું છે. દરેક પાઠને અંતે શિક્ષકે પાટીઉં સાફ કરી દેવું જોઈએ કે બીજા પાઠ વખતે તેનો ઉપયોગ સહેલાઈથી કરી શકાય.

૩. દરેક વિષયમાં પાટીઆનો ઉપયોગ થઈ શકે. વાચનના વિષયમાં તેના ઉપર અઘરા શબ્દોની નોંધ થઈ શકે. ભૂગોળ અને ઇતિહાસના પાઠોમાં મુદ્દાઓ પાટીઆ ઉપર લખાવા જોઈએ. નકશાઓનાં ખોખાં અને પાઠને ઉપયોગી રેખાચિત્રો પણ શિક્ષક બને તો તેના ઉપર દોરી શકે છે. ગણિતના વિષયમાં તો તેના ઉપયોગ વિષે જેટલું લખીએ તેટલું ઓછું છે. પાટીઉં સાફ કરવાને એક સારો લુગડાનો કકડો હંમેશાં તૈયાર હોવો જ જોઈએ. ચૉકની સળી વડે લખતાં સંભાળ રાખવાની છે કે તે ભાગી જાય નહિ અથવા પાટીઆ ઉપર લખતી વેળા અવાજ થાય નહિ.

**૯ પાઠની નોંધ. —**

. દરેક શિક્ષકે શીખવતાં પહેલાં પોતે શું શીખવવા માગે છે તેની નોંધ તૈયાર કરવી જોઈએ. જેથી શીખવતી વખતે શી મુશ્કેલીઓ આવશે અને તેમને કેવી રીતે દૂર કરી શકાશે તેની તેને સમજ પડે. ઘણી વાર શિક્ષક જે શીખવવાની બાબત હોય તેના કરતા આડકતરી બીજી બાબતો ઉપરજ પુષ્કળ વખતનો વ્યય કરે છે, જેથી અગત્યની બાબત શીખવવી બાકી રહી જાય છે. પાઠની નોંધ તૈયાર કરવાથી આમ થતું અટકે છે.

૨. લાંબી અને કંટાળાભરેલી નોંધો પસંદ કરવા યોગ્ય નથી. મુદ્દાસર ટૂંકી નોંધો શિક્ષણને પાટમાં સારા બોમીઆની ગરજ સારે છે.

**૧૦ વિદ્યાર્થીઓએ કરેલી નોંધ. —**

વર્ગના ઓરડામાં શિક્ષકનું સૌથી ઓછું ધ્યાન ખેંચનારી કોઈ વસ્તુ હોય તો તે છોકરાઓની પોતાની નોટબૂકો છે. તેમનું લખાણ પેન્સિલથી લખાએલું, છેકછાકવાળું અને તદ્દન અસ્પષ્ટ હોય છે. જોડણીની અશુદ્ધિનું તો તેમા પૂછવાનુજ હોતું નથી. ભાઈઓ, તમેજ કહો કે આવી નોટબૂકો વિદ્યાર્થીઓને પોતાને કેવી રીતે મદદ કરી શકે ?

૨. છેક નીચલાં ધોરણોમાં તો છોકરાઓને નોટબૂકોની જરૂરજ નથી. શિક્ષકે તેમની સ્મરણશક્તિ ઉપર વિશ્વાસ રાખી શિક્ષણ આપવાનું છે. વચલાં ધોરણોના વિદ્યાર્થીઓએ શિક્ષકે કાળા પાટીઆ ઉપર લખેલી નોંધો ઉતારી લેવી જોઈએ. શિક્ષકે તેમને પાટીઆ ઉપરની નોંધ ઉતારવાને યોગ્ય વખત આપવો જોઈએ એટલુંજ નહિ, પણ વખતોવખત આવી નોટબૂકો તેણે તપાસી તેમા ઘટતો સુધારો પણ કરવો જોઈએ.

**૧૧ ચિત્રો, નકશા, મોડેલો. —**

શિક્ષકને પોતાના નાના ઓરડામાં બેસીને વિદ્યાર્થીઓની દૃષ્ટિ આખા જગત ઉપર ફરી વળે એ રીતે જ્ઞાન આપવાનું છે; અને આ કાર્યને માટે નકશા, ચિત્રો, મોડેલો ઘણાં ઉપયોગી છે. આ વસ્તુઓ પાઠ ચાલતી વખતે જે વખતે જરૂર પડે તેજ વખતે વર્ગ સમક્ષ મૂકવાની છે, કે જેથી બાળકોનું ધ્યાન યોગ્ય બાબતો ઉપર ખેંચી શકાય. ચિત્રો બને તો મોટાંજ પસંદ કરવાં જોઇએ, પણ નાના ચિત્રનો ઉપયોગ કરવાનો પ્રસંગ આવે તો શિક્ષકે દરેક છોકરાની પાસે જઈ તે ચિત્ર તેને બતાવવા પ્રયત્ન કરવો જોઈએ અને તે સંબંધી યોગ્ય પ્રશ્નો પૂછવા જોઇએ.

**૧૨ ઘેરથી તૈયાર કરવા આપેલાં મનોયત્નો. —**

વિદ્યાર્થીઓને ઘેરથી તૈયાર કરવાના પાઠો નિયમિત રીતે અપાવાજ

જોઈએ; પરંતુ તેમ કરવામાં તેમને રમત માટે જે વખત મળવો જોઈએ તેને બાધ આવવો જોઈએ નહિ. સામાન્ય રીતે નીચલાં ધોરણોને એક કલાક, વચલાં ધોરણોને દોઢ કલાક અને છેક ઉપલાં ધોરણોને બે કલાક પહોંચે એટલું કામ અપાવું જોઈએ. ઘરનું કામ રોજ ચાર વિષય કરતાં વધારે વિષયોમાં અપાવું જોઈએ નહિ, અને વળી તે એવું હોવું જોઈએ કે વિદ્યાર્થીઓ ખાનગી શિક્ષકની મદદ સિવાય કરી શકે અને એકબીજાની નોટોમાંથી ઉતારો કરી લેવાનું તેમને મન ન થાય. જે ઘરકામમાં લખવા કરતાં વિચારવાનું વધારે હોય તે ઉત્તમ છે. શિક્ષકે એક વાત ખાસ લક્ષમાં રાખવાની છે અને તે એ કે ભલે તે ઓછા પાઠ આપે; પરંતુ જે પાઠ આપવામાં આવેલો હોય તે દરેક વિદ્યાર્થીએ કાળજીથી લખી આણેલો છે કે કેમ તેની બીજે દિવસે તેણે ખાસ તપાસ કરવીજ જોઈએ, નહિતો ઘેરથી પાઠ તૈયાર કરી લાવવાનો ઘણોખરો હેતુ નિષ્ફળ જાય છે.

## ૧૩ સ્પર્ધા.—

જો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો આળસુ અને નિસ્તેજ દેખાતા વર્ગને ચપળ બનાવવાને શિક્ષકનું તે એક પ્રબળ હથિયાર છે. દરેક વિદ્યાર્થીમાં પોતાનો નંબર ઉંચો રાખવાની ભાવના રહેવી જોઈએ. જો વર્ગના સૌથી ઉપલા વિદ્યાર્થી તરફ શિક્ષકની દૃષ્ટિ વધારે માયાળુ હોય તો સ્પર્ધાની લાગણી વધારે સતેજ રહે છે. દરેક પાઠને અંતે વિદ્યાર્થીઓ શીખવેલા વિષય ઉપર એકબીજાને પ્રશ્નો પૂછે એ ઇચ્છવાયોગ્ય છે. શિક્ષકે સ્પર્ધાની લાગણી ઉત્તેજવામાં વિવેકશક્તિ વાપરવાની છે એ ભૂલવું જોઈતું નથી, નહિ તો હરિફાઈને બદલે વર્ગમાં અદેખાઈનાં બીજ રોપાય છે અને પરિણામે કજીઆને અવકાશ મળે છે.

## ૧૪ માબાપનો સહકાર.—

શિક્ષકને વિદ્યાર્થીઓના વાલીઓનો સહકાર સુખે અથવા દુઃખે મેળવ્યેજ છુટકો છે; કારણકે તે સિવાય તેના માર્ગમાં અનેક અડચણો આવવાનો સંભવ છે. શિક્ષક પોતાના વિદ્યાર્થીઓદ્વારાજ આ સહકાર મેળવી શકે. જો શિક્ષકમાં ન્યાય, સભ્યતા, દૃઢતા, અને સહાનુભૂતિના ગુણો હોય તો તે બાળકોને પ્રિય થઈ પડે છે. શિક્ષકનો નિષ્પક્ષપાતપણાનો ગુણ બાળકો ઉપર મોટી અસર કરે છે અને વર્ગની વ્યવસ્થા જાળવવામાં તે ગુણ ઘણો મદદગાર થાય છે. અજ્ઞાન અને બીનકેળવાએલાં માબાપો કેટલીક વાર વિચિત્ર ફરિયાદો લઈ શિક્ષક પાસે રજુ થાય છે, અને

કરવાના. તેઓ દુષ્ટ કાર્યો હસતાં કરે છે પણ તેઓને રડતાં સહન કરવું પડશે. ગુરુઓ ઉપર કરવામાં આવેલા સિતમનું પરિણામ નિઃશંક તેમના વંશના નાશમાંજ પરિણમવાનું છે. નગરના 'આશફ' ઉપર આ સાથે એક એવો હુકમ મોકલવામાં આવે છે અને તેમાં તેને ૨૦૦ 'રાહતી' રોકડા આપવા અને ૨૦૦ રાહતી શારદા દેવીના આધષ્ઠાન માટે, અને જે જરૂર પડે તે બધી વસ્તુઓ આપવા માટે સૂચના કરવામાં આવે છે. વળી ઇનામી ગામોમાંથી આપને જોઈતી વસ્તુઓની રાહત મળશે અને બ્રાહ્મણોને જમાડયા પછી અમારા અભ્યુદયના વધારા માટે અને અમારા દુશ્મનના નાશ માટે આપ મહેરબાની કરીને પ્રાર્થના કરશો."

ટીપુની આ ઉદાર મદદ ઉપરાંત આપણે આ પત્રોમાંના કેટલાકમાં જોઈએ છીએ કે ઇ. સ. ૧૭૯૩ માં તેણે મરાઠાની સામે તેમની પાસેથી નુકસાનીના ખર્ચ માટેની માગણી સારૂ એક લશ્કર પણ મોકલ્યું હતું, વળી હિંદુસ્તાનમાં બધાં પવિત્ર સ્થાનોમાં યાત્રાએ જવાને સારૂ તેણે સ્વામીને મદદ કરી હતી.

આ દફતર કજીયા સિવાય એમ પુરવાર કરે છે હૈદર અને ટીપુ હિંદુઓને ધિક્કારનાર ન હતા.

આ પત્રોના આધાર ઉપરથી જો કોઈ એમ કહે કે આ મુસલીમ પાદશાહઓએ હિંદુ ધર્મને સહાનુભૂતિ આપી છે અને તેના વધતા જતા સ્વાર્થમાં કશી અડચણ નાખી નથી, કશું નુકસાન કર્યું નથી તો તે બીલકુલ અયોગ્ય નહિ ગણાય.*

દલપતસિંહ પ્રભાતસિંહ પરમાર બી. એ.
હેડમાસ્તર એ. વી. સ્કૂલ.
માણસા (સાબરકાંઠા)

---

* ધી ઇલસ્ટ્રેટેડ વીકલી ઑફ ઈન્ડિઆ ૨૯ મી જુલાઈ. ૧૯૩૪ માંથી કરેલો અનુવાદ.

# નાટ્યપ્રયોગ

## પંચાસરનો ઘેરો

ગતાંકના પૃષ્ઠ ૪૨૩ થી ચાલુ

### પ્રવેશ ત્રીજો

**સ્થળ:**—પંચાસરમાં જયશિખરીનો રાજમહેલ

**પાત્રો:**—

(૧) જયશિખરી—ચાવડા શિરોમણી મહારાજા ગુર્જરેશ્વર

(૨) શંકર કવિ—ગુર્જરેશ્વર જયશિખરીનો રાજકવિ

(૩) સુરપાળ—ગુર્જરેશ્વર જયશિખરીનો સેનાધિપતિ

પ્રતિહાર, અનુચર વગેરે.

**જયશિખરી**—કવિરાજ! કલ્યાણપતિ ભુવડે પંચાસરને ઘેરો ઘાલ્યો તે દિવસથી તમારૂં મુખમંડળ ગમગીનતાથી ઘેરાએલું રહે છે, તેનું શું કારણ? તમારા જેવા શૂરવીરને યુદ્ધનો પ્રસંગ ગમગીન બનાવે એ તો તદ્દન અસંભવિત છે; પરંતુ આ ગમગીનીનું કંઈપણ કારણ તો હોવું જ જોઈએ.

**શંકર કવિ**—કૃપાનાથ! આપનું કહેવું સત્ય છે. જગતમાં કારણ વિના તો કોઈપણ કાર્ય બનતું જ નથી.

**મંદાક્રાન્તા**

નાનાંમોટાં જગતભરનાં કાર્યને કારણો છે,
સર્વે કાર્યો જરૂર જગમાં કારણોથી બને છે;
મારે હૈયે ખટક ખટકે ચિત્તને ગ્લાનિ વ્યાપે,
ગ્લાનિ ઘેરે વદનગઢને મ્લાન તેથી જણાયે.

કૃપાનાથ! જેવી રીતે પંચાસરના ગઢને કલ્યાણપતિ ભુવડે ઘેરી લીધો છે, તેવી રીતે મારા વદન રૂપી ગઢને ગમગીનતાએ ઘેરી લીધો છે.! મહારાજ! આ ગમગીનતાનું કારણ મારા હૃદયમાં ખીલીની પેઠે ખટકી રહેલી એક ખટક છે!

**જયશિખરી**—તમારા જેવા દરેકમાં આનંદના ફુવારા ઉડાડનાર કવિરાજને એવું તે કયું હૃદયશલ્ય સતાવી રહ્યું છે?

**શંકર કવિ**—કૃપાનાથ! મૂર્ખ મિત્ર શત્રુની ગરજ સારે, એવું મે

કર્યું છે; અને એ હૃદયશલ્ય જ મને રાતદિવસ સતાવી રહ્યું છે ! મહારાજ! પંચાસરના ઘેરાનું કારણ મારી જ મૂર્ખતા છે !

**જયશિખરી**—કવિરાજ ! પંચાસરના ઘેરાનું કારણ તમારી મૂર્ખતા ? એ મનાયજ શી રીતે ! મૂર્ખતા તો બિચારી તમારાથી હંમેશાં દૂરની દૂર જ રહે છે ?

**શંકર કવિ**—કૃપાનાથ ! એજ મૂર્ખતાએ મારા ઉપર વિજય મેળવ્યો, અને મેં કંસારને બદલે થુલી બાફી નાખી !

**જયશિખરી**—કવિરાજ ! તમારી બાફેલી થુલી તો કંસારથી પણ સારી બને !

**શંકર કવિ**—કૃપાનાથ ! એ તો મારી ખાતરી છે, કે આપનો મારા ઉપરનો સ્નેહ મારા દોષને પણ ગુણરૂપજ ગણશે, કારણ કે:—

ઇંદ્રવજ્રા

સ્નેહીતણા દોષ અનેક હોયે,
ભાસે બધા ગુણ સમાન તોયે;
હૈયે વસે ના ભૂંડ સ્નેહીકેરી,
ખૂબી ખરે સ્નેહની છે અનેરી.

**જયશિખરી**—કવિરાજ ! સ્નેહની અનેરી ખૂબી તો તમે બરાબર બતાવી; પરંતુ તમારી બાફેલી થુલી તો બતાવો !

**શંકર કવિ**—કૃપાનાથ! હવે હું એજ બતાવું છું. થોડા સમય ઉપર મેં કલ્યાણપતિ ભુવડના દરબારની મુલાકાત લીધી હતી. મહારાજ ! હાલનો પંચાસરનો ઘેરો મારી એ મુલાકાતનું પરિણામ છે !

**જયશિખરી**—કેવી રીતે ?

**શંકરકવિ**—ભુવડના દરબારમાં જઈને મેં મારા ગુર્જરેશ્વરનું સાચું યશોગાન લલકાર્યું. તે સાભળીને ભુવડે કહ્યું, કે તમે જેનાં આટલાં બધાં વખાણ કર્યાં તે ગુર્જરેશ્વર અમારા તો ખંડીઆ રાજા છે ને! આ સાંભળીને મારો મિજાજ મારે કબજે ન રહ્યો.

**જયશિખરી**—પછી શું થયું ?

**શંકર કવિ**—મેં ભુવડને રોકડું પરખાવી દીધું, કે રાજન ! તમારી ભૂલ છે ! મારા ગુર્જરેશ્વર તો સર્વથા સ્વતંત્ર છે, અને સર્વદા સ્વતંત્રજ રહેશે! પછી તેણે તેના ખંડીઆ રાજાની નામાવલી તપાસી, પણ તેમાં આપનું નામ ન નીકળ્યું !

**જયશિખરી**—પછી ?

**શંકર કવિ**—ભુવડે પોતાની ભૂલ કબુલ કરી; પરંતુ તેણે તેજ વખતે ગુજરાત જીતવાની તેના મનમાં જરૂર ગાંઠ વાળેલી, તેનું આ પરિણામ આવ્યું ! કૃપાનાથ ! આ મારી બાકીલી શુલી મેં આપને રજુ કરી !

**જયશિખરી**—કવિરાજ ! તમે શુલી નથી બાકી, પણ ક્ષત્રીઓ હોંસે હોંસે જમે એવો સ્વાદિષ્ટ કંસાર કર્યો છે ! ભુવડની ભૂલ ભાંગીને તમે તો ગુજરાતનું ગૌરવ વધાર્યું છે !

**શંકર કવિ**—કૃપાનાથ ! ગુજરાતનું ગૌરવ વધાર્યું છે, કે ગુજરાત ઉપર આફત આણી છે ?

**જયશિખરી**—આફત નથી આણી, પણ ગૌરવ વધાર્યું છે, એ હું તમને પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરી આપું. જુઓ ભુવડના અજીત સેનાધિપતિ મિહિરને આપણા સુભટોપરિ સુરપાળે હરાવાને વિજયડંકો વગાડયો, મિહિરની હારથી ભુવડના દિગ્વિજયીપણાને ડાઘ લાગ્યો, વળી ભુવડને જાતે લશ્કર લઈને અહીં આવવું પડયું છે અને તેને આપણું પાણી બતાવવાનો અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે. કવિરાજ ! આ બધું તમારા પ્રતાપથી બન્યું છે, એટલે તમે ગુજરાતનું ગૌરવ વધાર્યું છે, માટે તમારા હૃદયમાં ખીલીની પેઠે ખટકી રહેલી ખોટી ખટક કાઢી નાખો.

**શંકર કવિ**—કૃપાનાથ ! આપના સ્નેહભર્યા વચનોથી મારા હૃદયની ખટક નીકળી ગઈ. આપે આ સેવકના અવળા કાર્યને પણ સવળું સિદ્ધ કરી બતાવ્યું ! આપ જેવા ગુણગ્રાહી સ્વામીના સેવકનાં પણ અહો ભાગ્ય છે !

**જયશિખરી**—કવિરાજ ! તમારૂં હૃદયશલ્ય દૂર થતાંજ તમારા મુખમંડળ ઉપરથી ગમગીનીનો ઘેરો દૂર થયો ! તમારૂં પ્રફુલ્લિત વદન જોઈને આજે મને બહુજ આનંદ થાય છે. હવે આપણે પંચાસરના ચાલુ ઘેરા વિષે વિચાર કરીએ.

**શંકર કવિ**—હા કૃપાનાથ ! હાલ તો એ મંત્રણા અતિશય અગત્યની છે.

**પ્રતિહાર**—મહારાજાધિરાજ ! સુભટોપરિ સુરપાળજી પધારે છે.

( સુરપાળ પ્રવેશ કરે છે. )

**જયશિખરી**—પધારો સુભટોપરિ ! કહો, ઘેરાના શા સમાચાર છે ? આજે પંચાસરના ઘેરાનો કેટલામો દિવસ છે ?

**સુરપાળ**—મહારાજ ! આજે બાવનમો દિવસ છે; પરંતુ બસો-બાવન દિવસ થશે તોપણ ભુવડનું કંઈ પણ વળવાનું નથી. પંચાસરમાં પ્રવેશ કરવાના તેના આજ સુધીના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડયા છે. પંચાસરનો દરેક દરવાજો તોડવાને ભગીરથ પ્રયત્ન થઈ ચૂકયા છે. બિચારાં અનેક ઊંટોના બલિદાન અપાયાં છે, અને હાથીઓને હેરાન કર્યા છે; પરંતુ તેમા સફળતા મળી નથી. વળી એ દિવસથી પશ્ચિમ તરફનો દરવાજો તોડવાનો પ્રયત્ન આદર્યો છે.

**જયશિખરી**—પશ્ચિમ તરફનો દરવાજો જરા દોદળો છે, એટલે તે દગો ન દે એટલા માટે ત્યાં ચાંપતા ઉપાય લેવાની જરૂર છે.

**સુરપાળ**—મહારાજ ! એ દોદળો દરવાજો મજબુત બનાવી દેવરાવ્યો છે. એ દરવાજે તો બે દિવસથી ભારે ટક્કર ઝીલી છે! આજે સવારે એક ઊંટ ખસી જવાથી તે દરવાજાના યમના દાંત જેવા ખીલા હાથીના માથામાં ભચોભચ પેસી ગયા, અને તે બિચારો હાથી તરત મરણ પામ્યો. ભુવડના ભાર નથી કે તે પંચાસરનો એક પણ દરવાજો તોડી શકે !

**જયશિખરી**—સુભટદીપરિ ! ધન્ય છે તમને કે તમે બાવન બાવન દિવસ સુધી ભુવડને જરાપણ ફાવવા દીધો નથી, પરંતુ આ પ્રમાણે આપણે પંચાસરમાં કયાં સુધી ઘેરાઈ રહીશું.

**સુરપાળ**—મહારાજ ! ઘેરો ઘાલનાર થાકીને પાછો જાય ત્યાંસુધી બાવન દિવસમાં તો આપણા યોદ્ધાઓએ કોટ ઉપરથી મારો ચલાવીને તેના લશ્કરને અર્ધું કરી નાખ્યું છે.

**જયશિખરી**—એ વાત તો ખરી; પરંતુ ભુવડને બહાર જેટલી અનુકૂળતા છે તેટલી આપણને અંદર પ્રતિકૂળતા છે. ભુવડને જ્યારે જરૂર પડશે ત્યારે તે જોઈએ તેટલું લશ્કર દક્ષિણમાંથી મગાવશે. આપણે તો બહારથી એવી મદદ મેળવી શકીએ એમ નથી. વળી બહારથી ખોરાક લાવવાના આપણા સઘળા માર્ગો બંધ થઈ ગયા છે, એટલે આપણને ખોરાકની મુશ્કેલી પડશે, તેથી છેવટે આપણેજ થાકીશું. બીજું ભુવડનું લશ્કર આસપાસના આપણા પ્રદેશમાં લૂટફાટ ચલાવી ત્રાસ વર્તાવે છે. બિચારી આપણી પ્રજા ઉપર થતો આ જુલમ મારાથી જોયો જતો નથી.

**સુરપાળ**—મહારાજ ! ત્યારે આપની શી ઇચ્છા છે.

**જયશિખરી**—સુભટદીપરિ ! મારી ઇચ્છા એવી છે કે આવતી કાલે પંચાસરના દરવાજા ઉઘાડી નાખી ભુવડના લશ્કર ઉપર હલ્લો કરવો, અને હારજીતનો નિકાલ લાવી દેવો કેમ કવિરાજ ! આપનો શો અભિપ્રાય છે !

**શંકર કવિ**—કૃપાનાથ ! મારો અભિપ્રાય તો પહેલેથીજ એવો છે. ભુવડની ચડાઈ આવી તેજ વખતે યાહોમ કરીને ઝંપલાવવાનો મારો વિચાર મેં જણાવ્યો હતો; પરંતુ આપણા મંત્રભુવનમાં ચાલેલી મંત્રણામાં બહુમતે પંચાસરના દરવાજા બંધ કરવાનું ઠરવાથી અમારી લઘુમતી લાચાર બની હતી !

**જયશિખરી**—તે સમયે યાહોમ કરવું ઉચિત ન હતું. બાવન દિવસમાં ભુવડનું લગભગ અર્ધું બળ કમી થયું છે, એટલે હવે હલ્લો લઈ જવામાં હરકત જેવું નથી. કેમ સુભટ્ટોપરિ ! તમે કંઈ બોલતા નથી ?

**સુરપાળ**—મહારાજની ઇચ્છા એ મારે મન આજ્ઞા છે. મહારાજ ! મારી તરવાર તો ભુવડનું લોહી પીવાને ક્યારનીએ તલપાપડ થઈ રહી છે. આપની ઇચ્છા આવતી કાલે અમલમાં મૂકીને ભુવડને આપણા બળનો સ્વાદ ચખાડીશું.

**જયશિખરી**—સુભટ્ટોપરિ ! આવતી કાલે હલ્લો લઈ જવામાં આવશે, પણ તે પહેલાં આજેજ એક અગત્યનું કામ તમારે કરવાનું છે !

**સુરપાળ**—મહારાજ ! ખુશીથી આજ્ઞા કરો.

**જયશિખરી**—મારી આજ્ઞા આકરી હશે તોપણ તમે તેનો અમલ કરશો ?

**સુરપાળ**—મહારાજ ! એવી શંકા શા માટે કરો છો ? આપની ગમે તેવી આકરી આજ્ઞાનો હું પ્રાણાંતે પણ અનાદર નહિ કરું, માટે આપ નિઃશંકપણે આજ્ઞા કરો.

**જયશિખરી**—સુભટ્ટોપરિ ! યુદ્ધના આ કટોકટીના પ્રસંગમાં પરિણામ પ્રભુને હાથ છે, માટે તમારી બેનને જંગલમાં આપણી વિશ્વાસુ ભીલપ્રજાને આશરે નિર્ભય સ્થાનમાં મૂકી આવો. જો તેને પુત્રનો જન્મ થશે તો ન કરે નારાયણ અને યુદ્ધમાં કંઈ અવળું થયું, તો ભવિષ્યમાં તે આપણું વેર લેશે, અને ગએલું રાજ્ય પાછું મેળવશે.

**સુરપાળ**—મહારાજ ! આપ આવી ક્રૂર આજ્ઞા કરશો, એવું તો મેં સ્વપ્ને પણ ધાર્યું ન હતું ! પ્રથમ તો આપને સંકટમાં મૂકી મારી બેન જંગલમાં જવાનું કદી પણ કબુલ નહિ કરે.

**જયશિખરી**—તમે કહ્યું તે બરાબર છે, પરંતુ મેં તેમને સમજાવીને મારી ઇચ્છા પ્રમાણે જંગલમાં જવાનું કબુલ કરાવ્યું છે.

**સુરપાળ**—મહારાજ ! લક્ષ્મણજીના જેવું ધર્મ સંકટ મારે માથે આવી પડ્યું ! હૈયાફાટ રુદન કરતાં સીતાજીને જંગલમાં એકલાં મૂકીને

# સરકારી જાહેરખબરો

(૧)

## હાઈ અને સ્પેશિઅલ સ્કૂલની સરકારી સ્કોલર્શિપ માટે હરિફાઈની પરીક્ષાઃ—

### ઉત્તર ભાગ

૧. આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગના દરેક જિલ્લામાંની એક સરકારી સર્વ હરિફાઈ કરી શકે એવી (ઓપન) સ્કોલર્શિપ માટેની હરિફાઈની પરીક્ષા તા. ૪ અને તા. ૫ મી ફેબ્રુઆરિ સને ૧૯૩૫ ને સોમવારે અને મંગળવારે ૧૧ વાગે નીચેનાં સ્થળોએ લેવામાં આવશેઃ—

(૧) અમદાવાદ

(૨) નડિઆદ (ખેડા જિલ્લો)

(૩) ગોધરા (પંચમહાલ)

(૪) ભરુચ

(૫) સુરત

૨. સ્કોલર્શિપ માટે તમામ ઉમેદવારો હરિફાઈ કરી શકશે.

૩. દરેક મધ્યસ્થળે કમિટી આ પરીક્ષા લેશે, અને તે કમિટીના પ્રેસિડેન્ટ તે મધ્યસ્થળની સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર રહેશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફોર્મમાં મોકલવી. આ અરજી ઉમેદવારોએ પોતપોતાના જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલવી. પરીક્ષા માટેની અરજીઓ અને દાખલ ફી તા. ૧ લી જાન્યુઆરિ, ૧૯૩૫ સુધીમાં કમિટી સ્વીકારશે. તે દિવસ પછીથી અરજીઓ સ્વીકારાશે નહિ. પરીક્ષાની અરજીનું ફૉર્મ પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી મળી શકશે.

૪. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલર્શિપની રકમ અને મુદત, પરીક્ષામાં બેસવા માટે ભરવાની ફી, વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. નિયમોની નકલો પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી અરજી કર્યેથી મફત મળશે. તે નકલો ઉત્તર વિભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ ઍંગ્લોવર્નાક્યુલર (અંગ્રેજી–ગુજરાતી) શાળાઓનાં નોટિસબોર્ડ ઉપર ચોઢવામાં આવી છે.

ઉ. ભાગના મે. એ. ઈ. સાહેબની ઑફિસ, અમદાવાદ.
તા. ૧૬ મી નવેમ્બર સને ૧૯૩૪

(અંગ્રેજીમાં સહી) બી. જે. ઝીન્‌ શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ.

(૨)

## મિડલ અને સ્પેશિઅલ સ્કૂલોની સરકારી સ્કૉલરશિપો માટે હરિફાઈની પરીક્ષાઃ—

### ઉત્તર ભાગ

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગના દરેક જિલ્લામાં એ સરકારી સ્કૉલરશિપોની સર્વે હરિફાઈ કરી શકે એવી (ઓપન) પરીક્ષા તા. ૬ ઠ્ઠી અને તા. ૭ મી ફેબ્રુઆરિ ૧૯૩૫ ને બુધવારે અને ગુરુવારે ૧૧ વાગે નીચેનાં સ્થળોએ લેવામાં આવશેઃ—

(૧) અમદાવાદ

(૨) નડિઆદ (ખેડા જિલ્લો)

(૩) ગોધરા (પંચમહાલ)

(૪) ભરુચ

(૫) સુરત

૨. સદરહુ સ્કૉલરશિપ માટે તમામ ઉમેદવારો હરિફાઈ કરી શકશે.

૩. દરેક મધ્યસ્થળે નીમાએલી કમિટી પરીક્ષા લેશે, અને તે કમિટીના પ્રમુખ તરીકે તે મધ્યસ્થળની સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મમાં કરવી જોઈશે. છાપેલા ફૉર્મની નકલો પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી મળી શકશે. એ અરજી ઉમેદવારોએ પોતાના જિલ્લાના મધ્યસ્થળની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલી આપવી. પરીક્ષા માટેની અરજીઓ અને ફી તા. ૧ લી જાન્યુઆરિ ૧૯૩૫ સુધીમાં કમિટીને મોકલી આપવી. તે તારીખ પછી મળેલી કોઈપણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૪. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુદત, પરીક્ષા માટેની ફી, વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. તે નિયમોની નકલો પરીક્ષાની કમિટીના પ્રેસિડેન્ટને અરજી કર્યેથી ફી લીધા વિના મોકલી આપવામાં આવશે. તે નકલો ઉત્તર ભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ મુખ્યશાળામાં નોટિસબોર્ડ ઉપર ચોડવામાં આવી છે.

| | |
|---|---|
| ઉ. ભાગના એ. એ. ઇ. સાહેબની ઑફિસ, અમદાવાદ. તા. ૧૬ મી નવેમ્બર ૧૯૩૪ | (અંગ્રેજીમાં સહી) બી. જે. છ. શાસ્ત્રી એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ. |

૨. ઉત્તર વિભાગના પાંચ જિલ્લામાં જુદી જુદી કોમો માટે નક્કી કરવામાં આવેલી સ્કૉલરશિપોની સંખ્યા નીચે મુજબની છે:—

| જિલ્લો | મધ્યમવર્ગ | પછાતવર્ગ | મુસલમાન |
|---|---|---|---|
| અમદાવાદ | ૫ | ૪ | ૭ |
| ખેડા (નડિઆદ) | ૫ | ૨ | ૪ |
| પંચમહાલ (ગોધરા) | ૨ | ૪ | ૨ |
| ભરુચ | ૧ | ૨ | ૫ |
| સુરત | ૩ | ૭ | ૪ |

૩. પરીક્ષાની ભાષા ગુજરાતી રાખવામાં આવી છે પણ મુસલમાન વિદ્યાર્થિઓ વર્નાક્યુલર તરીકે (ભાષાના વિષય તરીકે) ઉર્દુ ભાષાનો સ્વીકાર કરી શકશે, અને પોતાની પરીક્ષા ઉર્દુ ભાષામાં આપી શકશે.

૪. સદરહુ પરીક્ષા દરેક મધ્યસ્થળે નક્કી કરવામાં આવેલી કમિટી લેશે, અને તે પાંચ મધ્યસ્થળોમાંના દરેક મધ્ય સ્થળની સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર કમિટીના પ્રેસિડેન્ટ તરીકે કામ કરશે. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફૉર્મ મુજબ કરવી, અને તે માટેનાં છાપેલાં ફૉર્મની નકલો ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને અરજી કર્યાથી ફી લીધા વિના મળી શકશે. અરજીઓ તારીખ ૧ લી જાન્યુઆરિ ૧૯૩૫ સુધીમાં અથવા તે પહેલાં કરવી. તે પછી મળેલી અરજી ધ્યાનમાં લેવામાં આવશે નહિ.

૫. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુદત, ભરવાની ફી વગેરે હકીકત નિયમોમાં જણાવવામાં આવી છે. નિયમોની નકલો પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી અરજી કરવાથી મફત મળશે. વળી નિયમોની નકલો ઉત્તર વિભાગની સરકારી અને ગ્રાન્ટ લેતી તમામ ઍંગ્લોવર્નાક્યુલર શાળાઓનાં નોટિસબોર્ડ ઉપર ચોઢવામાં આવી છે. વિદ્યાર્થીની જાત અને પેટા જાત અને જન્મ તારીખ અરજીમાં સ્પષ્ટ રીતે દર્શાવવી જોઈશે અને અરજદારના માબાપ ઇન્કમટેક્સ કે જમીનવેરો જેટલો ભરતા હોય તેટલી રકમ અરજીમાં વધારાનું ખાનું પાડી દર્શાવવી. જે ઉમેદવારના માબાપ ઇન્કમટેક્સ અથવા જમીન વેરા અથવા બંને પેટે વાર્ષિક રૂા. ૨૦૦ કે તેથી વધારે રકમ ભરતા હશે તેમને પરીક્ષામાં બેસવા દેવામાં આવશે નહિ.

| | |
|---|---|
| ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઑફિસ, અમદાવાદ. ભી નવેમ્બર ૧૯૩૪. | (અંગ્રેજીમાં સહી) બી. જે. છ. શાસ્ત્રી એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ. |

(૫)

## હાઈ અને સ્પેશિઅલ સ્કૂલોની કાઝી શાહબુદ્દીન સ્કોલરશિપ માટેની હરિફાઈની પરીક્ષાઃ—

### ઉત્તર ભાગ.

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ અને ખેડા જિલ્લાઓની કોઈપણ જાહેર શાળાઓના મુસલમાન ઉમેદવારો માટે કાઝી શાહબુદ્દીન એન્ડાઉમેન્ટ ફંડમાંથી રૂ. પાંચની એક, એવી બે, હાઈ અને સ્પેશિઅલ સ્કોલરશિપ (શિષ્યવૃત્તિ) માટેની હરીફાઈની પરીક્ષા તા. ૪ અને તા. ૫ મી ફેબ્રુઆરિ સને ૧૯૩૫ ને સોમવારે અને મંગળવારે અનુક્રમે અમદાવાદ અને નડિઆદ હાઈસ્કૂલના મકાનોમાં ૧૧ વાગે હમેશના ધારા પ્રમાણે લેવામાં આવશે.

પરીક્ષા માટેની અરજીઓ અને દાખલ ફી, તા. ૧ લી જાન્યુઆરિ સને ૧૯૩૫ સુધીમાં અમદાવાદ અને નડિઆદ મધ્ય સ્થળના પ્રેસિડેન્ટ સાહેબ સ્વીકારશે.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઓફિસ, અમદાવાદ.
તા. ૧૬ મી નવેમ્બર ૧૯૩૪.

(અંગ્રેજીમાં સહી) **બી. જે. જી. શાસ્ત્રી**
એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ.

(૬)

## અમદાવાદ કણબી એન્ટિઇન્ફન્ટિસાઇડ ફંડની હાઈ અને સ્પેશિઅલ શાળાની સ્કોલરશિપોઃ—

### ઉત્તર ભાગ.

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ જિલ્લામાંના લેઉઆ અથવા કડવા પાટીદાર વર્ગના છોકરાઓ માટે અમદાવાદ કણબી એન્ટિ-ઇન્ફન્ટિસાઇડ ફંડમાંથી માસિક રૂ. ૭ ની એક એવી હાઈ અને સ્પેશિઅલ સ્કૂલોમાં આપવાની ૪ સ્કોલર્શિપો માટેની હરિફાઈની પરીક્ષા તા. ૪ થી અને તા. ૫ મી ફેબ્રુઆરિ સને ૧૯૩૫ ને સોમવારે અને મંગળવારે અમદાવાદ, આર. સી. હાઈસ્કૂલમાં, ૧૧ વાગે, તા. ૨૧ મી ફેબ્રુઆરિ ૧૯૩૧ ના કેળવણીખાતાના સરકારી ઠરાવ નં. ૪૧૫૫ માંના નિયમો પ્રમાણે લેવામાં આવશે.

પરીક્ષામાં બેસવા માટેની અરજી તથા દાખલ ફી, સ્કોલરશિપ માટે અમદાવાદ મધ્ય સ્થળની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ સાહેબ, તા. ૧ લી જાન્યુઆરિ ૧૯૩૫, સુધીમાં સ્વીકારશે, એ તારીખ પછીની અરજી

સ્વીકારવામાં આવશે નહિ.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઓફિસ, અમદાવાદ.
તા. ૧૬ મી નવેમ્બર ૧૯૩૪.

(અંગ્રેજીમાં સહી) બી. જે. ભ.
શાસ્રી
એજ્યુ. ઇન્સ. ઉત્તર ભાગ.

(ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૬-૧૧-૧૯૩૪ ના પત્ર નં. ૧૦૩૭૩ માં કરેલી સૂચનાનુસાર.)

---



---

## હેડમાસ્તરોને વિનંતી

શરીરસંપત્તિ વડે કે કોઇપણ કળામાં ખાસ પ્રતિભાસંપન્ન હોય તેવા વિરલ બાળકો (નવથી ૧૪ વરસની ઉમરનાં)ની હકીકત તેમના ફોટા સાથે ગાંડીવ બાળપખવાડિકમાં લેવાની છે. તો કેળવણી સંસ્થાઓના સંચાલકોને અતિશયોક્તિ વિનાની તેવી હકીકત (ફોટાઆદ સાથે) મોકલી આપવા.

લિ૦ તંત્રીઃ ગાંડીવ બાળપખવાડિક,
બાગા તળાવ-સુરત.

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ

નં. ૧૦૪૫૨. આથી જણાવવામાં આવે છે કે કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા સને ૧૯૩૫ ના માર્ચની તા. ૫ મીને મંગળવારે અને તે પછીના દિવસોએ ઉત્તર ભાગમાં નીચે જણાવેલાં સ્થળોએ લેવામાં આવશેઃ—

| સ્થળનું નામ | જિલ્લાનું નામ | જે અમલદાર પર અરજી કરવાની છે તે અમલદારનો હોદ્દો |
|---|---|---|
| અમદાવાદ | અમદાવાદ | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, અમદાવાદ. |
| નડિઆદ | ખેડા | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ખેડા, નડિઆદ. |
| આણંદ | ,, | |
| બોરસદ | ,, | |
| ગોધરા | પંચમહાલ | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, પંચમહાલ, ગોધરા. |
| ભરુચ | ભરુચ | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ભરુચ. |
| અંકલેશ્વર | ,, | |
| સુરત | સુરત | સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, સુરત. |
| વલસાડ | ,, | |

ઉર્દૂ ઉમેદવારો માટે ઉર્દૂ વ. ફા. પરીક્ષા પણ તેજ વખતે સઘળાં ગુજરાતી પરીક્ષાનાં સ્થળોએ લેવામાં આવશે.

૨. સને ૧૯૨૯ ના જુલાઈની તા. ૨૭ મીની કેળવણીખાતાની સરકારી જાહેરખબર નં. ૨૧૩૬, જે તા. ૧ લી ઑગસ્ટ સને ૧૯૨૯ ના મુંબઈ ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧ નાં ૨૧૫૮ અને ૨૧૬૦ એ પાનાં ઉપર સુધારી છપાએલી છે તે પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે.

૩. દરેક સ્થળે તે સ્થળની કમિટી પરીક્ષા લેશે. આ પરીક્ષક કમિટીના ચેરમેન તરીકે જિલ્લાના સિનિઅર આસિ. ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર આ સ્થળોએ કામ કરશે.

૪. ઉપર જણાવ્યા પ્રમાણે જે જિલ્લાના સ્થળે પરીક્ષામાં બેસવું હોય તે જિલ્લાની પરીક્ષક કમિટીના ચેરમેનને ઉમેદવારોએ છાપેલા ફૉર્મમાં

# અનુક્રમણિકા

## ૧. શિક્ષણ

## ૨. ભાષા



## ૩. ગણિત



## ૪. વિજ્ઞાન, આરોગ્ય



## ૫. ઇતિહાસ-ભૂગોળ

ઇતિહાસ:—



ભૂગોળ :—



## ૬. હસ્તઉદ્યોગ

## ૭ સામાન્ય

## ૮. ઇનામપત્રક



## ૯. સરકારી જાહેરખબરો